Registered No

# वीणा.

वर्ष १ कार्तिक शुक्ल पूर्णिमा अंक १

જય જય જય શ્રીસરસ્વતી
તમ વિણ સિદ્ધિ જો નથી થતી

તંત્રી —ચુનીલ લ જયશ ક૨ ઓઝ
ક ૨ ક —મો ગીલ ન જયશ ક૨ એ ઝા
બુતડીને ૭પે—વડોદરા

વ ર્ષિક લવ જમ ૨ ૧ ૮ ૮ ખ. સ ઘે વર્ષારંભે જ

આ મ સિ વડે કોઠીપો ળ સ મે આવે ઝેની મસીમ બા૨માંવિલ સ મસમ
પટેલ છે ત સ લા ભ ઈએ મ ઃ ને માટે છ પ્યુ તે બુતડીને પે
વડોદરામ પ્રસિદ્ધ કર્યુ ૪ ૧૪

# विषयानुक्रमणिका.

વિષય



---

## સૂચના

આ માસિક પ્રત્યેક માસની શુક્લ પૂર્ણિમાએ પ્રકટ થશે વ
લવાજમ આરંભમાં જ લેવાય છે

આ માસિકસંબંધી સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે ક

વ્યવસ્થાપક વીણા વડોદરા



# वीणा.

वर्ष १. सं० १९७१ कार्तिक शुक्ल पूर्णिमा. अंक १.

॥ ॐश्रीं. ॥



## आरंभक याचना.

વર્ષાવર્ષ્યાં ઘનઘોર અભ્રો, નભથી દૂર જેવા થઇ,
આ શરદની રાત્રિ રસિલી, ચંદ્રતેજે ન્હાઇ રહી,
અમ જીવનનભના વાદળા, દૂર પ્રભુકૃપાબળથી હજો,
સુખરશ્મિના મહાસ્રોતથી, અમ જીવન અતિ રસબસ થજો;
શાંતિ અને આનંદ જ્યાં ત્યાં, પામીએ આ વિશ્વમાં,
પ્રીતિલતાના પુષ્પનો સુગંધ, વહે દશ દિશમાં,
આ હૃદયની એ આજના, મંગલ દિવસની ભાવના,
પૂરી કરો કરુણાનિધિ, આરંભની એ યાચના.

## વીણાનો મધુર રણકાર.

વીણાનું દર્શનમાત્ર જ સહૃદય પુરુષોની વૃત્તિમાં કાંઇક માધુર્ય, આનંદ અને શાંત રસના સ્વર્ગીય ભાવોને જાગ્રત્ કરતું જણાય છે તેના અંતરમાં રહેલા ગુપ્ત બળના અનુમાનથી જ કલ્પનાશક્તિ આ ભાવોને પ્રકટ કરે છે, અને જ્યારે તેના તંતુના કૌશલ્યપૂર્ણ ચાલનવડે સંગીતનો દિવ્ય ધ્વનિ પ્રકટે છે ત્યારે રસિક શ્રોતાઓનાં હૃદયને કોઇ ઉચ્ચ આનંદમય પ્રદેશમાં તે સહજ લઇ જાય છે પ્રિય! તમે સહૃદય છો? તો મારા દર્શનથી તમારામાં આ ભાવો જાગ્રત્ થયાવિના નહિ રહે

નાદબ્રહ્મના અદ્વિતીય સ્વરૂપરૂપ વીણા જગતમાં સુખ, શાંતિ અને રમ્યતાને ઉત્પન્ન કરી બ્રહ્મમાં અભેદભાવને સિદ્ધ કરાવવાને સમર્થ છે. પરબ્રહ્મના પરમઅનુભવને તમે ઇચ્છો છો? વીણા તમને તે પરમસુખદ અનુભવમાં મૂકવા અવશ્ય સહાયભૂત થશે

વિદ્યામાત્રના પ્રભવસ્થાન સાક્ષાત સરસ્વતી દેવી જે વીણાને પોતાના કરમાં અખંડ ધારણ કરે છે તે વીણા વિદ્યામાત્રના પ્રતીકરૂપ હોય એમાં આશ્ચર્યસરખું શું છે? કલ્પલતાસમાન વિદ્યાના અવર્ણનીય સુખોના તમે અભિલાષી છો? વીણા તે અભિલાષ સિદ્ધ કરવાના સાધનરૂપ થશે

મુનીશ્વર નારદાદિ ભક્તોએ, ભક્તિરસમાં તલ્લીન કરી પ્રેમલક્ષણા પરાભક્તિના દિવ્ય મંદિરમાં લઇ જનાર કીર્તનભક્તિના અનન્ય 'વીણા' સતત સંગ કરી વીણાના અપૂર્વ માહાત્મ્યનું જગતને ભાન કરાવ્યું છે ભક્તિરસની પરાકાષ્ઠાએ પહોંચી પરાભક્તિના પરમ આહ્લાદકારક અનુરક્તી મોહિનીમાં તમારૂં મન મુગ્ધ થયું છે? વીણા તમારા મનોરથને સિદ્ધ કરવા સમર્થ સહાયક નીવડશે.

વીણા શું કરશે એ પ્રશ્ન હજી પણ રહે છે? આરંભમાં આ પ્રશ્નનો સંપૂર્ણ ઉત્તર આપવો એ અશક્ય છે છતાં જગત્ જેને ઇચ્છે છે એવું સુખ, જગતને જેની જરૂર છે એવું જ્ઞાન, જગતને ઉન્નતિને અર્થે જે ઉપયોગી છે એવાં સાધનો, જગતને જે પ્રયત્નમાં જાગ્રત્ કરવા સમર્થ છે એવો ઉત્સાહ અને જગતને જે પ્રયત્નમાં દૃઢતાથી ટકાવી રાખે છે તે બળને પ્રાપ્ત કરવાના માર્ગો દર્શાવવા યત્નશીલ થશે વીણાનો પ્રેમપૂર્વક સત્કાર કરો અને સમગ્ર સુખના પરમનિકેતન, સમગ્ર આનંદના ધામરૂપ, પરમમંગલસ્વરૂપ પરમાત્મા આપણી મંગલ ઇચ્છાઓને પૂર્ણ કરવાનો સુયોગ પ્રાપ્ત કરાવશે જ એવી દૃઢ પ્રતીતિના અનુભવપૂર્વક રણકાર પોતાના કારણમાં શમે છે.

# વિચારના સંબંધમાં વિશેષ.

મનુષ્ય, આ જગતમાં અન્ય પ્રાણુપદાર્થોકરતાં ઉત્તમ શાથી ગણાય છે? મનુષ્યની પાસે એવું શું છે કે જેને લીધે તે જગતના પ્રાણીપદાર્થોઉપર સત્તા ભોગવતો જણાય છે? મનુષ્યને એવું કયું બલ પ્રાપ્ત છે કે જેને લીધે પ્રકૃતિ-પ્રદેશમાં રહેના અસખ્ય વધારે મૂલ્યવાન, વધારે બળવાન, વધારે પ્રૌઢ અને વધારે પ્રમાણમાં જણાતા પ્રાણિપદાર્થો છતાં, તેનું પોતાનું મૂલ્ય, તેનું પોતાનું બળ, તેની પોતાની પ્રૌઢતા વગેરે અધિક ગણાય છે? આ અને આવા પ્રકારના વિચારોનો ઉત્તર આપણને એ જ મળશે કે વિચાર એ એવું કંઇક મનુષ્યને પ્રાપ્ત છે જેને લીધે જગતમાં તેની ઉત્તમતા ગણાય છે. વિચારને લીધે જ તે જગતના પ્રાણિપદાર્થોઉપર સત્તા ભોગવવા સમર્થ થાય છે વિચારને લીધે જ તેની કિંમત વિશેષ અંકાય છે વિચારને ધારણ કરવાથી જ તેનું બળ ઘણું વધી જાય છે અને વિચારના સામર્થ્યવડે જ તે પ્રૌઢતાને ધારણ કરે છે વિચારના અપ્રતિમ બળના પ્રતાપવડે જ તે અસખ્યગણા વધારે જણાતા પ્રાણિપદાર્થોઉપર સ્વામિત્વને ભોગવે છે

શું દ્રવ્યનું બળ હીરા, રત્ન સુવર્ણાદિકના ઢગલાઓની પાસે ઓછું છે? શું શરીરનું બળ હાથી, વાઘ, સિંહ એ વગેરે પ્રાણિઓમાં ન્યૂન છે? શું સંહાર કરવાનું બળ અગ્નિના કરતાં તેનામાં વિશેષ છે? આ પ્રશ્નના ઉત્તરો આપણને સ્પષ્ટ જ છે આપણે જાણીએ છીએ જ કે જુદી જુદી જાતનાં બળ જુદા જુદા પ્રાણિપદાર્થોમાં અગાધ છે તેનું માપ સામાન્ય મતિથી નીકળી પણ ન શકે એવા અગાધ પ્રમાણમાં છે છતાં એક વિચારના બળનો તેમાં અભાવ હોવાથી તે સર્વ બળ વસ્તુને કોઇ ઉપયોગમાં આવતાં નથી. જ્યારે મનુષ્ય એ સર્વ પ્રકારનાં બળવિનાનો છતાં માત્ર વિચારના બળવડે તે સર્વને પોતાના ઉપયોગમાં લેઇ શકે છે

મનુષ્ય આ પ્રકારે વિચારના બળથી સર્વોત્તમપણાને પામેલો છે, પરંતુ આ બધી વાતો માત્ર સ્થૂલ ભૂમિકાની જ છે આગળની સૂક્ષ્મ ભૂમિકામાં વિચારના સ્વરૂપને આપણે વધારે ચઢતા પ્રકારનું જોઇએ છીએ અને ત્યાં આપણને જણાય છે કે મનુષ્ય દૈવી કે રાક્ષસી પોતાના વિચારથી જ થાય છે મનુષ્ય નીતિમાન કે અનીતિમાન તે જ બળના વડે થાય છે. સામાન્ય કે અ-

સામાન્ય એ પણ એ વિચારની કક્ષા ઉપરથી જ જોદા પડતા જણાય છે વિવિધ દિશાનાં સામર્થ્યો, ઐશ્વર્યો, એ વગેરેનું ઓછું વધતું પ્રમાણ તેના વિચારના બળઉપર જ વિશેષે કરીને આધાર રાખતું જણાય છે. છેવટે મનુષ્ય એ મનુષ્ય, દેવ કે ઇશ્વરની પક્તિનો છે તેનો નિર્ણય વિચારના જ સ્વરૂપઉપરથી થાય છે

આવું મનુષ્યમાં રહેલું ચમત્કારિક કંઇક એ વિચારનું બળ છે આ સબંધમાં મનુષ્યે જેટલું બને તેટલું વિશેષ જાણવાની અગત્ય છે એ ઉપર જણાવેલા થોડા વિચારોથી સ્પષ્ટ થયાવિના રહેતું નથી. આપણા શાસ્ત્રકારોએ તો मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो એમ કહીને વિચારનું પ્રભવસ્થાન –ઉત્પત્તિસ્થાન મન એના ઉપર જ સર્વ આધાર સ્થાપેલો છે આથી તે મન અથવા તેના વ્યાપારોસબધમાં વિશેષ પ્રકાશ પડે તો તે જીવનમાં અત્યંત ઉપયોગી થઇ પડે એ નિર્વિવાદ સિદ્ધ થાય છે આથી આવા અગત્યના વિષયને જેમ બને તેમ સરળપણે અને આપણા જીવનમાં વિશેષ ઉપયોગી થાય એવા સ્વરૂપમાં મૂકવા પ્રયત્ન કરીશુ પરમાત્મા આવા સર્વોપયોગી વિષયના જ્ઞાનથી સર્વનામાં અધિક બળને સ્ફુરાવો, અધિક ઉત્કૃષ્ટતાને સધાવો એ તેમના પ્રતિ વિજ્ઞપ્તિપૂર્વક વિષયના સ્વરૂપનો આરંભ કરીશુ

## ( ૧ )
## વિચાર એ શુ છે ?

આ પ્રશ્નનો ઉત્તર તમે કદી આપવાને પ્રયત્ન કર્યો છે ? અન્ય શબ્દોમાં કહીએ તો વિચારના સ્વરૂપને સમજવાનો તમે કદી યત્ન કર્યો છે ? હા, એવો આનો ઉત્તર મનુષ્યોમાના પાચ ટકા જેટલાઓ પણ ભાગ્યે જ આપી શકશે. મનુષ્ય જેના સબંધમા દિવસના ચોવિશે કલાક રહે છે એમ કહીએ તો ચાલે, તેના સ્વરૂપને સમજવાને ભાગ્યે જ પ્રયત્ન કરે એ મનુષ્યને પોતાને કેટલા અજ્ઞાનમા ડુબી રહેલો બતાવે છે ? વિચાર એ જ જેના જીવનમાં મુખ્ય અને અગત્યનો અંશ છે, વિચાર એ જ જે મનુષ્યને મનુષ્યત્વ અર્પનાર છે. તે વિચારના સ્વરૂપને યથાર્થ સમજવાને સર્વથા પ્રથમ પ્રયત્ન કરવાની અગત્ય છે.

વિચારના સ્વરૂપસબધમા ઉપર ઉપરથી વિચાર કરતાં એમ જણાય છે કે એ કોઇક ક્ષણમાં ઉત્પન્ન થઇ ક્ષણમાં નાશ પામનારી માનસિક સ્થિતિ છે ઘુમસ અથવા ઝાંકળના જળની માફક જોતજોતામાં નહિ જેવા થવાના

સ્વભાવવાળા તર્કો, સ્વપ્નાં, કલ્પનાઓ એ વિચારનુ ઉપરથી ભાસતું સ્વરૂપ છે પરંતુ વિશેષ વિચાર કરતાં તેનુ સ્વરૂપ આના કરતા જૂદા જ પ્રકારનુ જણાય છે વિશેષ વિચારથી વિચાર ધૂમસ અથવા ઝાકળના જળ જેવુ કંઇક છે એમ નથી જણાતુ, પરંતુ વરાળની માફક ક્રમે ક્રમે એકત્ર થઇ જળના જેવા સ્થૂળ રૂપને ધારણ કરનાર કંઇક છે એમ સ્પષ્ટ થાય છે જેમ વરાળના બિંદુઓ એક પછી એક ઘણા પ્રમાણમા એકઠાં થયા પછી તે જળરૂપે સ્થૂળ રૂપને ધારણ કરે છે તે જ પ્રમાણે વિચારના વરાળજેવાં બિંદુઓ પણ ઘણા પ્રમાણમા એકત્ર થઇ સ્થૂળ રૂપને ધારણ કરે છે. અન્ય શબ્દોમા **જળ જેમ વરાળ છે તે જ પ્રમાણે સ્થૂળ વસ્તુઓ અને સ્થિતિઓ એ વિચારો જ છે.**

આ વિચારથી એમ લાગે છે કે આ સ્થૂળરૂપ જણાતું જગત્ વિચારરૂપ જ હોવું જોઇએ, અને વાસ્તવિક છે પણ તેમ જ માત્ર તેને વિશેષ સ્પષ્ટ રીતે સમજવાને આપણે જગત્ અથવા સૃષ્ટિના સ્વરૂપને સહજ સમજવાની અગત્ય છે સહજ વિચાર કરતાં જ આપણને જણાય છે કે આ જગત્ અથવા સૃષ્ટિમા બે વિભાગ નજરે પડે છે સૂર્ય ચંદ્ર, નદી નાળાં, પર્વતો, વનસ્પતિ વગેરે નૈસર્ગિક અથવા કુદરતી સ્થૂળ પદાર્થોનો એક વિભાગ છે. બીજા વિભાગમાં મનુષ્યની કળા અને કારિગીરીના નમુનારૂપ ભવ્ય મહાલયો, વિવિધ પ્રકારની સુંદર અને ઉપયોગી વસ્તુઓ એ વગેરે સર્વ મનુષ્યકૃત પદાર્થો રહેલા છે આ ઉપરથી ઇશ્વરકૃત સૃષ્ટિ અને મનુષ્યકૃત સૃષ્ટિ એમ સૃષ્ટિના બે વિભાગ પડે છે અને આ બંને પ્રકારની સૃષ્ટિની સ્થૂલ વસ્તુમાત્ર તેના સ્રષ્ટાના અથવા સર્જનારના વિચારરૂપ છે એમ વિચાર કરતા, સ્થૂળમાત્ર વિચારરૂપ છે એ વિચારને આપણે સ્પષ્ટ રીતે સમજી શકીએ છીએ નૈસર્ગિક અથવા કુદરતી પદાર્થના વિભાગરૂપ સૃષ્ટિ ઇશ્વરના જ ઇચ્છા, સંકલ્પ અથવા વિચારરૂપ છે તે જ પ્રમાણે મનુષ્ય સૃષ્ટિ મનુષ્યના સંકલ્પ વિચારરૂપ છે.

(અપૂર્ણ.)



# जगत्नी रंगभूमि उपरनां केटलांक चित्रो.

પરમાત્મન્ ! આપની જ છાયારૂપ માયાના અદ્‌ભુત પ્રભાવવડે આ સૃષ્ટિમાં સ્થળે સ્થળે, ક્ષણે ક્ષણે, વિવિધ પ્રેક્ષણીય, વિચારણીય, સંશોધનીય અનેક ચિત્રો વિવિધ પ્રકૃતિના મનુષ્યો પાત્રરૂપે રજુ કરે છે. વિચારવાન્ મનુષ્ય તેને જોઈને, તેના ઉપર વિચાર કરીને, તેના મૂળનું સંશોધન કરીને તેમાથી સર્વોત્તમ સારરૂપ વસ્તુ ગ્રહણ કરે તેવા ઉત્તમ ચિત્રો, જગતની રંગભૂમિપરના ચિત્રોને જોનાર પ્રેક્ષકવર્ગની દૃષ્ટિએ આણવાનું સામર્થ્ય, આપની જ કૃપાથી પ્રાપ્ત થયેલા આ ચમત્કારિક કલ્પનાદંડમાં પ્રેરો, જેથી તેના સ્પર્શમાત્રથી જે પડદો એ ચિત્રોના ઉપર પડી રહેલો છે તે દૂર થતાં પ્રેક્ષકવર્ગની દૃષ્ટિ, વિવિધ રસનો સ્વાદ આપનાર ચિત્રોમાં તલ્લીન થાય !

## (૧)

બધુઓ ! જુઓ ! જુઓ ! વિજયનગરના રમણીય પ્રદેશનું દર્શન કરો. તેના એક પ્રદેશમાં આવેલું પેલું શિવાલય ! કેવું મનોહર ! કેવું શાંતિજનક સ્થળ ! અહા ! તેના દર્શન થતાં જ હૃદયમાં દૈવી ગુણોનો પ્રકાશ સ્વતઃ પ્રકાશિત થાય છે. શાંતિ, આનંદ, સુખ હૃદયમાં અનુભવાય છે. જગતની ચિંતાઓ, ક્લેશ, દ્વેષઆદિ અંતઃકરણને તપ્ત કરનાર વિચારો અત્યારે સાતમે પાતાળ પેશી ગયેલા જણાય છે. પરમ શાંતિ એ જ યથાર્થ સુખનું કારણ છે એમ આ સ્થળનો પ્રભાવ જણાવે છે. અહા ! કેવું સુંદર સ્થળ ! કેવું રમ્ય ! કેવું ભવ્ય ! અરે, પણ શિવાલયની પાછળ અડાળી આગળ આપણને કંઈક નવીન પ્રસંગ જણાય છે. આ દંપતીયુગલ ઘડીમાં શોકવશ થતું જણાય છે, ઘડીમાં સ્નેહના તરંગોમાં તણાતું જણાય છે. વળી ચિંતાતુર સ્થિતિને તેમના મુખપર ભાસ થાય છે. ક્ષણમાં સર્વ ચિંતા શમી જઈ એક નિશ્ચયરૂપ વિચાર સ્ફુરતાં ઉભયના અંતઃકરણ સુખદુઃખાદિથી રહિત થયેલાં જણાય છે ! હા ! પણ શય્યામાં પડેલો વીરેન્દ્રકુમાર કંઈક બોલતો સંભળાય છે.

“ નલિનિ ! તમે મારા માટે ચિંતા શા માટે કરો છો ? તમારા નલિની પુષ્પસમ કોમળ હૃદયને વ્યથિત થવા ન દો. આગંતુક જ્વર આટલી ચિંતાનું કારણ નથી. તે એક બે દિવસમાં જ શમી જશે. મારું રક્ષણ કરનાર સદાશિવ

છે તમે નિશ્ચિત રહો તમારા અંતઃકરણમાં જે સ્વાભાવિક પ્રસન્નતા જાગૃત છે તેના ઉપર ચિંતાતુર વિચારનો ગાઢ અંધકાર ન પાથરો."

"સ્વામિન્ ! મારા અંતઃકરણમાં ચિંતા પ્રકટતી જોઈ આપના અંતઃકરણને અપ્રસન્ન થતું જોઈ હું લજ્જિત થાઉં છું. આપની પ્રસન્નતા અધિક થતી જાય એમાં જ હું પ્રસન્ન છું પરન્તુ પરિસ્થિતિને જોતાં ક્ષણે ક્ષણે મારૂં મન ચિંતાવશ થઈ જાય છે આપની પ્રકૃતિને આરામ એક બે દિવસમાં જ થશે એ હું જાણું છું, છતાં આપને આવી સ્થિતિમાં મૂકી, માતાપિતાની સાથે યાત્રામાં નીકળી પડવું એ વિચાર આવતાં જ હું અધીરી બની જાઉં છું ક્ષણે ક્ષણે મારૂં હૃદય ઉભરાઈ આવે છે."

નલિની ! સ્નેહવશ યુવતી ! હૃદય ઉભરાઈ આવે છે એ શબ્દો બોલતાં જ તારાં નેત્રો જળથી પૂરાઈ જતાં જણાય છે સ્વામિવિયોગનો ચિતાર તારા અંતઃકરણઉપર જબરૂં સ્પર્શ કરતો જણાય છે ! ખરે ! પ્રેમાળ અંતઃકરણની સ્થિતિ એવી જ હોય છે ! પ્રેમી હૃદય વિયોગના વિચારમાત્રથી જ દ્રવીભૂત થાય એમાં આશ્ચર્ય નથી. વળી વીરેન્દ્રકુમાર તેને સમાધાનમાં સ્થાપવા યત્ન કરતો જણાય છે

"નલિનિ ! કોમળ નલિની ! મારા સ્વાર્થની ખાતર તમને યાત્રાનો લાભ લેતા અટકાવવા, એ મારૂં હૃદય કબુલ નથી કરતું. મારે તમારી નિશ્ચતાની અનિવાર્ય અગત્ય જણાતી હોત, તો હું તમને જવા પણ ન દેત. વળી મારી આર્થિક સ્થિતિનો વિચાર કરતાં પણ મને લાગે છે કે થોડા સમયમાં હું તમને સાથે લઈ યાત્રાર્થે પ્રવાસમાં નિકળી શકું એમ જણાતું નથી અરે જો તેમ જ હોત તો હું અત્યારે જ તમારી સાથે આવત, જેથી તમારા અંતઃકરણમાં જે અશાંતિ પ્રકટવાનો સમય પ્રાપ્ત થયો છે તે ન જ થાત."

'નાથ ! ત્યારે શું તમે દ્રવ્યની અનુકૂળતા થાય તો યાત્રામાં સાથે આવી શકશો ?"

"પ્રિય ! તારા હૃદયની શાંતિને અર્થે, તારા પ્રેમાળ અંતઃકરણને દુખી થતું બચાવવાના અર્થે, તારા સંગમાં પ્રતીત થતા આનંદના ઉપભોગ અર્થે, શરીરની સ્થિતિ આ પ્રકારની છતાં પ્રવાસ કરવા મારૂં મન લલચાય એ સ્વાભાવિક છે"

"ત્યારે મારે એથી અધિક શું જોઇએ ? પ્રાણ ! આપના સંગમાં જ મને સુખ છે આપની નિકટતાથી જ મને આનંદ છે ! આપ સાથે છો તો મને સર્વસ્વ પ્રાપ્ત છે."

*   *   *   *

પ્રેક્ષકો ! બંધુઓ ! જુઓ, જુઓ, આ સ્થળ એકદમ બદલાય છે નેત્રને આનંદ આપનાર પહાડોના શિખરો જુઓ બન્ને બાજુએ લીલોતરીથી છવાયેલાં શિખરો, તેમાંથી વહેતા ઝરણાં, વળી પાસે જણાતા વિશાળ મેદાનો, પહાડોની મધ્યમાંની ઉંડી ખીણો, નૈસર્ગિક આનંદ પ્રકટાવે છે, તેની મધ્યમાં થઈ ટ્રેન સુસવાટ કરતી ચાલી જાય છે ગાડીની મધ્યમા પેલા ડબામા જુઓ. આશરે પાચ છ મનુષ્યો પરસ્પરમાં વાતો કરતા જણાય છે તેની મધ્યમા હા એ જ જણાય છે ! એ જ નલિની તથા વીરેન્દ્ર જ હોય તેમ જણાય છે મંદસ્મિતપૂર્વક વીરેન્દ્ર નલિનીના સન્મુખ જોઈ બોલતો લાગે છે

"નલિનિ ! તમે આખરે મારી ખાતર લજ્જાનો ત્યાગ કરી તમારાં માતાપિતાને મને સાથે લેવા આગ્રહ કર્યો નિ ?"

ના, મારા વ્હાલા ! મારે તેમને આગ્રહપૂર્વક કહેવાની અગત્ય જ નહોતી. આપણે બધા જ સાથે જઇએ તો કેમ, એટલું જ મે વાત વાતમાં મારા માતા પિતાને જણાવ્યું અને તે મારી ઇચ્છા સમજી ગયાં પ્રિયતમ ! અત્યારે મારૂં હૃદય કેવું પ્રફુલ્લ છે ! કેવું હર્ષથી ઉભરાય છે ! આપ સંગમાં ન હોત તો આ રમણીય દેખાવો મારા હૃદયને રમણીયતાનું ભાન કરાવવાના નહોતા. નવા નવા સ્થળો મારી વૃત્તિને નવીનતા જણાવવાનાં નહોતાં નવી નવી વસ્તુઓ મારા ચિત્તને આકર્ષવાની નહોતી. સ્વામિન્ ! હવે મને સઘળું જ આનંદમય જણાય છે સઘળું જ મને સુખમય જણાય છે પ્રભો ! આપવિના આ યાત્રા મને શું લાભ કરવાની હતી ! **આપના સંગમાં જ મારી જીવનયાત્રાનું સાર્થક્ય જણાય છે !**



# બાલકથી યુવાન.

( ભોળીલાલ જ્યશંકર ઓઝા )

## ૧

## બાલ્યાવસ્થા.

માણસની જીંદગીના મોટા ભાગમાં જે જે ઉપયોગી કામો તેને કરવાના હોય છે, તથા જેમાં રહી તે પોતાનું તથા દેશનું કાંઇ પણ હિત થાય તેવા પ્રકારનું વર્તન રાખી અનેક જાતના વ્યવહાર કરે છે, તેનો બધો આધાર, તેને બાળપણમાં જે જાતનું શિક્ષણ તથા કેળવણી મળ્યા હોય છે તે ઉપર રહે છે બાળપણ તેની આખી જીંદગીનો પાયો છે

બાળપણનો આખી જીંદગીના લગભગ ત્રીજા કે ચોથા ભાગમાં સમાવેશ થાય છે તેમાં કાયદાની કે સમાજના કોઇ પણ બંધારણની જવાબદારી ઘણું કરીને રાખવામાં આવી નથી. તેમાં સ્વતંત્રતા, છૂટ દરેક જાતની આપવામાં આવે છે કોઇ પ્રતિબંધ કે અડચણ નાખવામાં આવતા નથી. રક્ષણ કરી પાળી પોષી ઉછેરવાનું, મોટા કરવાનું કામ ફક્ત જેને તેને શિર હોય છે

આ પ્રમાણે શરૂઆતના સોળ કે વિશ વર્ષ સુધી, દરેક બાળકને મોટા થવાનું, લાલનપાલનથી ઉછરી વૃદ્ધિ પામવાનું હોય છે શરીર અને મન બન્નેને કોઇ સખ્ત કસોટિએ ચઢાવતું નથી, પરતુ તે બન્નેને સારૂ પોષણ મળે અને કોઇ પણ તેમની શક્તિ ખીલતાં દબાણ ન થાય તેવા ઉપાય લે છે ચિંતા-વગર બાળક વધે અને તેના તનમનની બધી શક્તિઓની સારી રીતે ખીલવણી થાય એટલું જ બધા પ્રેમવડે અને આતુરતાવડે જુએ છે

વિશ વર્ષની ઉમર થતાં સુધી બાળકોના તરફ આવો ભાવ મનુષ્યમાત્રનો રહે તેમાં અવશ્ય સાચુ ઉપયોગી કારણ હોવું જોઇએ કોઇ શરૂઆતની આવી ઉત્તમ જીંદગીને કામકાજની મર્યાદામાંથી કશી પણ જવાબદારીવિના પડી રહેવા દે એ વાત બનવા જેવી નથી આનું કારણ એટલું જ છે કે બાળક અવસ્થા, આપણે જે સોળ કે વિશ વર્ષ સુધીની અવસ્થા ગણી તે, જીંદગીની શરૂઆત કરવા પહેલાંની અવસ્થા છે, એટલે કેળવણી તથા જ્ઞાન લેવાની તે એક તક છે, તેમાં તે ફક્ત ઉમેદવારી કરનાર કાચો નિશાળીઓ છે. તેને હજી પોતે શું છે અને પોતાનામાં શું છે તે જાણવા તથા સમજવાનું બાકી છે.

કેળવણી એ તેની પહેલી જરૂર છે બીજા પ્રાણીઓને બચપણમા કેટલીક સ્વાભાવિક પ્રેરણા હોય છે અને તેમની વૃદ્ધિ જીવવાના ઉપયોગી ગણાતા અંશોમા સહજ થઇ જાય છે પણ માણસમા જે પ્રેરણાઓ રહેલી છે તથા તેની વૃદ્ધિ જે રીતે થાય છે તેમા કેળવણીની ખાસ જરૂર રહે છે કેળવણી–વિના જે જે પ્રકારની ઉન્નતિ થવી જોઇએ તે તે પ્રકારની ઉન્નતિ સહજ થતી નથી કેળવણીના નિર્ભય તથા શાંતિ આપનાર કોમળ હાથ ફરવાની ઘણી જ જરૂર છે

બાળપણનો લાંબો સમય, માણસ જાતની એક વિશેષતા બતાવે છે બીજા પ્રાણીઓને કર્તવ્યના ઉપયોગી અને મહત્ત્વના વિષયો હોતા નથી ત્યારે તેમનુ બચપણ ઘણુ ટુંકુ હોય છે અને જે સામાન્ય કર્તવ્યને તે ઉપયોગી હોય છે તેટલુ તે થોડા વખતમા પ્રેરણાશક્તિવડે શીખીને મોટુ થાય છે પણ માણસની બાબતમા બાળપણનો સવાલ જૂદો જ છે તે ઘણુ દીર્ઘ, લાંબુ છે તેનુ કારણ એટલુ જ છે કે તેને શીખવાનુ ઘણું છે તેની જીંદગી મોટાં કામો કરવા અને મોટી જવાબદારી માથે લેવા માટે છે તેને કામ કરવાના થોડા પ્રસગો ઉપયોગમા લેવાના નથી, પરન્તુ અનેક પ્રસગોને જોતા રહેવાનુ છે અને તે વડે ઘણાં મહત્વનાં કાર્યો કરતાં શીખવાનું છે. તેની કામ કરવાની શક્તિ ઘણી છે તે જુદી જુદી દિશામાં ઘણી જાતનુ કામ કરી શકે તેમ છે માણસની શક્તિઓનો કાંઇ પાર નથી તે કેળવવા માટે જ બાળપણનો મોટો સમય માણસ પ્રાણીમાટે મુકરર થયો છે ઇશ્વરે, સમાજે તથા કાયદાએ તેટલા માટે જ તેને રક્ષણ મળે તથા પાલણપોષણથી શરીરબળ, મનોબળ, બુદ્ધિબળ વિગેરે વધે એવી વ્યવસ્થા ગોઠવી છે

કેળવણી અથવા શિક્ષણ એ જ બાળકોમાટે, કોઇપણ જાતના મતભેદ વિનાનો રસ્તો છે. ઘણી બાબતોમા બે મત હોય છે પણ બાળકોને કેળવણી આપવી કે શિક્ષણ આપવુ, એમા કોઇપણ દેશ, પ્રજા કે સમયનો બાધ કશો પણ આવ્યો નથી કે આવવાનો નથી સર્વાનુમતે તે પ્રશ્ન હમેશના માટે ઉકલી ગયો છે. ઘરની કેળવણી, નિશાળની કેળવણી તથા સમાજની કેળવણી માણસને યોગ્યતા આપે છે એ કાંઇ નવુ જાણવાનુ કે જણાવવાનુ કોઇને હેતુ નથી મનુષ્યનુ બધારણ તે જાતની કેળવણીવડે જ બધાય છે ઘરમાં માતા-પિતા તથા વડિલ સબધીઓનો, રાજ્યનો તથા ધર્મ સસ્થાઓનો એક જ પરમ ઉદ્દેશ હોવો ઘટે છે અને તે એ કે કેળવણી–શિક્ષણ, ઉચ્ચા બળ બુદ્ધિનો કુદરતી રીતે વિકાસ. આથી બીજો ઉદ્દેશ હોવો ઘટતો નથી

કેળવણી આપવામા કોઇ પણ જાતના શિક્ષકનો મુખ્ય ધર્મ અથવા ફરજ એક કુશળ ડાક્ટર કે વૈદની માફક ચિકિત્સા કરવાની છે સારો હુંશિયાર ડાક્ટર તથા વૈદ એ જ ગણાય છે કે જે તેના દર્દીના રોગને અને કારણને સારી રીતે સમજે છે નહિ કે જે માત્ર ઉત્તમ પુસ્તકો વાચી જાણે છે અને દવાઓના મચહૃને ગોઠવી રાખી તેનો ઉપયોગ એક પછી એક કરવાનો યત્ન કરે છે દર્દીને શેની જરૂર છે તે જાણવુ એ અત્યત ઉપયોગી છે, અને પછી તેને માફક આવતી દવા આપવાનુ બીજુ કામ છે

શિક્ષકનુ પણ તે જ પ્રમાણે છે ક્યા બાળકને કેવી રીતનુ શિક્ષણ આપવુ યોગ્ય છે, તેની ચિકિત્સા પ્રથમ કરવાની છે અને ત્યાર પછી જ જે તે જાતના પ્રયોગ તેના ઉપર અજમાવવાના છે પરતુ હાલમા શિક્ષકની સ્થિતિ ઘણી શોચનીય છે તે કોઇ રીતે સ્વતત્ર નથી, તેમ તેનામા જોઇએ તેટલી યોગ્યતા પણ આવેલી હોતી નથી, અને તેવાના હાથ તળે નિત્ય કેટલા વિદ્યાર્થીઓ જળના પ્રવાહની પેઠે ચાલ્યા જાય છે કેળવણીની સસ્થાની પહેલી જ ખોડ એ છે કે તે કોને શુ ઉપયોગી છે તેનો વિચાર કરવાની તક લીધાવિના, તેની પાસે જે કાઇ પુસ્તકો, સાધનો વિગેરેનો સગ્રહ છે તે તેના સમીપ આવેના અજ્ઞાન બાળકોના ઉપર પ્રયોગ કરી અજમારી જોવાનુ બેધડક ચલાવે છે તેની પાસે છે તેનો જ ઉપયોગ કોઇ પણ રીતે મારીમચડીને કરવો અને બાધેલી મર્યાદામાં તેનુ ચોકઠુ કોઇ પણ રીતે બેસાડી દેવુ એ જ તેનો લાબો અને ટુકો આશય હોય એમ કેટલાક ચાલતા પ્રયોગોથી સમજાય છે

શિક્ષકોની ઉચ્ચ યોગ્યતાની પ્રથમ જરૂર છે અને પછી તેમને સ્વતત્ર કાર્ય કરવામા સહાય કરવાની બીજી જરૂર છે બાળકો જુદી જુદી પ્રકૃતિના હોવાથી અને દેશમાં કુશળ પુરુષો એકજ શાખામા નહિ પરતુ અનેક શાખામા ઉત્પન્ન કરવાની જરૂર હોવાથી, બાળકોને પ્રકૃતિભેદપ્રમાણે જૂદી જૂદી શાખામા કેળવવાની કદી પણ ન વિસારી મૂકાય તેવી ફરજ છે એક જ શાખામા બધા કેળવવાને લાયક નથી તેમ એક જ શાખામા બધા કેળવાય તો તેમની ઉપયોગિતા પણ ઘણી ઓછી છે સમાજ અને દેશ તેથી ઘણો લૂલો અને પાગળો રહે તેમ છે. એકદેશી કેળવણી એના જેવુ નુકશાનકારક બીજુ કાઇ નથી પ્રત્યેક બાળકને તેના સ્વભાવ, ભેદ, વિચાર વિગેરેને ધ્યાનમા લઇ, તેને યોગ્ય-માફક માર્ગ બતાવવાનો છે અને તેને સ્વતત્ર, ઉપયોગી ફળદાયક કામ કરનાર બનાવવાનો છે

જે શિક્ષક પોતાના જ વિચારમા અને અભ્યાસમાં ગુંચાઇ, બાળકોના આગળ એક પછી એક બાબતનો પ્રવાહ પોતાની વાણીવડે વહેતો મૂકે છે અને બાળકોને, તેમની રુચી, શક્તિ અને ઉપયોગિતાના વિચારથી પૂરો જાણતો નથી, તેનાથી શુ ઉત્તમ કેળવણીનો અર્થ સરે તેમ છે? ગમે તેટલાં ઉત્તમ પુસ્તકો અને શિક્ષણસાહિત્ય એકઠું કર્યું હોય, પણ તે માત્ર કારીગરનાં ઓજાર જેવાં છે ઉપયોગ કરનારની સ્વતંત્ર બુદ્ધિ, વિચાર વગેરે વિના, તે જ્યાં છે ત્યાં તેવા પડી રહેવાને લાયક છે શિક્ષણકલાની પ્રથમ પદ્ધતિને જ બાળકના દાખલ થવાની સાથે પૂરેપૂરી ચોકસ રીતે લાગુ પાડવાની જરૂર છે.

(અપૂર્ણ.)

—⁂—

## केटलीक व्याख्याओ.

ગંભીરતા—ગાડપણનો શત્રુ

ક્ષમા—શાંતિની ધ્વજા

વર્તમાનકાળ.—વિલંબનો કાળ

પરિતાપ—પાપનો અનિવાર્ય પરિણામ

પાપ.—ઇશ્વરના કાયદાનો ભંગ.

નાસ્તિકતા—ઇશ્વરના કાયદાના ભંગના માર્ગમાં લઇ જનાર દ્વાર

સદસદ્‌વિવેક—હૃદયના ગુપ્ત પ્રદેશમા રહેલુ ન્યાયનુ મંદિર.

સદ્‌ગુણ અને દુર્ગુણ:—હૃદયની સાથે લડનારા શૂરવીર યોદ્ધાઓ.

દુર્ગુણ—ભવ્ય વિચારો અને ઉચ્ચ અભિલાષોનુ વિરેચન

સંપત્તિ.—મનુષ્યના સુખને રચનાર અથવા તેનો નાશ કરનાર બળવાન યંત્ર

સ્મરણશકિત—પ્રતિભાની સહચરી, હૃદયને આઘાત કરનાર શસ્ત્ર

પ્રેમ.—અમર્યાદ સામર્થ્યવાળી એક સત્તા હૃદયને બળવાન્ કરનાર અમૃત સદ્‌ગુણનો મિત્ર મનુષ્યહૃદયની કુંચી

# उपयोगिता अने सौंदर्य.

( ભોગીલાલ જયશંકર ઓઝા )

કેળવણી અને જ્ઞાનની વૃદ્ધિની સાથે મનુષ્યનો મોટો વર્ગ ઉપયોગિતા અને સૌંદર્યના સવાલોનો નિર્ણય કરવા, સાથે સાથે પ્રયત્ન કરે છે એ બન્ને વિષયો પરસ્પર જોડાએલા છે અને એકની વૃદ્ધિ તથા વિકાસમા બીજાની વૃદ્ધિ તથા વિકાસ શમાએલા છે

જગત્‌ના ઇતિહાસતરફ જોતા, અત્યત પ્રાચીન સમયથી તે આજપર્યંત, ઉપયોગિતાના પ્રશ્નસાથે સૌંદર્યના વિકાસને જોડવાનું થતું આવ્યુ છે શિલ્પનુ કામ હશે કે શૃગારનુ કામ હશે, ચિત્રનુ કામ હશે કે ચૈતન્યનુ કામ હશે, પ્રત્યેક કાર્યમાં, તેના કારીગરોએ ઉપયોગિતાની સાથે સૌદર્યની વાત અત્યત લક્ષમા રાખવા કદી પણ ભૂલ કરી નથી

સોલોમનના બાંધેલા દેવળો જુઓ, કે બીજા અનેક કીર્તિસ્તભ વિગેરે ઉભા કરેલા જુઓ તરત તેમાં જણાશે કે તે વખતના કારીગરોએ કેવળ ઉપયોગિતાનો વિચાર કરેલો નથી, પરતુ તે સાથે સૌદર્યનો વિચાર કરવામા પુષ્કળ સમય અને બુદ્ધિનો ઉપયોગ કરેલો છે

કેવળ ઉપયોગિતા જ જગતનુ લક્ષ નથી સૌંદર્યની સાથે જ, તેનો સબધ હોવાથી તે જનપ્રિય થાય છે સુવર્ણની પાટ લઇ કોઇ ગળે ઘાલતું નથી કે હાથ ઉપર ચોંટતુ નથી પરતુ તેના વિષે અપૂર્વ બુદ્ધિ અને કલ્પનાને જોડી, સૌદર્યનો સબધ કરાવવામાં આવે છે ત્યારે જ તે જનપ્રિય થાય છે

ઉપયોગિતા હાથીની હોય છે. પહાડની હોય છે વૃક્ષની હોય છે. પરતુ તે સર્વ, જેવાં છે તેવી સ્થિતિમાં તેમનુ વિશેષ મહત્વ નથી તેમને ઉત્તમ કારીગરોવડે સુશોભિત સ્થિતિમાં મૂકવામા આવે છે ત્યારે જ તે મનુષ્યની વૃત્તિને સતોષ આપે છે

કેળવણી, જ્ઞાન, આ વિષયમા અત્યત મહત્વનો પાઠ ભજવે છે તે ઉપયોગિતા અને સૌંદર્યનો પ્રથમ અભ્યાસ કરે છે તેનાં તત્ત્વોને શોધવા પ્રથમ લક્ષ રાખે છે કોઈ પણ પદાર્થ કેળવણી કે જ્ઞાનના સંબધમા આવે છે કે તરત તેનુ પૃથક્કરણ થવા માંડે છે તેના બે મુખ્ય અંશોને હરેક રીતે શોધી કહાડવામા આવે છે ઉપયોગિતા એક પહેલો અશ છે અને સુદરતા એ બીજો અશ છે ઉપયોગિતા અને સુદરતા એ બેના વિના કેળવણી કે જ્ઞાન આગળ વધતુ

નથી. તેના મુખ્ય ઉદ્દેશ તે એ અંશોને શોધવા અને આગળ વધારવા એ છે. જે કેળવણી કે જ્ઞાન ઉપયોગિતા અને સુંદરતાના અંશોને શોધતા નથી કે તેમનો વિકાસ કરતા નથી, તે કેળવણી કે જ્ઞાન તેમની સાચી વ્યાખ્યા અને અર્થથી ઘણા દૂર છે.

શિક્ષકો અને વિજ્ઞાનવિદો, ઉભયનું એ એક પ્રધાન અને સામાન્ય કર્તવ્ય છે કે તેમના આગળ જે પ્રાણી કે પદાર્થ મૂકવામા આવે, તેને તેઓએ વધારેમા વધારે ઉપયોગી અને સૌંદર્યયુક્ત કેમ કરવા, તથા તેમાથી જેટલા ટકા કનિષ્ઠ પંક્તિમા ઓછા પડે તે ઉપર ધ્યાન રાખવું

હજારો અને લાખો વિદ્યાર્થિઓમાથી, જેમ બને તેમ મોટી સંખ્યા ઉપયોગી કાર્ય કરતાં શીખે તથા તેમા આકર્ષકભાવ આવે તેવા થવા જોઇએ થોડાક જ વિરલ પુરુષો નીવડે, તેમા કેળવણી અને શિક્ષકની કલાનો સમાવેશ થતો નથી કુદરત તેવા વ્યુત્પન્ન, પ્રતિભાશાલી પુરુષો ઉત્પન્ન કરે જ છે મોટી સંખ્યા, લગભગ સો ટકા, જ્યારે એક જ દિશામા નહિ, પરંતુ અનેક દિશામાં ઉપયોગિતાને પ્રકટાવે તથા તેમા સર્વની માનબુદ્ધિ આકર્ષે, ત્યારે જ કેળવણી અને શિક્ષક તેમનું કાર્ય યથાર્થ અને સર્વ દિશામા કરે છે એમ કહી શકાય

વિજ્ઞાનવિદોનું પણ તે જ પ્રમાણે છે. જ્યારે તેઓ જે જે પદાર્થ તેમના સમીપ આવે, તેના ગુણોને જાણી તથા તેમા યોગ્ય રીતે વધઘટ કરી, કોઇ ઉપયોગી પદાર્થમાં રૂપાંતર પમાડે તથા તેથી વ્યવહારમા તેનું આકર્ષણ થઇ તેની કિંમત વિશેષ અંકાય તેમ કરે ત્યારે જ તેમની મહત્તા છે મિથ્યા ક્ષય થતો તેમણે અટકાવવા જોઇએ, અને વધારેમા વધારે ઉંચો ઉપયોગ શોધી કહાડી આકર્ષક કિંમત તેની સ્થાપવી જોઇએ

અનેક પદાર્થોના ઉપયોગ આપણે પૂરા જાણતા નથી, તે આપણને બતાવવા જોઇએ. અને અનેકનો આપણે મિથ્યા ક્ષય કરી નાખીએ છીએ તથા અનાદર કરીએ છીએ તેનું તેમ થતું અટકાવવું જોઇએ છીએ

આ સર્વ શીખવવાનું કામ ઉત્તમ શિક્ષકો તથા કુશલ વિજ્ઞાનવિદોનું છે તેઓને શિર જગતની મહાન્ જવાબદારી છે તેમનું જીવન અત્યંત કિંમતી છે તેઓ જગતને દોરનાર અને તારનાર છે તેમનું ગૌરવ અતિશય વખાણવા લાયક છે માબાપોએ અને પ્રજાએ તેમને આવકાર આપવાનો છે અને તેમની જવાબદારી તેમને પૂર્ણ કરી બતાવવા હરેક રીતે સહાય કરવાનું છે રાજ્યસત્તા તો સર્વને માટે જવાબદાર છે જ.

કુદરત જે કાંઇ ઉત્પન્ન કરે છે તેમા ઉપયોગિતાના અને સુદરતાના બીજ મૂળથી જ રોપે છે તે વિનાનુ એક પણ અણુ આ જગતમા નથી. રેતીના એક નાનામાં નાના અણુથી માંડી પર્વતના મહાન્ શિખરોપ્રતિ જુઓ સર્વ આબેહુબ ચૈતન્યમય, સૌંદર્યમય, ઉપયોગી મૂર્તિ થવા માટે રચાયા છે અત્યત કુશલ, પ્રતિભાશાલી કારીગરોના ચિત્રોમાં અને કોતરી કહેલી મૂર્તિઓમા દિઙ્મૂઢ સરખા કોણ નથી થયા અને એકે અવાજે કહેવા નથી લાગ્યા કે આ પદાર્થોએ અમને ભૂલાવી અમારી માનસ શક્તિઓને ક્ષણભર સ્તબ્ધ કરી દીધી નથી !

કેળવણીવડે જ્ઞાનની અને જ્ઞાનવડે કેળવણીની તથા તે બન્નેવડે કારીગીરાની કથા અત્યત મહાન્ છે

જુઓ ! જ્યા કેળવણીના અને જ્ઞાનના કળશ ચઢ્યા છે ત્યાં જુઓ ! કેટલી ભવ્યતા, કેટલુ સૌંદર્ય, કેટલો ચમત્કાર, તથા કેટલી ઉપયોગિતા ! તે પુરુષ અને તે સસ્થાનુ દર્શન કરો તેઓ કેટલા મહાન્ ઉદ્દેશતરફ આપણું આકર્ષણ કરે છે ઉપયોગી થવુ તે આપણને પહેલુ શીખવાડે છે અને બીજુ એ શીખવાડે છે કે ઉપયોગી થવામા કેવી કલા વાપરવી, ક્યા સદ્દગુણ, ધર્મ તથા નીતિ જાણવા

ઉપયોગી થઇને બેસી રહેવામા, કેળવણીની સાર્થકતા નથી પરતુ તે સાથે સદ્દગુણ, ધર્મ અને નીતિને જાણવા, તે જ તેના પરમ લક્ષ્યને ફલીભૂત કરવાનો ઉપાય છે મનુષ્યો ઉત્તમ કાર્યો કરવા ઉભા થાય, પણ જો તેમા ઉત્તમ નીતિ-પદ્ધતિ, સદ્દગુણ કે ધર્મના તત્ત્વો જાણવાનાં રહી જાય તો તે કાર્યો નિષ્ફળ નીવડે છે

સુખ, ઉપયોગિતા અને સૌંદર્યવડે જ ઉત્પન્ન થાય છે, તથા વૃદ્ધિ પામે છે એકથી પૂર્ણ અર્થ સધાતો નથી બે સંપૂર્ણ અર્થ સાધે છે. સુખની કલા બે વડે જ વિસ્તાર પામે છે

જ્યા ત્યા ધર્મ અને નીતિએ ઉપયોગિપણાઉપર ઓપ ચઢાવ્યો છે, તથા તેમનામા સૌંદર્ય આણ્યુ છે તે વિના ઉપયોગી પદાર્થો મેલા જ રહે છે જગત્માં અસખ્ય ઉપયોગી પદાર્થો પડ્યા છે, પણ તે સાચા કારીગરોના ધર્મ તથા નીતિના હથિઆરોવડે ઘડાઇને તથા ટીપાઇને છપાઇને તૈયાર થાય છે ત્યારે જ તે આપણને ગમે છે

ન્યાય ગમે તેટલો મહાન્ છે અને ઉપયોગી છે, પરતુ તે સાથે કૃપાદષ્ટિનો અશ હોય છે ત્યારે જ તે યથાર્થ અને શાસ્ત્રીય ન્યાય કહી શકાય છે કૃપા વિનાનો ન્યાય જડ તથા ક્રૂર ગણાય છે. ક્ષેત્રો ગમે તેટલાં વિશાળ તથા ઉપ-

યોગી ગણાતાં હોય છે પરંતુ જ્યારે તે અનાજ, ફલ, ફુલ વિગેરેથી સુશોભિત થાય છે, ત્યારે જ તે સર્વની દૃષ્ટિને સંતોષ, આનંદ અને અમૃતથી ભરી દે છે.

ધર્મ, વિશુદ્ધ કેળવણી, યથાર્થ શાસ્ત્રીય વિચાર, એ સર્વ સૌંદર્યના અસંત પોષક છે તેમનો વિજય તેમની સત્ય નિષ્ઠાવડે સર્વત્ર થએલો છે અને થાય છે. અણુ અણુ તેના અંતરથી પોકારીને કહે છે કે ક્યાં છે ધર્મ, ક્યાં છે વિશુદ્ધ કેળવણી, તથા ક્યાં છે સાચો શાસ્ત્રીય વિચાર ? પ્રત્યેક અણુ ઉચ્ચ, ઉપયોગી સૌંદર્યયુક્ત થવા ઇચ્છે છે તેનો નેતા તેને જોઇએ છે

જ્યારથી પ્રેરણાશક્તિ ઉદય થાય છે અને ક્રમે ક્રમે વિકાસ પામે છે, ત્યારથી ધર્મ અને કેળવણીની અગત્ય જણાવા માંડે છે, તેનું કારણ એટલું જ છે કે અંતર્યામી ઈશ્વર સર્વને પૂર્ણ થવા તરફ, સુખી તથા સ્વતંત્ર થવા તરફ પ્રેરે છે.

પ્રેરણાશક્તિ, ઉપયોગિપણાઉપર તથા સૌંદર્યઉપર ઘણી અસર કરે છે. તે શક્તિ અત્યંત ચંચલ છે તથા નિત્ય નવા નવાને શોધનારી છે તે એક ઠેકાણે પડી રહેવાના જડ સ્વભાવને વશ રહેનારી નથી તે ઉન્નતિમય, આનંદમય રચનાઓને નિરંતર ઘડનારી છે આળસ અને પ્રમાદ તેનાથી ઘણા દૂર રહે છે જીવનની નિત્ય નવી દ્યુતિ પ્રકટાવનાર તે જ છે કવિઓની, લેખકોની, ચિત્રકારોની, યોગીઓની અને સર્વ તત્ત્વચિંતકોની ઉપાસ્ય શક્તિ છે ઉપયોગિતા અને સૌંદર્યની પવિત્ર ભગિની છે

જગતના ઇતિહાસમાં, આગળ વધનાર જે જે પુરુષો થઇ ગયા છે તથા થાય છે, તે સર્વ ઉપયોગિપણાસાથે સૌંદર્યનો વિચાર કરવામાં, ઉપર કહેલાં સઘળાં તત્ત્વોનો વિચાર કરતા આવ્યા છે કેળવણી તેના વિસ્તારવાળા અર્થમાં સર્વ તત્ત્વોનો સમાવેશ કરે છે ધર્મનું ભિન્નત્વ પણ તેના સાચા અર્થથી રહેતું નથી તે જ શ્રેષ્ઠ છે અને અથથી ઇતિસુધીના અર્થને સિદ્ધ કરાવી, આપણી દૃષ્ટિમાં જ્યાં ત્યાં ઉપયોગી અને સુંદરતાવાળા પ્રાણીપદાર્થો નિરંતર તરતા રાખવાનો અમોઘ ઉપાય છે જગતનું હિત તેનાવડે જ થતું આવ્યું છે અને થવાનું છે કોઇપણ પ્રયત્ને તેનો સાચો પાયો નાખવા પ્રત્યેક મનુષ્ય પ્રાણીની ફરજ છે અને તે ફરજને કુદરતી, ધાર્મિક, નૈતિક, તથા સામાજીક ગણવાની છે બળાત્કારની તે ફરજ નથી પરંતુ આત્માના કલ્યાણની આવશ્યકતાની તે એક પ્રથમ અને શ્રેષ્ઠ ફરજ છે આત્મા સર્વને પ્રિય છે તેમ આ ફરજ સર્વને પ્રિય છે માટે સર્વે તે માટે પોતાનું સર્વસ્વ આપવા તૈયાર રહેવું જોઇએ અને તેથી તેઓ અનંત મેળવવાના અધિકારી થવાના છે એમ નિશ્ચય માનવું. આપેલું અનેક ગુણું વધીને પાછું આપનારને જ મળે છે એ શાસ્ત્રીય નિશ્ચય લક્ષમાં રાખવાનો છે કેળવણીનો જય થાઓ ધર્મની વૃદ્ધિ પામો અને ઉપયોગિતા તથા સૌંદર્યના લાભ અનુભવો.

# વિદ્યાસંબંધી.

( ભોગીલાલ જયશંકર ઓઝા. )

વિદ્યા આપવી અને વિદ્યા લેવી, અભ્યાસ કરવો અને અભ્યાસ કરાવવો, એમા જે જીવનની મધુરતા આવે છે તથા કોઇ પણ પ્રકારના મિથ્યા કલેશથી દૂર રહેવાનું સરળ થઇ રહે છે, તેવુ સુખ આ જગતમા બીજા કોઇ વિષયમા ભાગ્યે જ મળે છે. બધા ધંધા થોડા ઘણા અંશમા પણ દુ:ખથી ભરેલા છે વિદ્યાનો વિલાસ એ આ જગતમા શ્રેષ્ઠ વિલાસ છે

× × × ×

જગતના મનુષ્યોને વિદ્યા અને જ્ઞાનવડે જ જીવનની મધુરતા ચખાડાય છે તથા અયોગ્ય કલેશથી દૂર રહેતા શીખવાડાય છે

× × × ×

જે કોઇ આ વિદ્યા અને જ્ઞાનના ક્ષેત્રમાં સરળતા જેટલા અંશમા કરી આપે છે, તથા કોઇ નવુ દ્વાર શોધી કહાડે છે, તે તેટલા અંશમા આ જગતના ઉપર ઉપકાર કરનાર ગણાય છે

× × × ×

વિદ્યા આપવી અને વિદ્યા લેવી એમા કાંઇ કલા રહેલી છે. આ કલા કેટલીક મનોમય છે અને કેટલીક વ્યવહારરચિત છે મનોમય કલા સૂક્ષ્મ છે અને તે પ્રત્યેક મનુષ્યનામા જૂદી જૂદી રીતે આવે છે. વ્યવહારરચિત કલા પ્રત્યક્ષ છે, સર્વને માટે તે સામાન્ય હોઇ શકે છે અને તેનો એક સરખો લાભ લઇ શકાય છે તથા આપી શકાય છે.

× × × ×

વિદ્યાનો વિસ્તાર જેમ સહેલાઇથી વધે તથા તેમાં નડતા પ્રતિબંધો જેમ ઓછા થતા જાય, તેવા માર્ગ જે કોઇ લે છે તે મનુષ્યજાતિનુ એક મોટુ કલ્યાણ કરે છે

× × × ×

રસ્તે ચાલતાં વચમાં કાંટા પડયો હોય કે ઠેસ વાગે તેવો પથ્થર પડયો હોય તેને દૂર કરવામા, તથા ખાડો પડ્યો હોય તેને પૂરી દેવામા, ઘણા માણસો પુણ્ય સમજે છે, તેમ વિદ્યા આપવા લેવાના માર્ગ મા પણ જે કાંટા, પથરા કે ખાડા પડ્યા હોય તેને દૂર કરવામા મનુષ્યો વધારે ઉંચા પુણ્યનુ કામ સમજે તો અવશ્ય તે પુણ્ય આખી માનવ પ્રજાને દેવસદૃશ બનાવે તેમ છે

× × × ×

વિદ્યાનું નવુ દ્વાર રચવુ એ અત્યંત પ્રતિભાશાલી પુરુષનુ કામ છે પરંતુ સ્થાપિત ‘ક્રમમા યોગ્ય સહાયથી આગળ વધવુ એ કામ સર્વથી થઇ શકે તેવુ છે :

× × × ×

વિદ્યાર્થી વિદ્યાલયમા છે કે વિદ્યાલય વિદ્યાર્થીમા છે ? શુ સ્તુતિપાત્ર છે ? નિશ્ચય માનજો કે વિદ્યાલયમા તો હજારો અને લાખો વિદ્યાર્થીઓ હરી અને છે, પરતુ તેમાના ઘણા થોડામા જ વિદ્યાલયે પૂરો વાસ કર્યો છે અને તેઓ હરતા-ફરતા, વિદ્યાલયસમાન થાય છે તેઓ ખરા સ્તુતિપાત્ર છે જ્યા જ્યાં તેઓ હરેફરે છે ત્યા ત્યાં વિદ્યા અને જ્ઞાનનો ફેલાવો કરે છે. તે જ વિશ્વપાઠશાળાની મૂર્તિરૂપ બન્યા છે અને તેમનામા જે વાચવુ હોય તે વાચી શકાય છે એક પાઠશાળા મટી અનેક પાઠશાળા, જીવતી અને જાગતી તેમનામા જ ઉભી થય છે અને વિદ્યાનો તથા જ્ઞાનનો મહાન અર્થ સારે છે

× × × × ×

શીલાલેખ જડી ચિરસ્થાયી કરેલા કાર્યો ભાગી તુટી જાય છે તથા ત્રાબાના પત્રા ઉપરના લેખ પણ સમય જતા ઘસાઇ જાય છે, પરતુ મનના સુક્ષ્મ પટઉપર જે લેખ વિદ્યાવડે લખાઇ ઉત્તમ ચારિત્ર્યને રચનારા છે, તે અજરામરત્વને પ્રાપ્ત થાય છે તેમનુ જીવન અનતકાળ લબાય છે ચારિત્ર્ય રચનાર વિદ્યા અક્ષય, અજર અને અમર છે

× × × × ×

મનુષ્યના મનને સત્ય સિદ્ધાંતોવડે દઢ, તથા પુરષાર્થ કરવાની મહત્વાકાંક્ષાવાળુ કરનાર એક વિદ્યા જ છે

કર્તવ્યમાં ડગમગ અત કરણ કરનાર, મિથ્યા ભ્રમ અથવા અજ્ઞાન છે કર્તવ્યના માર્ગને સરળ અને તેજસ્વી કરનાર શુદ્ધ સાચી વિદ્યા છે

× × × × ×

વિદ્યા અને વાચનનો વિસ્તાર પ્રત્યેક મનુષ્યે જેટલો બને તેટલો કરવા પ્રયત્નવાન્ રહેવુ જોઇએ ધનવડે, વાણીવડે, અને ક્રિયાવડે સર્વનાથી જેટલી જેટલી રીતે બને તેટલી તેટલી રીતે, તેનો વિસ્તાર કરવામા જરા પણ આળસ ન કરવુ તે કામમા આજનુ કામ કાલ ઉપર ન મુલતવી રાખવુ. વિદ્યા અને વાચનનો સમય ફરી ફરી જોઇએ તેવી રીતે મળતો નથી તેની તક હમેશા જોવી અને તે મળે કે તેનો લાભ લઈ લેવો દુર્વ્યસન સહજ આવી મળે છે, અને ધન, વાણી તથા ક્રિયાનો ભોગ લઇ લે છે પરંતુ સદ્‌વિચાર અને સદ્‌વ્યસન વારવાર અનાયસ મળતા નથી માટે જ્યારે જ્યારે તે આવી મળે ત્યારે ત્યારે તેમનો આશ્રય લેવો તે જ જીવનને સુખી કરનાર છે, તથા સતોષ આપનાર છે

અસતોષ આપનાર ધન, વાણી અને ક્રિયાઓના ઉપયોગ ઘણા છે પરતુ સંતોષ આપનાર ધન, વાણી અને ક્રિયાના ઉપયોગ, માત્ર વિદ્યા અને વાચન છે.

# મને જડેલી બે આની.

( લેખક —રસિકા )

કોઇ દિવસ નહિ ને આજે મને એક બે આની જડી જડી તો ખરી પરંતુ તે કંઇ પારકી હતી ને જડી હતી એમ નહોતું. મારી હતી તે જ મને જડી હતી, પણ એ બે આનીએ મારા મગજને હચમચાવી મૂક્યુ મારામા વિચારનો પ્રવાહ વહેતો હોય એમ જણાયું. હુ શાંત થઇને બેઠી વિચારની ધારા ઘણી જોરથી વહેવા લાગી. ખરૂ છે કે બીજાઓને એ વિચાર કદાચ જોરથી વહેતા જેવા નહિ જણાય પણ મને તો એમ જ લાગ્યુ મારે આ અનુભવ જાણે કે પ્રથમ જ હોય એમ મને લાગ્યુ કદાચ પહેલા પણ આવું બન્યુ હશે, પરંતુ તે વખતે મારા સમજવામા નહિ આવ્યું હોય ગમે તેમ હોય પણ આ અનુભવમા મને કંઇક વિચિત્રતા જણાઇ હુ આ વિચારો શા હતા ને જણાવુ તે પહેલાં મને બે આની કેમ જડી તે વાત જણાવવાની જરૂર છે

દીવાળીના દિવસો નજીક આવતા હતા ઘર બધુ સાફસુફ કરી શોભિતુ કરવાનો આવા પ્રસગે રીવાજ છે તે પ્રમાણે મે પણ સાફસુફ કરવાનો આરભ કર્યો મને આ રીવાજ ઘણો જ સારો લાગ્યો દીવાળીજેવા વખતમા પણ જે લોકો પોતાના આખા ઘરને સાફસુફ કરવાનું કામ કરતા નથી તે લોકો મોટી ભૂલ કરે છે એમ મને બહુ સારી રીતે સમજાયુ ગ્રહણજેવા પ્રસગોમા પણ આ રીવાજ આપણા હિંદુઓમા છે એ પણ મને તેટલો જ ઉપયોગી જણાયો

મારા ઘરના એક ખુણામાં એક દેવદારનું ખોખુ ગોઠવેલું હતુ. તેની અદર કેટલીક નિરુપયોગી વસ્તુઓ ભરી રાખવામા આવતી. આશરે દોઢેક મહિનામા એને ઉઘાડવાનો પ્રસગ આવ્યો નહોતો આજે પ્રથમ જ ઉઘાડી ચોમાસાની ભિનાશવાળી હવાની વાસથી ખરાબ વાસવાળા થઇ ગયેલા લખાચાને બહાર કાઢવા માંડ્યા જ્યા થોડા કાઢ્યા એટલામા તો અદરથી વદાની મોટી ફોજ એકદમ બહાર નીકળવા માડી પેટીનો બીજો ખુણો ખાલી થતા આવ્યો પાર વિનાના વદાનુ બીજું લશ્કર ચઢી આવ્યુ હાલમા ચાલતી લડાઇમા મોટાં મોટાં લશ્કરોની વાતો મારા સાંભળવામા આવે છે. વદાની ફોજોએ મને કંઇક લશ્કરનો ખ્યાલ આપવા માંડ્યો તમને મુંબઇનો અનુભવ હશે તો જાણતા હશો કે વદાની વસ્તી અહિં પ્રમાણમા ઘણી વધારે છે વદા તો એકાએક નીકળી નાસભાગ કરવા લાગ્યા આવા જબરા લશ્કરને મારે કેવી રીતે કાબુમા રાખવું તે પણ સુઝયું નહિ તેમનામાં ભરતી કરવાને થોડો ઘણી કસારીઓ પણ

વિદ્યાર્થી વિદ્યાલયમા છે કે વિદ્યાલય વિદ્યાર્થીમાં છે ? શુ સ્તુતિપાત્ર છે ? નિશ્ચય માનજો કે વિદ્યાલયમા તો હજારો અને લાખો વિદ્યાર્થીઓ હશે અને છે, પરતુ તેમાના ઘણા થોડામા જ વિદ્યાલયે પૂરો વાસ કર્યો છે અને તેઓ હરતા-ફરતા, વિદ્યાલયસમાન થાય છે તેઓ પણ સ્તુતિપાત્ર છે જ્યા જ્યાં તેઓ હરેફરે છે ત્યા ત્યાં વિદ્યા અને જ્ઞાનનો ફેલાવો કરે છે. તે જ વિશ્વપાઠશાળાની મૂર્તિરૂપ બન્યા છે અને તેમનામાં જે વાચવુ હોય તે વાચી શકાય છે. એક પાઠશાળા મટી અનેક પાઠશાળા, જીવતી અને જાગતી તેમનામા જ ઉભી થઇ છે અને વિદ્યાનો તથા જ્ઞાનનો મહાન અર્થ સારે છે

× × × × ×

શીલાલેખ જડી ચિરસ્થાયી કરેલા કાર્યો ભાગી તુટી જાય છે તથા ત્રાબાના પત્રા ઉપરના લેખ પણ સમય જતા ઘસાઇ જાય છે, પરતુ મનના સૂક્ષ્મ પટઉપર જે લેખ વિદ્યાવડે લખાઇ ઉત્તમ ચારિત્ર્યને રચનારા છે, તે અજરામરત્વને પ્રાપ્ત થાય છે તેમનુ જીવન અનતકાળ લબાય છે ચારિત્ર્ય રચનાર વિદ્યા અક્ષય, અજર અને અમર છે

× × × × ×

મનુષ્યના મનને સત્ય સિદ્ધાંતોવડે દૃઢ, તથા પુરુષાર્થ કરવાની મહત્વાકાંક્ષાવાળુ કરનાર એક વિદ્યા જ છે

કર્તવ્યમાં છગડગ અત કરવુ કરનાર, મિથ્યા ભ્રમ અથવા અજ્ઞાન છે કર્તવ્યના માર્ગને સરળ અને તેજસ્વી કરનાર શુદ્ધ સાચી વિદ્યા છે

× × × × ×

વિદ્યા અને વાચનનો વિસ્તાર પ્રત્યેક મનુષ્યે જેટલો બને તેટલો કરવા પ્રયત્નવાન્ રહેવુ જોઇએ ધનવડે, વાણીવડે, અને ક્રિયાવડે સર્વનાથી જેટલી જેટલી રીતે બને તેટલી તેટલી રીતે, તેનો વિસ્તાર કરવામા જરા પણ આળસ ન કરવુ તે કામમા આજનુ કામ કાલ ઉપર ન મુલતવી રાખવુ વિદ્યા અને વાચનનો સમય ફરી ફરી જોઇએ તેવી રીતે મળતો નથી તેની તક હમેશાં જોવી અને તે મળે કે તેનો લાભ લઈ લેવો દુર્વ્યસન સહજ આવી મળે છે, અને ધન, વાણી તથા ક્રિયાનો ભોગ લઇ લે છે પરતુ સદ્‌વિચાર અને સદ્‌વ્યસન વારવાર અનાયસ મળતાં નથી માટે જ્યારે જ્યારે તે આવી મળે ત્યારે ત્યારે તેમનો આશ્રય લેવો તે જ જીવનને સુખી કરનાર છે, તથા સતોષ આપનાર છે

અસતોષ આપનાર ધન, વાણી અને ક્રિયાઓના ઉપયોગ ઘણા છે પરતુ સતોષ આપનાર ધન, વાણી અને ક્રિયાના ઉપયોગ, માત્ર વિદ્યા અને વાચન છે.

---

# मने जडेली बे आनी.

( લેખક —રસિકા )

કોઇ દિવસ નહિ ને આજે મને એક બે આની જડી જડી તો ખરી પરંતુ તે કંઇ પારકી હતી ને જડી હતી એમ નહોતું મારી હતી તે જ મને જડી હતી, પણ એ બે આનીએ મારા મગજને હચમચાવી મૂક્યું મારામાં વિચારનો પ્રવાહ વહેતો હોય એમ જણાયું. હું શાંત થઇને બેઠી વિચારની ધારા ઘણી જોરથી વહેવા લાગી ખરૂં છે કે બીજાઓને એ વિચાર કદાચ જોરથી વહેતા જેવા નહિ જણાય પણ મને તો એમ જ લાગ્યું મારો આ અનુભવ જાણે કે પ્રથમ જ હોય એમ મને લાગ્યું કદાચ પહેલા પણ આવું બન્યું હશે, પરંતુ તે વખતે મારા સમજવામાં નહિ આવ્યું હોય ગમે તેમ હોય પણ આ અનુભવમાં મને કંઇક વિચિત્રતા જણાઇ હું આ વિચારો શા હતા તે જણાવું તે પહેલા મને બે આની કેમ જડી તે વાત જણાવવાની જરૂર છે

દીવાળીના દિવસો નજીક આવતા હતા ઘર બધું સાફસુફ કરી શોભિતું કરવાનો આવા પ્રસંગે રીવાજ છે તે પ્રમાણે મે પણ સાફસુફ કરવાનો આરંભ કર્યો મને આ રીવાજ ઘણો જ સારો લાગ્યો દીવાળીજેવા વખતમાં પણ જે લોકો પોતાના આખા ઘરને સાફસુફ કરવાનું કામ કરતા નથી તે લોકો મોટી ભૂલ કરે છે એમ મને બહુ સારી રીતે સમજાયું મહણુજેવા પ્રસંગોમા પણ આ રીવાજ આપણા હિંદુઓમા છે એ પણ મને તેટલો જ ઉપયોગી જણાયો

મારા ઘરના એક ખુણામા એક દેવદારનું ખોખું ગોઠવેલું હતું. તેની અંદર કેટલીક નિરુપયોગી વસ્તુઓ ભરી રાખવામા આવતી. આશરે દોઢેક મહિનામા એને ઉઘાડવાનો પ્રસંગ આવ્યો નહોતો આજે પ્રથમ જ ઉઘાડી ચોમાસાની ભિનાશવાળી હવાની વાસથી ખરાબ વાસવાળા થઇ ગયેલા લુગડાંને બહાર કાઢવા માંડ્યા. જ્યાં થોડા કાઢ્યા એટલામાં તો અંદરથી વંદાની મોટી ફોજ એકદમ બહાર નીકળવા માંડી પેટીનો બીજો ખુણો ખાલી થવા આવ્યો પાર-વિનાના વંદાનું બીજું લશ્કર ચઢી આવ્યું હાલમા ચાલતી લડાઇમાં મોટા મોટા લશ્કરોની વાતો મારા સાંભળવામાં આવે છે. વંદાની ફોજેએ મને કંઇક લશ્કરનો ખ્યાલ આપવા માંડ્યો તમને યુધ્ધનો અનુભવ હશે તો જાણતા હશો કે વંદાની વસ્તી અહિં પ્રમાણમા ઘણી વધારે છે વંદા તો એકાએક નીકળી નાસભાગ કરવા લાગ્યા આવા જબરા લશ્કરને મારે કેવી રીતે કાબુમા રાખવું તે પણ સુઝ્યું નહિ તેમનામાં ભરતી કરવાને થોડી ઘણી કુમારીઓ પણ

હતી. તે ઉપરાંત ઝીણાં ઝીણાં જીવડા પણ સખ્યાબંધ હતાં. આ બધો દેખાવ જોઇ હું ચકિત થઇ ગઇ થોડા દિવસની બેદરકારીથી, થોડા દિવસ પેટી સાફસુફ કર્યાવિના રહેવા દેવાથી અને નીરુપયોગી અટાળો ભેગો કરવાથી, વદાઓ અને જીવડાઓને સારો આશ્રય મળે છે એ મને નિશ્ચય થયો આશરે પદર પદર કે વિશ વિશની એક એક લાઇન એક એક ઇચને છેટે બનાવી હોય તો તેવી લાઇન આશરે પચીશેક ફુટની જગા સુધી તો જરૂર લંબાય એટલાં જીવડાંની સખ્યાનુ અનુમાન થઇ શકતુ હતું. મોટા પ્રમાણનાં લશ્કરોનો આ કંઇક ભાસ આપે ખરાં !

પણ મારે હવે તે જોઇને બેસી રહેવાનુ નહોતું, તેથી પેટી ખાલી કરવા માડી. બધી વસ્તુ ખખેરી દૂર કરતા તેમાથી એક બે આની મને જડી આવી.

ઘણા કચરાની મધ્યમાથી કચરો દૂર થતાં બે આની જડી કે તરત જ મે શરૂઆતમાં કહ્યું તે પ્રમાણે એકાએક નવીન વિચારનો વેગ મારા હૃદયમાં આ પ્રમાણે સ્ફુરવા લાગ્યો.

"ઘણી વખત હું અને મારી બેહેનો, તેમ જ બીજા અસખ્ય મનુષ્યો નીરુપયોગી ઘણા વિચારોને એકઠા કરીને મનના એક પ્રદેશમા ભરી રાખીએ છીએ. આ ઘરના કચરાને તો કોઇક દિવસે સાફ કરીએ છીએ, પરંતુ મનની અદર એકઠા કરેલા કચરાને દીવાળીજેવા દિવસે પણ સાફ કરવાનો વખત આવતો નથી ત્યારે જેમ આ પેટીમાં, જોતાં જ ચિતરી ચઢે તેવાં, ખરાબ વાસને ઉત્પન્ન કરનારા, અને અનેક પ્રકારે હાનિ કરનારાં જતુઓ એકઠાં થાય છે તો મનના પ્રદેશમા એકઠા કરેલા કચરામાં પણ આવાં જતુઓ આવી નિવાસ નહિ કરતા હોય ? સારૂ છે કે વીંછી જેવા ત્રાસજનક પ્રાણિનો મુબઇમાં વધારે ઉપદ્રવ નથી, નહિ તો તેવા પણ અંદર ભરાઇ રહે અને ત્રાસ પણ આપે. તે જ પ્રમાણે મનના સબંધમાં પણ થવુ જ જોઇએ તે જ પ્રમાણે જો જરાક ખંત રાખીને અદરના કચરાને બહાર કાઢવાનો પ્રયત્ન આરંભવામાં આવે તો તરત જ તેની અદર ભરાઇ રહેલાં જતુઓ તો દોડાદોડ કરીને બહાર નાસવાનો પ્રયત્ન કરવાનાં, છતા કોઇ કોઇ જેમ આ ખુણેખોચરે ભરાઇ પેસી લપાઇ રહેવાનો યત્ન કરે છે તેવો પ્રયત્ન પણ કોઇ કોઇ અશમા થવાનો. આ બધા વિચારો અત્યત ઉપયોગી છે મારા જીવનમાં, મારી બેહેનોના જીવનમા, મારા બંધુઓના જીવનમા અત્યત ઉપયોગી છે હા, પણ આ બે આની તો વળી મારામા ઘણો મહત્વનો વિચાર સ્ફુરાવે છે. ખરેખર શુદ્ધ આત્માનુ દર્શન પણ સઘળો કચરો સાફ થતાં જ થઇ શકે છે એ આ બે આની મને દર્શાવી આપે છે આત્માજેવી સૂક્ષ્મ મહ્યવાન વસ્તુ આવા કચરામાં ભરાઇ રહે છે અને તેનો

ઉપયોગ થઈ શકતો નથી. કચરામા ખોળતાં પણ તે જડતો નથી પણ જો કચરો દૂર થઇ જાય છે તો તરત જ જડે છે. વળી એ આની જેમ બીજા કોઇએ આવીને નાખેલી નથી પરન્તુ મારી પોતાની જ હતી અને મારા પોતાના જ કચરામા સતાઇ રહેલી હતી તે જ પ્રમાણે મારો પોતાનો જ આત્મા મારા પોતાના જ એકઠા કરેલા કચરામા ઢકાઇ ગયેલો છે

પ્રભો ! આજે આ એક નાની બાબતમાથી મોટી વસ્તુ શિખવાનો મને સુયોગ આવ્યો છે તેથી આપનો ઉપકાર કેટલો મોટો છે એની કલ્પના મારા જેવી અલ્પમતિથી થઇ શકતી નથી. ”

પ્રભો ! આપની કૃપાવડે જેમ મારામા આ સદ્‌વિચાર જાગ્રત્ થયો છે તેવી જ રીતે સર્વના અતરમા જાગ્રત્ થાય એ હેતુથી આ વિચારોને, મને સ્ફુર્યાં તેવા રૂપમાં મૂકવા મે પ્રયત્ન કર્યો છે આપની અપાર કૃપાથી સર્વના અતરમાં મનના નીરુપયોગી કચરાને બહાર કાઢી, મનને વિશુદ્ધ કરી, આપના પરમ ચૈતન્યરૂપના દર્શનનો અભિલાષ પ્રકટો એ જ આપના પ્રતિ વિજ્ઞપ્તિસાથે મારા આ વિચારોને સમાપ્ત કરૂ છુ



## સાહિત્યસંબંધમાં લૅાર્ડ મોરલીના વિચારો.

સાહિત્ય એટલે શુ ? સાહિત્ય એટલે વસ્તુઓને સારી ભાષામા મૂકવાની પદ્ધતિ એવી તિરસ્કારને પાત્ર થયેલી વ્યાખ્યાનો ઉપયોગ હુ કરીશ નહિ સાહિત્યને ઉચ્ચ અને સત્ય અર્થમાં જોઇએ તો તે કઈ વસ્તુઓને સારી ભાષામાં મૂકવાની પદ્ધતિ નથી, પરન્તુ એ વધારે ભવ્ય, વધારે વિશાળ અને વધારે સત્યપૂર્ણ કઇક છે પુરુષો અને સ્ત્રીઓના જીવનમા, તેમના રીતરીવાજોમાં, તેમના સ્વભાવમા, તેમના આનદમા, તેમની ઇચ્છાઓમાં, મનને સબધ કરનારી બાબતો કેવી રીતે ઉપયોગી થાય તેના સબધમાં પ્રયત્ન કરનાર વસ્તુ તે સાહિત્ય છે સાધારણબુદ્ધિ, સામાન્ય લાગણી, જીવનના સામાન્ય ભાવો, અને જગતની સામાન્ય રીતીઓમાથી તે ઉદ્‌ભવે છે, અને હુ મારા પોતાના માટે તો સાહિત્ય જે આનદ આપે છે, અને મનુષ્યને તેના જીવનના સંબંધમા જે જ્ઞાન આપે છે અને જે માર્ગ બતાવે છે, તે વિના, તેની વિશેષ દરકાર કરતો નથી. વસ્તુઓને સારી ભાષામાં મુકવાની પદ્ધતિને માટે, હુ ઘણી ઓછી દરકાર કરૂ છુ. જો કે આપણે જે કઈ બોલવાનો અને લખવાનો પ્રયત્ન કરીએ છીએ તેની ભવ્યતાનું રક્ષણ કરવાને તીવ્રતાથી હુ સંભાળ રાખુ છુ

## હીરાને પહેલ પાડવાની શોધ.

ઇ સ. ૧૪૫૦ ની પૂર્વે હીરા કાપવાનું અથવા તેને પહેલ પાડવાનું જ્ઞાન લોકોમાં નહોતું. ૧૪૫૦ માં બ્રુજીસ શહેરના રહેવાસી લુઇ દી બર્ગન નામના યુવાન ઝવેરીએ આ શોધ કરી અને ત્યારથી તે અમલમાં આવી છે.

બર્ગન એક ગરીબ કારીગર હતો તે પોતાના ધનાઢ્ય શેઠને ત્યાં નોકરી કરતો હતો તેવામાં તે શેઠની પુત્રી સાથે તેનો સ્નેહ બંધાયો. તે કન્યા બર્ગનને પૂર્ણ પ્રેમથી ચહાતી હતી, પરંતુ તેનો પિતા આવા ગરીબસાથે સબંધ બાંધવાના મતથી વિરુદ્ધ હતો. તેણે તરત બર્ગનને તેની ગરીબી માટે સારી પેઠે ઠપકો આપ્યો અને તિરસ્કારપૂર્વક કહ્યું "જ્યારે તું હીરાને કાપે ત્યારે મારી પુત્રીને પરણજે, તે પૂર્વે નહિ" તેનો શેઠ જાણતો હતો કે આ કામ કદી બની શકે તેમ નથી પરંતુ તેને દેખીતી રીતે નિરાશ કરનાર આ વચનોએ તેનામા વિચારના પ્રવાહને જાગ્રત કર્યો બીજા કઠિન પદાર્થો કેવી રીતે કાપી શકાય છે તે વિષે તેણે વિચારી જોયું તેણે મનથી વિચારી જોયું કે લોખંડ, પોલાદવડે કાપી શકાય છે. પણ પોલાદ એ શું છે? આ પ્રશ્ન થતાં જ તેના મગજમા પ્રકાશ થયો પોલાદ પણ લોખંડ જ છે ત્યારે હીરો, હીરાવડે કપાવો જ જોઇએ. આ નિર્ણય થતા જ તેણે પોતાની પાસેના સાધનવડે બે નાના હીરા ખરીદ કર્યા તેમને લાકડાસાથે ચોટાડ્યા અને તે બંનેને ઘસવા માંડ્યા ઘસતા ઘસતા બંને ઘસાઇને રેતીજેવા થઇ ગયા આ રેતી અને એક સામાન્ય યંત્ર તેણે શોધી કાઢ્યું, તેની મદદથી એક બીજા હીરાઉપર તેણે બે પહેલ પાડ્યા, અને પોતાના શેઠને વિજયના હર્ષપૂર્વક બતાવ્યા પરંતુ આજ સુધી કદી હીરાને પહેલ પાડવામાં આવ્યા નહોતા તે જમાનાના ડાહ્યા ગણાતા મનુષ્યો કહેતા કે હીરો કદી કાપી શકાય જ નહિ. આથી તેના ઉપર જાદુગર તરીકેનો આરોપ મૂકવામાં આવ્યો તે સમયમાં નવા શોધકોને ઘણા ભાગે જાદુગરતરીકે આરોપી ગણવામાં આવતા પ્રથમ હીરાને પહેલ પાડવાનું સાહસ કરનારને આ આરોપ માટે કેદખાનામા પૂરવામાં આવ્યો, પરંતુ ત્યાં તેની વિચારશક્તિ કંઇ કેદખાનામાં પૂરાઇ નહોતી તે સ્વતંત્રપણે કામ કરવા લાગી અને તેને બે માર્ગ જણાયા એક તો તેણે પોતાની શોધ ગુપ્ત રાખી જાદુગરના આરોપ નો સ્વીકાર કરી જાદુગરતરીકે બાળી મેલવામા આવે તે શિક્ષાના ભોગરૂપ થવુ, બીજા માર્ગે જે કુદરતી સરળ ઉપાય તેણે શોધી કાઢ્યો હતો તે ઉપાયને પ્રત્યક્ષ કરી બતાવવો અને પોતે જે શોધ કરી હતી તેનો લાભ ગુમાવવો જે શોધનું ફળ ન્યાયથી તેને જ મળવું જોઇએ તેનો ત્યાગ કરવો. તેણે બેમાથી

એક પણ માર્ગ ન લીધો. પરંતુ તેના સદ્‌ભાગ્યે ચાર્લ્સ ધી બોલ્ડ જે બર્ગંડીનો ડયુક હતો અને ફ્લેન્ડર્સનો રાજ્યકર્તા હતો તેણે બ્રુજ્સ શહેરમાં પોતાની કચેરી કરી અને તેને આ તરુણની જાદુવિદ્યાના સમાચાર મળ્યા. ચાર્લ્સને હીરા ઝવેરાતનો અત્યંત શોખ હતો અને તેની પાસે એક ઘણો મોટો હીરો હતો ચર્લ્સે તે તરુણને બોલાવ્યો અને બર્ગનને કહ્યું કે તમારી જાદુવિદ્યાથી અથવા તમારા પોતાના બળથી આ હીરાને પહેલ પાડી આપો યોગ્ય મુદતમાં બર્ગને આ કામ કરીને આપ્યું અને તેનાથી ચાર્લ્સ એટલો બધો પ્રસન્ન થયો કે તેણે બર્ગનને ત્રણ હજાર સિક્કા ઇનામના આપ્યા તે પછી બર્ગનને તેની પ્રીતિપાત્ર સ્ત્રીની પ્રાપ્તિ થઈ અને પોતાની શોધના ઉપયોગથી તેણે અને તેના કુટુંબે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું બર્ગનના જૂના ગોહના મૃત્યુ પછી તે પેરિસમાં જઈને રહેલો હતો અને તેના પછી બે સૈકાપર્યંત તેના વંશજો બર્ગુઇન્સના નામથી પ્રસિદ્ધ થઈ તે સમયના પ્રખ્યાત ઝવેરીઓ ગણાતા.

---

## માંખીનો ત્રાસ.

માખીનો ઉછેર તથા વૃદ્ધિ થતી જવાથી ઘણા માણસોને તેનો ત્રાસ થાય છે. ઘણા ઉપયોગી પદાર્થો તેનાથી બગડે છે તથા મેલા દેખાય છે આરોગ્યની સાથે પણ તેનો ઘણો સંબંધ છે રોગના જંતુને લઈ જવા લાવવાનું કામ પણ તે ઘણું કરે છે તેના ઉપયોગીપણાની વાત જૂદી છે અને તે અન્ય સ્થળે ધ્યાનમાં લેવા જેવી છે પરંતુ જ્યાં તેનો ત્રાસ છે ત્યાં તેમને અટકાવવાનો સારો અને સરળ ઉપાય ટંકણખાર ( Borax ) છે તેનાવડે માખીનો નાશ થતો નથી પણ તેના ઇંડાં વધતાં નથી, તેમ ઉછેરીને માંખીની સંખ્યામાં વધારો કરતા નથી. ઘણી એવી ભીનાશવાળી જગા કે ખાતર વિગેરેના પદાર્થો પડ્યા હોય ત્યાં માખીનો બણબણાટ ઓછો કરવા ટંકણખારના ભૂકાનો ઉપયોગ કરવો. ટંકણખાર કોઈરીતે હાનિ કરતા નથી એટલે તેનો ઉપયોગ છૂટથી થઈ શકે છે બીજે જ્યાં યોગ્ય જણાય ત્યાં ટંકણખાર વાપરવાથી માખીઓ વધારે ઉત્પન્ન થતી અટકશે. તેમનો નાશ કરવાની કે બીજી ઝેરી ચીજોને વાપરવાના ઉપાય કરતાં તે સરળ સારો ઉપાય જણાશે.

---

# सहज अवलोकन.

( લોગીલાલ જયશંકર ઓઝા. )

(૧) સ્ત્રી સ્ત્રીના તરફ જુએ છે, ત્યારે તે એમ વિચાર કરે છે કે તેણે શું શું પહેર્યું છે અને પુરુષ જ્યારે સ્ત્રીતરફ જુએ છે ત્યારે વિચારે છે કે તેણે શું શું નથી પહેર્યું

(૨) મનુષ્યે પોતાના સ્વરૂપનું જ્ઞાન મેળવવું એવી શીખામણ જીવન-પર્યંત આપવામાં આવે છે, પણ ગૃહવ્યવહારમા સ્ત્રીના સ્વરૂપનું જ્ઞાન મેળવવા ક્વચિત્ જ ડાહ્યા માણસો શીખામણ આપી, હજારો અને લાખો મનુષ્યોને સુખી ગૃહજીવનનો આનંદ લેતાં શીખવાડે છે.

(૩) સ્ત્રીઓ પરસ્પર મળે છે ત્યારે તેમની વાતચિતનો આનંદ મોટે ભાગે તેમના અંગત જીવનની બાબતમા જ જોવામાં આવે છે તેઓ સુખી છે કે દુઃખી, તેમને ગૃહમાં પતિ, પુત્ર, સાસુ, સસરા, વિગેરેનું તથા પોતાના ભાઇ બ્હેન, માતા પિતા, વિગેરેના સબંધમાં શું શું સુખદુઃખ છે તે વિગેરે વાતો ચર્ચાય છે અને પરસ્પરના જીવનમાં સહાનુભૂતિ દર્શાવાય છે. ઘણી વાતો સ્વાભાવિક, સરળ અને એકમેકના જાણે અત્યંત નિકટના પરિચયની હોય તેવી અલ્પ પરિચયમા હોય છે કૃત્રિમ વાતો ઘણી જુજ નહિવત્ હોય છે હૃદયથી જ જે તે ભાવો બતાવવામાં આવે છે

પુરુષો જ્યારે મળે છે, ત્યારે તેમની વાતો હમેશાં મોટે ભાગે દૂરના વિષયો-સંબંધી હોય છે પરસ્પરના અંગત સંબંધની વાતો ઘણા લાંબા પરિચયથી જ થતી જોવામાં આવે છે એવા ઘણા પુરુષ સબંધીઓ હશે કે જેમને ઘણાં વર્ષથી એકબીજાને કોઇ કોઇ નિમિત્તે મળવું હળવું થતું હશે, પરંતુ તેઓ એકબીજાના પુરા નામથી, ધંધાથી, સંસારવ્યવહારના સુખદુઃખથી કે એવા જ અંગત સંબંધથી અજાણ્યા હશે તેમનામાં સંકોચ સ્વાભાવિક હોય છે અમુક અમુક બાબતની તો મિથ્યા વિવેકની બાંધેલી મર્યાદાથી, વાતચિત પણ ન જ થાય ખુલ્લા હૃદયની વાતો હોતી નથી ઉપરની ટાપટીપની ઘડી કાઢેલી રીતભાત-પ્રમાણે વર્તણુક હોય છે દેખાવની ખાતર સામાજીક ધોરણને યોગ્ય લાગતી કૃત્રિમ નીતિને અનુસાર ઘણું વર્તન કરવામા આવે છે હૃદયના ભાવવિનાની મિત્રતા દર્શાવવાનું મોટું નાટક તેઓ સહજ રચે છે અને ભજવવામાં પાછી-પાની કરતા નથી.

પુરુષનામાં કૃત્રિમતા વિશેષ હોય છે સ્ત્રીમાં સ્વાભાવિકતા વિશેષ સ્પષ્ટ હોય છે

(૪) ઘણા મનુષ્યો કોઇ વિરલ, અદ્વિતીય તથા મહાન્ પુરુષને શોધે છે અને તેને મળવાની અંતરમાં આતુરતા રાખ્યા કરે છે પણ કેટલાક ડાહ્યા માણસો, વિરલતાના, અદ્વિતીયપણાના તથા મહત્તાના ગુણોને હમેશા પોતાના નિત્યના સહવાસમાં આવતા અનેક મનુષ્યોમાથી ખોળી કાઢે છે અને તેની સાચી કિંમત જાણી તેનું મનથી આનંદગાન કરે છે, કારણ એકદમ મહાનને જોવાનો તથા જાણવાનો પ્રસંગ ક્વચિત્ જ આવે છે. પરંતુ મહત્તાના અલ્પ અલ્પ અંશો જોવાના તો નિત્ય અનેક પ્રસંગો સહજ મળે તેવા હોય છે નિત્ય મળતા સાદા પણ પુષ્ટિકારક ખોરાકના પછી એક દિવસ મળવાના વિશેષ પુષ્ટિપ્રદ પદાર્થની આશા રાખ્યા કરવી, એ વિવેકી બુદ્ધિવાનનું કામ નથી.

(૫) ધૈર્યનો પાઠ કુદરત કે ઈશ્વર શીખવવાના પ્રસંગ લાવે છે, ત્યારે ઘણા સામાન્ય મતિના મનુષ્યો, કુદરત કે ઈશ્વરને જાણે ઉંઘતા હોય એમ ગણે છે વાસ્તવિક રીતે કુદરત કે ઈશ્વર કોઈ વખત ઉંઘતા નથી.ને અખંડ જાગ્રત રહે છે તેના અંતરના પણ અંતરના ભાગમા તેમ જ બહારના પણ બહારના ભાગમા ને પ્રવૃત્તિમય હોય છે તે સર્વના કર્મમાર્ગને સૂક્ષ્મપણે અપૂર્વ ધૈર્યથી જુએ છે તાલાવેલી કરવાનો તેમનો સ્વભાવ નથી. ઉતાવળથી અમુક કાર્ય પૂરું થઈ જાય અને અમુકનો આરંભ થઈ જાય તેવુ કરવાનો તેમનો સ્વભાવ નથી અનંત સમય અને સામગ્રીને તે નિત્ય જુએ છે તેની દૃષ્ટિ મહાન્ છે તેને થાક લાગતો નથી ચીડાવાનુ કે અકળાવાનુ તે જાણતા નથી તે તેની સ્થાપેલી ચોક્કસ નીતિ અને રીતી પ્રમાણે નિત્ય જોઇએ તેટલુ આગળ વધે છે. કોઈના આગ્રહને ગણકારતા નથી. જોઇએ તેટલુ નિત્ય આપે છે અને લે છે. એક અધિકારના સામુ જુએ છે યોગ્યતાનુ માન સાચવે છે કારણ તે પોતાના હરેક પ્રયત્નથી પ્રત્યેક પ્રાણીને ઉચ્ચ પદના અધિકારી જ બનાવવા ઇચ્છે છે. ઉત્તમ અધિકારી થયા એટલે થયુ. તે તેને પોતાના આત્મવત્ ગણે છે અને પોતાના સરખી સપાટી ઉપરના અધિકારીતરફ પોતાનું જે છે તે સહજ નમતું મૂકે છે તેમને પોતાના સરખા આનંદ, જ્ઞાન, ઐશ્વર્ય તથા સુખના સહભાગી ગણે છે અને તેમને આત્મ તૃપ્ત કરે છે મનુષ્યે પોતે જ ઉંઘમાંથી જાગ્રત થવાનુ છે અને વિશાળ દૃષ્ટિ કેળવી કુદરત તથા ઈશ્વરના માર્ગને જોવાનો છે

---

# પ્રકીર્ણ.

( પંડિત જગન્નાથ પ્રભાકર )

સાઈકલ, મોટર વગેરેવડે તો આજસુધી દુનિયાની મુસાફરી કરવામાં એરોપ્લેનવડે દુનિયાની આવતી હતી પણ હવે એરોપ્લેનવડે કરવામાં મુસાફરી આવનાર છે આ મુસાફરી માત્ર ૨૫૦૦૦ માઈલની જ થશે અને તે બે મહિનામાં પૂરી થશે

---

તોતડા મનુષ્યો તથા બાળકોને જ્યારે તે ક્રોધાવેશમાં હોય, જ્યારે તે સોતડા મનુષ્યો સાદ હસતા હોય, કે રડતા હોય કે એવી લાગણીવાળા બોલતા થઈ શકે છે ! ભાવમાં હોય તે પ્રસંગે ઉતાવળથી તેમને બોલવા દેવા ન જોઈએ, પણ સર્વ પ્રસંગમાં શાંતિથી બની શકે તેટલી સ્પષ્ટતાથી તેમને વાર્તા કરવાની ટેવ પાડવી જોઈએ. આ પ્રમાણે કરતાં તે સારૂં બોલી શકે છે

---

પ્રાચીન સમયમાં જ્યારે છાપખાના ન હતા ત્યારે લોકો હાથવડે જ સર્વ પ્રાચીન કલાકૌશલ્ય લખતા હતા તે વખતના લહીઆઓ આ કામ કરતા હતા તે વખતે સર્વને હાથે જ લખવાનું હોવાથી આજની પેઠે તેમના અક્ષરો ખરાબ નહતા. વળી લહીઆઓ એવું સારૂં કામ કરતા હતા, કે તેમના કામમાં એક પણ ભૂલ આવતી ન હતી. હજી પણ પૂર્વના લહીઆઓ કેવું કામ કરતા હતા તે જાણવાના કેટલાંક સાધનો મળી શકે છે વળી તે હસ્તલિખિત ગ્રંથો ઘણા વર્ષ રહેવા છતાં બગડતા પણ ન હતા. આ તો આપણા દેશની વાર્તા છે, પણ પાશ્ચાત્ય દેશમાં પણ પૂર્વે કેવી કળા વિદ્યમાન હતી તે પણ જાણવાજેવું છે

સીસેરો પાસે એક નાનીસરખી ઝાડની છાલઉપર લખેલું આખું 'ઈલીયડ' નામનું કાવ્ય હતું આ સંબંધમાં એક શોધક જણાવે છે કે એટલા નાના અક્ષરે આ શોધવડે લખી શકાય છે, કે એક ચોરસ ઈંચજેટલી જગામાં આખું બાઈબલ ૨૨ વખત લખી શકાય છે ! ! 'મી વેલ કહે છે, કે એક ટાંકણીના માથા જેટલી જગામાં બાઈબલનું બજું પ્રકરણ લખી શકાય છે ! અને આ ઉપરથી આ સંબંધમાં શોધખોળ કરનાર વિદ્વાનોનું કહેવું છે કે પૂર્વે સૂક્ષ્મદર્શક યંત્ર જાણીતું હોવું જોઈએ, અને તેને આપણે અર્વાચીન શોધ કહી શકીએ તેમ નથી.

પ્રયોગપૂર્વક એ નક્કી કરવામા આવ્યું છે, કે અમેરિકામાં બાળક તથા બાળકીઓને એકજ શિક્ષણ આપનારી શાળાઓને નિષ્ફળતા મળેલી છે યૂરોપ તથા અમેરિકા આવી ઘણી બાબતોમા પ્રયોગ કરે છે. તેમના પ્રયોગનો અંત આવી રહ્યા હોતો નથી, એટલામા તો તેનુ અનુકરણ આપણા દેશજેવા કરવાને કટિ કસીને મેદાનમા ઉતરી પડે છે અને આવી બાબ-તોમા જેનુ અનુકરણ કરવામા આવે છે, તેની જ્યારે આવી સ્થિતિ થાય છે ત્યારે અનુકરણ કરનાર ત્રિશંકુવત મધ્યમા લટકી રહે છે

अमेरिकामां बालक तथा बालकीओंने एकजु शिक्षण आपवामां थयेली निष्फळता

---

પાતળા થવા ઇચ્છનાર જાડા મનુષ્યોએ રાત્રે ઓછુ ખાવાની તથા માદ ખાવાની જરૂર છે તેમ જ તેમણે વ્યાયામ કરવા-ની પણ જરૂર છે રાત્રે આવા મનુષ્યોએ અર્ધા ભુખ્યા રહેવાની જરૂર છે. આ પ્રમાણે કરનારનુ અઠવાડીયામા વજન એક શેર ઘટે છે, એમ એ સબંધમાં પ્રયોગ કરનાર જણાવે છ

जाडा मनुष्योए पातळा थवु होय तो शु करवुं?

---

બદામી રગના બુટને મેલા થઇ જવાથી કે જુના થવાથી કાળુ પૉલીશ લગાડવાનો કોઈ કોઇ મનુષ્યો પ્રયત્ન કરે છે આ સબધમા દાક્તરો જણાવે છે કે આ પ્રમાણે કરવાથી જે રાસાયણિક તત્વો બદામી રગના ચામડામા ભળેલા છે તે ઘણી હાનિ કરે છે.

बदामी रगना (brown) बुटने कदी काळु पॉलिश करवानो प्रयत्न करता नहि

---

દર વર્ષે ટાકણીઓ અને સોયો કરોડોની સખ્યામાં તૈયાર કરવામા આવે છે. પણ આ સર્વનુ શુ થાય છે, અર્થાત્ તે ક્યા જાય છે, એ પ્રશ્ન છે. આ સબધમા પ્રયોગ-પૂર્વક નિર્ણય કરનાર જણાવે છે, કે તે દશબાર મહિનામા ધૂળમાં ધૂળ થઇને મળી જાય છે

दर वर्षे तैयार थतां करोडो टांकणीओ अने सोयोनुं शु थाय छे.

---

# आहारनो उपयोग.

આહાર એ મનુષ્યના નિત્યના ઉપયોગની વસ્તુ છે. તેનો નિત્ય ઉપયોગ આંખો મીચીને કરવા છતાં શરીરમાં તે શું કામ કરે છે, શરીરને વધારે સારું રચવામાં તે વધારે ઉપયોગી કેવી રીતે થાય, શરીરની રોગી કે નીરોગી અવસ્થામાં આહાર કારણભૂત થાય છે કે નહિ, શરીરમાં બળનો વધારો આહાર કરે છે કે કેમ, એ વગેરે અનેક બાબતોનું જ્ઞાન મનુષ્યોને ભાગ્યે જ હોય છે, અને આવા પ્રકારના જ્ઞાનવિના આહારનો સદુપયોગ થવાને બદલે દુરુપયોગ થવાના કેટલા સંભવો છે, તે બુદ્ધિમાનને સમજાયાવિના રહે તેમ નથી. આથી કરીને આહારના સંબંધમાં જ્ઞાન મેળવી તેનો સદુપયોગ કરતા શિખવાની અત્યંત અગત્ય છે.

## ( ૧ )

### આહારની અગત્ય.

મનુષ્યને દિવસના ભાગમાં વિશેષે કરીને કામ કરવાની જરૂર પડે છે આ કામ બે પ્રકારના છે શારીરિક અને માનસિક તેમાં શરીરનું કામ વિશેષ કરવાથી શરીરને એક પ્રકારનો ઘસારો પહોંચે છે અને તેથી કરીને શરીરની અંદરથી શિરાઓ ( tissue ) નો ક્ષય થાય છે દુકાણુમાં જેમાંથી સ્નાયુ વગેરે શરીરના અવયવો રચાય છે તે શિરાઓ કહેવાય છે.

જો આ શિરાઓ નવી ન રચાય તો શરીર તેટલું પાતળું અને દુર્બળ પડી જાય. પરંતુ વિશ્વવ્યવસ્થાપક સત્તાએ શરીરયંત્રને એવું બનાવેલું છે કે તેની અંદર સઘળાં કામ પોતાની મેળે થયા કરે છે અને જે જગાએ ઘટાડો થયેલો જણાય ત્યાં તે ઘટાડો પૂરો કરવાનું, તેમ જ જે જગાએ વધારો થયો હોય તે દૂર કરવાનું કામ તેની મેળે ચાલે છે. પરંતુ આ ઘટાડા વધારાને ઠેકાણે લાવવામાં તેને કોઈ પણ પ્રકારનો અટકાવ કરનાર કારણ ઉભું થવું ન જોઈએ. આ પણ જોઈએ છીએ કે જ્યારે શરીરના કોઈ ભાગમાં કાપ પડી તે ભાગમાં ખાડો પડે છે અથવા તો કોઈ જગાએ ગુમડાજેવો વધારો થાય છે તો તેને ઠેકાણે લાવવાનો પ્રયત્ન શરીરની અંદર રહેલી કોઈક સત્તા કરે છે આ પ્રમાણેની શરીરની વ્યવસ્થા ચાલતી હોવાથી શરીરમાં જે શિરાઓ ક્ષીણ થઈ જાય છે તેમના સ્થાનમાં નવી શિરાઓ રચાય છે. શરીરની અંદર આ પ્રકારની વ્યવસ્થા કરનાર સત્તાને આંતર મન એ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે આ આંતર

મન નવી શિરાઓને રચવામાટે જે બળનો ઉપયોગ કરે છે તે બળનું નામ જીવનબળ છે આ જીવનબળ નિદ્રાની વખતે આપણા શરીરમા ઉત્પન્ન થાય છે

નવી શિરાઓ રચવાને માટે જે પદાર્થ જોઇએ તે પદાર્થ આપણે ગ્રહણ કરેલા આહારના પદાર્થોમાથી ઉત્પન્ન થાય છે, અર્થાત્ આહાર એ શિરાઓને રચનાર તત્ત્વોને પૂરા પાડનાર દ્રવ્ય છે. વસ્ત્ર બનાવવાને માટે જેમ સુતરની અગત્ય હોય છે તેમ શિરાને રચવાને માટે તેનાં તત્ત્વોની જરૂર હોય છે, પરંતુ જેમ સુતર એ કપાસમાથી તૈયાર થાય છે, તે પ્રમાણે શિરાને રચનાર તત્ત્વો આહારના પદાર્થોમાથી ઉત્પન્ન થાય છે. જેમ તાર ખેંચાઇ તૈયાર થયેલો કપાસ સુતરનુ રૂપ ધારણ કરે છે, તેવી રીતે આહાર પણ શરીરયંત્રમાં જઇ ત્યાં તેના ઉપર કેટલીક ક્રિયાઓ થતા તે શિરાઓને રચવાના બળવાળા તત્ત્વનું રૂપ ધારણ કરે છે

**મનુષ્ય શરીરને દરરોજ થોડા અથવા ઘણા પ્રમાણમાં આ પ્રમાણે ઘસારો પહોંચે છે, તેથી શિરાઓનો ક્ષય થાય છે, એ શિરાઓ નવીન પૂરૂ પાડવાનુ કામ અંતઃમન કરે છે, તેને શિરાઓને રચવાનાં તત્ત્વોની જરૂર હોય છે. આ તત્ત્વો આહારમાંથી ઉત્પન્ન થાય છે અને તેથી શરીરનું સમપ્રમાણ જાળવી રાખવાને આહારની અગત્ય છે.**

## ( ૨ )

## બળ આહારથી ઉત્પન્ન થતુ નથી.

આહારમાથી જ બળ ઉત્પન્ન થાય છે એમ આપણે ઘણા અંશમાં માનીએ છીએ અને તેથી કરીને જ વધારે ખવાય તો વધાર બળવાન્ થવાય એવો ભૂલભરેલો વિચાર આપણે સ્વીકારી બેઠા છીએ. અને એ વિચારને આધારે આહારના પ્રમાણનો વિચાર કર્યાવિના જેમ બને તેમ જઠરને ભારથી લાદવાનો પ્રયત્ન થાય છે પરંતુ આ બાબતમા શોધ કરનાર વિજ્ઞાનવિદોએ નક્કી કર્યું છે કે આહાર એ કોઇ પણ પ્રકારે જીવન, બળ અથવા ચેતનાશક્તિનું મૂળ નથી જેને આપણે બળ અથવા જોર કહીએ છીએ, જે કામ કરવાની શક્તિ છે, તે આહાર કદી આપતો નથી આહારથી બળવાન્ થવાય છે અથવા તો બળને આપનાર કોઇ આહાર છે એવું છે જ નહિ આહારનો દુરપયોગ થવામા આવો ભ્રાંતિકારક વિચાર જ કારણભૂત થાય છે અને તેથી તે સબંધમાં કરેલા નિશ્ચયને તપાસી જોવાની જરૂર રહે છે

બળ અથવા ચેતનાશક્તિ એ માત્ર જીવનના મૂળમાંથી, અથવા જે ચૈતન્ય આપણામાં રહી આપણને સત્તા સ્ફુર્તિ અર્પે છે, જે ચૈતન્ય વિશ્વમાં બળરૂપે વ્યાપી રહેલું છે, તેમાંથી જ પ્રકટે છે. આહાર તો માત્ર શરીરની અંદરની શિરાઓના તત્ત્વરૂપ પદાર્થને જ, ઉપર જણાવ્યું તેમ, પૂરો પાડે છે આંતર મન ચૈતન્યના સંબંધમાં આવી તેના બળને ગ્રહણ કરી શરીરને ચેતનામય કરે છે આથી જ શરીરમાં બળનું ભાન થાય છે. જગતમાં જે જે સ્થળે બળની પ્રતીતિ થાય છે, જે જે સ્થળે જીવનનો સંચાર જણાય છે, તે વિશ્વવ્યાપી ચૈતન્યમાંથી જ પ્રકટેલું હોય છે આપણા શરીરમાં આ બળ નિદ્રાના સમયમાં જ વ્યાપી રહે છે નિદ્રાકાળે બાહ્ય જગતનો સંબંધ જતો રહેવાથી આપણા આંતર જગતમાં વ્યાપેલા પરમાત્મ તત્ત્વસાથેના સંબંધથી જ એ બળનો આપણામાં અવિર્ભાવ થાય છે આ પ્રમાણે બળને પ્રાપ્ત કરવાને સર્વને જ નિદ્રાની અગત્ય રહે છે પશુ, પક્ષી, વૃક્ષ સર્વને નિદ્રાની જરૂર છે. અને સર્વ નિદ્રા લે છે એ હાલના વિજ્ઞાનથી સિદ્ધ થયેલું છે. નિદ્રાની ક્રિયાવડે જ બળથી શરીરને ભરી શકાય છે. આ વાર્તા આપણા દરરોજના અનુભવની છે આપણને જ્યારે ઉજાગરા કરવાના પ્રસંગ આવે છે, ત્યારે સમજાય છે કે આપણી શક્તિમાં ઘટાડો થાય છે રાત્રિના ઉજાગરા પછી દિવસે શરીરમાં આળસ, બેચેની અને દુર્બળતા જણાય છે લગ્નના જેવા પ્રસંગોમાં પણ રાત્રિએ ઉત્તમોત્તમ ભોજન જમવાનું મળ્યું હોય, અત્યંત પૌષ્ટિક અને સ્વાદિષ્ટ પદાર્થોની જઠરને આહુતિ આપવામાં આવી હોય, છતાં નિદ્રા લેવાનો સમય સમૂળ ન મળ્યો હોય અથવા તો થોડો ઘણો જ મળ્યો હોય, તોપણ શરીરમાં અસ્વસ્થતા અને દુર્બળતાનાં ચિહ્ન જણાય છે આનું કારણ શું છે? જો આહાર જ બળને પ્રકટાવનાર હોત તો અવશ્ય નિદ્રા ન લેવાથી આવી અસ્વસ્થતા શરીરમાં જણાવી ન જ જોઇએ. પરંતુ તેમ નથી થતું એ જ જણાવે છે કે બળને ઉત્પન્ન કરવાને માટે નિદ્રાની જ જરૂર છે આહારને પચાવવાને માટે પણ જે બળ શરીરમાં જોઇએ તે પણ નિદ્રાવિના નવું પ્રકટતું નથી અને રાત્રના ભોજન પછી નિદ્રા નથી લેવામાં આવતી તો સવારે અજીર્ણ થવાનો પ્રસંગ આવે છે કારણ કે આગલી રાત્રિયે એકત્ર થયેલા બળનો ઉપયોગ જો થઇ ગયો હોય છે તો પછી શરીરમાં નવા બળની જરૂર હોય છે અને તે નિદ્રાવિના ઉત્પન્ન થતું નથી.

* એ પ્રયોગ કરી જુઓ એક દિવસ કેવળ ઉપવાસ કરો અને એક રાત્રિ નિદ્રાવિનાની ગાળો. તમને સમજાશે જ કે ઉપવાસ કરવાથી તમને જે

અશક્તિ જણાય છે તેના કરતા ઉજાગરાથી તમને વધારે દુર્બળતા જણાય છે એક દિવસના ઉપવાસને અંતે જ્યારે શરીરમાંથી પચાવવાના બળનો ક્ષય ન થવાથી તમને કઇક સ્ફુર્તિનુ ભાન થશે તેમ જ તે દિવસે નિદ્રા પણ કઇક સારી આવશે, ત્યારે ઉજાગરાને લીધે તમને કોઇ પણ રીતે સ્ફુર્તિ કે બળ જણાશે નહિ બે, ત્રણ, પાંચ, સાત અને તેથી પણ વિશેષ ઉપવાસ કરનાર મનુષ્યો કામકાજ પણ કરી શકે છે, પરતુ એક ક્ષણ પણ નિદ્રાવિનાની પાચ સાત તો શુ પણ બે ત્રણ રાત્રિ ગાળ્યા પછી મનુષ્ય કેવી સ્થિતિવાળો થાય તે કહી શકાવું મુશ્કેલ છે ઘણા બળવાન્ મનુષ્યનાં ગાત્ર પણ આવા ઉજાગરા પછી ઢીલાં થઇ જવા સભવે છે

શરીરમા બળ એ જ મુખ્ય છે અને તેથી જ કુદરતે નિદ્રાનુ બળ વધારે મૂકેલુ છે નિદ્રાની મીઠાશ આહારકરતાં પણ વધારે છે. આહાર પોતાનુ બળ આપણા ઉપર જે પ્રમાણમાં અસર કરે છે તેના કરતાં નિદ્રા વધારે પ્રમાણમાં અસર કરે છે

ગાઢ નિદ્રામા સુતેલા બાળકને કે મનુષ્યને ખાવામાટે ઉઠાડવાનો પ્રયત્ન તમે કરી જોયો છે ? જમવાના ઉત્તમ પદાર્થને ત્યાગીને પણ તે ઉંઘવાનું વધારે પસદ કરે છે, એની ખાતરી તમને થયાવિના ભાગ્યે જ રહી હશે બળનું ભાન કરાવનારી નિદ્રા આહારકરતાં શ્રેષ્ઠતા ભોગવે છે ઉપરના વિચારોથી નિર્ણય થાય છે કે—

**બળ આહારથી ઉત્પન્ન થતુ નથી, પરંતુ નિદ્રાથી ઉત્પન્ન થાય છે અને તેથી બળ પ્રકટાવવાને આહારની જરૂર નથી, પરતુ નિદ્રાની અગત્ય છે.** (અપૂર્ણ)

---

ભુગોળ —યુરોપખંડની ભૂગોળનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓએ હવે એક વાત યાદ રાખવાની છે કે પૃથ્વીઉપર સેંટપીટર્સબર્ગ નામનુ શેહેર નથી રૂશિયામાં પ્રથમ એ નામનુ રાજ્યધાનીનુ શેહેર હતું. હવે તેનું નામ પેટ્રોગ્રેડ ( stronghold of Peter પીટરનો કિલ્લો ) રાખવામાં આવ્યુ છે સેંટપીટર્સબર્ગ એ શબ્દ જર્મન ભાષાના સંસર્ગથી દુષિત ગણ્યો છે

---

## अमारी वीणा.

પદ. ( હું તો પ્રેમની પ્યારી, એ લય )

કંઇ કંઇ મધુર રવ કરતી અમારી વાણીની વીણા,
વાણીની વીણા, શુણાવે મર્મ સ્વર ઝીણા,
શુણો આ વાણીની વીણા. ૧
ધારે સરસ્વતી જેને સદા જે બ્રહ્મમયી વીણા,
તેના દિવ્ય પ્રકટ પ્રતીકરૂપા, આ રુડી વીણા,
શુણો આ વાણીની વીણા. ૨
કંઇ ગજવતી, કંઇ જગવતી આ ધ્વનિમયી વીણા,
કંઇ કંઇકને મસ્તી દીયે આ બોધમયી વીણા,
શુણો આ વાણીની વીણા ૩
આશ્વાસન દીયે કંઇ દુખીને આ સુખસુરી વીણા,
ઉત્સાહધ્વનિથો છાઇ દેતી, વિશ્વ, આ વીણા,
શુણો આ વાણીની વીણા. ૪
જાગ્રત્ કરે આશા ઉરે અદ્દભુત આ વીણા,
પ્રભુઅભિમુખ કરાવી જીવને, પ્રભુમય કરતી આ વીણા,
શુણો આ વાણીની વીણા ૫
છેડતી હિતવચનરૂપી સુરમ્ય સ્વર જ આ વીણા,
દે શુણનાર ઉર શાંતિ અને આનંદ આ વીણા,
શુણો આ વાણીની વીણા. ૬
આવો ગાઇએ પ્રભુગાન આજ વગાડી આ વીણા,
પ્રભુધ્યાનમાં તલ્લીન કરે આ અમારી વીણા;
શુણો આ વાણીની વીણા. ૭

---

# प्रातःकाल.

તત્ત્વવિચાર, વિજ્ઞાન, સાહિત્ય, યોગ, તથા સામાજિક વિષયોને કોઇ નવીન શૈલીથી ચર્ચતું, ગુજરાતીમા સર્વોત્તમ મનાતું, આ સમયમા સર્વને અતિ ઉપયોગી પ્રાતઃકાલ નામનું માસિક આજ બાર વર્ષથી પ્રસિદ્ધ થાય છે લવાજમ ભેટ સાથે માત્ર રૂ ૧-૮-૦ છે નમુનાના અંકની કિંમત ૦-૨-૦ જે બે આના ગ્રાહક થનારને અથવા અંક પાછો મોકલી આપનારને મજરે આપવામા આવે છે.

प्रगति—આ નામનુ પુસ્તક ૧૯૭૦ ની ભેટ માટે પ્રસિદ્ધ કરવામા આવ્યુ છે. આ પુસ્તક વાચનાર સુતો હોય છે તો ઉભો થઇને દોડવા માટે છે, એવા વિલક્ષણ શબ્દ સામર્થ્યવાળુ છે પાચ જ મહિનામા તેની બીજી આવૃત્તિ છાપવા આપવી પડી છે, એટલું તે લોકપ્રિય થયુ છે મૂલ્ય રૂ ૦-૧૨-૦

महत्त्वाकाक्षा अने तेनी सिद्धि—આ પુસ્તક ૧૯૭૧ ની પ્રાતઃકાલની ભેટમાટે છે આ પુસ્તક પણ કોઈ અદ્ભુત છે, અને તે નિકૃષ્ટ સ્થિતિવાળાને ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળાને વિશેષ ઉંચી સ્થિતિમા સ્થાપે છે

---

## 'વીણા' પત્ર માટે જાહેરખબરના ભાવ.

| | બાર માસના | ત્રણ માસના |
|---|---|---|
| પુઠા ઉપરના પૃષ્ઠ ૧ ના | ૪૦-૦-૦ | ૧૨-૦-૦ |
| ,, ,, ,, ½ ,, | ૨૫-૦-૦ | ૭-૦-૦ |
| ,, ,, ,, ¼ ,, | ૧૪-૦-૦ | ૪-૦-૦ |
| ,, ,, ,, ⅛ ,, | ૮-૦-૦ | ૩-૦-૦ |
| અંદરના ભાગના,, ૧ ,, | ૩૦-૦-૦ | ૯-૦-૦ |
| ,, ,, ,, ½ ,, | ૧૬-૦-૦ | ૫-૦-૦ |
| ,, ,, ,, ¼ ,, | ૯-૦-૦ | ૩-૦-૦ |
| ,, ,, ,, ⅛ ,, | ૫-૦-૦ | ૨-૦-૦ |

તા. ક. એક હજાર ઉત્તમ કુટુંબોમાં તમારી જાહેર ખબર ફેલાવવાની આથી ઉત્તમ તક ભાગ્યે જ મળશે.

# ધ્યાન આપો !

અમારા નીચેના બાબતપર ધ્યાન આપવા ખાસ વિનતિ છે. નીચેની વસ્તુઓમાં અમારા ભાવ બેહદ સસ્તા છે અજમાયશની ખાતર એકવાર તમે મંગાવી જુઓ અને તમને ખાતરી થશે કે ઘણા કીફાયત ભાવે તમે ઘણો સારો માલ મેળવો છો.

| | | | |
|---|---|---|---|
| રેશમી રૂમાલ | ૧૯½ × ૧½ | રૂ. ૫–૦–૦ | ડઝન ૧ ના |
| ,, ,, | ૧૭½ × ૧¼ | રૂ ૩–૮–૦ | ,, |
| ,, ,, | ૧૬¼ × ૧¼ | રૂ. ૩–૦— | ,, |
| મોજા ન. ૧ હા | બાબજના રૂ. ૨–૧૨–૦ | | ,, |
| ,, ન. ૨ ,, | ,, રૂ ૨—૫–૦ | | ,, |
| ,, ન ૩ ,, | ,, રૂ. ૨—૩–૦ | | ,, |

આ ઉપરાંત ફેન્સી કેલેન્ડરો, દાગીના મુકવાનાં ફેન્સી બાક્સ, સોના તથા ચાંદીના ફુલ, કડીઓ વગેરે માલ ખાસ વિલાયત વગેરે જગાએથી મંગાવી તૈયાર રાખવામાં આવે છે એકવાર પત્રવ્યવહાર કરી અમારા ભાવની તથા માલની ખાતરી કરો

**સી. બી. બ્રધર્સની કંપની.**
ગેકમેન સ્ટ્રીટ, મુંબઇ

---

## 'વીણા' પત્ર માટે જાહેરખબરના ભાવ.

| | બાર માસના | ત્રણ માસના. |
|---|---|---|
| પુંઠા ઉપરના પૃષ્ઠ ૧ ના | ૪૦–૦–૦ | ૧૨–૦–૦ |
| ,, ,, ,, ½ ,, | ૨૫–૦–૦ | ૭–૦–૦ |
| ,, ,, ,, ¼ ,, | ૧૪–૦–૦ | ૪–૦–૦ |
| ,, ,, ,, ⅛ ,, | ૮–૦–૦ | ૩–૦–૦ |
| અંદરના ભાગના ,, ૧ ,, | ૩૦–૦–૦ | ૯–૦–૦ |
| ,, ,, ,, ½ ,, | ૧૬–૦–૦ | ૫–૦–૦ |
| ,, ,, ,, ¼ ,, | ૯–૦–૦ | ૩–૦–૦ |
| ,, ,, ,, ⅛ ,, | ૫–૦–૦ | ૨–૦–૦ |

તા ક. એક હજાર ઉત્તમ કુટુંબોમાં તમારી જાહેર ખબર ફેલાવવાની આથી ઉત્તમ તક ભાગ્યેજ મળશે.

# વિષયાનુક્રમણિકા.



## સૂચના

વીણાના અંક મળતાંજ કેટલાક સજ્જનોએ લવાજમ મોકલી આપ્યું છે કેટલાક સજ્જનો તરફથી હજી આવતાં વિલંબ થયો છે તો તે સત્વર મોકલાવી આપવા કૃપા કરશે એમ આશા છે. બીજો અંક પ્રકટ થતાં સુધીમાં જેમના તરફથી લવાજમ નહિ આવે તેમના તરફ ત્રીજો અંક વી. પી. થી મોકલવામાં આવશે તો તે સ્વીકારવા કૃપા કરશો એવી વિનંતિ છે.

વીણા અંગ્રેજી પૂર્ણિમાએ જ પ્રકટ થાય છે. સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

વ્યવસ્થાપક, 'વીણા' વડોદરા.




वर्ष १. सं० १९७१ मार्गशीर्ष शुक्ल पूर्णिमा अंक २.

॥ ॐश्री ॥

## पूर्णिमानी एक रात्रि.

( છોડો રે કુવર મારા હાથને, એ લય )

ખીલી રસિલી શી છે રાત્રિ આ ! કરે જ્યોતિ કંઇ ચમકાર,
પૂર્ણ પ્રભા જામી ઇંદુ[1]ની, લાગે શીતલ ને સુખકાર,—
મનોહર તારલા ઝગઝગે રે, કરે ગગને વિહાર,
લીલા શી દિવ્ય વિશ્વનાથની, ગતિ કરે એ વિણુઆધાર,—
રમણીય સરોવર શોભતુ રે, ભર્યુ નિર્મળ શુ વાર[2] !
સ્વચ્છ હૈ રમતા તેપર કિરણો, દાખવે દૈવી ચમત્કાર,—
ધીરી [3]સમીરલહરી ઉપજાવતી રે, માહિ તરંગોનો હાર,
ડોલતી વરુડાળી દીસતી, દેતી ચંદ્રને આવકાર,—
નીલરંગી ખિલ્યા શા આ ઉત્પલો[4] રે, હસતા જોઇ ચંદ્ર અપાર,
અંતર પ્રીતિને દર્શાવતા, પઢાવે પ્રેમતત્ત્વસાર,—
નિઃશબ્દ દિશાઓ આ થઇ રહી રે, કરતી શાંતિનો પ્રસાર,
યોગી કો સમાધિસુખ માણતા, ચિતિચંદ્રે[5] સાંધી તાર,—

૧, ચંદ્ર ૨ પાણી., ૩ પવનની લ્હેર ૪ રાત્રિ કમળ ૫ ચૈતન્યરૂપી ચંદ્ર.

# સીતા-વનવાસ.

( રા વેણુવિહારી )

## પ્રથમ.

### પુનરાગમન.

તે અવર્ણનીય આનંદ !

રાજ્યધાની શાભાયમાન દેખાતી હતી ! પ્રત્યેક રસ્તાઓપર ગુલાબજળ, ચંદનમિશ્રિત જળ વગેરેનો છટકાવ કરવામાં આવ્યો હતો ! ઠેકઠેકાણે ધ્વજા પતાકા ફડફડી રહ્યાં હતાં ! રત્નાકર પણ પોતાના ભારે મોજાઓથી કિનારાપર છોળો મારી પોતાનો હર્ષ પ્રકટ કરતો હતો ! શુભ્ર ફીણમય મોજાઓ રવિકિરણે ચમકી રહ્યા હતા. રસ્તાઓપર, ઘાટોપર, બજારોમાં ફરકતી ધજાઓ કેવળ શુભ્ર જ નહોતી પણ જુદા જુદા રંગના અંબરો-વસ્ત્રો ઉંચે ઉંચે ગગનમાં ચમક્યા કરતા હતા. ઉદધિના પ્રચંડ મોજાપર રવિકિરણોએ પોતાનો અમલ બેસાડેલો હોવાથી તેઓને આ જુદા જુદા રંગો પ્રાપ્ત થયા હોય એવો ભાસ થતો હતો. મોજાને જે અનિવાર્ય ક્રોધ ચઢયો તેનો દર્શકરૂપી લાલ રંગ ચમકતો હતો. શૂરવીર યોદ્ધાઓ પોતાપર ચઢી આવેલા શત્રુનો સંહાર કરવા જતા તેઓનું શરીર સહેજે રક્તવર્ણને ધારણ કરે છે, અથવા તો જાણે આ મોજા તે રવિકિરણસાથે લડવાને સજ્જ થયેલા શૂરવીર યોદ્ધાઓ હોય આ જુદા જુદા ચિત્ર વિચિત્ર રંગો તેમના ભિન્ન ભિન્ન રંગોના વસ્ત્રો દર્શાવી રહ્યા હતા અથવા તો આ શુભ્ર ફીણપર રવિકિરણો પડવાથી તેનું પૃથક્કરણ થઈ જાણે કે આ ઈંદ્રધનુ દિગ્રુમ ડળમાં શોભી રહ્યું છે

ચંદનમિશ્રિત જળથી સુગંધિત થયેલા રસ્તાઓ પોતાનો પરિમલ ચોપાસ ફેલાવી રહ્યા છે ' જેથી રસ્તાઓ જાણે સુગંધિત ફુલોના જ બનાવેલા હોય એવો ભાસ થતો. ગમે ત્યાં એમો પણ પોતાના પુત્રના પરાક્રમે જીત મેળવી પાછા આવતા રામચંદ્રના આગમનમાં આનંદિત બનેલો મરુત્ ત્યાં પણ સુગંધ પહોચાડતો ! આવા આ સુગંધથી અલિગણોનાં ટોળેટોળાં ભર રસ્તામાં ગુંજારવ કરતાં આવવા લાગ્યા ! પણ તેઓ જ્યારે તે સુગંધિત રસ્તાપર જે કુસુમની આશાએ આવ્યા હતા તેઓને શું માલમ પડયું કે ત્યાં તો પુષ્પ નહિ પણ કેવળ પુષ્પનો ભાસ હતો ! પુષ્પને બદલે ફક્ત વાસ જ હતો !

દેહના અભાવે અમૂર્ત જીવ જ રમતો હતો ! કેવળ માર્ગમાં ચંદનસિંચિત ધૂળ પડી હતી

શીતળ મંદ મારુત વહેવા લાગ્યો ! વાતાવરણ સુગંધમય બન્યું ! ઉપર નીચે આજુબાજુ અદ્ભુત મોહિની ફેલાઈ રહી ! સૃષ્ટિસુંદરી ઘેલી બની ! તેનું ચિત્ત બાવરૂં બન્યું ! તેને ક્ષણમાં આ મોહિની કરનારને શોધી કાઢવાનું મન થતું પણ તેના પગ ભારે થયા તે મધુર ગંધે તે ભૂલભૂલામણીમાં પડી ! આ સૌંદર્યપૂર્ણ સુંદરીને—સુગંધથી ઉન્મત્ત બનેલી તરુણ સૃષ્ટિ સુંદરીને—જોઈ મારુત ઘેલો બન્યો ! તે પણ સ્તબ્ધ થયો ! તેની અનિવાર્ય ગતિ મારી ગઈ ! તેના તેજનો અસ્ત થયો મંત્રવશ કરેલાની માફક મંદ ગતિએ વહેવા લાગ્યો !

રસ્તાપર અસંખ્ય લોકો સંચાર કરવા લાગ્યાં પ્રત્યેકના પ્રફુલ્લિત મુખ-કમલ જોતાં એમ જ થતું કે આ ચિંતાયુક્ત માનવ મંડળ ન હોય પણ સ્વચ્છંદે વિહાર કરનારા દેવ / હોવા જોઈએ ! અગર તો જેને માટે સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ એવા ત્રણે લોકમાં સંચાર કરવાને દરવાજા મોકળા છે એવા પરમપદે પહોંચેલા સાધુ-પુરુષ, સિદ્ધ-પુરુષ, હોવા જોઈએ પ્રત્યેકને થતો આનંદ તેમના મુખ-મંડળપર સ્પષ્ટપણે દૃગ્ગોચર થતો હતો. સઘળાંના મુખકમળો પ્રફુલ્લિત થયેલા દેખાતા હતા પ્રત્યેકને આ આટલો બધો આનંદ શાને માટે થયો હતો તે તેઓના 'રામ' નામના પવિત્ર પ્રેમાળ અને મંજુલ ઘોષપરથી સ્પષ્ટ માલમ પડતું હતું ! તેઓ સાથે વિહાર કરવા લક્ષાવધિ દેવાંગનાઓ પણ ઇતસ્તત હિંડતી હતી ! પ્રત્યેક જણીના હસ્તમાં સુવર્ણ-દીપક હોઈ પંચારતિની સામગ્રી હતી શ્રીરામચંદ્રની આરતિ ઉતારવા માટે સર્વ અયોધ્યાવાસિની સ્ત્રીઓ ઉત્સુક થઈ હતી ! ઘણાં વર્ષોથી ન જોવામાં આવેલું શ્રીરામચંદ્રનું સુંદર સુખ-કમલ પુનઃ એક વખત ક્યારે નજરે પડે એવું પ્રત્યેકને થઈ રહ્યું હતું સીતા-દેવીનું અનુપમ પાતિવ્રત્ય, પ્રશંસનીય ધૈર્ય, અને સ્વામિ-નિષ્ઠાની પહેલાથી જ સર્વત્ર ખ્યાતિ પ્રસરી રહી હતી. લક્ષ્મણની વિલક્ષણ ભ્રાતૃભક્તિ, અવર્ણનીય સ્વાર્થત્યાગ અને સહિષ્ણુતાના ગુણોએ લોકોના હૃદયમાં તેની પૂર્ણ મૂર્તિ કોરાઈ ચુકી હતી ! તેને વિષે પહેલાથી પ્રત્યેકનું હૃદય સ્નેહમય બન્યું હતું તો પછી આજના દિવસનું તો શું પૂછો ! તે ત્રણની—તે માનવરૂપ અયોધ્યાવાસિના અંતરાત્માની પ્રત્યક્ષ મૂર્તિ ચોતરફ દિગ્વિજય સંપાદન કરી અયોધ્યામાં ચૌદ વર્ષના દીર્ઘ કાળ પછી અવતીર્ણ થઈ હતી ! તો પછી હવે લોકોના આનંદની સીમા કોણ કાઢી શકે તેમ છે ?

ત્રિમૂર્તિએ નગરીમા પ્રવેશ કર્યો. આજસુધી મૃતવત્ થયેલી અયોધ્યા નગરીમા આજે પ્રત્યક્ષ જીવ રમવા લાગ્યો ! જડને ચૈતન્ય આવ્યુ ! દેહને આત્મા પ્રાપ્ત થયો ! આનદના વાદ્યો વાગવા લાગ્યા કર્ણપીપુડી, શરણાઇ, ભેરી, નોબત, શખ ઇત્યાદિ મગલ વાદ્યો ગર્જના કરવા લાગ્યા દુદુભીનો ધ્વનિ દિગતસુધી ધમધમી રહ્યો આ કૃત્રિમ વાદ્યોનો ધ્વનિ ક્ષણમાં લુપ્તપ્રાય થયો ! હવે તે કોઇના પણ સાભળવામા આવતો નથી કારણ કે સુસ્વરયુક્ત મધુર નિસર્ગ-સગીત શરૂ થયુ ! શ્રીરામચદ્રના આગમનથી અખિલ પક્ષીગણોને આનદ થયો અને તેઓ પોતાના પ્રેમાળ સગીતધ્વનિથી પોતાનો આનદ પ્રદર્શિત કરવા લાગ્યાં ! વૃક્ષ—લતાઓને પણ અત્યાનંદ થયો ! તેઓને આ આનદને લીધે ક્ષણમા પુષ્પો આવ્યા ! તે પુષ્પોમાથી સુદ્ધાં મજુલ સગીત શરૂ થયુ

જ્યા ત્યા આનદનુ સામ્રાજ્ય ફેલાયુ ! રાજ્યાભિષેકની તૈયારીઓ થવા લાગી ચૌદ વર્ષો પૂર્વે રામરાજ્યાભિષેકના સમારભ વખતે જે અડચણ આવી હતી તેનુ હવે ક્યાય ઠામઠેકાણું નહોતુ. મહાત્મા ભરતે પોતાનુ ભ્રાતૃવાત્સલ્ય અને અનુપમ ઔદાર્ય પ્રકટ કર્યું હતુ રામના વનવાસનો ચૌદ વર્ષનો ધીર્ઘકાળ ભરતે મુનિ—જનોને યોગ્ય એવા જટા વલ્કલો ધારણ કરી રામ—પાદુકાના નામે સ્વત અલિપ્ત રહી રાજ્ય કારભાર ચલાવી, પોતાના નરદેહનુ સાર્થક્ય કર્યું ! જેવી ભરતની તેવી જ શત્રુઘ્નની સ્થિતિ હતી ! બને રાજ્યલોભથી કેવળ અલિપ્ત ! કૈકેયીના ભગીરથ પ્રયત્નો નિષ્ફળ ગયા. તેના નીચ મનોરથ મનમાં જ સમાયા. (અપૂર્ણ.)

---

## ગ્યાસલેટનો વિશેષ ઉપયોગ.

અમેરિકાના દરિઆઇ કાફલાના ૭ વહાણો એ કોલસાને બદલે તેલ વાપરવાનો પ્રયોગ હાલ શરૂ કર્યો છે, અને તેનાથી તેમને ઘણા ફાયદા જણાયા છે. કોલસાકરતાં તેલથી વરાળ વધારે ઝડપથી ઉત્પન્ન થઇ શકે છે વજન લાદવા લઇ જવામાં ઘણું ઓછું પડે છે અને કામકાજમા એકદર ઘણો ફાયદો તથા સરળતા રહે છે ગ્યાસલેટ અમેરિકામા ઘણા મોટા જથામાં મળી આવે છે. તેના કુવા ત્યા ઘણા છે પૃથ્વિઉપર એકદર જેટલુ ગ્યાસલેટ નીકળે છે તેના ૭૦ સિત્તર ટકા ગ્યાસલેટ ત્યાં પેદા થાય છે

---

વીણાના ગ્રાહક થવાથી તમે એક ઉત્તમ સત્કાર્યને પોષણ આપો છો એ સારી રીતે સ્મરણમા રાખજો

# वालकथी युवान्.

( ભોગીલાલ જયશંકર ઓઝા )

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૨ થી. )

( ૨ )

## રમત.

બાળકના સ્વભાવની પરીક્ષા કરવાનું કામ સરળ છે તેમ કઠિન પણ છે કેટલીક બાબતો સહજ સમજાય તેવી હોય છે, ત્યારે કેટલીક સમજવી કઠિન પડે છે બાળકનો સ્વભાવ ઘણી ઘણી વખત બદલાય છે અને તેમાં તેના ચાળા, કાલા કાલા બોલ, આનંદના, પ્રેમના કે તેવા જ મનના ભાવોને બતાવવાની રમુજી રીત, વિગેરે ઘણા માણસોને છેતરે છે. તેનાથી બાળકના સ્વભાવનું સ્વતંત્ર રીતે ભાન થતું નથી. તેમાં મોટે ભાગે પાસે રહેનારની છાયા હોય છે બાળકના લક્ષરૂપ જે વધારે હોય છે તેના સ્વભાવનું તે વધારે અનુકરણ કરે છે સાચી પરીક્ષા તેના સ્વતંત્ર વર્તનઉપરથી થઇ શકે છે.

રમત એ બાળકોને સ્વતંત્ર ફરવા હરવાનું સ્થાન છે. તે વખતે તેના સ્વાભાવિક લક્ષણો બહાર આવે છે, અને તેના ગુપ્ત સ્વભાવનું આપણને દર્શન કરાવે છે તેના મનમાં જે જે કાંઇ ગુપ્ત વલણ હોય છે તેને તે અનુસરે છે અને કેળવણી આપનાર જે હોય છે તેને યોગ્ય માર્ગ દર્શાવવાના સાધનરૂપે થાય છે

રમત બાળકના શરીરમા આગળ વધતા બળની નિશાની છે, તેમ કેટલુંક અનુકરણ કરવાના સ્વભાવની શરૂઆત બતાવનાર પણ છે રમતમા બન્ને તત્ત્વો રહેલાં છે. આગળ વધતું, ઉભરાતું બળ કેવળ તોફાન અને મસ્તીથી જણાઇ આવે છે, ત્યારે કેટલીક સ્થિરતાવાળી, વિચાર કરીને દાવ મૂકવાની રમતો, મનના બળની વ્યવસ્થાવાળી સ્થિતિ સૂચવે છે

બાળકના શરીર તથા મનનો જેમ જેમ વિકાસ થાય છે અથવા જેમ જેમ તે આગળ ઉન્નતિતરફ વળતા જાય છે, તેમ તેમ બાળક અનુકરણ જૂદી જૂદી રીતે કરતા શીખે છે તથા રમતોને પણ નિરંતર બદલ્યા કરે છે રમત તેના વખત વખતની શરીર તથા મનની આગળ વધતી સ્થિતિ બતાવે છે દિવસે, અઠવાડીએ, માસે, છ માસે અને વર્ષે, એમ બાળક પોતાની રમત બદ-

સતું જાય છે તે એક જ પ્રકારની સ્થિતિમા લાંબો વખત કદી પણ રહેતું નથી. રમતનાં સાધનો અને વિચાર હંમેશાં બદલાય છે ૭ માસના બાળકને જે જે રમત ગમે છે, તેનાથી બાર માસના બાળકને જૂદી રમત ગમે છે અને બાર માસના બાળકને જે રમત ગમે છે, તેનાથી બે વર્ષના, પાંચ વર્ષના, સાત વર્ષના અને તે પ્રમાણે ચઢતા જતા ક્રમવાર બાળકોની રમતનો ઘણો ભેદ પડી જાય છે તથા તેમા તેમની હરિફાઇનો વિષય કેવળ જૂદો થાય છે કન્યાઓની રમતના ભેદમાં પણ વય અને સ્થિતિના પ્રમાણમાં ફેરફાર થતા રહે છે.

રમત બાળકની ભવિષ્યની જીદગીની ઇમારતના પાયારૂપ છે તેનામા જે કામ કરવામા શરીરસબધી, મનસબધી, નાતિમબધી, તથા સમાજ-સબંધી, જેજે ગુણોની જરૂર છે, તે તેના વડે કેળવાય છે ટુકામાં કહીએ તો રમત જીદગીને માટે તૈયાર કરનાર એક જ સાચુ અને સરળ સાધન છે

પરાક્રમી યોદ્ધાને, તત્ત્વજ્ઞાનીને, લેખકને, કવિને, કારીગરને કે કોઇ પણ શાખાના કુશળ પુરુષને ઉત્પન્ન થવાના મૂળ સમાચાર તેમની બાળવયની રમતના વિચારથી આવી શકે છે ઇતિહાસ તેનો પુરાવો જ્યા ત્યાથી આપે છે પ્રત્યેક મહાન્ પુરુષની બાળવય અને તેમની સ્વતત્ર રમત ગમતની રચના તથા પ્રેમ તેમની ભવિષ્યની કારકીર્દિના પાયા પાડનારી હોય છે

શ્રીરામ, શ્રીકૃષ્ણ આદિનુ બાળચરિત્ર, તેમના પરાક્રમ તથા રસજ્ઞતાના ગુણોને દર્શાવનારૂ એક એક હિદુ પ્રજાને જાણીતુ છે તેમની ક્રીડાઓ, રમતો, તેમના ભવિષ્યના તેજસ્વી ચારિત્ર્યના પ્રકટ થવાના કારણ રૂપ હતી એમ પાછળથી સહજ જણાઈ આવે છે જે જે સ્વભાવ અને ગુણ પાછળથી પૂર્ણ રૂપે પ્રકાશ્યો છે, તે તે સ્વભાવ અને ગુણ તેમણે શરૂઆતમાં સર્વને જૂદી જૂદી રીતે બતાવ્યો છે પુત્રના લક્ષણ પારણામાથી એ સામાન્ય જન કથન અક્ષરશ સત્ય છે તેનુ અવલોકન અને ધ્યાનપૂર્વક કેળવણી, એમની જં વિશેષ જરૂર છે

રમતથી શરીરના અવયોને કસરત પહોચે છે અને તેથી શરીર સુંદર ઘાટીલુ તથા બલવાન્ થાય છે લોહીનુ ફરવુહરવુ વિશેષ થાય છે અને શ્વાસપ્રશ્વાસથી ફેફસાંને કસરત પહોચી આખુ અગ શુદ્ધ થાય છે તથા અદરના મેલ કપાય છે આંખ, કાન વિગેરે ઇન્દ્રિયો સાવધાન થાય છે. શરીરની તથા મનની ચચળતા વધે છે કામ કરવાનો ઉત્સાહ પ્રકટે છે વસ્તુની પરીક્ષા કરવાનુ, એક બીજા સાથે રહી સલાહથી અને સપથી કાર્ય

કરવાનું શીખે છે ન્યાય અને વિચારશક્તિ કેળવાય છે. સામ સામાં બે પક્ષ બાંધ્યા હોય ત્યાં હરીફાઇ રાખી, સપ, વિવેક અને ન્યાયવડે હારજીત કેમ લાવવી વિગેરે ગુણો સહજ કેળવાય છે. સહકારી પ્રયત્નના બીજ રોપાય છે. બંધુભાવ વધે છે, પરસ્પરની સેવાનો ગુણ વૃદ્ધિ પામે છે અને સ્વલ્પમાં માણસ જાતને જોઇતા સંપૂર્ણ સદ્‌ગુણ, ધર્મ, નીતિ વિગેરે કેળવવાની તક મળે છે

કેળવણીને વ્યાવહારિક ( practical ) કરનાર રમતો છે તે માત્ર સૂચના કરનાર છે એમ નથી પરંતુ બરાબર સમજતા મોટા સાધન રૂપ છે રમત અને કેળવણી એ બન્નેની મિત્રતા છે એકનો ભેદ સમજતાં બીજાનો ભેદ સમજાય છે અને બીજાનો ભેદ સમજતા પહેલાનો ભેદ સમજાય છે. રમત કેળવણી માટે છે અને કેળવણી રમતમાટે છે નાના મોટાનો ભેદ વખત વીતતા સમજાય છે પરંતુ આદિથી તે અંત સુધી રમત અને કેળવણીની મિત્રતા કદી પણ તુટતી નથી તે એમ રહે છે અને દિવસે દિવસે વધારે દૃઢ થતી જાય છે ઉમર વધતા તે ઢીલી પડતી નથી, માત્ર ફેરફારવાળા રૂપને બદલે છે એટલું જ છે કારણ રમત જેમ આનંદ આપવા માટે છે તેમ કેળવણી પણ આનંદ આપવા માટે છે રમત શરીર, મન વિગેરેને કેળવવા માટે છે તેમ કેળવણી પણ શરીર, મન વિગેરેને કેળવવા માટે છે રમતનો ઉદ્દેશ અને કેળવણીનો ઉદ્દેશ સરખો છે સાધન અને વિચારરૂપ બન્ને ક્રિયાઓ છે

કેળવણી પણ જેમ જેમ આગળ વધતી જાય છે અને તેના સાચા અર્થમાં સમજાવા માંડે છે તથા તેનાં યોગ્ય સાધનો રચવામા આવે છે તેમ તેમ તે રમત રૂપ થતી જાય છે અને તેવી કરવાનો જ પ્રયાસ ચાલે છે કોઇને શ્રમ પડે અને તેવી સંસ્થાઓમાંથી નાસી છૂટવાનો વિચાર આવે તેવી સ્થિતિ બદલવા તરફ બધા ઉંચી કેળવણી આપવાની હિમાયત કરનારાનો મુખ્ય વિચાર ચાલી રહ્યો છે કેળવણી આનંદરૂપ હોવી જોઇએ, અને તેની સંસ્થામા જેમ બને તેમ વધારે આકર્ષક વસ્તુ હોવી જોઇએ, એમ એકમત ઘણા થયા છે રમત અને કેળવણી પર્યાય શબ્દ થઇ જવા જોઇએ કેળવણી રમતવડે આપવી એમા સાચા વ્યાવહારિક શિક્ષણનાં બધા તત્ત્વો આવી જાય છે નિશાળો નાની મોટી અનેક પ્રકારની ચઢતી ઉતરતી રમતશાળા બનાવવાની જરૂર છે શિક્ષકો રમતને સમજનારા અને બાળકોની સ્થિતિ, વિચાર વિગેરેને અનુસરી, પરીક્ષા કરી, રમતમા જોડવાની કુશળતાવાળા હોવા જોઇએ. તેમણે રમતમાત્રનું રહસ્ય સમજવું જોઇએ અને બંધ બેસતી રમતો જે તે વખતે જેના તેના આગળ

મૂકવી જોઇએ. રમવું અને રમાડવું એ તેમણે કદીપણ વિસરી જવાનું નથી. દરેક કામ કરતાં, બાળકની સાથે રમતા રહેવાનું છે અને તો જ તે પોતાની ફરજ બરાબર બજાવી શકે તેમ છે શિક્ષકનું ચિત્ત રમતમાંથી ભ્રમણે ચઢ્યું તો અવશ્ય બાળકનું ચિત્ત પણ ચીમળાવા માંડવાનું અને તેની પ્રસન્નતા તથા પ્રફુલ્લતાનો નાશ થતાં, કેળવણીનું બીજ શેકાઇ જવાનું માટે શિક્ષકે સદા રમતું મન રાખી, આનંદ તથા ઉત્સાહથી બાળકની રમતોમાં ભાગ લઇ તેમને રમાડવા લક્ષ રાખવું

શિક્ષકોવડે આવી રીતે અપાતું રમતવડે શિક્ષણ, બાળકના મનઉપર ઘણી ઉંડી છાપ પાડે છે તથા ઘણી જાતની કામ કરવાની ઉપયોગી ટેવો બંધાય છે. અને તે ટેવો દૃઢ થતા ભવિષ્યના ઉચ્ચજીવનનું સંપૂર્ણ ખોખું રચાઇ જાય છે સારી ટેવ પાડવી એ રમતવડે ઘણું સહેલું થઇ રહે છે તેમાં બાળકોનું મન ઉત્તમ સંસ્કાર ઝડપથી ગ્રહણ કરી લે તેવું હોય છે. રમતનો સમય બાળકોમાટે સર્વોત્તમ સમય છે. તે સમયે ધારેલા તમામ અર્થ સિદ્ધ કરવાનો પાયો નંખાય છે. કારીગરના છોકરાને કારીગીરીના, વ્યાપારીના છોકરાને વ્યાપારીના, સિપાઇના છોકરાને લડાઇના, વિદ્વાનના છોકરાને વિદ્વત્તાના અને તે જ પ્રમાણે પ્રત્યેક વર્ણના છોકરાને પ્રત્યેક જુદી જુદી બાબતના સંસ્કારો તે સમયે ઘણી સહેલાઇથી પાડી શકાય છે અને તે વિના સ્વતંત્રપણે કેળવણી લેનાર તથા આપનાર પણ તે સમયે સારી, ઉંડી છાપને પાડી શકે છે

કોઇ પણ સત્ય આપોઆપ ગળાવું ગમે તેટલું કઠિન હશે અને છે, તોપણ રમતની વેળાએ તે સહેલાઇથી પી લેવાય છે રમતની બાજુમાં ધર્મ કહો, નીતિ કહો, ન્યાય કહો, હુન્નર, ઉદ્યોગ સર્વ કહો તે જેટલું સહેલાઇથી સમજી શકાય છે તથા અંતરમાં ઉંડું ઉતારી શકાય છે, તેટલું બીજા કશાથી નથી સમજી શકાતું તથા અંતરમાં ઉતારી શકાતું.

ધર્મની કેળવણી અને વ્યાવહારિક ઉદ્યોગની કેળવણી, બન્ને સ્કુલોએ રમતવડે તેમના તત્ત્વો પ્રજામાં દાખલ કરવા માર્ગ લેવો, એના જેવો એક પણ બીજો સહેલો ઉપાય તેમને માટે નથી રમતની અનેક પ્રકારની શોધ, એ અવશ્ય આદરણીય છે

) ઉત્તમ રમતશાળાઓ, ઉત્તમ નાટકશાળાઓ, ઉત્તમ વ્યવહાર અને ધર્મ બન્નેની સાર્થકતા કરાવનાર સંસ્થાઓ છે. ઉત્તેજન આપી બન્ને સંસ્થાઓને ઉંચા પ્રકારની કરવા દેશના સમગ્ર હિતચિંતકોએ લક્ષ આપવાનું છે જો

તેમનો સદ્ઉપયોગ પ્રજાને શીખવાડવામાં આવે છે તો આખી પ્રજા વ્યવહાર-કુશળ તથા ધર્મપરાયણ થતા શીખે છે, અને જો તે સંસ્થાતરફ અવક્ષ કરવામાં આવે છે તો તે બન્ને પ્રજાનો નિપાત કરનાર, પ્રજાને આડે રસ્તે દોરનાર, થઈ પડે છે ઉચ્ચ આશયને સર્વોપરિ સ્થાપ્યાવિના કોઇ પણ હિત કરનાર પ્રવૃત્તિ વાસ્તવ ફળ આપતી નથી

સ્થળે સ્થળે રમતગમતના સાધનો બુદ્ધિપૂર્વક ગોઠવવા, તથા તેનો લાભ પ્રજાને યોગ્ય રીતે લેતા શીખવાડવુ, એ એક જનકલ્યાણનો ઘણો સરળ માર્ગ છે, પ્રિય માર્ગ છે અને આનન્દદાયક માર્ગ છે પાશ્ચાત્ય પ્રજાઓમા આવી સંસ્થાઓ અનેક ઉઘડી છે. રાજાએ અને પ્રજાએ બન્નેએ તેને ઉત્તેજન આપ્યું છે અને તેમનો ઉપયોગ ઘણા જ પ્રેમથી થવા માડયો છે આપણા દેશમા પણ કેળવણીને ઉચ્ચ આદર્શરૂપ બનાવવાની તીવ્ર ઇચ્છા રાખનાર તથા જનહિતમા હમેશાં પ્રીતિ દર્શાવનાર શ્રીમંત નામદાર ગાયકવાડ સરકાર એમણે તેમ જ બીજે ઘણે ઠેકાણે તેવી સંસ્થાઓ સ્થાપવા ઉત્તેજન આપ્યુ છે તથા પ્રજાને બોધ આપ્યો છે છતા આવી છુટી છવાઇ થોડી સંસ્થાઓથી દેશનું કાર્ય સધાતુ નથી ચકલે ચકલે અને ઘેર ઘેર આવા રમતગમતના મડપો અને સમારભો નિત્ય અનેક રીતે ઉજવવા જોઇએ છીએ રમતમા રસિકતાથી ભાગ લીધાવિના ઉત્પન્ન થતી શરમ અને મિથ્યા મોટાઇ જે ઘણાને જણાય છે તે દૂર કરવા જેવી છે તેમનો ત્યાગ કરવાની અત્યત જરૂર છે તે સત્ત્વને હરી લેનાર છે તથા વ્યાધિ, વૃદ્ધાવસ્થા તથા નિરુપયોગિતા વધારનાર છે માટે તેવી મિથ્યા શરમ કે મોટાઇને વશ ન થતા, સાચી શિક્ષણકલાને ઉત્તેજન આપી તેના રસભોગી થવા સર્વએ આગ્રહ બાધવો ઘટે છે પૈસાનો અને સહકારી પ્રયત્નનો લાભ આપી ઉચ્ચ સંસ્થાઓ વધારવા માટે કરવા તત્પરતા દર્શાવવાનો છે

( અપૂર્ણ. )

---

## સ્વીકાર.

મહત્વાકાંક્ષા અને તેની સિદ્ધિ, શ્રીકૃષ્ણની રાસક્રીડાનું આધ્યાત્મિક સ્વરૂપ, પ્રાચીન ભારત, અને નશીબ ફેરવવાની કુંચી, એ પુસ્તકો અભિપ્રાય અર્થે અમને મળેલા છે તેનો આભારસહ સ્વીકાર કરવામાં આવે છે સમયના અભાવે અભિપ્રાય આવતા અંકમા આપવાનું રાખવામા આવ્યું છે

## उपयोगिता अने सौंदर्यनां केटलांक चित्रो.



( ભોગીલાલ જયશંકર ઓઝા. )

આગળના અંકમાં ઉપયોગિતા અને સૌંદર્યના વિષયમાં, તે વિષયનું માનસિક ચિત્ર આપવામાં આવ્યું હતું. તેમાં કેટલાક વિચારો સામાન્ય વિચાર કરનારને વ્યવહારોપયોગી કરવા કઠણ પડે તેવું હતું, અને કેટલાક મર્મ સહજ ધ્યાનમાં આવે તેવા ન હતા માટે તે વિષયની કેટલીક ભાવનાઓ અથવા ધ્યાનમાં લેવાજેવી બાબતોને કોઇ કોઇ સરળ સાદા દાખલા લઈ અત્ર આપીશું તો તે વિશેષ ઉપયોગી જણાશે અને તેનો લાભ વધારે સારી રીતે લેવા ઘણાને સમજ પડશે કઠણ વિચારોને સાદા કરવા અને તેમનું જ્ઞાન અનુભવમાં ઉતારવા કેટલાક દૃષ્ટાંતો હમેશાં વધારે ઉપયોગી થઇ પડે છે અને તેમની વધારે જરૂર હોય છે, માટે તેના સરળ દૃષ્ટાંતો આપણા સર્વના જીવનમાં જે વારવાર આવ્યા કરે છે તેમાંના કોઇ કોઇ જોઇશું

( ૧ )

બોલવું, વાત કરવી, પરસ્પર એક બીજાના વિચારો વિગેરેને જણાવવા એ માણસ માત્રને ઘણું ઉપયોગી છે, જરૂરનું છે તે વિના કોઇને ચાલતું નથી બાળક, યુવાન, વૃદ્ધ, સર્વ ને અને ગમે તેવી સ્થિતિમાં, કઇને કંઇ બોલવાનું, વાત કરવાનું કે વિચારો જણાવવાનું હોય છે તે એક ઉપયોગી બાબત ગણાય છે. મનુષ્ય માત્ર તે સ્વભાવથી જાણે છે અને તે પ્રમાણે આચાર અથવા કૃતિ કરે છે પરંતુ તેટલી પ્રેરણાથી માણસના જીવનનો હેતુ સફલ થતો નથી માણસને કંઈક વિશેષ શીખવાની અને જાણવાની અગત્ય રહે છે તેનામાં પરમેશ્વરે બુદ્ધિ આપેલી છે તેનો તેણે સારો ઉપયોગ કરતાં શીખવાનું છે અને બોલવામાં, વાત કરવામાં કે વિચારો જણાવવામાં ઉપયોગિતાસાથે સુંદરતાને લાવવા પ્રયત્ન કરવાનો છે ભાષા, શબ્દ, ઉચ્ચાર, અર્થ, ભાવ વિગેરેને કુશળતાપૂર્વક શીખવાની તેની ફરજ છે શુદ્ધ ભાષા જાણવી, શબ્દો સારા વાપરવા, ઉચ્ચાર સ્પષ્ટ બીજાને સમજાય તેવા શુદ્ધ અને અર્થ તથા તાત્પર્યને બરાબર જણાવનાર કરવા, એ તેણે અભ્યાસ અને વિચારથી સિદ્ધ કરવાનું છે. મોટા થઇ ગમે તેમ બોલવું, વાણીમાં ગૌરવ ન આવવું એ ઉત્તમ નાગરિક ગૃહસ્થને છાજે તેવું નથી વાણીમાં સર્વ રીતે ગૌરવ આવવું જોઇએ માણસની તેનાથી જ પ્રતિષ્ઠા તરત અંકાય છે ભલે ઉંચી વિદ્વત્તા ન જણાય પણ વાણીથી કેટલીક મીઠાશ, મૃદુતા, સજ્જનતા, વિવેક,

ગભીરતા વિગેરે પ્રૌઢ ગુણોની છાપ બહાર પડવી જ જોઇએ માણસની ઘણી કિંમત તેની વાણીઉપરથી થાય છે પ્રેરણાવડે શબ્દોચ્ચાર કે વાણીનો પ્રવાહ ચાલે પરંતુ બુદ્ધિવાન્ મનુષ્ય તેમા અનેક પ્રકારની સુંદરતા ઉત્તમ ગુણોથી મહાજ લાવે છે વાણીનો વિજય ત્યારે જ થાય છે ઉપયોગી બાબત ગમે તેમ બડબડી જવાથી અર્થ સધાતો નથી, પરંતુ તે બાબતને સુંદર રૂપમા બીજા આગળ મૂકવામા આવે છે ત્યારે જ વિજયનું દ્વાર ઉઘડે છે. મહાન્ વક્તાઓ જેવા કે સુરેન્દ્રનાથ, ગે ખલે, ફીરોજશાહ વિગેરે તથા ઉત્તમ ગાયકો, કવિઓ વિગેરે વાણીના ઉપયોગિપણાસાથે સુંદરતાને અદ્વિતીય રીતે જોડતા શીખવાથી જ પ્રજાના મતને અને મનને રંજન કરી રહે છે અને મહાન્ કાર્ય કરાવી શકે છે ઉપયોગી વાતો અને વિચારો ઘણા જણાવે છે, પણ ઉપયોગી અને સુંદરતાવાળી વાતો જણાવનારા જ ખરો વિજય પામે છે

( ૨ )

વસ્ત્રો અથવા કપડા પહેરવાં, ઉપયોગી છે તે સર્વની જરૂરની વસ્તુ છે, પણ ઘણા થોડા મનુષ્યો તે બાબતમા વધારે વિવેક તથા વિચારને કરનારા હોય છે કેટલાક સરળ, સાદા જીવનના હિમાયતીઓ, તે બાબતમાં પોતાના કેટલાક દુર્લક્ષને તથા મનની નબળાઇને, સદ્‌ગુણ અને સદ્‌વિચારમા માની લઇ બીજાને ખોટી રીતે ઠસાવે છે સરળ સાદું જીવન ઉપયોગી છે, તેની ના નથી તે અવશ્ય રાખવા જેવુ અને બીજાને બોધ કરવા જેવુ છે પરંતુ તેની પાછળ રહેલુ દુર્લક્ષ તથા મનની મિથ્યા નબળાઇને રજા આપવાની જરૂર છે. તેમનુ પોષણ છૂપી રીતે કરતા કોઇને શીખવાડવાની જરૂર નથી. માણસને એ એક અગત્યની બાબત શીખવાડવાની છે કે શક્તિ અને વિચાર છતાં તે અયોગ્ય આળસ તથા પ્રમાદવડે કે બીજા તુચ્છ સ્વભાવવડે, જોઇએ તેટલી પૂર્ણતા લાવવામાં ઢીલાઢબ થઇ ન રહે

કપડાં પહેરવાની બાબતમા અથવા શરીરને બહારના દેખાવમા સારું સુંદર દેખાડવામા, કશુ જ પાપ નથી તેમા પુણ્ય છે અયોગ્ય વિચાર અને અયોગ્ય કેળવણી એ જ પાપનુ મૂળ છે. તે વિના બીજી બધી બાબતો પુણ્યની હિસાતરફ જ હોય છે બહારના દેખાવમાં બેદરકારી રાખવી, એ ઉપયોગિતાને નષ્ટ કરવા સરખુ છે બહારથી પણ પૂરી સભાળ લેવી જોઇએ નીતિ અને નિયમને અનુસરી બહારનો દેખાવ દેખાડવો જોઇએ. માથે વાળ ગમે તેમ ગુંચવાઇ ઉડતા હોય કે આંખોમા આવતા હોય તે વાળની ઉપયોગિતા નથી અને સુંદરતા તેથી અનેક ગાઉ દૂર છે વાળને જેમ રાખવાના હોય, સમાજ

અને સ્થિતિ જેમ અનુસરવાની નિતી બાધતુ હોય તે પ્રમાણે રાખવા જોઇએ. આળસથી કે દુર્લક્ષથી તેમને જેમ છે તેમ રાખવા એ દુર્ગુણને વધારવાનો માર્ગ છે. કપડા પણ ગમે તેમ અવ્યવસ્થિત રીતે, ઘાટઘોટ વિનાના કે એક બીજાની સાથે બધ બેસતાં ન પહેરવાં, એ બરાબર નથી સમયને અને સ્થિતિને અનુકૂલ તેમા કારીગિરી, સુદરતા તથા વિવેક હોવાં જોઇએ જેમ છે તેમ ચાલશે, એવા વિચારો આળસને તથા પ્રમાદને ઉત્તેજન આપનારા છે. વિવેક તથા વિચારને જડ કરી દેનારા છે સુદરતા ઉપજાવવામાં શક્તસમાન થઇ રહેનારા છે પ્રયત્નથી, વિચારથી ફેરફાર કરવા જ જોઇએ સારું શુ અને ખોટું શુ, બધ બેસતુ શું અને ઢંગધડા વિનાનું શુ, તે સમજી શકવાનુ બળ જગ મનને કસીને કેળવવુ જોઇએ કોટ, ટોપી, પાઘડી, બૂટ વિગેરે પુરુષના પહેરવેશમા તથા સ્ત્રીઓના પહેરવેશમાં ઉપયોગિપણાસાથે સુંદરતાનો વિચાર અવશ્ય કરવાનો છે બધ બેસતા રંગ અને ઘાટ શોધીને તે પ્રમાણે સર્જુ થવુ જોઇએ બાળપણથી જ આવી બાબતોતરફ લક્ષ કેળવતા રહેવું જોઈએ. નિશાળમા જવાનુ હોય, કે ફરવા હરવા જવાનુ હોય, કે ચાર માણસની મંડળીમા બેસવાનુ હોય, ત્યા ડ્રેસ કેવો રાખવો, તે પ્રથમથી જ બતાવવુ જોઇએ. એક વસ્ત્ર મેલુ તો એક ધોએલું, એક આખુ તો એક ફાટેલું, એક લાલ તો બીજુ પીળુ એમ જે ત બાબતમાં ન બધ બેસે તેવા ઘાટઘોટવિનાનુ અવ્યવસ્થિત સ્થિતિવાળું વસ્ત્ર ઘણી વખત ઉપહાસને પાત્ર થાય છે. પહેરનાર સર્વની દૃષ્ટિમાં વિચિત્ર રૂપ ધારણ કરે છે અને સમાજમાં તેની મતિની અને કાળજીની કિંમત થાય છે જગત બધુ એક આંખવાળુ નથી, તેને બે આંખો છે અને બે આંખો વડે ઉપયોગિતા અને સૌંદર્ય બન્નેને જુએ છે વસ્ત્રો પહેર્યા એટલે થયુ એમ નથી કેવાં અને કેવી સ્થિતિમા પહેર્યા તેનો વિવેક જોવાનો છે. અનાયાસ આપત્તિના સમયની વાત જુદી છે. પણ જ્યા પ્રયત્ન છે, વિસ્તાર છે, કેળવણી છે, ત્યાં ગમે તેવી અગડં બગડ સ્થિતિ નાપસંદ કરવા જેવી છે, કારણ તે હલકા ગુણોને પોષે છે. આળસને ઉડાડી દઇ, પ્રમાદને ત્યજી દઇ મનને જરા સારુ શું, અધિક સારુ શુ અને સર્વથી શ્રેષ્ઠ શું તેનો અભ્યાસ કરાવવાની જરૂર છે.

ઘણી વસ્તુઓ સારી હોય છે પણ પ્રયત્નવડે વધારે સારી અને શ્રેષ્ઠ મેળવી શકાતી હોય તો પછી તેમાં આળસ તથા અલક્ષને ઉત્તેજન આપવું કદાપિ ગણાય નહિ પ્રયત્નમાં રહી ઉત્તમ અને સર્વોત્તમ મેળવવા તરફ જ આપવાની જરૂર રહે છે

મેલા, ધાટઘોટવિનાનાં કે એકબીજાસાથે મળતાં ન આવે તેવાં વસ્ત્રો પહેરવાં એ સરળ સાદું જીવન ગાળવાની નિશાની નથી મનની મલિનતા વધારવાની એ મોટી ખાડી છે ભૂલે ચુકે કોઇએ તેનો આશ્રય ન લેવો. પુરુષાર્થવાળા, તેજસ્વી માર્ગનો આશ્રય લ્યો અને ઉપયોગિતાસાથે સૌંદર્યનો વધારો કરો

*     *     *     *

ઉપર પ્રમાણે આપણા જીવનના અસખ્ય પ્રસગો જે જે આપણને પ્રાપ્ત થાય તેમા આળસ તથા દુર્લક્ષને ઉત્તેજન ન આપતાં પુરુષાર્થ અને સદ્વિચારને જ પોષણ આપજો દરેક પ્રસગમા કોઇ વારવાર કહેવા આવતું નથી પરતુ ટુકામા સારમા સાર એ જ છે કે પ્રત્યેક ક્રિયામા ઉત્તમતાને શોધો, વધારે ઉત્તમતાને શોધો, પછી તે ક્રિયા ઉપયોગી અને સૌંદર્યયુક્ત કદીપણ થયા વિના નહિ રહે વિચારને, શુદ્ધ વિચારને પોષો, જડતાને મનની કે શરીરની નબળાઇને કદી પણ બહાર ન લાવો તે દૂર કરો ઉત્સાહ, ઉત્તમતા અને ઉપયોગિતા કેળવાશે

---

## स्मरणीय सूत्रो.

આનદમય આત્મામા વૃત્તિને વારવાર સ્થાપનાર અખડ આનદનો જ અનુભવ કરે છે

ગગનવિહારી ગરુડોને સુદરતા, વિશાળતા અને વિશુદ્ધતાનો જ અનુભવ હોય છે

વિશુદ્ધ પ્રેમ એ અનેક પ્રકારનાં વિષને અમૃતમય કરી દેનાર દૈવી રસ છે

ઉપરથી પ્રતીત થતા મલિનમાં મલિન સ્વરૂપના અતસ્તમ પ્રદેશમાં આત્માની પરમ રમણીય જ્યોતિ અખડ પ્રકાશી રહેલી છે

અન્યના ગુણનુ અવલોકન કરતી વખતે મહાપુરુષોના ચક્ષુ આગળ દૈવી સૂક્ષ્મદર્શક ય ત્ર સ્વભાવથી જ ગોઠવાઇ જાય છે

અન્યના દોષ જોતા પૂર્વે પરમેશ્વરની સલાહ લેવી એ પરમેશ્વરના પ્રિય થવાનો ઉત્તમ માર્ગ છે

દુ ખની જ્વાળાના પરિતાપને શમાવવાને સાચા હૃદયની પ્રાર્થના ચંદન કરતાં પણ અત્ય ત શીતલ છે

અનુભવ બળનો વ્યય કરાવે છે તેમ જ બળની વૃદ્ધિ પણ કરાવે છે.

# विचारना संबंधमां विशेष.



( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૫ થી )

સૃષ્ટિના સ્વરૂપનો યથાર્થ વિચાર જેમણે કરી જોયો નથી, મનુષ્યના રચેલા પદાર્થો રચાતાં પૂર્વે કઈ સ્થિતિમાં હોય છે, એ સમજવાનો ઉંડા ઉતરીને પ્રયત્ન જેમણે કરેલો નથી, અને વિચાર એ તો ધુમાડાજેવું અથવા વાયુના જેવું સહજમાં ઉડી જવાના અથવા વિનાશ પામવાના સ્વભાવવાળું જ કંઈક છે એમ માનનાર મનુષ્ય સ્થૂલ વસ્તુ એ વિચારો જ છે એવું જ્યારે સાંભળે છે ત્યારે તેના કાન ચમકી ઉઠે છે તેને તે વાર્તા એક ગપગોળા જેવી લાગે છે. તે પોતાની ભમરો ઉંચી ચઢાવી ચઢાવીને વિચાર કરે છે પરંતુ તેને વિચારના સંબંધમાં પોતાની કલ્પનાથી વિશેષ ખુલાસાનાં સાધન મળી આવતાં નથી

વેદાંત શાસ્ત્રના તાત્પર્યતરફ જેમનું લક્ષ દોરાયું છે, વસ્તુસિદ્ધિ વિચારદ્વારા જ થાય છે અને મનના પરિણામ રૂપ વિચાર અથવા વૃત્તિ બ્રહ્મમય અથવા ચૈતન્યમય થવાથી તે મનુષ્ય બ્રહ્મરૂપ થાય છે એવું સમજનાર મનુષ્યોમાના કેટલાક પણ વિચાર સ્થૂલ રૂપને ધારણ કરે છે એ વાર્તાને સ્વીકારતા સંકોચાય છે જો કે તેઓ નિઃસંશય માને છે કે બ્રહ્મીભૂત સ્થિતિને પામેલા પુરુષોના ચારિત્ર્યમા, તેમની વ્યક્તિમા, તેમના નેન ચેન અને વેણમાં, તેની અમર પ્રત્યક્ષ થાય છે. ત્યારે શું મનુષ્યની વ્યક્તિ, મનુષ્યનું ચારિત્ર્ય, મનુષ્યના નેન, ચેન, વેણ વગેરે વિચારના કરતાં આગળ વધીને સ્થૂળ રૂપને પામેલાં નથી ? અને એ સ્થૂલ રૂપોને આપણે વસ્ત્રોની ઉપમા આપીએ તો એ વસ્ત્રો કયા તારના બનેલાં છે ? આપણને જણાશે જ કે વિચારરૂપી તારના વડે જ એ વણાઈને તૈયાર થયેલાં છે

પરંતુ એક નવીન વર્ગ જે આર્ય શાસ્ત્રના સિદ્ધાંતોને પણ સ્વીકારતો નથી અને તે વાતોને પણ ભ્રમિત મગજની કલ્પનાઓ માને છે, તેમને વિજ્ઞાનના ચસ્માની સાહાય્ય મળ્યા વિના સૂક્ષ્મ બાબતો સમજાતી નથી આથી વિજ્ઞાનની તેમને સાહાય્ય આપવાની અગત્ય રહે છે વળી શ્રદ્ધાવાન્ પુરુષો પણ જે વસ્તુ પોતે માને છે તે બીજા વિદ્વાનો પણ સ્વીકારે છે એમ જાણે છે ત્યારે તેમની શ્રદ્ધા વિશેષ બળવાન્ થાય છે અને તેમને વિશેષ લાભ થાય છે આથી સર્વના હિતને માટે વિજ્ઞાનની દૃષ્ટિએ વિચાર કરવાની અગત્ય સિદ્ધ થાય છે અને તે કાર્ય આપણે ક્રમે ક્રમે કરીશું

વિજ્ઞાનની સાહાય્યથી નિર્ણય કરતા પૂર્વે વિચાર મનમા જેવો ઉઠે છે તેના સ્વરૂપને આપણે સમજવુ જોઇએ આપણે વિચારી જોઇશુ તો જણાશે કે વિચાર—કોઇ નહિ ને કોઇ પણ પ્રકારનો વિચાર—આપણા મનમાંથી સતત ઉઠયા કરે છે એ વિચારોમાં કેટલીક ઇચ્છાઓ હોય છે, કેટલાક મનોવિકારો હોય છે, કેટલીક લાગણીઓ હોય છે, કેટલાક સામાન્ય તર્કો હોય છે, કેટલીક કલ્પનાઓ હોય છે અને કેટલાક નિશ્ચયો હોય છે આમ મનની અંદર પ્રકટતા જુદા જુદા ભાવો હોય છે અને તે સર્વ વિચાર રૂપ જ હોય છે તેથી કરીને, **બુદ્ધિના વિલાસ-માટે ઉઠતો કોઇપણ તર્ક, કોઇપણ મનોવિકાર, આવેશ, લાગણી, ઇચ્છા, નિશ્ચય, સ્મરણ અથવા કલ્પનાજેવો મનની એક પ્રકારની સ્થિતિ અથવા મનનો વ્યાપાર તે વિચાર છે,** એમ કહી શકાય

## ( ૨ )

## વિચાર સ્થૂલ રૂપમાં કેવી રીતે પ્રત્યક્ષ થાય છે.

વિચારના જેસ્વરૂપો આપણે નક્કી કર્યા તે સઘળા એક જ પ્રકારના ઉપયોગમા નથી આવતા. ગુલાબનુ ફુલ વધારે સુદર અને આકર્ષક લાગે છે કે અમુક સ્ત્રીનુ મુખ એ વાર્તાનો નિર્ણય કરવામા જે વિચાર પ્રકટે છે તે તુલના કરવા માટે જ કામનો હતો અને તે કામ થઇ રહેતા ત્યાંથી અટકી જાય છે મણે પાત્રીશ શેર ઘી નાખનામા આવે તો લાડુ ઉત્તમ પ્રકારનો થાય છે અને તે આધારે સાડી બાવીસ મણના લાડુમા કેટલુ ઘી જોઇશે તથા મણના વિશ રૂપિયા લેખે તેનો ખર્ચ કેટલો થશે, તે નક્કી કરવા માટે થયેલો વિચાર વજન, ગણત્રી વગેરેનો નિર્ણય થતા ત્યાંથી નિરુપયોગી થઇ રહે છે. સૂર્ય પૃથ્વીથી કેટલા અતરે છે, નક્ષત્રો, ગ્રહો વગેરે સૂર્યની આસપાસ કેટલા અતરે ગતિ કરે છે, એ વગેરે માપ કાઢવાનો વિચાર ખગોળવેત્તાના અત કરણમા ઉઠી તેનો નિર્ણય થતા તે વિચાર ત્યા શમી જાય છે

હવે જુઓ. એક કવિના મનમા એક ભવ્ય અને મનોહર કલ્પના ઉઠે છે એક શોધકની વૃત્તમાં કોઇ યાંત્રિક રચનાનુ ચિત્ર ખડુ થાય છે એક લેખકના મનમા જનસમાજને અત્યત બોધક ચિત્રનો ભાસ થાય છે તો તેનો શો પરિણામ આવે છે ? કવિ પોતાની ભવ્ય અને મનોહર કલ્પનાને સ્થૂલ રૂપમા ઉતારવાનો પ્રયત્ન કરે છે સૂક્ષ્મ કલ્પનાને સ્થૂલ રૂપ આપે છે યાંત્રિક રચનાના મનોમય ચિત્રને શોધક જનસમાજના લાભને માટે મનના પ્રદેશમા રહેવા દેતો નથી, પરતુ તેને સ્થૂલ રૂપમા બહાર પ્રકટ કરે છે લેખક, બોધક ચિત્રને વૈખરીના સ્થૂલ રૂપમા મૂકી પોતાના મનમા આભાસરૂપ રહેલી કલ્પનાને પ્રત્યક્ષ કરાવ છે

આ જ પ્રમાણે તમે એક ભવ્ય અને પ્રતાપમય મુદ્રાવાળા મહાપુરુષને જુઓ છો, તેમની હૃદયગમ વાણીને સાભળો છો, તેમનો અમૃતમય કિરણોયુક્ત નેત્રકટાક્ષ તમારા ઉપર પડે છે, અને તમારા અતઃકરણમા, તમારા મનમાં તેમના પ્રતિ ભક્તિ અથવા પ્રેમનો ઉદય થાય છે પ્રેમનો ઉદય થતા તમે શુ કરો છો ? તમે તેમના ચરણમાં માથુ સ્થાપો છો, તેમના પ્રતિ નમ્રતાપૂર્વક નમન કરી તેમના વિષેની પૂજ્ય બુદ્ધિ દર્શાવો છો, તેમના તરફ તમારા પ્રેમનો ઉદય થયો છે તે દર્શાવનારા ચિહ્નો તમારામાં તમે પ્રકટ કરો છે તમે એક સુદર બાલકને જુઓ છો તેના કાલા કાલા શબ્દોને સાંભળો છો. તેની મોહક બાલ્ય ચેષ્ટાઓને અવલોકો છે. તમને તેના ઉપર પ્રેમ પ્રકટે છે તમે તરત જ તેને પાસે લો છો તેને હૃદયસાથે ચાપો છો તેને ચુબનથી નવરાવો છો. તમારા પ્રેમને બહાર પ્રકટ કરો છો પ્રેમના સ્થૂલ રૂપને પ્રકટાવો છે

એક અત્યત તીખા સ્વભાવનો મનુષ્ય છે તમે તેની સ્તુતિ કરવા જાઓ છો તેને તેમાં કઇક વાકુ પડે છે તેનામા ક્રોધ જાગ્રત્ થાય છે તેના નેત્ર લાલચોળ થાય છે, તેના ઓઠ ફપવા લાગે છે, તેની વાણી વેગવાળી થાય છે, તે ક્રોધને બહાર બતાવાય તેનો દરેક પ્રયત્ન કરે છે.

આ ઉપરથી આપણને જણાય છે કે કેટલાક વિચારો માત્ર તુલના, માપ, ગણતરી, નિર્ણય, પસદગી એ વગેરે કરવામા જ ઉપયોગી હોય છે અને તે થયા પછી ત્યાથી અટકી જાય છે, અને બીજા કેટલાક વિચારો વિચારરૂપે ઉઠ્યાપછી આગળ વધીને પ્રત્યક્ષ રૂપને ધારણ કરવાના સ્વભાવવાળા હોય છે કલ્પનાઓ, લાગણીઓ, આવેશો, મનોવિકારો એ વગેરે આ પ્રમાણે જોતા સ્થૂળરૂપને ધરવાના વિશેષ સ્વભાવવાળા હોમ છે

કેવળ બુદ્ધિના જ પ્રદેશનુ કામ કરનાર વિચારો, તર્કો વગેરેના કરતાં જે હૃદયના પ્રદેશપર્યંત પહોચવાના સ્વભાવવાળા છે તે વિચારોમાં સ્થૂળ પરિણામ પ્રકટાવવાનુ સામર્થ્ય વિશેષ અશમા છે અને તે શા કારણથી છે તે આપણને આગળ ઉપર સમજાશે, પરતુ આટલા વિચારોઉપરથી આપણે એટલુ તો જોઈ શકીએ છીએ કે તે વિચારો મનની ઉંડાણમાં ઉઠે છે, મનમા જે કઇબળ રહેલુ છે અથવા હોય તેની સાથે તેમનો સબધ વિશેષ છે અને કેવળ સૂક્ષ્મ, ભાવમય મનના વ્યાપારોકરતાં તેમનામા સ્થૂળ રૂપને ધરવાનો સ્વભાવ વધારે છે.

વિચાર સ્થૂલરૂપે કેવી રીતે પ્રત્યક્ષ થાય છે તે હવે આ ઉપરથી આપણને સમજાય છે પ્રત્યક્ષ થવામાં તે વિવિધ માર્ગો લે છે પરતુ તે સર્વનો સમાવેશ મુખ્ય ચાર વિભાગોમા જ થઈ જાય છે તે આપણે હવે જાણશુ તે પૂર્વે આપણે કેવા વિચારો સ્થૂળરૂપને પામવાના વિશેષ સ્વભાવવાળા છે એ સારી રીતે સ્મરણમાં રાખવુ જોઇએ. (અપૂર્ણ)

# जगत्नी रंगभूमिउपरनां केटलांक चित्रो.

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૮ થી)

(અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૮ થી)

## (૨)

અહા ! પ્રભુનો દૈવી ચમત્કાર ! પ્રેક્ષકો ! જુઓ ! મારા દંડના સ્પર્શમાત્રથી નવા નવા રંગો આ ભૂમિપર આપની સમક્ષ આલેખાય છે આ કોઇ નગરના છેવટના પ્રદેશમાં એક વિશાળ ચોક છે વચમાં નાનો સરખો બગીચો જણાય છે સ્થાન કેવળ એકાંત છે જનસંગના અધિક સંસ્કારોથી રહિત હોવાથી અત્યંત નિર્મળ અને પવિત્ર ભાસે છે એકાંત, પવિત્ર સ્થળ હોવાથી અનુપમ શાંતિનુ ભાન કરાવતુ જણાય છે મહાલયોની પ્રૌઢતા વિના, આડંબર ભરેલા દેખાવોવિના, અને મૂલ્યવાન્ પદાર્થોના શૃંગારવિના પણ આ સ્થળ મનોહર જણાય છે આવા મનોહર સ્થાનમા જુઓ ! જુઓ ! પેલી રમણી મધુર કંઠે કંઇ ઝીણુ ઝીણુ ગાતી સંભળાય છે શાંત અને સૌમ્ય ભાવ તે રમણીના મુખમંડળઉપર છવાઇ રહેલો છે શરીરના શ્યામ વર્ણના અંતર પ્રદેશમા સત્વનો ધવલ પ્રકાશ છવાયેલો હોય એમ પ્રત્યક્ષ થાય છે તે પ્રકાશ તેના મુખને પ્રકાશિત કરતો લાગે છે ! તે રમણીના મધુર કંઠમાથી વહેતા સ્રોતસમા સ્નાન કરશુ તો વળી આપણને અધિક આનંદ જણાશે

" ઉભી ઉભી જોતી હુ વહાલા વાટડી રે,
મને લાગે, હા હા, મને લાગે, આ સૂનો આવાસ, મારા પ્રાણ !
મને આવીને મળો હો વહેલા નાથજી રે, "

રમણી વળી વિચારમા પડે છે વળી ઝીણું ઝીણુ ગાય છે,

" મોટા મોટા ભુવનો તો મારા તાતના રે,
વળી દીસે, હા હા, વળી દીસે, ત્યા જન પરિજન, પણ પ્રાણ !
સૂના લાગે એ વિના આપના રે,
ઘેલી ઘેલી હુ આપવિના એકલી રે,
ના હુ જોતી, હાં હા, ના હુ જોતી, કોઇનો આધાર, પ્રિય પ્રાણ !
વૃક્ષવિનાની હુ જાણે વેલડી રે, "

આશ્ચર્યનો ભાવ મૃદુલાના મુખઉપર પ્રકટે છે ! વળી પ્રસન્નતા છવાય છે કંઇક બોલતી સંભળાય છે.

"આહા ! આજની કવિતામાં અલંકાર પણ આવ્યો ! પ્રભો ! પ્રભો ! આપના મહિમાનો હું શી રીતે પાર પામું ! આજ મારા સ્વામિ આ જોઇ કેવા પ્રસન્ન થશે !"

વળી વિચારવશ બેસી રહે છે. વળી કંઠરવ નીકળે છે

"આવો આવો હવે તો વહેલા કંથજી રે,
નવ જાઓ, હાં હાં, નવ જાઓ, આ વિયોગ સહેવાય, હૃદયપ્રાણ !
ભયથી નિહાળો ગાત્ર જતા મુજી રે,"

પેલી તરફ જુઓ ! એક ખુણામાં લપાઇ રહેલી શારદા છાનીમાની આવી મૃદુલાના નેત્રો દાબી દે છે અને શારદા હસતાં હસતાં ગાય છે

"ધારો ધારો શાને પ્રિય તમે ભીતિ રે,
આવુ આવુ હાં હાં, આવુ આવુ, આ ક્ષણ તમારી પાસ, પ્રિય સુજાણ !
એ ચે ક્ષણ ક્ષણ મને તમારી પ્રીતિ રે,"

'શારદા બ્હેન ! તમે પણ સ્વરનું અનુકરણ ખુબ કર્યું હો એક ક્ષણ તો હું ભુલાવામાં જ પડી ગઇ મારી વિનતિ સાભળતા જ મારા દેવ પધાર્યા એમ જ મને તો લાગ્યું પણ આ કંકણે બધું પોગળ ફોડી દીધું મારો હાથ તેના ઉપર ફરતા જ લાગ્યું કે આ તો શારદા બ્હેન ! એક ક્ષણ તો મને એમ પણ થઇ ગયું કે મને છેતરવાને તમારા ભાઇએ તો કંકણ પ્હેરીને આ રમત કરી નહિ હોય ! પણ તમે ક્યા સતાઇ રહ્યાં હતા મારી કવિતા ક્યાંથી સાભળી ગયાં !"

'હું પણે ઉભી હતી તમે વિચારમાં તલ્લીન હતા એટલે મને જોઇ શક્યા નહિ તમને ઝીણું ઝીણું ગાતાં સાંભળ્યા તેનો જવાબ આપવા વિચાર કરતામાં જ તમારી લયમાં જ જવાબ નીકળ્યો. પણ મૃદુલા ! આ નિર્જન એકાંત સ્થળમાં તમને ભલું ગમે છે !

"શારદા બ્હેન !" મધુર કંઠે મૃદુલા ઉત્તર આપતાં કહે છે "એકાંતમાં ઘણાને ગમતું નથી એ વાત સાચી છે મને પણ આરંભમાં આ સ્થળમાં ગમતું નહોતું હજી પણ કોઇ પ્રસંગે શૂન્ય જેવું લાગે છે વખતે આપણા સ્ત્રી સ્વભાવને લીધે ભયનું પણ ભાન થાય છે તોપણ હવે ધીરે ધીરે મને તે ટેવાઇ જવાથી કે ગમે તેમ હોય, પણ કંઇક આનંદ આપનાર જણાય છે ! અન્ય કોઇ પ્રકારના ભયમાં અવાય તેવું કેવળ એકાંત પણ નથી એટલે એક જાતની નિર્ભયતા તો છે જ ! હું એકલી હોઉં એટલે કામથી પરવારી કોઇ સુંદર પુસ્તક વાચું છુ, પ્રસંગે ઇશ્વરભક્તિનાં પદો વગેરે ગાઉં છુ. પ્રસંગે ઇશ્વરી

લીલાના વિચારમાં મશગુલ થઇ બેશી રહુ છુ, પણુ આવી વખતે ઘણીવાર ઘણો જ આનદ થાય છે આવી વખતે મને એમ થાય છે કે હું એકાંતમાં રહુ છુ તેનો જ મને આ લાભ થાય છે જનસગ એક રીતે ઠીક લાગે છે, પણુ મને એમ થાય છે કે જો આપણે લોકની વચમા રહેતા હોઇએ અને લોકો સાથે ન મળીએ તો અતડા ગણાઇએ. લોકો સાથે મળવા જઇએ તો આવુ સારૂ ઉંચા પ્રકારનુ કામ કરતાં અટકીએ વળી જુઓને ! લોકો કેટલાં બધા પાછળ છે ! આપણી સ્ત્રીઓ નવરાશનો કેવો ઉપયોગ કરે છે ! ભાગ્યે જ તેઓ નવરાશના વખતનો પોતાના જીવનને ઉંચુ કરવાના પ્રયત્નમા ઉપયોગ કરે છે ! ઉંચા પ્રકારનુ શિક્ષણુ મળ્યાવિના તે બિચારાંને આગળના માર્ગની પણુ કેવી રીતે સમજણુ પડે ! ”

“ બેહેન મૃદુલા ! તમે સાચુ કહો છો એકાંતનો સારો ઉપયોગ કરવાથી તો વિશેષ આનદ થાય જ છે ! ”

મૃદુલા અને શારદા વાર્તાવિનોદ કરતા આમ તેમ ફરે છે ! આનદવાર્તા કેટલોક સમય ચાલે છે ઉચ્ચ ભાવોથી તરુણુ લલનાઓના મુખઉપર દૈવી પ્રભાવ છવાયેલો જણાય છે પ્રસન્નતાના કિરણોયુક્ત દૈવી છાયાનો ભાસ કરાવતી દેવીસમ ઉભય તરુણી છુટી પડે છે

*                *                *                *

પ્રસગ બદલાય છે સૂર્ય પશ્ચિમ દિશામા નીચે જવા લાગ્યો છે મૃદુલા પુષ્પના એક નાના છોડવાને પાણીનુ સિચન કરતી ત્યા જ ઉભી રહી છે તે બાલ તરુની સાથે પ્રેમથી વાતો કરતી હોય તેમ જણાય છે ! ત્યા ને ત્યા વિચારવશ થાય છે ! થોડી ક્ષણો વીતતાં જ લલિતમોહન આવી મૃદુલાને વિચારમા લીન થયેલી જુએ છે. ધીરે રહી ગૃહમા પ્રવેશ કરે છે કપડા ઉતારી પોતાના લખવાના ટેબલતરફ જાય છે ત્યા દૃષ્ટિ કરતાં એક કાગળ તેનુ ધ્યાન ખેચે છે મૃદુલાના અક્ષરો જોતા જ તે ઉપાડી વાચવા માંડે છે તેના અતપર્યંત આવતામાં જ મૃદુલા અદર આવે છે એકદમ તે કાગળ લલિતમોહનના હાથમાથી ઝુટાવી લે છે, અને જોરથી ખડખડાટ હસી પડે છે

લલિતમોહન સ્મિતપૂર્વક “ આમ કરવાનુ પ્રયોજન ! ”

“ આપને તે બતાવવાજેવુ નથી. ”

“ ત્યારે ટેબલઉપર મુકવાનુ કારણુ ! ”

ઉત્તરમાં મૃદુલા માત્ર સ્મિત જ કરે છે

"સંકોચનુ કારણ્ | કવિતા ઘણી સારી છે " લલિતમોહન મૃદુલાનો પ્રેમથી હાથ પકડતાં કહે છે !

"વ્હાલા ! આપની કૃપાથી આજે ઠીક પ્રયત્ન થયો છે એમ મને પણ લાગત હતુ " હર્ષથી ઉભરાતા હૃદયે નીચા ઢાળેલા નેત્રથી મૃદુલા બોલી

"સાથે સાથે આ સ્થાનના દોષનુ પણ મને ભાન ઠીક કરાવ્યુ છે. સાર છે આ પ્રમાણે પ્રયત્ન કરતા ભવિષ્યમાં કાવ્ય શકિત ઉત્તમ પ્રકારે ખિલ્યાવિના રહેશે નહિ !"

નાથ ! સ્થાનનો દોષ કોઇક જ વાર લાગે છે આજ સુધી જેટલો લાગ્યો છે તે પણ હવે તો નહિ લાગે એમ જણાય છે આજે થોડા જ સમય પૂર્વે ચ ારદા બેહેન આવ્યા હતાં તેમની સાથે વાત થઈ ત્યારે મે એ જ કહ્યુ હતુ કે મને આ એકાત ઘણા લાભ આપે છે આ એકાંત જ શાંતિ ર ને સદ્‌વિચારને પ્રેરે છે આ એકાંતમાં જ પરમેશ્વરની લીલાના સ્વરૂપનો વિ ાર સ્થિરતાથી થઇ શકે છે એકાત જ કાવ્ય શકિતની પોષક આજે મને જણાઇ છે. અને મારો નિર્ણય થયો છે કે ઉચ્ચ શિક્ષણથી રહિત લોકોના સંગમાં રહી હલકા વિચારોમાં મનને રમાડવાના કરતાં એકાંતમા રહી, જીવનને ઉચ્ચ કરનાર ઉત્તમ વિચારોમાં મનને રમાડતા દ્દવી આનંદનો સ્વાદ ચાખી શકાય છે.

( અપૂર્ણ. )

---

નેપલ્સની અદર ગાયો તથા બકરાંને દોહોવાને રસ્તાઓમાં ઘર આગળ લેઈ જવામાં આવે છે દુધની જરૂર હોય તે લોકો ઉપર બારીઓમ થી દોરી વડે પાત્ર નીચે ઉતારે છે અને તાજુ દુધ તેમા દોહી આપવામાં આવતાં તે પાત્રને ઉપર ખેચી લેવામા આવે છે

---

ન્યુયોર્ક શહેરમા મોટો સ્ટોર રાખનાર કંપની ગણતરી કરે છે કે તેના વાપક વકરાના બે ટકા જેટલો માલ દર વર્ષે ચોરાઇ જાય છે. તેનું વાર્ષિક વેચાણ આશરે ૨૦,૦૦૦,૦૦ ત્રિસલાખ પોંડ છે એટલે ચોરાઇ જતા માલની કિંમત આશરે ૪૦,૦૦૦ પૌંડ થાય છે !

---

અમારી સૂચના ન વાંચી હોય તો વાંચી જોવા કૃપા કરશો.

# निर्धनता अने प्रतिभाशक्तिसंबंधी लॉर्ड कर्झनना विचारो.

( ભોગીલાલ જયશંકર ઓઝા )

કેટલાક મોટા ગણાતા માણસોનો એવો અભિપ્રાય હોય છે કે સાહિત્યની સેવા કરવાનો સ્વભાવ, નિર્ધનતામાંથી જ આવે છે અને નિર્ધનતા તે સ્વભાવને વધારે ઉત્તેજિત કરે છે નિર્ધનતા સાહિત્યની વૃદ્ધિ કરવાના એક કારણ રૂપ છે લૉર્ડ રોઝબરીએ એક વખત જાહેર કર્યું છે કે બર્ન્સજેવો મહાન્ લેખક નિર્ધનતાવડે જ પેદા થયો છે સંપત્તિ હોત તો બર્ન્સ મોટો લેખક થઇ શકત નહિ પણ મારૂં કહેવું તદન જુદું છે. બર્ન્સ શિવાય અથવા બર્ન્સને દાખલ કરીએ તોપણ પ્રતિભાશક્તિને નિર્ધનતાસાથે જોડવી એ માત્ર એક મનનો તરંગ છે તે કાંઇ ઇતિહાસથી કે વિચારથી સત્ય કરાવી શકાતું નથી નિર્ધનતામાં કે નીચી સ્થિતિમાં ઉત્તેજન આપવાનું બળ છે, એમ હું માની શકતો નથી. બાઇરન મોટો ઉમરાવ હતો, છતાં તેનામાં ઉચ્ચ પ્રતિભાશક્તિ હતી એ ઉપરથી એમ કહેવાતું નથી કે બર્ન્સ ગરીબ ખેડુત હોવાથી પ્રતિભાસંપન્ન ન હોય કે બાઇરન ઉમરાવ હોવાથી પ્રતિભાસંપન્ન હોય. વાસ્તવિક રીતે પ્રતિભાશક્તિ બન્નેથી નિરાળી છે

બર્ન્સે ઉત્તમ ગ્રંથો લખ્યા તેનું કારણ એ નહોતું કે તે ગરીબ હતો અથવા ખેડુત હતો, પણ તેનામાં અસાધારણ બુદ્ધિસામર્થ્ય હતું તેથી જ તે મોટો ગ્રંથકાર થયો મારે એ એક સહજ પ્રશ્ન પૂછવો જોઇએ, કે ઇતિહાસમાં ગરીબીના કારણથી સાહિત્યને ક્યારે ઉત્તેજન મળ્યું છે ? અને ગરીબાઇએ લેખનપ્રવૃત્તિ શરૂ કરાવી છે ? ચોસર ઘણો ગરીબ હતો, પરંતુ તેના સારામાં સારા લેખ તેની સારી સ્થિતિમાં જ લખાયા છે શેટરટન કાંઇ ગરીબ હોવાથી ઘણું સારૂં લખી શક્યો નથી. ગોલ્ડસ્મીથ છેવટે ૭ હજાર પાઉન્ડનું દેવું મૂકી મરી ગયો, પણ તેના સારા બધા ગ્રંથો તેની સુખી જીંદગીના વખતમાં જ લખાયા હતા નબળી દ્રવ્યસંબંધી સ્થિતિએ કોઇને ભાગ્યે જ ઉત્તેજન આપ્યું હશે અને સારૂં લખવા પ્રયાસ કરાવ્યો હશે

શેક્સપીઅર, મિલ્ટન, એડિસન, સ્વીફ્ટ, પોપ, ડ્રાઇડન, બર્ક, મેકોલે, શેલી, ગીબન, વર્ડ્ઝવર્થ, ટેનીસન, એ બધાના દૃષ્ટાંતો લ્યો એમાંના કોઇને

માટે એમ નહિ કહી શકાય કે તેઓ નિર્ધનતાથી દબાઇ ગયા હતા અને ઉચ્ચ શક્તિઓ વિકાસ પામતાં તેમનામાં અટકી ગઇ હતી તેમાંના ઘણા સારી સ્થિતિમાં હતા અને કેટલાક તો ઘણી ઉત્તમ સ્થિતિના હતા. કોઇક જ સામાન્ય સ્થિતિમા હતા બાઇ, ટેનીસન, ડ્રાઇડન, તથા એડીસન તો મોટી ઉમરાવની સ્થિતિને ભોગવતા

આ શિવાય ઇતર દેશના તરફ જુઓ: હોરેસ માટે ઘણા કહે છે કે તે નિર્ધનતાના કારણથી કવિ થતાં શીખ્યો. પરન્તુ મારે કહેવું જોઇએ કે જો તે ખરૂ હોય તો મીસેનીસ કેમ કવિ ન થયો કે જે તેનો સહાયક હતો વરજીલ અને હોરેસ બન્ને ઉદાર આશ્રયતળે ઉછર્યાં હતા અને ત્યા જ તેમનો વિકાસ થયો હતો

અમુક કારણથી વિદ્યાનો અને સાહિત્યનો વિકાસ થયો અને અમુકથી ન થયો, એ વાત માનવા જેવી નથી સામર્થ્યનો ઉદય સ્વત થાય છે અને તે મૂળમા હોય તો જ બહાર આવે છે જેવા બીજા ધંધામાં માણસો હોય છે તેમ સાહિત્યની બાબતમા પણ હોય છે બન્નેની સબળતા અને નિર્બળતા રહેલી છે ખરૂ છે કે સાહિત્યના ધધામા અર્થની સિદ્ધિનો આધાર કાંઇ ચોક્કસ હોતો નથી તેમાં ઘણી વાર મનને ત્રાસ અને આનદ એમ બન્ને થયા કરે છે



## બેહેરાશનો ઉપાય.

જનાવરો જેવી રીતે પોતાના કાન હલાવી શકે છે તેવી રીતે કાન હલાવવાની ટેવ પાડવાથી બેહેરાશ ઓછી થઇ જાય છે એમ ડૉ એમ ફ્રેનેટ જણાવે છે તે કહે છે કે ઘણા બાળકો નાનપણના કાન હલાવી શકે છે પરતુ અભ્યાસ વિના મોટપણે તે ક્રિયા થઇ શક્તી નથી. પરતુ તે અભ્યાસ પાડવામા આવે તો બની શકે તેવુ છે. ડૉ ફ્રેનેટનો મત છે કે કાનને હલાવવાનો પ્રયત્ન કરવાથી કાનના અદરના ભાગના સ્નાયુઓમા ગતિ થવાની અને તેથી સાંભળવાની ક્રિયાને લાભ થવાનો એ ડૉક્ટરે આ પરિણામ લાવવાને માટે ત્રણ પ્રકારની કસરતો કાઢી છે પ્રથમ જીભ, નાક અને આંખનાં પોપચાંની કસરત છે તેમાંથી આગળ વધતા કાનને કસરત આપી શકાય છે બીજા પ્રકારમાં કાનના આગળના ભાગના સ્નાયુઓને કસરત આપવાની છે, અને ત્રીજા ભાગમા કાનના પાછલા ભાગને કસરત આપવાની છે આ પ્રમાણે કાનના સ્નાયુઓની કસરત વડે બેહેરાશ નાશ પામે છે

# आहारनो उपयोग.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૩૧ થી )

## ( ૩ )

### આહારથી બળ પ્રકટે છે એવી ભ્રાંતિ શાથી થાય છે ?

જમવાનો વખત થઇ ગયા છતા જ્યારે આપણને ખાવાનુ મળ્યુ નથી હોતુ ત્યારે આપણને શરીરમાં નબળાઇ જણાય છે કામ કરવાની શક્તિ જાણે જતી રહી હોય એમ લાગે છે પણ જો તે પછી થોડી જ વારમા ખાવાનુ મળે છે તો ખાધુ કે તરત આપણને નબળાઇ જતી રહેલી લાગે છે. કામ કરવાની શક્તિ પણ જણાય છે કોઇ કોઇના ખાસ શબ્દોમાં કહીએ તો ખાધુ કે ઘોડા જેવા ટટાર થઇ રહેલા આપણે લાગીએ છીએ

જમ્યા પછી તરત જ જે બળનુ ભાન થાય છે તે ઉપરથી જ આપણે ભ્રાંતિમા પડીએ છીએ જમતાં પૂર્વે બળ નહોતુ કારણ કે બળને ઉત્પન્ન કરનાર આહાર શરીરમા ગયો નહોતો, અને જમ્યા પછી આહાર અંદર જવાથી બળ ઉત્પન્ન થયુ એવી કલ્પના આપણે બાંધી લઇએ છીએ પરંતુ આ કલ્પના કેટલા અંશમાં ખરી છે, તેનો નિર્ણય શારીર શાસ્ત્ર, આરોગ્ય શાસ્ત્ર એ વગેરેની દૃષ્ટિથી કરવાની અગત્ય છે. અને તે પ્રમાણે નિર્ણય કરવા જતા આપણને સમજાશે જ કે આપણી આ કલ્પના ભ્રાંતિવાળી છે, ખોટી છે

જમવાનો સમય થઇ જતા શરીરમા દુર્બળતા વગેરેના જે ચિહ્નો જણાય છે તેનુ મુખ્ય કારણ તો માનસિક છે તમે ઘણા વખતથી માનો છો કે ખાધા વિના શક્તિ આવતી નથી, અને જમવાનો વખત થઇ ગયો છતા હજી ખાવાનુ મળ્યુ નથી તેથી દુર્બળતા જણાવી જ જોઇએ આથી કરીને જ તમને તે દુર્બળતા જણાય છે મન આવા પ્રસંગે કેવી રીતે કામ કરે છે, એ આ સ્થળે ચર્ચવાનો વિષય નથી. એથી માત્ર એક સામાન્ય દૃષ્ટાંતથી જ તેનો નિર્ણય કરીશુ. તમારે જમવાનો સમય થઇ ગયો છે ઢીલા થઇને તમે પડી રહેલા છો કંઇ પણ કાર્ય કરવાનુ તમને સુઝતુ નથી એટલામાં તમને કોઇ અગત્યના સમાચાર મળે છે તત્કાળ તે કાર્ય કરવાથી તમને કોઇ અણધાર્યો સારો લાભ થાય તેમ લાગે છે. તમારે જાત મેહેનત કરવાની તેમા જરૂર જણાય છે તમારામા ઉત્સાહ જાગ્રત્ થાય છે તમારી અશક્તિ સાતમે પાતાળ પેસી જાય છે

અમૃત રસનું તમે પાન કર્યું હોય તેવું તમને ભાન થાય છે તમારી રગેરગમા જુસ્સો અને બળ ઉભરાય છે શુ આ બળ આહારમાથી આવ્યુ ? શુ આહારવિના અશક્તિ જણાતી હતી તેમાં તમારૂ મન કારણભૂત નહોતુ એમ તમને લાગશે ?

આહાર લીધા પછી તરત જ જે બળનુ ભાન થાય છે તેમા પણ ઉપર જણાવ્યુ તેમ મન જ કારણ છે બાકી શરીરશાસ્ત્રના નિયમથી આપણે તપાસીશુ તો જણાશે જ કે આહાર લેતા તરત જ બળ પ્રકટવાનુ અનુમાન કરવુ એ ભૂલ જ છે આપણે આગળ એ નિર્ણય તો કરેલો જ છે કે બળ આહારથી પ્રકટતુ નથી, છતા આહાર લીધા પછી તરત બળનું ભાન થાય છે એ ઉપરથી કદાચ તેમાંથી બળ પ્રકટતુ હોય એમ અનુમાન કરીએ તો તે કેટલા અંશમા ખરૂ છે તે તપાસીએ

આહાર જઠરમા ગયા પછી તેમાં પચનક્રિયામા સાહાય્ય અર્પનાર જઠર રસ વગેરે મળે છે તે પછી વલોવવા જેવી ક્રિયા ચાલે છે. તેમાંથી ક્રમે ક્રમે દૂધ જેવો પદાર્થ ઉત્પન્ન થાય છે તે પદાર્થને કેટલીક નસો ચૂસી લે છે અને ત્યાં લોહીમા તે મળી જાય છે આહાર જઠરમા ગયા પછી આ પ્રકારની જે ક્રિયા ચાલે છે તેમાં કેટલોક સમય જાય છે આહારની જાતિ, તેનું પ્રમાણ એ વગેરેને અનુસરી થોડો અથવા વધારે સમય લાગે છે તમને તો જમ્યા કે તરત જ બળનુ ભાન થાય છે આહાર હજી તો પચવાના ક્રમમાં મૂકાયો છે, એટલામાં તમને બળ જણાય છે ત્યારે શુ આહાર પચતાં પણ પહેલા અને રુધિરમાં મળી જતા પણ પહેલા તમને બળ આપવાની કોઇ દૈવી શક્તિ ધરાવે છે ? જો એમ જ હોય તો તો તમે તેને બહારથી પણ સ્પર્શ કરી રાખો તો પણ તમારામા બળ જાગ્રત્ થવુ જોઇએ

કોઇ ઝેરી દવા તમે પી જોઇ છે ? એવી દવા પીધા પછી તરત જ શરીરમાં બળ વૃદ્ધિને પામેલું લાગે છે અને એક પ્રકારના જુસ્સાનુ ભાન થાય છે દારૂ પીધા પછી તરત જ શરીરમાં જુસ્સો અને બળ ઉભરાતા જણાય છે શુ એ બળ ઝેરી દવામાથી કે દારૂમાથી પ્રકટે છે ? વિચાર કરતા જણાશે જ કે એ બળ દવા કે દારૂમાંથી નીકળ્યુ નથી એ બળ શરીરમાં જ હતુ દવા કે દારૂની અસર દૂર કરવાને તે બહાર તરી આવ્યુ છે અને તેથી કરીને જ તે ક્ષણે શરીરમા બળનુ ભાન થાય છે શરીરશાસ્ત્રનો એવો નિયમ જ છે કે શરીરમાં કોઇ પણ વિજાતીય તત્ત્વ દાખલ થાય છે તો તેને બને તેટલા પ્રયત્નથી દૂર કરવાને શરીરમા રહેલુ બળ યત્ન કરે છે. આવા પ્રયત્નના કારણને લીધે

જ બળને બહાર કાઢવામાં આવે છે અને તેથી ભ્રાંતિથી મનુષ્યો બળપ્રેરી દવા કે દારૂમાંથી આવ્યું તેમ માની લે છે

જેમ દવા કે દારૂની અસર દૂર કરવાને શરીરમાં રહેલું બળ નીકળી આવે છે, તે જ પ્રમાણે આહાર શરીરમાં જતાં તેને પચાવવાને માટે પણ બળને બહાર પ્રકટ થવાની જરૂર પડે છે આહાર લીધા પછી તરત જ જે બળનું ભાન થાય છે, તે આ પ્રમાણે ખોરાકને પચાવવાને જે બળ પ્રકટ્યું છે તેને લીધે જ તે ભાન થાય છે એટલે એ બળ આહારમાંથી નથી પ્રકટ્યું પરંતુ શરીરમાં રહેલું હતું તેમાંથી જ પ્રકટ્યું છે

આ પ્રમાણે શરીરમાં રહેલું બળ આહારને પચાવવાના પૂર્વે શરીરમાં શક્તિ જણાવે છે, પરંતુ ક્રમે ક્રમે આહારને પચાવવામાં તેનો ક્ષય થતો જાય છે, અને જ્યારે સઘળો ખોરાક પૂરેપૂરો પચી રહે છે, ત્યારે તમને વધારે બળ જણાવાને બદલે વધારે અશક્તિ જણાય છે દિવસનો સમય જેમ જેમ વીતતો જાય છે તેમ તેમ તમને બળનું વધારે વધારે ભાન થતું નથી, પરંતુ ઓછું ઓછું થતું જાય છે પ્રાત કાલમાં નિદ્રામાંથી ઉઠયા પછી તમારામાં જે ચેતન જણાતું હતું, જે સ્ફુર્તિનાં ભાન થતો હતો, જે શક્તિ ખીલી રહેલી હતી, તે સર્વ ઓછાં થતાં થતાં મધ્યા કાળના સમય સુધીમાં તો તમે કોઇ કોઇ પ્રસગે નરમઘેંશ થઈ જાઓ છો અંગ્રેજી પદ્ધતિને અનુસરી તમે સાંજના ખોરાક ખાઇલો છો, રાત્રિના વાળુ કરો છો, વળી તે ઉપર કદાચ ફળફળાદિક, ચાહા વગેરે લો છો, તોપણ રાત્રિએ નિદ્રામાં પ્રવેશ કરતાં પૂર્વે હતા તમે સવારના જેટલા બળવાન્ નહિ જણાઓ તમને એમ શંકા થતી હશે કે કદાચ દિવસના કામકાજને લીધે તમને એમ થતું હશે, પણ દિવસે ખાસ શારીરિક મેહેનત નહિ કરો તો પણ દિવસની શરૂઆતના જેવું બળ દિવસના અંતમાં તમને નહિ જ જણાય. જો બળ આહારમાંથી જ પ્રકટતું હોત તો તો દિવસના અંતમાં આપણને સહુથી વધારે બળ જણાવું જોઇએ, કારણ કે દિવસમાં એક, બે, ત્રણ કે ચાર વાર પણ આહારના પદાર્થો જઠરમાં નાખવામાં આવેલા હોય છે આથી ઉલટું રાત્રિમાં કેવળ નિદ્રા જ લેવામાં આવી હોય છે, છતાં પ્રાત કાલમાં અધિક બળ જણાય છે

તમે હદકરતાં વધારે ખાવાનો પ્રયત્ન કરી જોયો છે? અને શું એ પ્રમાણે વધારે ખાધા પછી તમને વધારે બળ જણાયું છે? તમે સૂક્ષ્મ અવલોકન કર્યું હશે તો જણાયું જ હશે કે વધારે ખાધા પછી શરીરમાં વધારે બળ જણાવાને બદલે વધારે અશક્તિ જણાય છે સ્ફુર્તિને બદલે જડતા, જુસ્સાને બદલે

શિથિલતા અને બળને બદલે દુર્બળતા જણાવાનું શુ કારણ ? જો આહાર-માથી જ બળ પ્રકટતુ હોત તો વધારે પ્રમાણના આહારમાંથી વધારે બળનુ જ ભાન થવું જોઇએ. પણ તેમ થવાને બદલે વિરોધી અસર જણાય છે, કારણ કે વધારે પ્રમાણવાળા આહારને પચાવવામાં શરીરમાં રહેલા બળમાથી વધારે બળનો ક્ષય થઈ જાય છે.

પૂર્વે જણાવ્યુ છે તેમ નિદ્રા એ જ બળને પ્રકટાવનાર છે આપણે પ્રાત.કાલમા વધારેમા વધારે બળવાન, સ્ફુર્તિવાળા અને ચેતનતાયુક્ત હોઇએ છીએ. રાત્રિએ તેથી ઉલટી જ સ્થિતિ હોય છે. આહારને પચાવવાથી બળ વધતુ નથી પણ તેનો ક્ષય થાય છે, તેથી આહાર બળનુ કારણ નથી પણ બળના ક્ષયનુ કારણ છે. જે મનુષ્ય શરીરના ઘસારાને પૂરવાજેટલો જ આહાર લે છે અને પોતાના કુદરતી માપને તથા વજનને જાળવી રાખે છે તે અકરાંતીયા મનુષ્યના કરતા વધારે બળવાન્ થાય છે ઓછુ ખાઇ શરીરને યોગ્ય પોષણ આપનાર વધારે કાર્ય કરી શકે છે અને તેનામા સહનશક્તિ વિશેષ હોય છે માટે એ સ્મરણમાં રાખવાની જરૂર છે કેઃ

**બળને માટે ખાવાની જરૂર છે એ વિચાર ભ્રાંતિથી ઉત્પન્ન થયેલો છે. આહાર લીધા પછી તરત જ બળ જણાય છે તે આહારમાંથી નથી પ્રકટતુ, પરંતુ આહારને પચાવવાને શરીરમાંથી જે બળ રહેલુ છે તેમાંથી જ પ્રકટે છે, અને તરત બળનુ ભાન કરાવે છે.** (અપૂર્ણ.)

---

## સુવર્ણ.

સોનાના સિક્કાઉપર જંતુઓ કદી પણ જોવામા આવતા નથી જ્યારે નોટનાં કાગળીઆં જંતુઓને વસવાનુ ઉત્તમ સ્થાન છે અને તેથી ઘણી જૂની નોટોથી રોગને ઉત્પન્ન થવાનો ઘણો ભય રહે છે, એમ વિજ્ઞાનવિદો જણાવે છે. વિજ્ઞાનની બાબતમા જેનો મત સર્વ સ્વીકારે તેવા એક પુરુષે નક્કી કર્યું છે, કે સોનું જંતુઓનો નાશ કરવાના સ્વભાવવાળુ છે. સુવર્ણ પાત્રામાં ભોજન, સુવર્ણને ધારણ કરવુ, એ વગેરે આરોગ્યને માટે કેટલા ઉપયોગી છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે

---

અમારી સૂચના પ્રતિ ધ્યાન આપવા વિનંતિ છે

# जाणवायोग्य प्रकीर्ण बावतो.

( રા છોટાલાલ જયશંકર ઓઝા )

ઈંગ્લાંડઉપર જીત મેળવનાર નોરમન લોકો પોતાના મુખ ઉપરના અને માથાના પાછળના ભાગ ઉપર હજામત કરાવતા હતા. આથી કરીને હેરલ્ડના જાસુસો તેમને સાધુઓનુ લશ્કર કહેતા.

× × ×

દરિયામાં મુસાફરી કરનારને દરિયાની અસરથી થએલી માંદગીમાં બેસવાને માટે વિજળીના આંદોલનો પ્રકટાવે તેવી ગોઠવણ કરેલી ફરતી ખુરશી આપવામા આવે છે આ ખુરશીથી તેમને આશ્ચર્યકારક આરામ મળવાનુ કહેવાય છે

× × ×

અંગ્રેજી પુસ્તકોની શરૂઆતમા વપરાતા 'Preface' શબ્દનો પ્રથમ ઉપયોગ જમવા માટે આમંત્રણ કરવામા વપરાતો હતો. અને તેનો અર્થ 'તે તમને ઘણુ સુખ આપો' એવો થતો હતો

× × ×

બાયરને પોતાનું પ્રખ્યાત કાવ્ય બ્રાઇડ ઓફ એબીડૉસ એક રાત્રિમાં અને પોતાની કલમ દુરસ્ત પણ કર્યા સિવાય લખેલું છે. આ કલમ હજી પણ બ્રીટીશ મ્યુઝીયમમા સાચવી રાખવામાં આવી છે,

× × ×

ઈંગ્લાંડમાં ઑમ્નીબસનો ઘોડો પાંચ વર્ષે, ટ્રામનો ચાર વર્ષે, પોસ્ટ ઓફીસનો છ વર્ષે, અને ફ્યુઅર્સનો ઘોડો છથી સાત વર્ષે રદ થાય છે.

× × ×

જાપાનનાં ખોવાએલાં છોકરાંને વધારે સમય ગખડવુ પડતુ નથી. કારણ કે તેમનાં માબાપતરફથી તેમને તેમના ઠામઠેકાણાવાળી ચીઠી (Label) લગાડવાનો રિવાજ હોય છે આથી જો તેમને રખડતા જોવામા આવે છે તો તેમને કોઇ રસ્તે જનાર ઘેર પહોંચાડી આપે છે

× × ×

ઉષ્ણકટિબંધના દરિયાના નિર્મળ જળમા ડુબકી મારનારાઓના જોવામાં આવે છે કે જુદા જુદા રંગની માછલીઓને ગભરાવતાં તે સર્વે એક જ દિશામાં દોડતી નથી પરંતુ દરેક જાત પોતાના રંગને મળતા પાણીમાં ઉગતા ઘાસમા જઇ આરામ લે છે

ઘણા જુના સમયમાં ચીનાઓ અને જાપાનીઓ વારંવાર પોતાના હાથના અંગુઠાથી છબીઓ કહાડતા. તેઓ અંગુઠાના નખ આશરે અરધ ઈંચ લાંબા વધવા દેતા અને તેની આગળથી અણી કાઢી બન્નુ શાહીમાં બોળી રાખતા તેઓ ઘણે ભાગે નખની છબીઓ આ એક જ રંગની કાઢતા

× × ×

મહારાણી વિક્ટોરીઆની પાસે એક વિચિત્ર સોય હતી. રેડડીચના પ્રખ્યાત કારખાનામાં તે બનાવવામાં આવી હતી. તેના ઉપર મહારાણીના જીવનના દેખાવો અત્યંત બારીકાઈથી કોતરેલા છે. તે એટલા સૂક્ષ્મ છે કે સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી જ તે જોઇ શકાય છે

× × ×

સોળમા સૈકામાં ઈંગ્લાંડમાં એપલ અને પ્લમ નામનાં ફળો પોળામાં ફરીને નહિ વેચવાનો કાયદો હતો કારણ કે નોકરો આ સ્વાદિષ્ઠ વસ્તુઓને જોઇ તેનાથી લલચાઇને ઘરમાંથી ચોરી કરી તેને ખરીદતા

× × ×

જાપાનમાં હરરાજી અહિના કરતા જુદી રીતે થાય છે. દરેક માગણી કરનાર એક કાગળના કકડા ઉપર પોતાનુ નામ તથા માગણીની રકમ લખે છે અને તેને એક પેટીમાં નાખે છે પછી એકંદર માગણી થઈ રહે પેટી ઉઘાડવામાં આવે છે અને વધારે રકમથી માગણી કરનારને માલીક ગણવામાં આવે છે.

× × ×

પાસીફીક મહાસાગરના હવાઈ ( Hawaii ) અને કેલીફોર્નીયા વચ્ચેના તળીયાની સપાટી એવી છે કે ત્યાં આગળ ૫૦૦ માઇલની રેલ્વેની સડક કોઈ પણ જગાએ ઢાળ આપ્યા શિવાય કરી શકાય તેમ છે. આ હકીકત યુનાઇટેડ સ્ટેટતરફથી તારના દોરડાં નાખવાની જમીનની તપાસ કરનાર વહાણે શોધી કહાડેલી છે.

× × ×

મંગળ ( Mars ) થી સૂર્યનુ ઓછામાં ઓછુ અંતર ૧૨,૫૫,૦૦,૦૦૦ માઇલ છે સરાસરી અંતર ૧૪,૧૫,૦૦,૦૦૦ માઇલ છે અને વધારેમાં વધારે ૧૫,૪૫,૦૦,૦૦૦ માઇલનુ છે પૃથ્વીથી સૂર્યનુ સરાસરી અંતર ૯,૩૦,૦૦,૦૦૦ માઇલ છે

× × ×

એલેકઝેન્ડર ધી ગ્રેટ એક જ પ્રખ્યાત પુરુષ થઈ ગયો કે જેને માટે કહી શકાય કે તે યુરોપમાં જન્મ્યો, એશિયામાં મરી ગયો અને આફ્રિકામાં દટાયો હતો.

---

## કવિવર ટેનીસનના જીવનનો એક પ્રસંગ.

પાશ્ચાત્ય કવિવર ટેનીસન જેમ જેમ વૃદ્ધ થતો ગયો તેમ તેમ તે બીજા મનુષ્યોની મદદ પોતાના કામમાં ઓછી લેતો બીજાઓ જો તેને મદદ કરવા માગતા તો તેના સામે તે વિરોધ લેતો બાળકોએ તેમ જ વૃદ્ધોએ પોતાનાથી બને તેવું હોય તે સઘળું જાતે જ કરવું જોઇએ, અને બીજાઓની સાહાય્યની અપેક્ષા રાખવી ન જોઇએ એમ તેનો મત હતો. અને તેના મિત્રો વગેરે આ મતને માન આપીને જ વર્તતા હતા, અને જે કામમા તેને મદદ કરી શકાય તેવુ હોય તેવા કામ પણ તેને જાતે જ કરવા દેતા.

ટેનીસન તેના એક મિત્રસાથે એક પ્રમગે બહાર ફરવા ગયો તે વખતે તેઓ એક વાડ કુદવાની જગાએ આવી પહોચ્યા બાળપણમા ટેનીસનને આવી ગામડીયા રમતો વગેરે કોઇએ શિખવી નહોતી અને તેથી તેના મિત્રની પાછળ તે વાડ કુદવાનો પ્રયત્ન કરતાં, જમીનઉપર ગબડી પડયો

તેનો મિત્ર જાણતો હતો કે તેને મદદ કરવાના વિચારથી તે વિરુદ્ધ છે અને તે જાતે જ ઉઠવાનુ પમદ કરશે, આથી તે થોડાં ડગલાં આગળ ચાલી તેની વાટ જોઇ ઉભો રહ્યો તેણે થોડી વાટ જોઈ પરતુ ટેનીસન તેની પાછળ આવ્યો નહિ આથી તેણે તેના તરફ નજર કરી

તેને જોઇને આશ્ચર્ય થયું કે ટેનીસને પોતે ઉઠવાનો જરાપણ પ્રયત્ન કર્યો નહોતો તે ચતોપાટ પડી જ રહેલો હતો પરતુ વાડની પાસે એક કાદવવાળુ ખાબોચીયુ હતું અને આસપાસ કેટલુક ઘાસ ઉગેલુ હતુ. તેના તરફ તે જોઇ રહ્યો હતો

તેના મિત્રે તેને આવી રીતે જોઇ રહેલો જોવાથી અનુમાન કર્યું કે પડતા પડતા કવિના જેકેટના ગજવામાથી કંઇક પડી ગયું લાગે છે,અને તેથી તે પાછો ફર્યો પરતુ ટેનીસને ખોયુ કશુ જ નહોતુ તે તો તે ખાબોચીયા આગળ ઉગેલા ઘાસમા તથા બીજી કેટલીક વનસ્પતિ ઉગેલી હતી તેના રમણીય દેખાવમા લીન થઇ ગયો હતો

તેનો મિત્ર તેની પાસે આવતાં જ તે પોતાના હાથ ટેકવી ધીરે રહીને ઉભો થયો અને જે રમણીય નૈસર્ગિક દેખાવ તેણે જોયો હતો, તેના આનદથી અત્યંત

# अमारा मित्रोना उद्‌गारो.



વીણાનો પ્રથમ અંક જ હજી તો બહાર પડ્યો એટલામાં જ કેટલાક સજ્જનોએ તે વાંચી તેની પ્રશંસાના ઉદ્‌ગારો પત્રદ્વારા કાઢ્યા છે, તેમાંના સર્વને આ સ્થળે આપતાં ઘણો વિસ્તાર થઇ જાય તેથી માત્ર બે ત્રણને જ અત્ર દર્શાવીશું

રા. રા. રતિલાલ ડી. મહેતા, મુંબઈથી લખી જણાવે છે × × આપના બહોળા જ્ઞાનનો જનસમાજને લાભ આપવા × × માસિક ચાલુ કરવાના વિચારને કાર્યમાં મૂક્યો જાણી અતિ હર્ષ થાય છે વીણા ઉપરક તપાસી ગયો છું. તેમાં દર્શાવેલા કેટલાક વિચારો અત્યંત ઉપયોગી અને સત્વર કાર્ય-પ્રેરક છે. આરંભક પ્રાર્થના અતિ સુંદર છે. ભક્તિ કાવ્ય વાંચતાં સ્વભાવત: શાંતિ અને આનંદનું ભાન થાય છે અન્ય વિષયો પણ સારા છે અને હું નિ:સંશય માનું છું કે તમો ભાઇ ઉત્સાહપૂર્વક આ માસિક ચલાવશો તો અવશ્ય તેનો બહોળો ફેલાવ થવાનો જ. × ×

અમારા અન્ય મિત્ર રા. રા. મણિલાલ દ્વારકાદાસ જરીવાળા પોતાના ઉદ્‌ગાર કાઢતા જણાવે છે, આરંભક પ્રાર્થનાવાળું કાવ્ય અત્યંત સુંદર છે તે વાંચતાં કંઇ અવર્ણનીય માધુર્યનો સ્વાદ મળે છે તેના ભાવો ઘણા ઉંચા છે વીણા એકંદરે જોતાં તો સારું જ છે, પરંતુ તમારા તરફથી જે ઉત્તમતાની આશા રાખી શકાય તે સાથે સરખાવતાં કંઇક "સેકન્ડ ક્લાસ" લાગે છે એમ કહું તો તે અંકની મહત્તા ઘટાડવાના હેતુથી નહિ, પરંતુ આપની લેખન-શક્તિના સંબંધમાં જે અનુભવ છે તે આધારે બાંધેલી કલ્પનામાં કંઇ ન્યૂનતા જણાયેલી તે દર્શાવવાના હેતુથી જ છે એમ માનશો એકંદરે જન સમાજને તે અતિ ઉપયોગી છે એ તો નિ:સંશય જ છે "

ભાઇ મણિલાલ સારી વિચાર શક્તિને ધરાવનારા છે તેમ જ કેટલીક બાબતોમાં અવલોકન કરવાની શક્તિ પણ તેમનામાં સારી છે એ તેમના પરિચયમાં આવનારને જ્ઞાત છે તેમની અવલોકન કરવાની શક્તિને આ પ્રસંગમાં કામે લગાડી હોત તો તેમને જે ન્યૂનતા જણાઇ છે તેનું કારણ સ્પષ્ટ થઇ જાત. તરત જન્મેલું બાળક કેટલું સૌંદર્યપૂર્ણ હોય છે તે જો વિચારી જોયું હોત, ગંગા, સિંધુ આદિ મહાન નદીઓના ઉદ્‌ભવસ્થાન આગળ તેનો વેગ, પ્રવાહ કેટલો હોય છે, તે જો લક્ષમાં લીધું હોત, વૃક્ષ મોટા ઝાડ જેવું થાય તે પૂર્વે તે કેવી અવસ્થામાં હોય છે, તે પ્રતિ દૃષ્ટિ કરી હોત અને આવા જ નૈસર્ગિક

વ્યતિકરોનું અવલોકન કરી જોયું હોત તો આરંભની સ્થિતિના સંબંધમાં તેમને વિશેષ પ્રકાશ પડત. આ ઉપરાંત ગહન વિષયોને સમજનારની સંખ્યા જ્યારે ઓછી છે, ત્યારે સરળ વિષયોને સમજનારની સંખ્યા ઘણી મોટી છે. જનસમાજનો ઘણો મોટો ભાગ એવો છે જેણે ઉત્તમ સાહિત્યને હજી અવલોકવાની તસ્દી પણ લીધી નથી, અને તેને લીધે માનસશાસ્ત્ર, તત્ત્વ વિચાર વગેરે સંબંધમાં સાદી ભાષાના લેખો પણ સારી રીતે સમજવાનું સામર્થ્ય તેમનામાં ભાગ્યેજ હોય છે જનસમાજના વધારે કેળવણીવિનાના વ્યાપારી વર્ગમાંયેના પરિચયમાં એ અમને સ્પષ્ટ થયું છે કે અત્યંત પ્રૌઢ, કલ્પનામય અને વિજ્ઞાનની સૂક્ષ્મ બાબતોને દર્શાવનારા વિષયોને સમજવાનું બળ ઘણું જ થોડું હોય છે આવા વર્ગના લાભને માટે ઉત્તમ વિચારોને સરળ રૂપમાં મૂકવાથી ક્રમે ક્રમે તેના અભ્યાસથી તેમનો વિકાસ થવાનો સંભવ છે અને એ હેતુને લક્ષમાં રાખીને જ સરળતાને પ્રધાનતા આપી તે પ્રમાણે આરંભ કરવામાં આવેલો છે આથી બંધુ મણિલાલ અથવા તેમના સમાન વિચાર ધરાવનાર સર્વેનોએ અસંતોષ માનવાનું કારણ નથી જે આરંભ થયો છે તેનો વિસ્તાર થતા તેમની ઊંચેની કલ્પનાને સંતોષ આપવાનો પ્રયત્ન પણ થશે જ તેમના જેવા બંધુઓના સમાધાન અર્થે આટલા વિવેચનની આવશ્યકતા હતી તેથી આટલું લખવાની અગત્ય પડી છે તેમને ઉદ્દેશીને જ લખવાના હેતુ કરતા તેમના સમાન વિચાર ધરાવનાર સર્વના સમાધાનઅર્થે આવી સ્પષ્ટતાની જરૂર હોવાથી આ લખવાપ્રતિ પ્રવૃત્તિ થઇ છે વીણાના ગ્રાહક થનારને પણ આ વાત ઉપયોગની છે આરંભથી તેમના ગ્રાહક થવાથી સરળતાથી ઉત્તમ-વિષયોનું અધ્યયન કરવાનો લાભ તેમને પ્રાપ્ત થશે

સતીમંડળ વગેરે જેવા ઉપયોગી સાહિત્યને પ્રકટ કરી જનસમાજની સેવા, કરનાર વિદ્વાન્ કેશવજી વિશ્વનાથ ત્રિવેદી, અમદાવાદથી લખે છે, " આપ જેવા બંધુના હાથથી આવું ઉત્તમ માસિક નીકળતું જાણી ઘણો જ આનંદ થયો છે ઇશ્વર આપને આ કાર્યમાં યશ આપો "

જે જે મિત્રોએ આ પ્રમાણે પ્રશંસાના ઉદ્ગારો કાઢયા છે તેમનો ઉપકાર માનવામાં આવે છે. અવશ્ય આવા ઉત્સાહજનક વચનો કાર્યના કર્તાઓને પોતાની પ્રવૃત્તિમાં વિશેષ બળ આપે છે પોતાના કાર્યને અધિક ઉત્કૃષ્ટ કરવા પ્રતિ તેમનો વેગ વધે છે અને પોતાના શ્રમની સાર્થકતા જોતાં પ્રવૃત્તિનું સાફલ્ય જણાય છે પરમાત્મા સર્વને ઉત્તમ કાર્યમાં સહાયક થાઓ સર્વના વિજયને પ્રવર્તાવો

---

# પ્રાતઃકાલ.

તત્ત્વવિચાર, વિજ્ઞાન, સાહિત્ય, યોગ, તથા સામાજિક વિષયોને કોઇ નવીન શૈલીથી ચર્ચતું, ગુજરાતીમાં સર્વોત્તમ મનાતું, આજ સમયમાં સર્વને અતિ ઉપયોગી પ્રાતઃકાલ નામનું માસિક આજ તેર વર્ષથી પ્રસિદ્ધ થાય છે. લવાજમ ભેટસાથે માત્ર રૂ. ૧-૮-૦ છે નમુનાના અંકની કિંમત ૦-૨-૦ જે બે આના ગ્રાહક થનારને અથવા અંક પાછો મોકલી આપનારને મજરે આપવામાં આવે છે

**વ્યવસ્થાપક-પ્રાતઃકાલ, વડોદરા.**

---

## શ્રીમાળી અભ્યુદય.

આ માસિક શ્રીમાળી બ્રાહ્મણ, શ્રીમાળી વાણીઆ, શ્રીમાળી સોની વગેરે ઉપયોગી વિષયોથી ભરપુર હોય છે. જાતિના હિતથી દેશનું હિત થાય છે તેથી જાતિના અભ્યુદય અર્થે આ માસિકના ગ્રાહક થવાની સર્વને આવશ્ય છે

વાર્ષિક લવાજમ રૂ ૧-૪-૦

લખો, શ્રીમાળી અભ્યુદયના અધિપતિ, મહુવા, કાઠીઆવાડ.

---

## ' વીણા ' પત્ર માટે જાહેરખબરના ભાવ.

| | બાર માસના | ત્રણ માસના |
|---|---|---|
| પુંઠા ઉપરના પૃષ્ટ ૧ ના | ૮૦-૦-૦ | ૧૨-૦-૦ |
| ,, ,, ,, ½ ,, | ૨૫-૦-૦ | ૭-૦-૦ |
| ,, ,, ,, ¼ ,, | ૧૪-૦-૦ | ૪-૦-૦ |
| ,, ,, ,, ⅛ ,, | ૮-૦-૦ | ૩-૦-૦ |
| અંદરના ભાગના ,, ૧ ,, | ૪૦-૦-૦ | ૯-૦-૦ |
| ,, ,, ,, ½ ,, | ૧૬-૦-૦ | ૫-૦-૦ |
| ,, ,, ,, ¼ ,, | ૯-૦-૦ | ૩-૦-૦ |
| ,, ,, ,, ⅛ ,, | ૫-૦-૦ | ૨-૦-૦ |

તા. ક. એક હજાર ઉત્તમ કુટુંબોમાં તમારી જાહેર ખબર ફેલાવવાની આથી ઉત્તમ તક ભાગ્યે જ મળશે.

# विषयानुक्रमणिका.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
|  |

## સૂચના



वर्ष १. सं० १९७१ पौष शुक्ल पूर्णिमा अंक ३.

॥ ॐश्री. ॥

## एक ज कृति छतां भावमां भेद पडवाथी फळमां पण भेद पडे छे.

પદ ( કોઇ એક સમે, એ લય )

ખિલ્યું સુંદર પુષ્પ ગુલાબતણું શું, આ રમણીય ઉપવનની મહિં,
શી મધુર મધુર સુવાસ વળી આ, ચોપાસે છે પ્રસરી ગઇ,
થઇ પ્રસન્ન એમ તે પુષ્પથકી કો, યુવક ત્યાંથી ચાલ્યો લઇ,
અતિ ફુલ મનોહર તે અર્પ્યું પછી, સ્વીય પ્રિયાને જે મુદિત થઇ;
કોઇ અન્ય રસિકે વિલોક્યું સુગધિત, પુષ્પ તે પણ ચાલ્યો તેને ગ્રહી,
ચેરી પરકીયા પ્રિયા તેહ તણી પરે, નાગમલિમ્લમ શોધ્યું જઇ,
ચઢ્યું દૃષ્ટે કુસુમ તે ભક્તનણા જેના, ઉરમા ભક્તિ છવાઇ રહી,
ગ્રહી પ્રેમથી તે નિજ ઇષ્ટને અર્પ્યું, અંતર કરુણાધારા વહી,
કરી ઇષ્ટ પ્રસન્ન કૃતાર્થ થયો, વળી સાર્થકતા કરી પુષ્પની કંઈ,
કૃતિ એક કરી ફળ ન્યારા લહે નિજ, ભાવપ્રમાણે એ મર્મ સહી.



# सुशीलानुं स्वप्न
अथवा
# मोहिनीनो मुक्तिमंत्र.

## પ્રકરણ ૧.

### મોહિની.

આકાશ નિર્મળ છે શરદ્ પૂર્ણિમાની મધ્યરાત્રિનો ચંદ્ર આકાશને પોતાનાં શુભ્ર અમૃતમય કિરણોથી સ્નાન કરાવી રહ્યો છે તે પ્રકાશપ્રવાહ આગળ વધી પૃથ્વીઉપર પડી પૃથ્વીનિવાસી જીવોને શાંતિ, આનંદ આપી રહ્યો છે આ અમૃતમય કિરણોના પ્રવાહમા મધ્યરાત્રિને સમય સ્નાન કરતી, તારુણ્યના પ્રદેશમા પ્રવેશ કરવાની સંધિઉપર આવી રહેલી મોહિની પોતાના ઘરની અગાશીમાં વિચારશીલ અવસ્થામા શય્યામાં પડેલી છે તેના મુખમંડળ ઉપર નર્તન કરતાં ચંદ્રનાં કિરણો મોહિનીના નૈસર્ગિક સૌંદર્યમાં કંઇક અમાનુષી લાવણ્યનો ભાવ ઉપજાવે છે મોહિનીના મુખઉપર કંઇ અજબ મોહિની છવાઇ રહે છે ક્ષણમાં ચંદ્રના તેજમા તલ્લીન થઈ પોતાને પણ ભૂલી જતી, પરંતુ બીજી જ ક્ષણે તેનું મન કોઇ નવીન પ્રકારના વિચારમાં એકાએક દોડતું હતું આ નવીન વિચારને જન્મ આપનાર સંસ્કાર તેના હૃદયમાં આશરે બે વર્ષ પૂર્વે કોઇ એવી ક્ષણે સ્થપાઇ ગયો હતો કે જેના પરિણામે તેણે અનેક કષ્ટો સહન કર્યાં હતા આજે પુન તે સંસ્કાર વગથી સ્ફુર્યો હતો નિદ્રા લેવા માટે અર્ધો કલાક ઉપરાંતથી યત્ન કરતાં છતા તેનો તે પરિશ્રમ વ્યર્થ ગયો હતો વિચારશીલ મોહિનીના મુખમંડળઉપર આશાનિરાશાના ભાવો, સમુદ્રના તરંગોની માફક આવી આવી શમી જતા હતા ગગનમા ચંદ્રને વિલોકી સમુદ્ર પોતાના નૈસર્ગિક પ્રેમને દર્શાવતો ઉછાળા મારી રહ્યો હતો મોહિની પણ ક્ષણમા અગમ્ય આકાશમાં માત્ર કલ્પનામા જ ગમ્ય થતા ચંદ્રને જોતી તે ક્ષણે તેની હૃદયઊર્મિઓ ઉછાળા મારતી કલ્પનાના નેત્ર આગળથી ચંદ્રનું અદર્શન થતા તેનું હૃદય શુષ્કજેવું થઈ જતું.

એક વાર પુન આકાશતરફ દૃષ્ટિ કરી પુન નિ શ્વાસ નાખતી બોલી. " વિધારમણ! આપ વિધામાં રમણ કરો છો ! હું આપનામાં રમણ કરૂ છુ !

આપને નામમાત્રથી જ જાણું છું? ના—એક વાર આપની હૃદયમોહન મૂર્તિનાં પવિત્ર દર્શનનો લાભ મેળવ્યો છે! આપની નયનરશ્મિએ આ તનુને એક દિવસે પાવન કર્યું છે! આપના કમલસરખા હાથવડે આ શરીર સસ્પૃષ્ટ થયું છે! ભવિષ્યમાં ઇચ્છેલું સુખ મળશે કે નહિ તે મારી ટુંકી દૃષ્ટિને અગમ્ય છે છતાં આશાનું કિરણ હજી પણ પોતાનો પ્રકાશ દર્શાવે છે, ત્યાં પર્યંત અન્ય માર્ગ ગ્રહણ કરવો તો ઠીક નથી જ."

કંઇક શુદ્ધિમાં હોય, કંઇક શુદ્ધિરહિત હોય એવી અવસ્થામાં આ પ્રમાણે લવી જતી મોહિની પુનઃ શાંત થઇ ગઈ વિચારશૂન્ય, નિશ્ચેષ્ટ સરખી થોડી વાર પડી રહી. એકાએક કોઇ વિચાર સ્ફુરતાં ઉઠી અંદર ઓરડામાં પોતાના કબાટપાસે ગઈ જરા પણ શબ્દ ન થાય તેવી રીતે પોતાનું કબાટ ઉઘાડયું. અંદરથી ધીરે રહી એક નાનીસરખી પેટી ઉતારી તેમાં એક દાબડી હતી તે કાઢી તેની અંદર એક કાગળ હતો. તે લેઇ અગાશીમાં આવી ધડકતા હૃદયે, કંપતા હાથે તે પત્રને ઉઘાડયો ભગજતરફ લોહીનો ધસારો થવા માંડયો મુખઉપર લાલિમા પ્રસરી રહી ચંદ્રનાં કિરણો તે સુંદર સ્પષ્ટ અક્ષરોના ભાવને સ્પષ્ટ કરવા લાગ્યાં મોહિની એકી નજરે તે મોતી સરખા અક્ષરોતરફ જોઇ રહી.

હૃદયપ્રાણેશ્વરિ!

> આ જગતમાં કદી મીનની શું પ્રીતિ જળવિણ જોઇ છે?
> પતંગીઆએ દીપવિણ શું કોઇમાં પ્રીતિ પ્રોઇ છે?
> સીતાવિના શ્રીરામની પ્રીતિનું પાત્ર શું કોઇ છે?
> તો જાણજે પ્રિય તુજ વિના વૃત્તિ ન અન્યે મોહી છે
>
> વિદ્યા—રમણ.

મોહિની આ વાંચતાં જ ઢળી પડી. મૂર્છાવશ થઇ હોય તેમ તે અર્દ્ધ-સરખી થઇ રહી બેભાન અવસ્થામાં પડેલી બાળાને સાહાય્ય આપવા આ સમયે કોઇ હોતું શુદ્ધિ ઠેકાણે આવતા પર્યંત એની એ જ અવસ્થામાં તે પડેલી હતી ભાનમાં આવતાં જ તે બોલવા લાગી. "પત્રિકા! પત્રિકા! તેં જેટલું મારૂં હિત કર્યું છે તેટલું જ અહિત કર્યું છે! પણ અરે પત્રિકા! હું ઘેલી છું. હું તને દોષ આપું છું! દોષ મારા દૈવનો જ છે મારા પ્રારબ્ધનો જ છે અરે મારો જ છે!"

"બેહેન! રમણી! તું પણ આ વખતે ચાલી ગઇ! આ હતભાગિનીને આ દુઃખમય સંસારમાં મુકી ચાલતી થઇ! તારા આશ્વાસનવડે જ આજ-

મોહિની મનમાં જ " હા, એમ જ છે. "

સ્વર: × × " લહે ન સુખ તેથી તું જરીએ "

મોહિની મનથી જ ઉત્તર દેતા " સત્ય જ છે. "

સ્વર: ઇચ્છા માત્ર આ જગતની ત્યાગીને,

વિચાર પૂર્વક મોહિની " એ જ કર્તવ્ય છે. "

સ્વર: × × સધ જતને તું શરણે શ્રીહરિને, તારશે...તારશે.

સ્વર દૂર જતા જતા થોડી વારમાં શમી ગયો મોહિની વિચારવા લાગી' 'ખરેખર આ બ્રાહ્મણ આજે જ અહીં ચડયો છે, તે ટેલ નાખવાને નહિ પણ મને ઉપદેશ આપવાને માટે જ હશે, જાડા પણ મીઠા કંઠથી આ પ્રભાતને સત્કારતા બ્રાહ્મણના શબ્દો ખરા પ્રભાવવાળા છે. તે શબ્દો ઘણા અર્થ-પૂર્ણ છે મારા અંતરના નિશ્ચયને તે પોષતા લાગે છે. નિશ્ચય હવે મને મારો માર્ગ સ્પષ્ટ થાય છે ! "

પુન. થોડીવાર વિચારમાં સ્થિર થઇ દૃઢ નિશ્ચયનો આવેગ આવતાં જ તે તૈયાર થઈ ગઇ પોતાના વસ્ત્રોને ઠીક કર્યા તેના મુખઉપર નિશ્ચયનું તેજ પ્રકાશવા લાગ્યું. દુઃખની છાયા જતી રહી હોય તેમ પુન એકવાર જણાવા લાગ્યું ઉગ્ર નિશ્ચયના પ્રતાપને ધારણ કરતી દેવીસમાન તે શોભવા લાગી. ઉભી ઉભી મનમાં જ બોલી ઉઠી રમણ ! રમણ ! એકવારના પ્રિય રમણ ! તારી પાછળ થતું ભ્રમણ આજથી જ અંત પામશે ! "

પુન' સ્તબ્ધ થઇ ગઇ પુનઃ બોલી ના-ના, મરીશ તોપણ તારી જ મૂર્તિનું ધ્યાન ધરતી, તારાં જ ચરણોની સેવાને ઇચ્છતી મરીશ. તેથી કદાચ પુનઃ તારી પાછળ ભ્રમણ તો ચાલુ જ રહેશે ! "

કઇક હાસ્યનો, કંઇક નિશ્ચયનો, કઇક ઉગ્રતાનો એવા મિશ્ર ભાવોને ધારણ કરતી મોહિની ઉપરના નિશ્ચયપર આવતાં જ ધીરેથી નીચે ઉતરી. બારણું ઉઘાડ્યું. એકવાર ગૃહપતિ દૃષ્ટિ નાખી. શાંત સ્વરે બોલી " સુખી થાઓ. " તરત જ તે ત્યાંથી પસાર થઇ ગઇ (અપૂર્ણ.)

❧

# बालकथी युवान्.

( લોટીલાલ જયશંકર ઓઝા )

( અનુસંધાન ગત અંકના પૃષ્ટ ૪૧ થી. )

આપણી પ્રજા દિવસે દિવસે શરીરબળથી તથા મનોબળથી નબળી પડતી જાય છે, તથા તેમનો વ્યવહાર રસિક ફેરફાર વિનાનો શુષ્ક થઈ જાય છે, તેનુ મોટુ એક કારણ એ છે કે પૂર્વે જણાવી તેવી સસ્થાઓ આપણે ત્યાં ઘણી ઓછી છે અને તેનો લાભ ઘણા થોડા સમજે છે ઋષિઆશ્રમોની અને સરળ સાદા જીવનની ઘણા વાતો કરે છે, પણ તેની માહિતી અને વિચાર ઘણા થોડાને જ હોય છે એક જ સરખો વ્યવહાર બધે કદી પણ હોતો નથી. શાખા-વાર અને સ્થિતિ અનુસાર આજુબાજુની સ્થિતિ રચવાની બધાને જરૂર પડે છે એકદેશી વિચાર કદી ખપમા આવતો નથી સર્વદેશી વિચારની જરૂર છે, ફેરફાર પામતા રસિક જીવનની બધાને જરૂર છે

રમતો એકદેશી નથી જોઇતી, સર્વ દેશી જોઇએ છે પ્રત્યેકને માટે જોઇએ છે નાના મોટા, ભણેલા તથા અભણ, જે તે દિશામા કામ કરનાર માટે જૂદી જૂદી રમતો જોઇએ છે આ શાખાના શોધકો ! તમે આગળ પડો તમારી અત્યારે ઘણી જરૂર છે

પ્રજાનુ જીવન રસકસવિનાનુ શુદ્ધ સાચી રમતોવિના થઇ ગયુ છે નીતિ રીતી, ધર્મ, વિચાર એ બધાનું દેવાળુ રમતોના અભાવને લીધે વધી ગયુ છે ઉત્સવપાલનનો વિધિ, દરેક ઋતુઓમા જે પરાપૂર્વથી ચાલતો આવે છે તે રમતગમતના વિચારોને પુષ્ટિ આપવા તથા તે વડે વ્યાપાર, ઉદ્યોગ, ધર્મ વિગેરે કેળવવા માટે જ છે તેમનુ ખરૂ રહસ્ય અથવા ઉપયોગિતા જાણવા અત્યારે ઘણા થોડા પ્રયત્ન કરે છે ઉત્સવોનુ પાલન કરી પ્રજાના જીવનમાં આનંદ અને વિવિધતા પ્રકટાવવાનો છે તેમની શરીર સંબંધી, મનસબંધી, અને દરેક વિચાર સબંધી ઉચ્ચ સ્થિતિ કરવા માટે જ ઉત્સવોની યોજના છે સૃષ્ટિનુ અવલોકન અને સ્વધર્મનુ અવલોકન તે વડે જ સહેલાઇથી થાય છે.

શ્રીકૃષ્ણનુ આખુ જીવન રમતથી ભરેલું છે સમય સમયના વિલાસ જૂદા જૂદા રચ્યા છે. આખુ બાળ સ્વરૂપ તેમનુ રસભર્યું અભ્યાસ કરવા જેવુ છે. તેમનો ઇતિહાસ મનુષ્યમાત્રને સદ્બોધથી, શણગારે તેવો છે,

અત્યંત આકર્ષક છે, અને નવીન જીવનથી ભરનાર છે. રમત, ક્રીડા એ તેમનો પ્રધાન શબ્દ છે તેમાં અને તે વડે તેઓ પોતાનું સર્વસ્વ પ્રકટ કરે છે ક્રીડા-વડે સૃષ્ટિ પેદા કરે છે અને ક્રીડાવડે સૃષ્ટિને સમેટી લે છે. આનંદ અને શોક ક્રીડા વડે ઉપજે છે તથા શમે છે ક્રીડા—રમત આરંભથી તે છેવટ સુધી જય જયના શબ્દ ઉચ્ચરાવે છે.

બુદ્ધિમાન પુરુષો ! તમે ક્રીડા-રમતનાં વિવિધ સ્વરૂપો રચો અને તેના ઉત્સવો ઉત્તમ રીતે સમજીને પાલન કરાવો તથા કરો. પાશ્ચાત્ય પ્રજા ઋતુઋતુમાં તેમની રમતોના મોટા મેળાવડા કરે છે, અનેક ઇનામો આપે છે, અને તન, મન અને ધનથી રાજા તથા પ્રજા ઉત્સાહથી જોડાઇ લાભ લે છે તેમ આપણે આપણા દેશમાં આપણી સ્વતંત્ર અને દેશકાળ, સ્થિતિ વિગેરેનો વિચાર કરી તેવી ઉપયોગી રમતોના ઉત્સવો ઉજવતા શીખો અને બીજાને શીખવાડો. પૂર્વથી ચાલતા આવતા રીવાજોને તોડી ન નાંખતાં તેમાં દૂષણરૂપ હોય તેને જ દૂર કરવા યત્ન કરો અને ભૂષણરૂપ હોય તેને બહાર લાવો પ્રજાને તે જોતા શીખવાડો. તેમાં વિશેષ સરળતા છે અને લોક લાગણીને માન આપી કાર્ય થઇ શકે તેવું છે રમત સર્વને પ્રિય છે. બાળકથી વૃદ્ધ તેના દાસ છે. તક આપો અને તેનો લાભ લ્યો. હોળી, દિવાળી, જન્માષ્ટમી, દશરા, ગણપતિપૂજન વિગેરે જે કોઇ હિંદુ ધર્મ તથા સંસારમાં ગણાતા મુખ્ય તહેવારો છે તે સર્વ ઉત્તમ આશયોને રમતો વડે સિદ્ધ કરવા માટે જ કાઢવામાં આવ્યા છે સામાન્ય તુચ્છ ગણાતી રમતો તેમાં પાછળથી પેસી ગઇ છે. પરંતુ વાસ્તવ હેતુ અને ફળ ઉપરથી જોતાં તેમનો શુદ્ધ આશય જ હોવાનું સમજાય છે. સાચી, સદ્બુદ્ધિથી યોજેલી રમતો, શૌર્ય, નીતિ તથા ધર્મને વધારનાર જ હોય છે. પ્રજાનો નિપાત કરવા કોઇ મોટા સમારંભો કાઢતું નથી કે કોઇ તેમને ઉત્તેજન આપી વળગી રહેતું નથી, પરંતુ ઉચ્ચ સ્થિતિએ લઇ જવા માટે જ મોટા પુરુષો ઉત્સવોની યોજના કાઢે છે, તેને ઉત્તેજન આપે છે તથા વળગી રહે છે

ઉપયોગી રમતોને હમેશાં ઉત્તેજન આપો. અને બાલકથી યુવાન તથા યુવાનથી વૃદ્ધપર્યંત સર્વને, ધર્મ, નીતિ, ન્યાય, ઉદ્યોગ, વિગેરેનું ઉત્તમ અનુભવ જ્ઞાન લેવા જાગ્રત કરો રમતો રસિકતાને વધારી સુખ તથા આરોગ્યને અર્પનાર છે.

---

## खर्चे करतां शीखो.

( મોતીલાલ જ ઓઝા )

પૈસા ભેગા કરવા માટે વિદ્યા, કલા, વ્યાપાર વિગેરે શીખવાની જરૂર છે, તેમ પૈસા ખર્ચ કરવા માટે પણ વિદ્યા, કલા વિગેરે શીખવાની વિશેષ જરૂર છે. ઘણા મનુષ્યો પૈસા કમાઇ જાણે છે, પણ પૈસા ખર્ચ કરી જાણતા નથી ઘણાનાં જીવન પૈસા કમાવાથી જેટલાં ઉન્નત થાય છે તેના કરતાં પૈસા ખર્ચ કરી જાણવાથી વિશેષ ઉન્નત થાય છે પૈસા કમાવા તે પૈસા ખર્ચ કરવા કરતાં કેટલેક દરજ્જે સહેલું છે પૈસા ખર્ચ કરવામાં ઘણી કુશળતાની જરૂર પડે છે

જગતમાં સારી સ્થિતિએ આવેલા કે કનિષ્ઠ સ્થિતિમાં આવેલા મનુષ્યોના જીવનની કથા જોઇશું તો જણાશે કે ઘણા મનુષ્યો પૈસા કમાવામા અથવા ન કમાવામા ઉંચાનીચી સ્થિતિનો અનુભવ પામ્યા છે તેના કરતાં વિશેષ મનુષ્યો પૈસા ખર્ચવામાં અથવા ન ખર્ચવામાં ઉંચી નીચી સ્થિતિને જોતજોતામા પામ્યા છે ખરી રીતે પૈસા ખર્ચતા શીખવુ એ ઘણું કઠિન કામ છે

જે મનુષ્ય પૈસા સારી રીતે ખર્ચી જાણે છે, તે જ મનુષ્ય પૈસા સારી રીતે કમાઇ જાણે છે. ખર્ચ કરવો એનું નામ મોજશોખ વિગેરેમાં પૈસાનો વ્યય કરવો તે નથી, પરંતુ જેથી તે દ્રવ્યનો બીજી રીતે ફેરફાર થઇ, નવા પરિણામને પામી વિશેષ મૂલ્યવાન સામગ્રી પ્રાપ્ત થાય, તેવી રીતે વ્યય કરવો તે છે.

કૃષિકાર પોતાના ક્ષેત્રમાં જે બીજનો વાવણી કાળે વ્યય કરે છે તે વાસ્તવિક રીતે મિથ્યા વ્યય કરતો નથી પરંતુ અનેક ગુણુ વિશેષ રૂપાંતર થઇ તેને પ્રાપ્ત કરવા માટે કરે છે તેમ જે મનુષ્ય દ્રવ્યનો ઉત્તમ રીતે વ્યય કરતાં જાણે છે, તે તે દ્રવ્યને નિષ્ફળ વ્યાપારમા નથી નાખતો પરંતુ અનેક ગુણુ વિશેષ ફળ મળે તેવા જ ઉત્તમ વ્યાપાર આદિમાં નાખવા ધારે છે

ધન કમાતા શીખવાડવુ તથા સચય કરતાં શીખવાડવુ, એ એક હાલના જમાનાનો મહત્વનો પ્રશ્ન છે અને તે બાબત દુનિઆના હજારમાંથી નવમેં નવાણુ માણસોનુ લક્ષ્ય ગયું છે. પરંતુ ધન ખર્ચતા શીખવાડવુ, અને તે રીતે તેનો સચય નવીન ઉત્પાદક સામર્થ્ય આદિવડે કરતા શીખવવું, એ તરફ કોઇકના જ વિચાર હોઉ છે

એક જ વિષયની એક બાજુ જોવાથી, તથા તે પ્રમાણે પ્રયત્ન કરવાથી, કોઇને પણ અર્થની સિદ્ધિ થતી નથી તેમ સુખ સંપત્તિ મળતી નથી, તેમ

ધનની બાબતમાં પણ એક જ માર્ગ જોવાથી ખરો અર્થ કોઇનો સધાતો નથી અને સુખશાંતિ મળતી નથી. કમાવુ અને ખર્ચવુ બન્ને જાણવાની પુરેપુરી જરૂર છે જે માણસ કમાતાં જ જાણે છે તે ખર્ચ કરતા નથી જાણતો અને ખર્ચ કરતાં જ જાણે છે તે કમાતા નથી જાણતો, તેથી તે વાસ્તવ અર્થ-સિદ્ધિથી દૂર રહે છે

કમાવાનો હેતુ ખચ કરવા માટે છે અને ખર્ચ કરવાનો હેતુ કમાવા માટે છે તે બે વચ્ચે જે નીતિ તથા નિયમ રહેલા છે તેનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ એ મનુષ્ય માત્રને અત્યત ઉપયોગી છે જે મનુષ્યો સમજતા નથી કે કમાવાનો ઉદ્દેશ ખર્ચ કરવા માટે છે અને ખર્ચ કરવાનો ઉદ્દેશ કમાવા માટે છે તે અર્થ-શાસ્ત્રના મૂળાક્ષરોને બીલકુલ જાણતા નથી.

કમાવામા છૂટા છૂટા નાના મોટા ઘણા ઉદ્દેશો રહેલા હોય છે, તેમ ખર્ચ કરવામાં પણ છૂટા છૂટા ઘણા નાના મોટા ઉદ્દેશો રહેલા હોય છે. પરન્તુ તે સર્વમા પ્રધાન લક્ષ્ય એક જ હોય છે કે સુખ મેળવવુ કે સુખ આપવુ

ધનવડે ધન જ પ્રાપ્ત કરવુ એ કમાવામા તથા ખર્ચવામા સામાન્ય હેતુરૂપ છે અને ધનવડે વિદ્યા, વ્યાપાર વિગેરે કેળવવા એ તેથી વિશેષ હેતુરૂપ છે પરતુ ધનવડે ધર્મ અને પરમ શ્રેષ્ઠ પરમાત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ એ સર્વો-ત્તમ હેતુરૂપ છે

ખર્ચ કરતાં શીખવુ એનો પરમ અર્થ એ જ છે કે ઉત્તરોત્તર ચઢતા ક્રમમાં ધનનો વ્યય કરવાની કલા સિદ્ધ કરવી ધનવડે સામાન્ય પદાર્થો અને સામાન્ય વિદ્યા, વિચારને કેળવવા કરતા કાંઇ અસામાન્ય પદાર્થો અને વિદ્યા, વિચાર વગેરેને કેળવવામાં સાહાય્ય કરવુ

મનુષ્યની ઉન્નતિ, તથા દેશની ઉન્નતિ, જેમ જેમ સામાન્ય કિંમતી ગણાતા પદાર્થોને વિશેષ અને વિશેષ કિમતી પદાર્થો ઉત્પન્ન કરવામાં યોજવામા આવે છે, તેમ તેમ થાય છે જેનુ મૂલ્ય આજે એક છે, તેનુ રૂપાંતર પામતાં પામતા કાલે દશ થાય છે અને આઠ દિવસ રહીને કે મહિનો રહીને સો અને હજાર થવા જાય છે, ત્યારે તેની પ્રગતિ ઘણા બળથી તથા કળાથી થાય છે એમ કહી શકાય છે તેમ મનુષ્યો પોતાને પ્રાપ્ત પદાર્થોનો વ્યય નિત્ય કિંમતી નૂતનતા રચવામા કરે તો તેમની ઉન્નતિ સર્વ પ્રકારે સત્વર થવા માંડે છે

યુવાનોને પૈસા કમાવાના રસ્તે દોરવા વૃદ્ધો વાર વાર પાછળથી હડસેલા માર્યા કરે છે અને અનેક પ્રકારનો બોધ આપે છે; પરતુ ખર્ચ કરવાનો બોધ

કોઇ પણ આપતુ નથી અને તેની કલા બતાવતુ નથી. તે માર્ગ અંધારામાં જ રાખવામાં આવે છે. ભૂલે ચુકે ક્વચિત્ જ બતાવવામાં આવે છે. આનુ પરિણામ ઘણા ધનવાન્ મનુષ્યોના યુવાનોમાં તથા બીજા ધન પ્રાપ્ત કરનાર યુવાનોમાં, વિપરીત આવતુ જેવામા આવે છે સીધા, લોકોપયોગી, કે સદ્ધર્મનાં કાર્યોમાં તેમના પૈસાનો વ્યય થવાને બદલે, કનિષ્ઠ માર્ગે તેમનુ દ્રવ્ય ઘસડાવા માંડે છે. સીધા રસ્તા જડતા નથી એટલે ઉંધા રસ્તા સહેલાઇથી આ જગતના વર્તમાન પરિચયને જોઇ સ્ફુરે છે વ્યવહાર ઉપયોગી જ્ઞાન મેળવવા ધનને ઘણીવાર અજ્ઞાનથી ખોવુ પડે છે અને પછી જ તેના ઉપયોગનુ જ્ઞાન થાય છે

ધન અત્યત ચચળ છે. તે આવ્યુ કે તરત તેનો માર્ગ શોધે છે કુશળ પુરુષ તેની ચચળતાને જાણુતો હોય છે એટલે તરત તેનો મર્મ સમજી યોગ્ય ઉપયોગ કરી લે છે જડવત્ તેને પડી રહેવા દેતો નથી કાં તો તેના વડે વિશેષ દ્રવ્ય શોધે છે કા તો તેનાવડે સુખના, સપત્તિના, જ્ઞાનના, આરોગ્યના, વિદ્યાના કે તેવા જ કોઇ મહત્વના સશોધન અર્થ, પ્રયાસ કરે છે અથવા બીજા પાસે કરાવે છે

ખચ કરવાનો હેતુ ધનને જડમાથી ચૈતન્ય બનાવવાનો છે. તેના વડે ચૈતન્યમય સદ્દગુણો પ્રાપ્ત કરવા માટે છે. મનુષ્ય આદિ પ્રાણીઓના જડ સ્વભાવને તેજસ્વી બનાવનાર ચૈતન્યમય ગુણોને પ્રકટાવનાર ધનમા એક ગુપ્ત સત્તા રહેલી છે

ધનતરફ મનુષ્યમાત્રનુ વલણુ રહે છે, તે ધનની ગુપ્ત સત્તાના કારણુથી જ રહે છે. કેવળ ધનને અર્થે કોઇ ધન મેળવતુ નથી કે તેમાં મોહ ધરતુ નથી, પરંતુ ધનવડે સહજ પ્રાપ્ત કરી શકાય તેવા જે અનેક ઉચ્ચ સામર્થ્યો છે તેને માટે તેનો મોહ અને પ્રયત્ન છે

ધન જગતમાં રહી ઉદ્યોગ, જ્ઞાન, વિચાર, કલા, સૌંદર્ય, નીતિ, ધર્મ વિગેરે સર્વ પુરુષાર્થને પોષણુ આપે છે અને તે મનુષ્યમાત્રને મેળવવાની કુદરતી ફરજ છે. માટે જ ધન, બુદ્ધિવાન્ અને અજ્ઞાન સર્વ મનુષ્યોની પ્રાપ્તિનો વિષય છે તથા તેના લેવા દેવાના કે કમાવા ખર્ચવાના જ્ઞાનની અનિવાર્ય અગત્ય ધરાવે છે. તેનુ અજ્ઞાન મનુષ્યોની ઉન્નતિ કે અવનતિ-સાથે ઘણો સબધ રાખે છે. માટે તે વિષય બાળકથી યુવાન્ અને વૃદ્ધ સુધી સર્વે અભ્યાસ કરી આચારમા ઉતારવા લક્ષ આપવુ ઘટે છે

# विचारनां संबंधमां विशेष.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૪૮ થી ).

( ૧ ) આપણે જોઇએ છીએ કે કેટલાક મનુષ્યોના મુખ ઘણે ભાગે હસતા જ જોવામાં આવે છે તેમના તરફ જ્યારે જોઇએ ત્યારે તે પ્રસન્ન જ હોય એમ જણાય છે કેટલાકને જ્યારે જોઇએ ત્યારે તે શાંત ચહેરાવાળા જ જણાય છે શાંતિ એ તેમનામાં સ્વાભાવિક ગુણ થઇ ગયેલો હોય એમ આપણને લાગે છે. તે જ પ્રમાણે કેટલાકના મુખઉપરથી જ જણાય છે કે તે મનુષ્ય ક્રોધી, ચીડીઓ અથવા તો ઘડીઘડીમા ઉશ્કેરાઇ જવાના સ્વભાવવાળો હોવો જોઇએ. આ પ્રમાણે મનુષ્યોના મુખઉપરથી આપણે કેટલાક અંશમાં તેમના સ્વભાવની પરીક્ષા કરી શકીએ છીએ સ્વભાવની પરીક્ષા આપણે કરીએ છીએ એનો અર્થ એ જ છે કે તેનામાં કેવા પ્રકારના વિચારો ઘણા ભાગે ચાલે છે, તે આપણે નક્કી કરીએ છીએ મનના વિચારો કેવા પ્રકારના છે તે આપણે મુખાકૃતિ જોતાં જ અનુમાન કરી શકીએ છીએ ખરૂ છે કે આપણે બધી જાતના સ્થૂલ,સૂક્ષ્મ વિચારોનુ અનુમાન નથી કરી શકતા, પણ તેનુ કારણ એટલું જ છે કે આપણામાં તે અનુમાન કરવા જેટલી શક્તિ ખીલેલી હોતી નથી.

અંગ્રેજીમાં પણ કહેવત છે કે Face is the index of the mind અર્થાત્ મુખાકૃતિ એ મનના સ્વરૂપની સૂચક છે મુખાકૃતિઉપરથી, મુખના ભાવઉપરથી, મન કેવુ છે તે જણાઇ આવે છે

મનના વિચારો આ પ્રમાણે મુખના ભાવ ઉપરથી જણાય છે તે ઉપરાંત મનુષ્યના વર્તનઉપરથી પણ જણાઇ આવે છે, એ પણ આપણે સારી રીતે સમજી શકીએ તેમ છે આપણે જાણીએ છીએ કે ક્રોધ ઉપજવાનો પ્રસંગ આવે એવી વખતે પણ જે માણસ ધીરજથી શાંતિ જાળવી રાખે છે તે માણસમા શાંતિનો ગુણ ઘણો ઉત્તમ પ્રકારે કેળવાયેલો હોવો જોઇએ જે માણસ સામાન્ય બાબતમાં પણ ઘણો ક્રોધ બતાવે છે, તે માણસમાં ક્રોધનો ગુણ ઘણા મોટા પ્રમાણમા છે. અને એ જ પ્રમાણે દયા, ક્ષમા, સંતોષ, પ્રેમ વગેરે સદ્‌ગુણો તથા ઇર્ષ્યા, દ્વેષ, અસૂયા, નિંદા વગેરે દુર્ગુણો, મનુષ્યના વર્તન ઉપરથી અનુમાનવડે જોઇ શકાય છે

આ ઉપરથી આપણે એ નિર્ણય કરી શકીશુ કે જેવા વિચારો આપણે ઘણો સમય સેવ્યા હોય છે તેવા ભાવ આપણા મુખ વગેરે શરીરના અવયવોમાં પ્રકટે છે તેમ જ આપણુ વર્તન પણ તે વિચારોને અનુસરતુ જ હોય છે. ઉલટા-

વીને બીજા રૂપમાં આ જ વાતને મૂકીએ તો **આપણા વિચારો આપણા મનોભાવો અને વર્તનરૂપે આપણામાં સ્થૂલરૂપે પ્રત્યક્ષ થાય છે.**

જે જે વિચારો આપણે સેવીએ છીએ, જે જે વિચારો આપણે બીજાઓની પાસેથી ગ્રહણ કરીને તેમને આપણા પોતાના વિચારરૂપ કરી દઈએ છીએ, જે જે વિચારો આપણે આપણા પોતાનામાંથી પ્રકટાવીએ છીએ, તે સર્વ વિચારોની છાપ આપણા મુખઉપર ભાવરૂપે પડે છે, અને તેને અનુસાર આપણું વર્તન થાય છે અર્થાત્ આપણું ચારિત્ર્ય રચાય છે; આપણું ચારિત્ર્ય-આપણા વર્તનનુ જ પરિણામ છે આ પ્રમાણે આપણે આજે જે ચારિત્ર્ય વાળા છીએ, અને આપણા મુખઉપર જે વિચારોના ભાવ જણાય છે, તે આપણા આજ પહેલાંના વિચારોના પરિણામરૂપ છે અને આપણે આજથી જે વિચારોને સેવીશુ, તે પ્રમાણે આપણું ભવિષ્યનુ ચારિત્ર્ય અને ભવિષ્યના આપણા મનોભાવ રચાશે એક વિદ્વાનના શબ્દોમા કહીએ તો આપણે પોતે આપણા માનસ પિતા છીએ, આપણે પોતે આપણા માનસ બાળક થઇશુ અર્થાત્ આપણને સરજનાર આપણે પોતે છીએ, આપણાથી સરજાયલા આપણે પોતે જ હોઇશુ. વિચાર જે ચાર પ્રકારે સ્થૂલ રૂપે પ્રત્યક્ષ થાય છે તેમાં આ પ્રથમ પ્રકાર છે **આપણા પોતાનામા જે સ્થૂલ રૂપે વિચાર જણાય છે તે આ પ્રમાણે આપણા મનોભાવ રૂપે અને અને આપણા ચારિત્ર્ય રૂપે પ્રત્યક્ષ થાય છે.**

(૨) કેટલાક મનુષ્યો ઇચ્છે છે કે આપણે સારા વ્યાપારી થવુ. કેટલાક મનુષ્યો ઇચ્છે છે કે આપણે સારા વકીલ થવું કોઇ કોઇ વિચારે છે કે આપણે સારા ડાક્તર થવુ. કેટલાક ઇચ્છે છે કે ઉત્તમ લેખક થવુ અને કેટલાક ઇચ્છે છે કે ઉત્તમ વક્તા થવુ આવાં જુદી જુદી જાતનાં લક્ષ્ય પ્રત્યેક મનુષ્ય બાંધે છે અને જેમ આ સારાં લક્ષ્ય છે, તે જ પ્રમાણે ખોટાં લક્ષ્યો પણ છે અને તેને સિદ્ધ કરવાની ઇચ્છાને રાખનાર મનુષ્યો પણ આ જગતમાં છે એ આપણે જાણીએ છીએ. આવા મનુષ્યો ઇચ્છે છે કે આપણે ઉત્તમ નિંદક થવુ, ઉત્તમ લુંટારા થવુ; પ્રખ્યાત ખૂની થવુ, જગવિખ્યાત બહારવટીઆ થવુ; અને આવાં જ અધમ લક્ષ્યને તેઓ ધારણ કરે છે આ પ્રકારે જુદાં જુદાં લક્ષ્યને ધારણ કરી મનુષ્યો તે તે દિશામાં પ્રયત્ન કરવા મંડે છે, અને થોડા અથવા ઘણા અંશમાં પોતાના લક્ષ્યને સિદ્ધ થયેલુ અનુભવે છે વ્યાપારી થવાની ઇચ્છા રાખનાર હજારોના, લાખોના કે કરોડોનો વ્યાપાર ચલાવે છે, વકીલ કે ડાક્તર કનિષ્ઠ, મધ્યમ કે ઉત્તમ પ્રકારે વકીલાત કે દવા કરતો થાય છે; લેખક કે વક્તા થોડા ઘણા અંશમાં પણ પોતાના બાંધેલા લક્ષ્યને પ્રત્યક્ષ થયેલું જુએ

છે; અને તે જ પ્રમાણે નિંદક, ચોર, લુંટારો, ખુની કે બહારવટીઓ પોતાના ધંધામાં થોડી ઘણી પ્રવિણતા મેળવી પોતાના મનોરથને સિદ્ધ થતો જુએ છે

આપણે જોઈએ છીએ કે વ્યાપારી, વકીલ, વક્તા કે વૈદ્ય થવાની ઇચ્છા આરંભમાં વિચારરૂપે પ્રકટે છે એ વિચાર ક્રમે ક્રમે વધતો જાય છે. નદીના પ્રવાહપ્રમાણે જેમ જેમ તેનો વેગ આગળ આગળ વધે છે તેમ તેમ તેનો વિસ્તાર થતો જાય છે અને ઇચ્છા આરંભમાં માત્ર વિચારરૂપ રહેલી હતી તે હવે પ્રત્યક્ષ સ્થૂલ રૂપને ધારણ કરે છે વ્યાપારી થવાની ઇચ્છા રાખનાર પોતાને વ્યાપારી થયેલો જુએ છે વકીલ કે વૈદ્ય પોતાને તે રૂપે પ્રત્યક્ષ જુએ છે અને ચોર કે લુંટારો થવાની ઇચ્છાવાળો પોતાને, નજરે ચોર કે લુટારા રૂપે જોઈ શકે છે.

આરંભની ઇચ્છાવાળો વિચાર આ પ્રમાણે સ્થૂલ રૂપને ધારણ કરે છે શાથી ? વિચારો એ માનસ દ્રવ્ય જ છે અને ક્રમે ક્રમે એકત્ર થઈ સ્થૂલ સ્વરૂપને ધારણ કરવાનો તેમનો સ્વભાવ છે તેથી જ અને આ ઉપરથી આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે **આપણાં લક્ષ્ય જે આરંભમાં આપણી ઇચ્છારૂપ હોય છે તે ક્રમેક્રમે સ્થૂલ રૂપે પ્રત્યક્ષ થાય છે.**

એ વાત આ ઉપરથી આપણે સ્મરણમાં રાખવાની છે કે આપણાં પ્રત્યેક લક્ષ્ય સિદ્ધ થવાનો પૂર્ણ સંભવ છે આપણા મનોરથો મનમાં જ રહેવાના સ્વભાવવાળા નથી, પરંતુ સ્થૂલ રૂપને ધરી આપણા જીવનમાં પ્રત્યક્ષ થઈ શકે તેમ છે. આપણા સ્વપ્ન સાચાં થવાનો સંપૂર્ણ સંભવ છે.

પ્રત્યેક લક્ષ અથવા મનોરથ આરંભમાં ઇચ્છારૂપે જ સ્ફુરે છે. આ આરંભની ઇચ્છા બીજરૂપ થાય છે તેને યોગ્ય પોષણ મળતાં તે બીજ ધીરે ધીરે અંકુર કાઢવા માંડે છે, તે અંકુર વૃદ્ધિને પામે છે, વૃક્ષરૂપ થાય છે, તેના ઉપર ફુલ થાય છે, તેમાંથી ફળ આવે છે. ઇચ્છારૂપ વિચાર પ્રત્યક્ષ સ્થૂળ રૂપને ધારણ કરે છે સાથે સાથે એ પણ આ સ્થળે આપણે સ્મરણમાં રાખવું જોઈએ કે જેવું બીજક હોય છે તેવું જ ફળ થાય છે. અર્થાત્ જેવી ઇચ્છા હોય છે તેવું જ લક્ષ્ય રચાય છે

આપણે પ્રતિદિવસ અનેક પ્રકારની ઇચ્છાઓ કરીએ છીએ, અનેક પ્રકારના સારાંનરસાં બી વાવીએ છીએ આપણે વાવેલાં બીજકોનાં ફળ જ આપણને મળશે

વિચાર સ્થૂળ રૂપે પ્રત્યક્ષ થવાનો આ બીજો પ્રકાર છે. પ્રથમ પ્રકાર આપણા અંગભૂત હતો **આ દ્વિતીય પ્રકારમાં આપણો વિચાર આપણા લક્ષ્યરૂપે પ્રત્યક્ષ થઈ સ્થૂલ રૂપને ધારણ કરે છે.**



# ધર્મસંબંધી.

( ભોગીલાલ જયશંકર ઓઝા ).

ધર્મ મનુષ્યને કર્તવ્ય, પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્યનું ભાન કરાવે છે મનુષ્યે શું શું કરવું જોઇએ, શું શું મેળવવું જોઇએ અને શું શું જાણવું જોઇએ, એ સર્વ ધર્મ સમજાવે છે

× × × ×

બુદ્ધિમાં વ્યામોહ પ્રકટે છે, અથવા સંસારવ્યવહાર તથા પરમાર્થમાં અનેક પ્રસંગે આમ કરવું કે તેમ, અમુક કરવું યોગ્ય છે કે અમુક કરવું એ અયોગ્ય છે, એવી ભ્રમવાળી અવસ્થા થઇ જાય છે, ત્યારે ધર્મ આપણને કહે છે કે આ જ કરવા યોગ્ય છે અને આ નથી કરવા યોગ્ય. દિશા, માર્ગ સૂચવનાર એક ધર્મ છે.

× × × ×

ધર્મ એક જ છે માર્ગ અથવા કર્તવ્ય કરવાની દિશાઓ—શાખાઓ અનેક છે ધર્મ પરમાત્માનો આદેશ છે. પરમાત્મા એક જ છે માટે ધમ પણ એક જ છે.

× × × ×

પરમાત્મા, પરમેશ્વરના યથાર્થ સ્વરૂપસાથે મન તથા બુદ્ધિને જોડવાં એ મુખ્ય ધર્મ છે. બીજા બધા વિચાર અને ક્રિયા ગૌણ એટલે મધ્યમ અથવા મંદ ધર્મ છે

× × × ×

પરમાત્માના મુખ્ય ધર્મ અથવા લક્ષણ, આનંદ, જ્ઞાન, સત્ય, શાંતિ, ક્ષમા, ઉદારતા, પ્રેમ–પ્રીતિ, એ વિગેરે છે તે બધા ગુણોને આપણામાં દરેક ક્રિયા વખતે હાજર રાખવા, તેનુ નામ પરમાત્માના સ્વરૂપ સાથે સંબંધ બાંધવાનું કહેવાય છે અને તેમ જે કોઇ કરે છે તે ધર્મને સમજે છે તથા પાળે છે. આ ધર્મ સર્વનો એક છે

× × × ×

ધર્મ હૃદયનો છે સવના અંતરનો છે. બહારનો ધર્મ ઘણો સામાન્ય,

ગૌણુ છે. અંતરનો તથા બહારનો બન્ને ધર્મ પાળવાના છે. પરંતુ બહારના દેખાવકરતાં અંદરનો દેખાવ ઘણો કિંમતી અને લાભ આપનારો છે.

× × × ×

ધર્મ માણુસમાત્રને હિંમત આપનાર છે. કાયરતા અને બીકણુપણું ટાળનાર ધર્મ જ છે. ગમે તેવી વિપત્તિમાં ધર્મ સાથે રહે છે. એટલે ધર્મના વિચાર માણુસના પરમ મિત્રરૂપે થઇ તેને સહાય આપે છે. તેના મંદ, દુર્બળ વિચારોને ઉચ્ચ અને સબળ બનાવે છે કાર્ય કરવામાં પ્રેરે છે.

× × × ×

ધર્મની સાથે દુર્બળતા કે મલિનતા રહેતી નથી, અંતર્ કે બહિર્ દુર્બળતાનો કે મલિનતાનો વાસ રહેતો નથી. ધર્મ બળવાન્, ઐશ્વર્યસમેત છે તથા પરમ પવિત્ર છે

× × × ×

મેલા રહેવું અને મિથ્યાપણાનો કે વિરાગનો વિચાર બતાવી, જગતમાં રોતું વદન દેખાડવું એ ધર્મ નથી. એવી સ્થિતિ અજ્ઞાનની સૂચક છે શુદ્ધ તેજસ્વી, વીર્યવાન્ દેખાવું અને પ્રસન્નતા અંતર તથા બહાર રાખ્યા કરવી, તેનું નામ ધર્મ છે

× × × ×

ધર્મ જયના સમીપ છે અને જય ધર્મના સમીપ છે. ધર્મના વિચાર કરનારને જય સામો દેખાય છે, જયને જોવા ઇચ્છનાર ધર્મને પહેલો જુએ છે.

× × × ×

ધર્મવડે મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિ થઇ શકે છે. ધર્મ કેવળ એકદેશી નથી. મનુષ્યનું કે આત્માનું કે એક પ્રકારનું હિત કરી બેશી રહેતો નથી. તે વ્યવહારના અનેક નાના કાર્યોથી માંડી પરમાર્થના મહાનમાં મહાન કાર્યો સુધીની ઉત્કૃષ્ટ સ્થિતિ કરે છે તેનામાં અથથી તે ઇતિ સુધી એવું બળ અને ક્રિયાશક્તિ રહેલાં છે કે કોઇ પણ પ્રકારની અડચણોને યુક્તિપૂર્વક દૂર કરી પોતાનું ઉચ્ચ લક્ષ્યસ્થાન સાધે છે તેને આડે આવનારને તે પોતાના સ્વરૂપમાં સમાવી દે છે અને દ્વિગુણ બળવડે આગળ વધે છે

× × × ×

ધર્મની ક્રિયા અદ્‌ભુત બળવાળી છે. તેમા બે સત્તા રહેલી છે પોતાના વેગ પ્રમાણે ઉન્નતગામી થવુ એટલુ જ નહિ પણ તે સાથે સામે આવતા વેગને પોતાને અનુકૂલ કરી લેવો. સામા વેગનો નાશ ન કરવો પણ તેને વાળી લેવો, પોતાના લાભમાં ઉમેરી લેવો, એ એક તેનામા ચમત્કાર રહેલો છે.

× × × ×

ધર્મ ઉત્તમ ચારિત્ર્યવાન્ સ્ત્રી તથા પુરુષોના હૃદયનો એક અમૂલ્ય અલંકાર છે તેની શોભા હજારો હીરાના કે મૌક્તિકના અલંકારોકરતા શ્રેષ્ઠ છે. કારણ ધર્મવડે હીરા અને મૌક્તિક મળી શકે છે, પણ હીરા અને મૌક્તિકના વડે ધર્મ મળી શકતો નથી.

× × × ×

ધર્મ એટલે શું ? માણુસને માણુસપણુ શીખવાડે તે એક ધર્મ છે પુરુષે પુરુષત્વ પ્રાપ્ત કરવુ અને સ્ત્રીએ સ્ત્રીત્વ પ્રાપ્ત કરવું તે એક ધર્મ છે. પ્રત્યેક પ્રાણી પદાર્થ પોતપોતાની મર્યાદામાં પોતાનુ સર્વોત્કૃષ્ટ જે જે નિયમ અને ક્રિયાથી બતાવી શકે તેનુ નામ ધર્મ મનુષ્યમા ઘણી ઘણી જાતના સ્વભાવ હોય છે પરંતુ તે સર્વનો એકંદર સરવાળો સર્વના પરસ્પર શુભમાં તથા કલ્યાણમાં જે રીતે આવે તેનુ નામ ધર્મ પ્રેમ અને ન્યાય બન્ને જ્યાં સાથે કામ કરે છે તેનું નામ ધર્મ. વિજય સત્યને રસ્તે, પ્રેમને રસ્તે તથા કલ્યાણને રસ્તે અપાવે તેનુ નામ ધર્મ.

× × × ×

અનેક પ્રકારના ભયથી મુક્ત કરનાર કેવળ ધર્મ છે અંત:કરણમાં ધર્મનું બળ જામેલુ હોય છે તો જગતમાં ગમે તે જાતના સંજોગો આવી મળે તોપણ હૃદય વ્યાકુળ થતુ નથી. અંતરમાં શાંતિ રહે છે જેને લોહી ઉકાળો કહે છે તે કદાચિત્ પણ થવા પામતો નથી. કર્તવ્ય સરળ અને સ્પષ્ટ રહ્યા કરે છે

× × × ×

આ જગતમાં માણસને ભય અનેક રીતે સતાવે છે આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણ પ્રકારના દુઃખનો ભય રહે છે ધન, વૈભવ, માનપાન, સમાજ તથા રાજ્યના કાયદાકાનુનોનો ભય જૂદી જૂદી રીતે આવી મળે છે પરંતુ તે સર્વના ઉપર નિર્ભયપણુ મેળવી આપનાર એક ધર્મનો વિચાર અને ધર્મનો આચાર જ છે ધર્મનું બળ સર્વ ભયથી મુક્ત કરનાર છે

× × × ×

વાતો અને ડોળ દેખાડનાર મિથ્યા વિવેક ધર્મનાં લક્ષણ નથી તે ધર્મના બળને વધારવા કરતાં ઘટાડનાર છે. માત્ર શુદ્ધ નિષ્ઠા અને સાચો હૃદયનો પ્રેમ, ઇશ્વરપ્રતિ અને મનુષ્ય વિગેરે પ્રાણીમાત્રપ્રતિ, એ જ ધાર્મિક બળને વધારનાર છે મનુષ્ય સેવા અને ઇશ્વરભક્તિ સર્વોત્તમ ધર્મનાં લક્ષણ છે

× × ×

ધર્મનુ બળ ધર્મના પુસ્તકોમાં કે ધર્મના બહાર ઉભા કરેલાં સ્થાનોમા જ રહેલું છે એમ નથી ખરેખર ધર્મનું બળ મનુષ્યના હૃદયમાં જ રહી શકે છે તે જ્યારે અંતઃકરણને પ્રેમથી, દયાથી, શાંતિથી, સદ્‌વિચારથી, ન્યાયથી અને પવિત્રતાથી ભરી પોતાને ઓળખે છે અને બીજાને તેવા અનુભવી કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે જ તે હૃદયમાં ખરા ધર્મનું બળ જોઇ શકે છે.

× × ×

જ્યાં જુએ ત્યાં બુદ્ધિમાનને એક ધર્મ જણાય છે વિતંડાવાદીને અનેક ધર્મ દેખાય છે. દરેક વસ્તુ સમય અને સ્થિતિને અનુકૂળ રચવામાં આવી હોય છે. એક આંખે જોનાર તેમાં ભેદ સમજે છે. પરન્તુ બે આંખે જોનાર ભેદરહિત સમભાવ જુએ છે. વ્યવહારમા પ્રકટપણે સમય અને સ્થિતિને માન આપીને ચાલવુ એવુ બુદ્ધિમાનો વિચારે છે અને તે પ્રમાણે બહાર ભેદને જોતા હોય છે પરન્તુ અંતરમાં તેઓ સર્વને એક અને અભેદ જુએ છે કુતર્ક કરનાર પરિસ્થિતિ જોઇ શકતા નથી અને બહાર તથા અંતર બન્ને સ્થાને ભેદ જુએ છે તકરારનો વિષય ત્યાં જ ઉત્પન્ન થાય છે

× × ×

ધર્મની સાચી દૃષ્ટિ ખોટી તકરારોને સ્થાન આપતી નથી તે જૂદા જૂદા પગથીઆંવાળી એક સળંગ નિસરણી જુએ છે અને તે નિસરણી પરમાત્મા તરફ વળેલી જુએ છે એકે એક પગથિયાને ઉપયોગી ગણે છે મનુષ્યમાત્ર, પ્રાણીમાત્ર, એક જ સર્વોપરિ સત્તા હેઠળ દેખાય છે. ધર્મનો પ્રભાવ અલૌકિક છે



વીણાના મધુર નાદમાં લીન થયેલુ મન આત્માના પરમ શાંત પ્રદેશમાં આનંદમગ્ન થયેલુ ભાસે છે.

વાચક

## કિસ્મતની બલિહારી.

[ ગઝલ. ]

અયે કિસ્મત ! અયે કિસ્મત ! બલિહારી તહારી છે !
સઉથી શ્રેષ્ઠ સૃષ્ટિમાં, બલિહારી તહારી છે !
કરે છે રંકને રાયા, થતા કૈ રંક, નૃપજાયા,
ભુખે ભમતા ભરે ભાથ્થા, બલિહારી તહારી છે !
ખરા જે નેકીના પ્યારા, સદા તે લક્ષ્મીથી ન્યારા,
સહે શિર દુઃખના ભારા, બલિહારી તહારી છે !
ચઢાવે હોદ્દે હાથીને, બધાવે દોર કાથીને,
ભુલાવે સત્યપાથીને, બલિહારી તહારી છે !
વિચરતા પ્રેમથી સત્યે, ન જૂઠું ભાખે કો પ્રત્યે,
દુઃખે એ ડુબતા નિત્યે, બલિહારી તહારી છે !
હશે જે કો સતી ચાણી, હશે દુઃખથી લેવાણી,
રખડતી, રાજની રાણી, બલિહારી તહારી છે !
વફાદારીમહીં શુરા, ધરી જેણે પુનિત ધુરા,
થતાં બેહાલ હા પુરા, બલિહારી તહારી છે !
ખરે ! લુચ્ચા-લબાડો જે, દુરાચારી-અનાડો એ,
સુખી હા ! રાત-દહાડો તે, બલિહારી તહારી છે !
ધતીંગી-રોગને સાધે, પુરા સુખો જગે લાધે,
સુજનને ઝોળી છે સ્કંધે, બલિહારી તહારી છે !
હસાવે છે-ફસાવે છે, ભમાવે છે-લડાવે છે,
વળી પળમાં રડાવે છે, બલિહારી તહારી છે !
કદિ અમૃત જમાડે છે, ચઢાવીને પછાડે છે;
ન ચીતિ તે વિતાડે છે, બલિહારી તહારી છે !
અજબ છે તુજ મહિમા કૈં, વિરમીએ હા ! કહે પ્યા જઈ,
કૃપા કરજે અરજ ઉર લઈ, બલિહારી તહારી છે !

**પ્રેમી.**

---

તમારાથી બને તેટલું બીજાનું કલ્યાણ કરો. બીજાનું શુભ કરવાનું ન જ બને તો ચિંતા નથી, પણ અશુભ તો કરશો જ નહિ

---

વીણા વાચનારા પ્રેમથી તેનો સત્કાર કરે છે. તમે તેનો સત્કાર કરવા તત્પર છો ?

# आहारनो उपयोग.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૫૮ થી. )

( ૪ )

## શારીર શાસ્ત્રનો એક નિયમ.

શારીર શાસ્ત્રનો એક નિયમ એવો છે કે બહારના કોઇ પણ કારણથી શરીરમા જે તાત્કાલિક અસર જણાય છે તેના કરતા કાયમની અસર તદન વિરોધી જ હોય છે એટલે જો કોઇ વસ્તુથી તત્કાળ શક્તિ જણાય તો શરીરમાં છેવટે અશક્તિ જ જણાવાની જો તત્કાળ અશક્તિ જણાય તો પરિણામે તેમાં શક્તિનુ જ ભાન થવાનું. દારૂ પીનાર માણસના હૃદયના ધબકારા જોરથી થવા માંડે છે, તેના લોહીની ગતિ જોરથી થવા માંડે છે અને તેથી કરીને તેને શરીરમા જુસ્સો અને બળ જણાય છે પણ આપણે જાણીએ છીએ કે એ જુસ્સો માત્ર થોડી વાર જ ટકે છે, અને તે પછી તો તેની શક્તિ ઉલટી નાશ પામી હોય છે. દારૂ પીધાવિના તેનામાં પૂર્વે જે બળ હોય છે તે બળ દારૂ પીધા પછી તરત જ તો વધી ગયેલુ લાગે છે, પરન્તુ થોડી જ વાર પછી જે બળ હતુ તેમા પણ ઘટાડો થયેલો જણાય છે હૃદયની ગતિ જે શરૂઆતમા જોરથી ચાલતી હોય છે, તે પહેલાના કરતા પણ વધારે મંદ થઇ જાય છે.

આ જ પ્રમાણે આહાર પેટમા ગયા પછી તત્કાળ બળનું ભાન કરાવે છે, પરન્તુ ધીરે ધીરે તેને પચાવવામા શરીરની અંદરના બળનો ઉપયોગ થઇ જાય છે, અને પરિણામે શક્તિને બદલે અશક્તિ જણાય છે એ આપણે આગળ વિચારી ગયા છીએ.

કસરત કરનાર મનુષ્યને જોઇએ છીએ તો કસરત કર્યા પછી તત્કાળ તેનામાં શક્તિ ઓછી થઇ ગયેલી જણાય છે, કારણ કે કસરત કરવામાં તે બળને ખરચી નાંખે છે, પરન્તુ પરિણામે અશક્તિ વધતી નથી પરન્તુ શક્તિ વધે છે કસરત પછી તત્કાળ જે અશક્તિ જણાય છે તેના કરતાં કાયમપણે શક્તિનો વધારો થયેલો જોવામાં આવે છે

નિદ્રા તત્કાળ તો મૃત્યુજેવી દશાનુ ભાન કરાવે છે હાથ પગ વગેરે સર્વ અવયવો તેમાં ઢીલા થઇ ગયેલા હોય છે. શરીર હલનચલનવિનાનુ અને

શક્તિરહિત હોય તેવુ લાગે છે શરીરનુ સઘળુ બળ તત્કાળ તો કોઇ જગાએ સંતાઇ ગયું હોય તેમ જણાય છે પરંતુ તેમાંથી ઉઠયા પછી આપણને કેવો મીઠો અનુભવ થાય છે ! સારી સ્વસ્થ નિદ્રા લીધા પછી આપણને કેવુ સુખનુ ભાન થાય છે ! આપણને સ્ફુર્તિ જણાય છે, આપણને તાજુ બળ ઉભરાતું માલમ પડે છે અને આપણે નિદ્રાપૂર્વે હતા તે કરતાં વધારે બળવાન્ થયેલા લાગીએ છીએ

બીજો અનુભવ વિચારી જુઓ. શિયાળાની ખરી ટાઢના સમયમા તમે ઠંડા પાણીથી સ્નાન કરી જોયુ છે ? તમે જો તે અનુભવ કર્યો હશે તો જણાશે જ કે ઠંડુ પાણી શરીરઉપર પડતા તત્કાળ તો તમને કંઇક વિશેષ ઠંડી જણાય છે પરંતુ ઠંડે પાણીએ સ્નાન કર્યા પછી તેની પરિણામી અસર તપાસી જોશો તો તમને શરીરમા વધારે ગરમી આવેલી જણાશે સ્નાન કરતા પહેલાં તમને ટાઢનુ જેટલું ભાન થતુ હતુ તેના કરતાં સ્નાન કર્યા પછી ઓછુ ભાન થાય છે આથી ઉલટુ ગરમ પાણીથી જ્યારે પાણી પડતાં તત્કાળ વધારે ઠંડી જ-ણાતી નથી ત્યારે સ્નાન કર્યા પછી પ્રમાણમા વિશેષ ઠંડી જણાય છે.

તમને જો ઉપવાસ કરવાની ટેવ હોય તો તેનો અનુભવ પણ તપાસી જુઓ. ઉપવાસથી તત્કાળ તો તમને શરીરમાં બેચેની, અશક્તિ વગેરે જણાય છે. પરંતુ તેની કાયમની અસર બેચેની અને અશક્તિનો નાશ કરે તેવી જાતની જ હોય છે એટલે તત્કાળ જે દુર્બળતા જણાય છે તેને સ્થાને કાયમની શક્તિ વધે છે અને વધારે સ્વસ્થતાનુ ભાન થાય છે

આ પ્રકારે વિવિધ અનુભવોને તપાસી જોતા આપણને આ નિયમની સત્યતાની ખાતરી થયા વિના રહેશે નહિ

જે નિયમ હોય છે તે હમેશાં કોઇપણ પ્રદેશમાં એકસરખી રીતે જ કામ કરે છે. જે નિયમ શરીરના પ્રદેશમા આ પ્રમાણે પ્રવર્તે છે તે નિયમ મનના પ્રદેશમાં પણ એ જ પ્રકારે કામ કરે છે

જ્યારે વિપત્તિનો પ્રસગ આવે છે ત્યારે તત્કાળ મન ઘણુ જ ચંચળ થાય છે તેનો ગભરાટ વધી ગયેલો લાગે છે તે દુર્બળ થઈ જતુ જણાય છે પણ મનને આ તાત્કાલિક દુર્બળતા જણાય છે તેમાથી પરિણામે તે બળનો અનુભવ કરે છે. પુનઃ વિપત્તિનો પ્રસંગ આવતા તેને પૂર્વના કરતા સહન કરવાનુ વિશેષ બળ જણાય છે જગતમાં અનુભવથી ઘડાયેલા મનુષ્યો જેને કહે છે તેમનાં મન

કેવાં બળવાન્ હોય છે એ તમે જોયુ છે? પ્રત્યેક અનુભવકાલે જો કે મન પોતાને તત્કાળ તો દુર્બલ થયેલું જુએ છે પરતુ તેની પરિણામી અસર તેને બળવાન્ જ કરે છે.

આ પ્રમાણે આ નિયમ શારીરિક ભૂમિકામાં જ કામ કરતો નથી, પરતુ માનસિક અને આધ્યાત્મિક ભૂમિકાઓમાં પણ એ જ પ્રમાણે કામ કરતો આપણને જણાય છે આ નિયમ કુદરતનો એક મહાન્ નિયમ છે અને આપણે પ્રત્યેક પ્રસગમાં જે તાત્કાલિક અસર જણાય તેના કરતા કાયમની અસર પ્રતિ દૃષ્ટિ નાંખવાની અગત્ય છે.

આ નિયમ કુદરતના મુખ્ય સિદ્ધાતઉપર જ રચાયેલો છે ક્રિયા ઉત્તમ હોય તો ફળ ઉત્તમ હોવુ જ જોઇએ ક્રિયા કનિષ્ઠ હોય તો ફલ પણ કનિષ્ઠ જ હોવુ જોઇએ જેવી ક્રિયા તેવું ફળ એ મહાન્ સિદ્ધાંતને જ આ નિયમ અનુસરે છે. માટે હમેશાં સ્મરણમા રાખવુ કે—

**શરીરના ઉપર બહારનાં કારણો જે તાત્કાલિક અસર ઉપજાવે છે તે કંઈ કાયમની અસર નથી, પરતુ કાયમની અસર તાત્કાલિક અસરના કરતાં કેવળ વિરોધી જ હોય છે.**

## ( ૫ )

## વધારે આહારથી વધારે બળનો ક્ષય થાય છે.

આહાર પચાવવાને માટે કોઇ પણ પ્રકારનું બળ શરીરને વાપરવુ જ પડે છે એ વાર્તા તો આપણને સારી રીતે સ્પષ્ટ જ છે દાળને બાફીને એક રસ કરવાને માટે જેમ પાણીની વરાળના બળની જરૂર છે તેમ જ શરીરમા ગયેલા અન્નને એક રસ બનાવવાને કોઈ તેવા જ બળની જરૂર હોય છે આ બળ કઈ બહારથી લાવી શકાતુ નથી પરતુ શરીરની અદરથી જ લાવવુ પડે છે. કુદરતે તેને માટે વ્યવસ્થા કરી જ મૂકી છે અને આહાર શરીરમા જતાં તરત જ તે બળ પોતાનુ કાર્ય કરવાનુ શરૂ કરે છે. મનુષ્યને તે બળને ખાસ લાવવાનો પ્રયત્ન કરવાની જરૂર પડતી નથી, કારણ કે બુદ્ધિના વિકાસને પામેલો મનુષ્ય કદાચિત્ તેમ કરી શકે, પરતુ અજ્ઞાન બાળક તે કાર્ય શી રીતે કરે ! અને બાળકને કાંઈ ખાવાની જરૂર નથી અને માણસને જ છે એમ છે જ નહિ. કુદરત જેવી સર્વજ્ઞ શક્તિની દૃષ્ટિમા આવી વસ્તુ ન હોય એ અસભવિત જ છે અને તેથી

તેની વ્યવસ્થા સ્વત અર્થાત્ પોતાની મેળે જ થયા કરે એવી સઘળી ગોઠવણ કુદરતે કરી મેલેલી છે. આથી શરીરમા રહેલુ બળ, આહાર શરીરમા જતાં તરત જ કામ કરવા લાગે છે અને જેટલુ બળ કામે લાગે છે તે બળનો ક્ષય થાય છે. જેમ કોઈ વસ્તુ ખરીદવાને પૈસાના જેટલા બળનો ઉપયોગ કરવામાં આવે તેટલા પૈસા ખરીદનાર પાસેથી ઓછા થાય છે, તે જ પ્રમાણે આહારને પચાવવામાં જે બળનો ઉપયોગ કરવામા આવે તેટલુ બળ ઓછુ થાય છે જીવતા શરીરને જ્યારે તેમાથી બળને બહાર કાઢવાની જરૂર પડે તેવુ કાંઈ પણ કરવામાં આવે છે ત્યારે તે બળ શરીરમાથી બહાર નીકળે છે અને તેનો નાશ થાય છે. બળને બહાર પ્રકટ કરીને બતાવવાની પ્રત્યેક ક્રિયા બળનો ક્ષય કરે છે. અને શરીરના બળનો ક્ષય થવાથી શરીર દુર્બળ થાય છે

પરતુ આમ શરીરમાંથી બળનો ક્ષય થાય તેથી આપણે ડરવાનુ નથી. કુદરતે તેને નવું ઉત્પન્ન થવાની વ્યવસ્થા કરી જ મૂકેલી છે જો તેમ ન હોય તો દરરોજ અનેક પ્રકારે બળનો ક્ષય કરી નાંખનાર મનુષ્ય ભાગ્યે જ થોડાં વર્ષો પણ જીવી શકે પરતુ સાથે સાથે એ પણ આપણે સ્મરણમાં રાખવાની જરૂર છે કે કુદરત પોતાના નિયમમા અને પોતાની હદમા રહીને જ જે કઇ બને છે તે કરે છે એટલે આપણે ગમે તેટલો બળનો ક્ષય કરીએ તોપણ તે કુદરત ઉપજાવીને આપશે એવા ખોટા વિચારમા મન દોરાઇ જતાં પૂર્વે બહુ વિચાર કરવાની જરૂર છે

આહાર શરીરના ક્ષય થયેલા ભાગોને નવા રચવાને જેટલો જરૂરનો હોય તે કરતા વધારે લેવાથી શરીરમાં તે વધારાના કચરારૂપે એકઠો થાય છે કુદરત હમેશા શરીરનુ આરોગ્ય ઉત્તમ પ્રકારે જાળવવાનો જ પ્રયત્ન કરે છે અને તેથી આવા કચરારૂપે એકઠા થતા પદાર્થને પણ તે પોતાના બનતા પ્રયત્ને બહાર કાઢવાની જ તજવીજ કરે છે પણ આવી રીતે બહાર કાઢવાની તજવીજ કરવામાં પણ તેને બળને તો વાપરવુ જ પડે છે આથી કરીને યોગ્ય પ્રમાણ કરતા વધારે ખાનારના શરીરમાં કુદરતને પચાવવાની વિશેષ મહેનત કરવી પડે છે એટલુ જ નહિ, પરતુ તેમાંથી ઉત્પન્ન થયેલા કચરાને બહાર કાઢવાની પણ મહેનત કરવાની ફરજ પડે છે, અને તેને લીધે તેના બળનો ઉપયોગ કરવાનુ એક વધારાનુ કારણ ઉભુ થાય છે, અર્થાત્ જે બળનો ક્ષય દશ પંદર ટકા જેટલો થવાનો હોય છે તે પચીશ કે ત્રિશ ટકા જેટલો થાય છે.

એક વિદ્વાન્ જણાવે છે કે દિવસમાં ત્રણ વાર નિરાંતે પેટ ભરીને જમનાર મનુષ્ય પોતાના આહારને પચાવવામાં, તેને સ્વરૂપ કરી દેવામાં અને વધારાના

કચરાને બહાર કાઢવામાં એક સામાન્ય મજુર દિવસમાં જેટલું બળ વાપરી દે, તેટલા બળનો ક્ષય કરે છે ઘણા મનુષ્યો તો પોતાના બળનો ત્રીજો ભાગ અને કેટલાક તો અર્ધોઅર્ધ ભાગ શરીરમાંથી કચરાને જ બહાર કાઢવામાં વાપરી દે છે

બળનો વધારે ક્ષય થવા દેવો એટલે શું ? શુ આ સાધારણ બાબત છે ? બળનો ક્ષય થવાથી શક્તિઓ ક્ષીણ થાય છે, ઇંદ્રિયોનાં બળ જતા રહે છે અને વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો સત્વર આવવા માંડે છે જો મનુષ્યો બળના ક્ષયના સ્વરૂપને સારી રીતે સમજે તો તેઓ પોતાના જીવનને વધારે લંબાવી શકે, વૃદ્ધાવસ્થાને અટકાવી શકે અને બાળકોના જેવુ બળથી ઉભરાતુ તેજસ્વી પ્રફુલ્લ જીવન ગાળી શકે. આહારની એક જ બાબતમાં પૂર્ણ ધ્યાન આપવામા આવે તો આજે જગતમા તેને લીધે જે બળનો ક્ષય થાય છે તેનો લાભ બીજા કાર્યોમાં લેઇ શકે અને એક નવીન પ્રકારનુ સ્વર્ગીય જીવન મનુષ્ય ભોગવી શકે આહારના સ્વાદથી, આહારની તાત્કાલિક અસરથી, આહારના ભ્રાંતિભરેલા વિચારથી મનુષ્યે સાવધ થઇ નિરંતર ધ્યાનમાં રાખવુ જોઇએ કે —

**વિશેષ આહાર શરીરમાંથી વિશેષ બળનો ક્ષય કરે છે. વૃદ્ધાવસ્થાને સત્વર આણે છે અને બળનો બચાવ થવાથી જે ઘણાં ઉપયોગી કાર્યો તેનાથી થઇ શકે તેવાં હોય છે તે અટકે છે.**

( અપૂર્ણ. )



## ‘ વીણા’ના મફત ગ્રાહક કેમ થવાય.

વીણા માસિક પ્રકટ થયા પછી આજસુધીમા કેટલાક પુરુષો, સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓ અનેક કારણો દર્શાવી, વીણા માસિક મફત મોકલવા અમને લખે છે આ સર્વને માટે એક જ માર્ગ જણાય છે કે તેઓએ પાંચ ગ્રાહકો કરી મોકલવાં આ પ્રમાણે પાચ ગ્રાહકો કરી મોકલનારને અમો માસિક મફત મોકલાવીશુ આ વિના અન્ય માર્ગ નથી. કારણ કે મફત આપવાની મર્યાદા અંત વિનાની થઇ જાય તો સર્વની ઇચ્છા પૂરી પાડવી એ કાર્ય અશક્ય જેવું જ છે ઉલટું આમ કરવાથી મનુષ્યની શક્તિ ખિલશે અને આળસને ઉત્તેજન મળતું અટકશે જ્ઞાનની ઇચ્છાવાળાઓએ પ્રયત્નશીલ તો થવુ જ જોઇએ.

—•—•❦•—•—

# माफ करजो साहेब !

( ભોગીલાલ જ. ઓઝા )

આજકાલ ' માફ કરજો સાહેબ ' નો વ્યવહાર ઘણો વધી ગયો છે. કાળજીથી જાણીજોઈને કે બેદરકારીથી અજાણપણે કંઈ થયુ કે તરત ' માફ કરજો સાહેબ ! ' છોકરાને કે છોકરીને નિશાળે જવાનુ હોય અને તેમાં કોઈ દિવસ મોડુ થયુ કે તરત ' માફ કરજો સાહેબ ' ની ચીઠ્ઠીઓ ચાલી. પાઠ ભણવાનો રહી ગયો હોય, છોકરાને બે દિવસ ગામ પરગામ લઈ જવામા આવ્યો હોય કે નિશાળમાંથી વહેલા મોડા લઈ જવા લાવવાનો પ્રસગ આવ્યો કે ' માફ કરજો સાહેબ ! ' ધંધાવાળાને વખતસર કામ થયુ ન થયુ, કોઈનો વાયદો ચુકવાયો કે ન ચુકવાયો, કંઈ પણ ચુક થઈ કે 'માફ કરજો સાહેબ!' સામાન્ય બીજા વ્યવહારના પ્રસગમા જે નીતિ જાળવવી જોઈએ અને અરસપરસ જે ફરજ અદા કરવી જોઈએ તે ન થઈ કે ' માફ કરજો સાહેબ '

આ રીવાજ ' ક્વચિત્ જ ઉપયોગમાં લેવાનો છે અને તેમાં પોતાની નમ્રતા બતાવવાની છે, એવુ ઘણા થોડા જ સમજે છે તેનો દુરુપયોગ ઘણો થતો જોવામાં આવે છે માણસો પોતાની બેદરકારીથી અને અવ્યવસ્થાથી નિશાળમા ભણના છોકરાઓનો પૂરો સ્વાર્થ સમજ્યાવિના, તેમના નિયમિત જીવનને હરકત કરે છે તે ઘણુ જ ગેરવ્યાજબી છે તેથી બાળકોમા અનિયમિત થવાની કુટેવ પેઠી જાય છે શિખામણ માનવામાં આળસુ થઈ જાય છે અને અભ્યાસમાં કાચા થઈ રહે છે. કોઈ પણ બાળક કાંઈ પણ નુકશાન ખમ્યા વગર ભાગ્યે જ નિશાળની બહાર અનિયમિત રીતે રહી શકે છે એટલુ તો ખરુ જ કે તેમનામા કેટલાક ઉપયોગી ગુણો કેળવાતાં વિલંબ થાય છે. તે જ પ્રમાણે બીજા વ્યાપારધંધાના કામમાં કે અન્ય વ્યાવહારિક કાર્યોમા માણસો નીતિનો ભગ કરે છે, અને પોતાના ચારિત્ર્યને નબળું પાડે છે ત્યારે જ ' માફ કરજો સાહેબ'ની બુમો વારવાર પાડવી પડે છે ચોકસ નીતિ અને દૃઢ ચારિત્ર્યવાળા પુરુષોને તેવા શબ્દો મુખની બહાર કાઢવાના ક્વચિત જ પ્રસગ આવે છે, અને તેને તે આપત્તિરૂપ ગણે છે ' માફ કરજો સાહેબ ' એ શબ્દો ગ્લાનિ ઉત્પન્ન કરનાર છે મનની નિર્બળતા આણનાર છે એક વખત ટેવ પડી તો બીજી વખત તેની જ ટેવ વધારે દૃઢ થતી જવાની. સારા, બુદ્ધિવાન્ માણસોએ તેવી બહાના બતાવવાની ટેવ જેમ બને તેમ નિર્મૂળ કરતા રહેવાની અગત્ય છે.

મનુષ્યમાત્રે દૃઢ ચારિત્ર્યવાન્ થવા તથા નીતિનો પાયો મજબુત કરવા મિથ્યા વિવેકનો આશ્રય સેવાની પદ્ધતિ છોડી દેવી 'માફ કરજો સાહેબ' એ મોટે ભાગે મિથ્યા વિવેકને વધારવા અથવા પોતાની બેકાળજી અને આળસ પ્રમાદને ઉત્તેજન આપવાનો મોટો માર્ગ છે ઘણા માણસોને તેણે હાનિ કરી છે બન્ને પક્ષને સહન કરવુ પડે છે એક વખત તેવા વચનોને તિલાંજલી આપવાનો યત્ન કર્યો તો તરત આપણી નીતિ બળવાન્ થવાની. ભૂલનું કારણ હોય છે અને તેનુ સ્પષ્ટીકરણ કેટલીક વખત ઉપયોગી હોય છે પણ તેવી સ્થિતિને વારવાર પોષવી એ અસત્ય અને અન્યાયને ઘર કરવા દેવા જેવુ છે સત્ય તથા ન્યાયનો રસ્તો શુદ્ધ નીતિપ્રમાણે નિયમિત કાર્ય કરવુ તે જ છે ઘરમા અથવા બહાર, બાળકો તથા વડીલોએ, કરાવેલી નીતિથી વારવાર ખસતા રહેવાની ટેવ પાડવી એ અનેક રીતે હાનિકર્તા છે નિશાળમા ભણતા છોકરાંને કદી પણ બહાના બતાડવાની ટેવ પડવા દેવી ન જોઇએ. આજ તે એક બહાનુ કહાડશે તો કાલે બીજુ કાઢવાનુ શીખી લાવશે નિશાળે જવામાં, અભ્યાસ કરવામાં, શિક્ષકનુ કે બીજા વડીલ જનોનું કહેવુ ધ્યાન દઇ સાભળવામા કે તેનુ પાલન કરવામા વિગેરે પણી જાતની ઉલટી ટેવો પાડતાં શીખશે તેનું મન સ્થિર થવાને બદલે અસ્થિર વધતુ જશે સારી ટેવ પાડવાનો મૂળથી જ પાયો માબાપ વિગેરેએ નાખવો જોઇએ, તો ભવિષ્યમા ઉત્તમ સદ્ગુણુ અને નીતિવાળા મનુષ્યો થવાની સારી આશા રાખી શકાશે.

મોટા માણસોએ પણ નોકરીના, વ્યાપારના કે બીજા કોઇ પણ વ્યવહારમા સાવધાનતા રાખી, આ વધતી જતી કુટેવ અટકાવવી જરૂરની છે તેમના દૃષ્ટાંતઉપરથી ઘણા નાના માણસોને સહજ અસર થાય છે, અને તેઓ મોટી ભૂલો કરતા શીખે છે તેમનુ દરેક વર્તન નિયમરૂપ હોવુ જોઇએ અપવાદરૂપ જીવન મોટે અંશે નકામુ છે સમાજને તે ઘણું હાનિકર્તા છે અસાધારણ વિરલતા હોય છે તો જ અપવાદને કેટલીક વખત અવકાશ આપી શકાય છે. પરતુ તેને તે બાબતની હાનિ તો ભોગવવી પડે છે જ

સમાજમા આવા સહજ અને સામાન્ય નિયમો પ્રવર્તતા હોવાથી, સ્વદેશનું હિત ચાહનાર અને કરનાર પુરુષોએ નીતિ, ન્યાય અને સત્યને રસ્તે ચાલતાં મિથ્યા ભાસ કરાવનાર તુચ્છ વિચારો અને વાક્યોને છોડી દેવાં જગત્ નીતિ, ન્યાય અને સત્યથી આગળ વધે છે ઉપર ઉપરની, દેખાવડી ટાપટીપથી કદી પણ એક તસુ આગળ વધતુ નથી જય શુદ્ધ નિષ્ઠાનો છે, સાચા માર્ગનો છે

---

# શિયાળાનો પાક !

શિયાળાની કડકડતી ટાઢનો આ સમય છે આ ઋતુમાં જઠરાગ્નિ સ્વાભાવિક રીતે જ વધારે પ્રદીપ્ત રહે છે ઉષ્ણતાને જાળવી રાખવામા શરીરમાંની ચરબીનો ક્ષય વધારે પ્રમાણમાં થાય છે તેથી કરીને ચરબીને વધારે તેવાં દૂધ, ઘી જેવા પદાર્થો આ ઋતુમા વિશેષ સેવાની અગત્ય રહે છે આથી કરીને જ આપણા ઘરડાઓએ આ ઋતુમાં વસાણાં ખાવાનો રીવાજ રાખ્યો છે શિયાળાની ખરી ટાઢ શરૂ થતા જ સાલમપાક, બદામપાક, મેથીપાક, પૌષ્ટકપાક વગરે અનેક પ્રકારના પાકોતરફ શ્રીમત વર્ગનુ લક્ષ દોરાય છે અનેક વૈદ્યંગજો—સાચાને સૌભાગ્ય સપડી જ—આ ઋતુમાં નવા નવા પાકો બનાવવા મથી પડે છે અને લોકોને પુષ્ટિ આપવાનુ બીડુ ઝડપે છે ! વસ્તુત. તેથી કેટલી પુષ્ટિ મળે છે તે તેના અનુભવી જ જાણે ! પણ સ્વાદેન્દ્રિયને તૃપ્ત કરવાની સાથે શરીરનેબળવાન્ કરવાનો લોભ મનુષ્યને જાગ્રત્ થાય છે ! પાકની સામગ્રી મેળવવાના સાધન વિનાના મનુષ્ય ! તારૂં મન આવા સુંદર સ્વાદિષ્ટ પાકોતરફ લલચાય એ સ્વાભાવિક છે પરન્તુ જો યથાથ પુષ્ટિની જ જરૂર હોય, યથાર્થ બળની જ તારે જરૂર હોય, તો તારે નિરાશ થવાની જરૂર નથી. ગણપતિજેવુ પેટ છતાં સ્વાદનેજ પ્રધાનતા આપી ચરબી વધારનાર વસાણાં ખાનારનેજ તેનો પાક મુબારક હો ! તારે ગણપતિ જેવુ પેટ કરવુ છે કે ગણપતિ જેવું બળ મેળવવુ છે તે વિચાર ! જો બળ જ મેળવવુ હોય તો તારે મુઝાવાની કે અકળાવાની જરૂર નથી સાલમપાકમા પૈસા ખરચ કર્યા પછી પણ તને પુષ્ટિ ને બળ મળશે કે નહિ તે સશય છે ! પણ કુદરતના માર્ગે જતા તે સશય રહેતો નથી. ન્યાયી અને ઉદાર કુદરતે બળનો માર્ગ શ્રીમતને માટે ખુલ્લો મૂકયો છે ને તારે માટે બંધ કર્યો છે એમ નથી ! તેના માર્ગે જતા તારે પાકનો પણ ખરચ કરવો પડે તેમ નથી. તેણે શિયાળાની ઠંડી હવા જ એવી બનાવી છે કે તે સ્વાદિષ્ટ પાકોના કરતાં વિશેષ પુષ્ટિ આપવાનો ખરો ગુણ ધરાવે છે ઠંડા પ્રદેશમાં રહેનારા મનુષ્યોનાં શરીરબળ કેટલાં વખણાતાં હોય છે ? કાબુલના કાબુલીઓ માંસાહારથી પણા બળવાન્ અને કદાવર થતા નથી પરન્તુ કુદરતની કૃપાથી જ કુદરતે તેમને જે ઠંડી હવાનો પ્રદેશ આપ્યો છે તેથી જ કુદરતના તરફ નજર કરી તેની સાહાય્ય માગ. તેના માર્ગે જા તે તને યથાર્થ પુષ્ટિ અને બળ આપ્યા વિના રહેશે નહિ.

શિયાળાની ઠંડી ઋતુમાં શરીર વધારે બળવાન થઇ શકે છે. આપણા

મનુષ્યમાત્રે દૃઢ ચારિત્ર્યવાન્ થવા તથા નીતિનો પાયો મજબુત કરવા મિથ્યા વિવેકનો આશ્રય લેવાની પદ્ધતિ છોડી દેવી 'માફ કરજો સાહેબ' એ મોટે ભાગે મિથ્યા વિવેકને વધારવા અથવા પોતાની બેકાળજી અને આળસ પ્રમાદને ઉત્તેજન આપવાનો મોટો માર્ગ છે ઘણા માણસોને તેણે હાનિ કરી છે બન્ને પક્ષને સહન કરવુ પડે છે. એક વખત તેવા વચનોને તિલાંજલી આપવાનો યત્ન કર્યો તો તરત આપણી નીતિ બળવાન્ થવાની. ભૂલનુ કારણ હોય છે અને તેનુ સ્પષ્ટીકરણ કેટલીક વખત ઉપયોગી હોય છે પણ તેવી સ્થિતિને વારવાર પોષવી એ અસત્ય અને અન્યાયને ઘર કરવા દેવા જેવુ છે સત્ય તથા ન્યાયનો રસ્તો શુદ્ધ નીતિપ્રમાણે નિયમિત કાર્ય કરવુ તે જ છે ઘરમા અથવા બહાર, બાળકો તથા વડીલોએ, ઠરાવેલી નીતિથી વારવાર ખસતા રહેવાની ટેવ પાડવી એ અનેક રીતે હાનિકર્તા છે નિશાળમા ભણતા છોકરાંને કદી પણ બહાના બતાડવાની ટેવ પડવા દેવા ન જોઇએ આજ તે એક બહાનુ કહાડશે તો કાલે બીજુ કાઢવાનુ શીખી લાવશે નિશાળે જવામાં, અભ્યાસ કરવામા, શિક્ષકનુ કે બીજા વડીલ જનોનુ કહેવુ ધ્યાન દઇ સાંભળવામાં કે તેનુ પાલન કરવામા વિગેરે ઘણી જાતની ઉલટી ટેવો પાડતા શીખશે તેનું મન સ્થિર થવાને બદલે અસ્થિર વધતુ જશે. સારી ટેવ પાડવાનો મૂળથી જ પાયો માબાપ વિગેરેએ નાંખવો જોઇએ, તો ભવિષ્યમા ઉત્તમ સદ્ગુણ અને નીતિવાળા મનુષ્યો થવાની સારી આશા રાખી શકાશે

મોટા માણસોએ પણ નોકરીના, વ્યાપારના કે બીજા કોઇ પણ વ્યવહારમા સાવધાનતા રાખી, આ વધતી જતી કુટેવ અટકાવવી જરૂરની છે તેમનાં દૃષ્ટાંતઉપરથી ઘણા નાના માણસોને સહજ અસર થાય છે, અને તેઓ મોટી ભૂલો કરતા શીખે છે તેમનુ દરેક વર્તન નિયમરૂપ હોવુ જોઇએ અપવાદરૂપ જીવન મોટે અંશે નકામુ છે સમાજને તે ઘણું હાનિકર્તા છે. અસાધારણ વિર્લતા હોય છે તો જ અપવાદને કેટલીક વખત અવકાશ આપી શકાય છે. પરન્તુ તેને તે બાબતની હાનિ તો ભોગવવી પડે છે જ

સમાજમા આવા સહજ અને સામાન્ય નિયમો પ્રવર્તતા હોવાથી, સમગ્ર દેશનુ હિત ચાહનાર અને કરનાર પુરુષોએ નીતિ, ન્યાય અને સત્યને રસ્તે ચાલતાં મિથ્યા ભાસ કરાવનાર તુચ્છ વિચારો અને વાક્યોને છોડી દેવાં જગત્ નીતિ, ન્યાય અને સત્યથી આગળ વધે છે ઉપર ઉપરની, દેખાવડી ટાપટીપથી કદી પણ એક તસુ આગળ વધતુ નથી જય શુદ્ધ નિષ્ઠાનો છે, સાચા માર્ગનો છે

---

# શિયાળાનો પાક !

શિયાળાની કડકડતી ટાઢનો આ સમય છે. આ ઋતુમાં જઠરાગ્નિ સ્વાભાવિક રીતે જ વધારે પ્રદીપ્ત રહે છે. ઉષ્ણતાને જાળવી રાખવામાં શરીરમાંની ચરબીનો ક્ષય વધારે પ્રમાણમાં થાય છે તેથી કરીને ચરબીને વધારે તેવાં દૂધ, ઘી જેવા પદાર્થો આ ઋતુમાં વિશેષ સેવવાની અગત્ય રહે છે. આથી કરીને જ આપણા ઘરડાઓએ આ ઋતુમાં વસાણાં ખાવાનો રીવાજ રાખ્યો છે. શિયાળાની ખરી ટાઢ શરૂ થતાં જ સાલમપાક, બદામપાક, મેથીપાક, પૌષ્ટિકપાક વગેરે અનેક પ્રકારના પાકોતરફ શ્રીમંત વર્ગનું લક્ષ દોરાય છે. અનેક વૈદ્યરાજો-સાચાને સેભાગ્યે સઘળા જ—આ ઋતુમાં નવા નવા પાકો બનાવવા મચી પડે છે અને લોકોને પુષ્ટિ આપવાનું બીડું ઝડપે છે ! વસ્તુત: તેથી કેટલી પુષ્ટિ મળે છે તે તેના અનુભવી જ જાણે ! પણ સ્વાદેંદ્રિયને તૃપ્ત કરવાની સાથે શરીરને બળવાન્ કરવાનો લોભ મનુષ્યને જાગ્રત્ થાય છે ! પાકની સામગ્રી મેળવવાના સાધન વિનાના મનુષ્ય ! તારું મન આવા સુંદર સ્વાદિષ્ટ પાકોતરફ લલચાય એ સ્વાભાવિક છે પરંતુ જો યથાર્થ પુષ્ટિની જ જરૂર હોય, યથાર્થ બળની જ તારે જરૂર હોય, તો તારે નિરાશ થવાની જરૂર નથી. ગણપતિજેવું પેટ છતાં સ્વાદને જ પ્રધાનતા આપી ચરબી વધારનાર વસાણાં ખાનારને જ તેનો પાક મુબારક હો ! તારે ગણપતિ જેવું પેટ કરવું છે કે ગણપતિ જેવું બળ મેળવવું છે તે વિચાર ! જો બળ જ મેળવવું હોય તો તારે મુંઝાવાની કે અકળાવાની જરૂર નથી. સાલમપાકમાં પૈસા ખર્ચ કર્યા પછી પણ તને પુષ્ટિ ને બળ મળશે કે નહિ તે સંશય છે ! પણ કુદરતના માર્ગે જતાં તે સંશય રહેતો નથી. ન્યાયી અને ઉદાર કુદરતે બળનો માર્ગ શ્રીમંતને માટે ખુલ્લો મૂક્યો છે ને તારે માટે બંધ કર્યો છે એમ નથી ! તેના માર્ગે જતા તારે પાઇનો પણ ખરચ કરવો પડે તેમ નથી. તેણે શિયાળાની ઠંડી હવા જ એવી બનાવી છે કે તે સ્વાદિષ્ટ પાકોના કરતાં વિશેષ પુષ્ટિ આપવાનો ખરો ગુણ ધરાવે છે. ઠંડા પ્રદેશમાં રહેનારા મનુષ્યોના શરીરબળ કેટલાં ચઢીયાતાં હોય છે ? કાબુલના કાબુલીઓ માંસાહારથી ઘણા બળવાન્ અને કદાવર થતા નથી પરંતુ કુદરતની કૃપાથી જ કુદરતે તેમને જે ઠંડી હવાનો પ્રદેશ આપ્યો છે તેથી જ. કુદરતના તરફ નજર કરી તેની સહાય્ય માગ. તેના માર્ગે જા તે તને યથાર્થ પુષ્ટિ અને બળ આપ્યા વિના રહેશે નહિ.

શિયાળાની ઠંડી ઋતુમાં શરીર વધારે બળવાન્ થઇ શકે છે. આપણા

લોકો કહે છે જ કે ટાઢ વધારે સહન થાય તો હાડકાં મજબૂત થાય. આમાં અતિશયોક્તિ જેવુ કશું જ નથી. અમેરિકાના પ્રસિદ્ધ ડૉ. કેલોગ આ વાતને પુષ્ટિ આપે છે તે વિદ્વાન્ ડાક્ટર જણાવે છે This is a good time of the year to take the cold air bath, a natural tonic, which is an excellent means of building up vital resistance શીતલ હવાથી સ્નાન કરવાને માટે વર્ષનો આ સમય ઘણો સારો છે શીતલ હવાનું સ્નાન એ કુદરતી પૌષ્ટિક છે અને તેનાથી શરીરમાં જીવનબળ એવુ ઉત્તમ પ્રકારે બંધાય છે કે તેનામાં વ્યાધિ વગેરેને સામે ટક્કર લેવાનુ બળ ઘણું સારૂ કેળવાયલું જણાય છે.

જીવનબળને વધારવાના આ કુદરતી ઉપાયનુ પ્રતિપાદન કરતાં તે વિદ્વાન્ જણાવે છે કે શીતલ વાયુસ્નાનમાટે શરીરઉપરથી સઘળાં જ વસ્ત્રો દૂર કરવા અને પોતાના ઓરડામા આમ તેમ ફર્યા કરવું જો હવાનો પ્રવાહ સહન થઈ શકે તેમ હોય અને બેશી રહીને અથવા સૂતાં સૂતા, તદ્દન ખુલ્લા શરીરથી આ ક્રિયા કરવાની વૃત્તિ હોય તો તેમ પણ થઇ શકે છે પરતુ તેનો વધારે સારો લાભ મેળવવો હોય તો વસ્ત્રવિનાની સ્થિતિમા ઉષ્ણતા વધતી રહે તેવી કોઇ કસરત કરવી જોઇએ અથવા તો શરીરને હાથેળીઓવતી સારી પેઠે ઘસી તેમાં ગરમી આણવી જોઇએ હાથને હલાવી ચલાવીને અથવા અવય વોને તમ કરીને કે કોઇપણ પ્રકારે શરીરમાં ગરમી ઉત્પન્ન કરનાર કસરતો આ પ્રમાણે ઠંડી હવામા ખુલ્લા શરીરથી કર્યાં કરવી જોઇએ નબળા બાંધાવાળા મનુષ્યોએ બીજાની મદદ લઇ પોતાના શરીરને સારી રીતે ઘસાવવુ સારી પેઠે ઘર્ષણ કર્યાં કરવાથી શરદી લાગી જવાનો ભય દૂર થાય છે. ઘણી ઠંડી હવામાં પણ જોરથી ઘર્ષણ કરવામા આવે તો તેથી શરદી લાગવાનો ભય રહેતો નથી આમ છતા ઘણા નબળા બાંધાવાળાઓએ સહન થઇ શકે તેટલી હદ સુધી જ આ ક્રિયા કરવી એ વધારે સારૂ છે આખી ઠંડી ઋતુમાં આ પ્રમાણે કસરત થાય તો તે સાલમપાક જેવા પૌષ્ટિક પાકોકરતાં અવશ્ય વધારે પુષ્ટિને આપે તેમ છે । કુદરતી ઠંડી હવા એ અત્યંત પૌષ્ટિક પાક છે નિયમથી તેનું સેવન કરતા શીખો.



# जाणवायोग्य प्रकीर्ण.

( રા. હીરાલાલ જયશંકર ઓઝા. )

રેશમી ઉંચી ટોપી પારિસમાં સને ૧૭૯૭માં પ્રથમ વાપરવામાં આવી હતી.

હેમ્બર્ગમાં કુતરાઓનો કર તેમના કદના પ્રમાણમાં લેવામાં આવે છે

પારિસમાંના ગ્રાન્ડ ઓપેરા હાઉસમા ૯૭૪૨ તાળા કુચીઓ છે

એવું કહેવાય છે કે ચીનમાં સ્ત્રીઓની છબી પાડવા દેવામા આવતી નથી

ચીનના કેટલાક ભાગમાં ડુક્કરને નાના ગાડામાં જોડવામા આવી તેની પાસે તે ખેંચાવવામાં આવે છે

એક ચોરસ માઇલમાં એક ઇંચ વરસાદનું પાણી પડે તો તે ૧૭૫૦૦૦૦૦ ગેલન બરોબર થાય છે

ડુંગરાની ઉત્તર બાજુએ ઉગતાં ઝાડોનું લાકડું તેની દક્ષિણે ઉગતાં ઝાડોના કરતાં વધારે મજબુત હોય છે

ચીનની ભાષામાં 'I' અક્ષરનો ૧૪૫ રીતે ઉચ્ચાર થઇ શકે છે અને તેના દરેકના જુદા જુદા અર્થ થાય છે.

યુરોપમાં લોખંડી વીઝીટીંગ કાર્ડ લોકપ્રિય છે તેમા ચાંદીથી નામ લખવામાંઆવે છે તે કાર્ડની જાડાઇ એક ઇંચના ૪૦૦મા ભાગજેટલી હોય છે

નોર્વેના કિનારા ઉપરના કેટલાક ભાગોમા આશ્ચર્યકારક નિર્મળ પાણી હોય છે. તેમા એક શીલીંગ જેટલી વસ્તુઓ દોઢસો પોણાબસે ફીટની ઉંડાઇએથી દેખી શકાય છે

ફંડીના અખાતની ભરતી પૃથ્વીમાં એક જાણવા જેવી છે. તે દરેક પાંચ મિનિટમાં એક ફુટ ચડતી જાય છે. અને તે પ્રમાણે કેટલીક વખત પંચોતેર ફુટ પાણી ચડે છે

કાચબાઓનું આયુષ્ય ઘણું લાંબું હોય છે.

લોકો કહે છે જ કે ટાઢ વધારે સહન થાય તો હાડકાં મજબૂત થાય. આમા અતિશયોક્તિ જેવુ કશું જ નથી. અમેરિકાના પ્રસિદ્ધ ડૉ. કેલોગ આ વાતને પુષ્ટિ આપે છે. તે વિદ્વાન્ ડાક્ટર જણાવે છે This is a good time of the year to take the cold air bath, a natural tonic, which is an excellent means of building up vital resistance શીતલ હવાથી સ્નાન કરવાને માટે વર્ષનો આ સમય ઘણો સારો છે શીતલ હવાનું સ્નાન એ કુદરતી પૌષ્ટિક છે અને તેનાથી શરીરમાં જીવનબળ એવુ ઉત્તમ પ્રકારે બંધાય છે કે તેનામાં વ્યાધિ વગેરેને સામે ટક્કર લેવાનુ બળ ઘણું સારૂ કેળવાયલું જણાય છે

જીવનબળને વધારવાના આ કુદરતી ઉપાયનું પ્રતિપાદન કરતાં તે વિદ્વાન્ જણાવે છે કે શીતલ વાયુસ્નાનમાટે શરીરઉપરથી સઘળાં જ વસ્ત્રો દૂર કરવા અને પોતાના ઓરડામા આમ તેમ ફર્યા કરવું જો હવાનો પ્રવાહ સહન થઈ શકે તેમ હોય અને બેશી રહીને અથવા સૂતાં સૂતાં, તદન ખુલ્લા શરીરથી આ ક્રિયા કરવાની વૃત્તિ હોય તો તેમ પણ થઇ શકે છે પરન્તુ તેનો વધારે સારો લાભ મેળવવો હોય તો વસ્ત્રવિનાની સ્થિતિમા ઉષ્ણતા વધતી રહે તેવી કોઇ કસરત કરવી જોઇએ અથવા તો શરીરને હાથેળીઓવતી સારી પેઠે ઘસી તેમા ગરમી આણવી જોઇએ હાથને હલાવી ચલાવીને અથવા અવયવોને તંગ કરીને કે કોઇપણ પ્રકારે શરીરમા ગરમી ઉત્પન્ન કરનાર કસરતો આ પ્રમાણે ઠંડી હવામા ખુલ્લા શરીરથી કર્યા કરવી જોઇએ નબળા બાંધાવાળા મનુષ્યોએ બીજાની મદદ લઇ પોતાના શરીરને સારી રીતે ઘસાવવું. સારી પેઠે ઘર્ષણ કર્યા કરવાથી શરદી લાગી જવાનો ભય દૂર થાય છે ઘણી ઠંડી હવામા પણ જોરથી ઘર્ષણ કરવામા આવે તો તેથી શરદી લાગવાનો ભય રહેતો નથી આમ છતા ઘણા નબળા બાંધાવાળાઓએ સહન થઇ શકે તેટલી હદ સુધી જ આ ક્રિયા કરવી એ વધારે સારૂ છે આખી ઠંડી ઋતુમા આ પ્રમાણે કસરત થાય તો તે સાલમપાક જેવા પૌષ્ટિક પાકોકરતા અવશ્ય વધારે પુષ્ટિને આપે તેમ છે । કુદરતી ઠંડી હવા એ અત્યંત પૌષ્ટિક પાક છે નિયમથી તેનું સેવન કરતા શીખો.



# जाणवायोग्य प्रकीर्ण.

( રા. છોટાલાલ જમશેદ કર એજ્રા. )

રેશમી ઉંચી ટોપી પારિસમાં સને ૧૭૯૭માં પ્રથમ વાપરવામા આવી હતી

હેમ્બર્ગમાં કુતરાઓનો કર તેમના કદના પ્રમાણમા લેવામાં આવે છે

પારિસમાંના ગ્રાન્ડ ઓપેરા હાઉસમા ૭૭૪૨ તાળા કુચીઓ છે

એવુ કહેવાય છે કે ચીનમાં સ્ત્રીઓની છબી પાડવા દેવામા આવતી નથી

ચીનના કેટલાક ભાગમાં કુકરને નાના ગાડામાં જોડવામાં આવી તેની પાસે તે ખેંચાવવામાં આવે છે

એક ચોરસ માઇલમાં એક ઇંચ વરસાદનુ પાણી પડે તો તે ૧૭૫૦૦૦૦૦ ગેલન બેરોબર થાય છે

ડુંગરાની ઉત્તર બાજુએ ઉગતાં ઝાડોનું લાકડું તેની દક્ષિણે ઉગતાં ઝાડોના કરતાં વધારે મજબુત હોય છે

ચીનની ભાષામાં 'I' અક્ષરનો ૧૪૫ રીતે ઉચ્ચાર થઇ શકે છે અને તેના દરેકના જુદા જુદા અર્થ થાય છે

યુરોપમા લોખંડી વીઝીટીંગ કાર્ડ લોકપ્રિય છે તેમા ચાંદીથી નામ લખવામાંઆવેછે. તે કાર્ડની જાડાઇ એક ઇંચના ૪૦૦ મા ભાગજેટલી હોય છે

નોર્વેના કિનારા ઉપરના કેટલાક ભાગોમાં આશ્ચર્યકારક નિર્મળ પાણી હોય છે. તેમાં એક શીલીંગ જેટલી વસ્તુઓ દોઢસો પોણાબસે ફીટની ઉંડાઇએથી દેખી શકાય છે

ફંડીના અખાતની ભરતી પૃથ્વીમાં એક જાણવા જેવી છે. તે દરેક પાચ મિનિટમા એક ફુટ ચડતી જાય છે અને તે પ્રમાણે કેટલીક વખત પચોતેર ફુટ પાણી ચઢે છે.

હાથીઓનું આયુષ્ય ઘણુ લાંબુ હોય છે.

બાળક તેના પ્રથમના વર્ષમાં આઠ ઈંચ મોટું થાય છે

કેટલાક જાપાની સોલજરો કાગળનાં કપડાં પહેરે છે

હાલ સુધીમા જણાયા પ્રમાણે ઉંડામાં ઉંડું સરોવર લેક બેઇકલ ( Lake Baikal ) છે.

એવુ જણાઇ આવ્યું છે કે દરેક મિનિટે ૬૭ માણસો મરે છે અને ૭૦ માણસો જન્મે છે

ઇગ્લાંડમા પોણોસો ટકા જેટલી વસ્તીએ જીદગીનો વિમો ઉતરાવેલો હોય છે

અમેરિકાના કેટલાક ભાગમાં બટાકા એટલા હોય છે કે ત્યા તેનો બળતણ તરીકે ઉપયોગ કરવામા આવે છે

આગગાડી શરૂ થયાને સીત્તેર ઉપર વર્ષ થયાં છે. અને હાલમા ૪૦૦,૦૦૦ માઇલની રેલ્વે થયેલી છે.

સોનું શોધનારા કહે છે કે સોનાનો કણુ કે જે એક ગ્રેનના દશ લાખમા ભાગથી પણ વજનમાં ઓછો હોય છે તે આંખે દેખી શકાય એવો હોય છે

ડેનમાર્કના કિનારાઉપરની દીવાદાંડીઓને દરિયાના તોફાની મોજા ઉપર પમ્પથી છાંટી મોજાં શાંત કરવા માટે તેલ પુરૂ પાડવામા આવે છે.

ગ્રેટબ્રિટનમાં ધમ્નનુ પ્રમાણ પાછલાં કેટલાક વર્ષોથી કમી થયું હતું તે ફરીથી વધવા માડયું છે

ફ્રેંચ નૌકાના લેફ્ટેનન્ટ બરસીઅરે એક કંપાસની શોધ કરી છે તેથી કરીને સ્ટીમરો જે દિશામાં તેનો નાવિક લઇ જવા તેને ગોઠવે છે તે દિશામા પોતાની મેળે જ તે ગતિ કરે છે



## ग्रंथसत्कार.

**महत्वाकांक्षा अने तेनी सिद्धि** —લેખક રા. રા. જગન્નાથ પ્રભાશંકર પંડિત-તંત્રી, પ્રાત:કાલ, વડોદરા મૂલ્ય ૦-૧૨-૦ પ્રાત:કાલની બીજી ભેટને માટે આ પુસ્તક લખવામાં આવેલું છે મહત્વાકાંક્ષી થવાની પ્રત્યેક મનુષ્યને અગત્ય છે, તે બતાવી તેને સિદ્ધ કરવાના ક્રમમાં ક્યા ક્યા ગુણો વગેરેની જરૂર છે, તેનું ઉત્તમ વિવેચન આ ગ્રંથમાં કરેલું છે મનુષ્યની ઉન્નતિનો મૂળ આધાર મહત્વાકાંક્ષા ઉપર રહેલો છે, અને ઉન્નતિને ઇચ્છનાર પ્રત્યેક મનુષ્યે આ ગ્રંથ વાચવાજેવો છે સાહિત્યમાં આવા ગ્રંથોની ન્યૂનતા દૂર કરવાનો આ પ્રયાસ અવશ્ય સાહિત્યપ્રેમી મનુષ્યોના આદરને પાત્ર થવો જ જોઇએ

**प्राचीन भारत** —અનુવાદક અને પ્રકાશક રા. રા મગનલાલ માણેકલાલ ઝવેરી, અર્દેશર દાદી સ્ટ્રીટ, મુંબઇ આ ગ્રંથ મૂળ મરાઠીમાં રા. રા પાંડુરંગ વામન કાણે, એમ. એ, એલ, એલ, એમ એમનો લખેલો છે. રામાયણ અને મહાભારતના સમયમાં, સમાજના રીતરિવાજો કેવા પ્રકારના હતા, ધર્મકર્મના કેવા સિદ્ધાંતો હતા, તેમ જ રાજ્યવ્યવસ્થા કેવા પ્રકારની હતી, એ વગેરે, ઉક્ત ગ્રંથોમાંનાં ચરિત્રોના વિવિધ પ્રસંગો ઉપરથી અનુમાનવડે તારવી કાઢવામાં આવ્યાં છે મૂળ લેખકના દીર્ઘ અભ્યાસના પરિણામે આ ગ્રંથોના દોહનરૂપ વસ્તુ તૈયાર થયેલી છે પૂર્વકાલની સ્થિતિનું સ્વરૂપ જોવામાં આ ગ્રંથ મદદ-રૂપ થઇ પડશે

**श्रीकृष्णनी रासक्रीडानुं आध्यात्मिक स्वरूप** — આ ગ્રંથ પણ ઉપર જણાવેલા અનુવાદકના પ્રયત્નનું પરિણામ છે મૂળ ગ્રંથ મરાઠીમાં રા. રા જયરામ કેશવ અસનારે બી. એ, એલ. એલ બી એમનો લખેલો છે શ્રીકૃષ્ણની રાસક્રીડાના રહસ્યને ન સમજનાર કેટલાક વિતંડાવાદીઓ તેમાં દોષા-રોપણ કરે છે આ ગ્રંથમાં તે રાસક્રીડાનું આધ્યાત્મિક રહસ્ય બહુ શાસ્ત્રીય રીતે સમજાવવામાં આવ્યું છે આ ગ્રંથ આ રહસ્યને ઉત્તમ પ્રકારે સમજાવે છે તેથી વિતંડાવાદીઓના આક્ષેપોસામે શ્રીકૃષ્ણચંદ્રના પ્રત્યેક ઉપાસકના હાથમાં આ બળવાન્ શસ્ત્રરૂપ છે શ્રીકૃષ્ણના-પ્રત્યેક ઉપાસકને આ પુસ્તક વાચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. મૂલ્ય ૦-૪-૦

**नशीब फेरववानी कुंची** —લેખક-રા રા વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર. પ્રકાશક રા રા મગનલાલ મયુરભાઇ ગુપ્ત, રાવપુરા, વડોદરા વિ-ચારબળના માહાત્મ્યને સરળ ભાષામાં આ ગ્રંથમાં ઘણી ઉત્તમ રીતે સમજાવ-

વામાં આવ્યુ છે. વિચારના બળવડે ગરીબાઇ, દુ ખ, રોગ, ઘડપણ, મોત એ વગેરેને જીતવાના ઉપાયને દર્શાવનાર આ પુસ્તક સર્વને વાંચવાની જરૂર છે મોટા સવાસો પૃષ્ઠ ઉપરાતના પુસ્તકનુ મૂલ્ય ફક્ત ૦ ૪-૦ છે.

**મહાન્ ગૌભક્ત ઓઘવજી રામજી** પ્રકાશક એક ગૌભક્ત—મહુવા, કાઠિઆવાડ. આ ગૌભક્તનુ ગૌરક્ષાનિમિત્ત પ્રશસનીય પ્રયત્નમય જીવન દર્શાવનાર આ પુસ્તક અમને મળ્યુ છે તેનો ઉપકારસહ સ્વીકાર કરવામા આવે છે મહુવા ત્રિભુવન પ્રિન્ટીંગ પ્રેસના માલિક રા રા જયશંકર ત્રિવેદીને લખવાથી લાઇબ્રેરીઓ, સાર્વજનિક ખાતાંઓ, પાજરાપોળો વગેરેને આ પુસ્તક મફત મોકલાવવામા આવે છે

**पारकी पुजीउपर धमाल के यत्राधिपतिनी तत्रजाल**—યોજક અને પ્રકાશક કવિ ભીમરાવ માધવલાલ. સમાજનાં કેટલાંક ચિત્રોને દર્શાવતુ આ નાનુ રસિક વાર્તાનુ પુસ્તક વાચવાજેવુ છે મૂલ્ય ૦-૪-૦



## રૂનો નવી જાતનો ઉપયોગ.

મોટરકારના પરડાને માટે રબરનો વપરાશ આજકાલ ઘણો જ વધી પડયો છે, અને તેને લીધે તેની મોઘવારી અને અછત થતી જાય છે શોધકોને આથી કરીને રબરને સ્થાને બીજા પદાર્થનો ઉપયોગ કરવાની શોધ કરવાની ફરજ પડીછે અને અમેરિકાના રૂમાં ' કીંગ કોટન ' નામની રૂની જાત રબરની જગાએ કામ લાગે તેમ શોધ કરતાં જણાઇ આવ્યુ છે અમેરિકાના એક શોધકે એક નવુ યત્ર શોધી કાઢ્યુ છે. તેના વડે મોટારના પરડાઉપર ચઢાવવાની વાટો બહુ સારી રીતે તૈયાર થઇ શકે છે. હાલમાં જેમ દીવાની બત્તીઓ રૂની વણીને તૈયાર થાય છે તેજ પ્રમાણે આ વાટો પણ વણાય છે કપાસની આ મોટી વાટો લાબી ને લાબી અને મોટારના પરડાને બધ બેસતી આવે તેવા આકારની તૈયાર કરવામા આવે છે જેથી તે પરડાઉપર સહેલાઇથી ચઢાવી શકાય છે આ વાટો ઘસારો ખમવામા પણ આજ સુધીમાં વપરાતા બીજા પદાર્થોકરતા ઘણી મજબુત જણાઇ છે આ નવીન યંત્રની મદદથી એક પાટ માત્ર અર્ધા કલાકમા જ તૈયાર થઇ શકે છે



વીણાના ગ્રાહકો વધારવાનો પ્રયત્ન કરવાથી તમે સ્વાર્થ અને પરમાર્થ બન્ને સાધિ શકો.

વામાં આવ્યુ છે વિચારના બળવડે ગરીબાઇ, દુ ખ, રોગ, ઘડપણુ, મોત એ વગેરેને જીતવાના ઉપાયને દર્શાવનાર આ પુસ્તક સર્વને વાચવાની જરૂર છે મોટા સવાસો પૃષ્ઠ ઉપરાંતના પુસ્તકનુ મૂલ્ય રૂ૦ ૦ ૪—૦ છે.

**महान् गौभक्त ओधवजी रामजी** પ્રકાશક એક ગોભકત—મહુવા, કાઠિઆવાડ આ ગોભકતનુ ગોરક્ષાનિમિત્ત પ્રશસનીય પ્રયત્નમય જીવન દર્શાવનાર આ પુસ્તક અમને મળ્યુ છે તેનો ઉપકારસહ સ્વીકાર કરવામાં આવે છે મહુવા ત્રિભુવન પ્રિન્ટીંગ પ્રેસના માલિક રા રા. જયશકર ત્રિવેદીને લખવાથી લાઇબ્રેરીઓ, સાર્વજનિક ખાતાઓ, પાંજરાપોળો વગેરેને આ પુસ્તક મફત મોકલાવવામા આવે છે

**पारकी पुञ्जीउपर धमाल के यन्त्राधिपतिनी सत्रजाल**—યોજક અને પ્રકાશક કવિ ભીમરાવ માધવલાલ. સમાજના કેટલાક ચિત્રોને દર્શાવતુ આ નાનુ રસિક વાર્તાનુ પુસ્તક વાચવાજેવુ છે મૂલ્ય ૦—૪—૦.

---

**રૂનો નવી જાતનો ઉપયોગ.**

મોટારકારના પરડાને માટે રબરનો વપરાશ આજકાલ ઘણો જ વધી પડયો છે, અને તેને લીધે તેની મોઘવારી અને અછત થતી જાય છે શોધકોને આથી કરીને રબરને સ્થાને બીજા પદાર્થનો ઉપયોગ કરવાની શોધ કરવાની ફરજ પડી છે અને અમેરિકાના રૂમાં ‘ કૉંગ કૉટન’ નામની રૂની જાત રબરની જગાએ કામ લાગે તેમ શોધ કરતાં જણાઇ આવ્યુ છે અમેરિકાના એક શોધકે એક નવુ યત્ર શોધી કાઢ્યુ છે તેના વડે મોટારના પરડાઉપર ચઢાવવાની વાટો બહુ સારી રીતે તૈયાર થઇ શકે છે હાલમાં જેમ દીવાની બત્તીઓ રૂની વણીને તૈયાર થાય છે તેજ પ્રમાણે આ વાટો પણ વણાય છે કપાસની આ મોટી વાટો લાબી ને લાંબી અને મોટારનાં પરડાને બધ બેસતી આવે તેવા આકારની તૈયાર કરવામા આવે છે જેથી તે પરડાઉપર સહેલાઇથી ચડાવી શકાય છે આ વાટો ઘસારો ખમવામાં પણ આજ સુધીમાં વપરાતા બીજા પદાર્થોકરતાં ઘણી મજબુત જણાઇ છે. આ નવીન યંત્રની મદદથી એક વાટ માત્ર અર્ધા કલાકમાં જ તૈયાર થઇ શકે છે

---

વીશાનાં ગ્રાહકો વધારવાનો પ્રયત્ન કરવાથી તમે સ્વાર્થ અને પરમાર્થ બ ને ક૨

Registered No. B. 1180

# वीणा.

वर्ष १. माघ शुक्ल पूर्णिमा. अंक ४.

"જય જય જય શ્રીસરસ્વતી,
તમ વિણ સિદ્ધિ જગે નથી થતી "

તંત્રી —ચુનીલાલ જયશંકર ઓઝા
પ્રકાશક —ભોગીલાલ જયશંકર ઓઝા
ભુતડીને ઝાંપે—વડોદરા.

વાર્ષિક લવાજમ રૂ ૧-૮-૦ ટ. ખ. સાથે વર્ષારંભે જ.

આ માસિક વડોદરા કોઠીપોળ સામે બતકમોળેની ગલીમાં 'લક્ષ્મીવિલાસ' પ્રેસમાં પટેલ છોટાલાલ લાઇભાઇએ પ્રકાશક માટે છાપ્યું, તે ભુતડીને ઝાંપે વડોદરામાં પ્રસિદ્ધ કર્યું તા° ૩૧-૧-૧૫.

# વિષયાનુક્રમણિકા.



---

## સૂચના.

વીણા બરોબર પૂર્ણિમાએ જ પ્રકટ થાય છે સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

વ્યવસ્થાપક, "વીણા" વડોદરા.




वर्ष १. सं० १९७१ माघ शुक्ल पूर्णिमा. अंक ४.

॥ ॐश्रीँ. ॥

## મારી હૃદયજ્યોતિસાથે એકતા થતાં

હુ—

સત્—ચિત્—આનંદસ્વરૂપ છુ

અખંડ—અજર—અમર—સત્સ્વરૂપ છુ

મહા જ્ઞાનસ્વરૂપ—પૂર્ણ સામર્થ્યમય—ચિન્મયરૂપ છુ

પરમ સુખદ—કોઇ અવર્ણનીય—મહા આનંદસ્વરૂપ છુ

એ પ્રકારના અનુભવને કરતાં કરતાં, મારી અનુભવાત્મક વૃત્તિ પણ ક્રમે ક્રમે તે પરમતત્ત્વમા લીન થઇ જાય છે. કોઇ અતર્ક્ય, અકથ્ય, અનુભવમય સ્થિતિ થઇ રહે છે

અહા !

તે અવર્ણનીય આનંદ ! તે અદ્દભુત શાંતિ ! તે અલૌકિક સુખ !

પ્રિય !

ઉપરનાં વાક્યો પાઠની માફક વાંચી ન જશો જરાક તેમાં તન્મય થઇ તેનો અનુભવ કરવા માંડો તમને ખાત્રી થશે કે તમે કોઇ અપૂર્વ આનંદમય સ્થિતિને અનુભવો છો

## एकवार प्रत्यक्ष जणाता इष्टना वियोग समये उठता वृत्तिना उद्गार.

પદ.*

ભૃતને જીવન દેવાને, કષ્ટ દુઃખીનાં લેવાને,
સુખનો મંત્ર જ કહેવાને, વહાલા આવજો,—
સ્તવીએ દીનતાથી આજ, સ્વામિ આવજો,
અરે ઓ જગના મહારાજ, આજે આવજો,—
મહાનંદમાં આપ વસ્યા જઈ, અમને સોંપ્યો ક્લેશ,
આપ સંગમાં અમને જોઇ, સુખી શું પ્રકટ્યો દ્વેષ ?—
રસરૂપ થઇ રસસાગર રેલો, વિશ્વ સકળની માંહ્ય,
અમ જીવન સૂકાં શું કરતા, આપનું મન હરખાય ?—
અમ સંગે રહી ઐશ્વર્યો શી, ભોગવતા હતી હાણ,
કે ત્યાગી એકલપેટા મમ, અમને, જઇ લ્યો લ્હાણ,—
બ્રહ્મલોક શું મીઠો લાગ્યો, છે શું ત્યાં કઇ વિશેષ ?
અમ હૃદય મુદ્ધાંમાં જે છે, તેથી ન અધિકું લેશ,—
શું કરીએ છીએ અબળા નહિતો, ઘસડી આણુત આહિં,
પૂરી અમ મંદિરને ઓરડે, કુદ્દત રાજી થાઇ,—
માનવું છે કે નાથ નહિ હજી, જો જો જશું રિસાઇ,
શબ્દસરખો નવ ઉચ્ચરિશું જવ, આવશો મંદિરમાંહી,—'
એક વાત છેવટ છેવટની, કહી દઇએ તે શુણજો,
અમ મંદિરવિણ નહિ ચાલશે, (ભલે) રહો રૂપ નિર્ગુણ જો,—

'વાવે તેવું લણે' એ કૃષિકારો પ્રત્યક્ષ જુએ છે, ઉત્તમ વસ્તુનું ઉત્તમ મૂલ્ય આપવું પડે છે અને ઉત્તમ મૂલ્ય મળે છે એ વ્યાપારીઓ નિત્ય જુએ છે, સેવાનો બદલો મનુષ્ય પણ આપે છે એ નોકરી કરનારાઓ અનુભવથી જાણે છે, છતાં આ જીવનનાં મહાન્ મત્યોનું સૂચન કરે છે, એ થોડા જ સમજે છે અવલોકન કરનારને પોતાના જીવનના પ્રસંગોમાંથી જ સત્યનો માર્ગ જડી આવે તેમ છે ઉત્તમ કૃતિ કરવી, પોતાના જીવનને ઉત્તમ બનાવવું અને પ્રભુની સેવા કરવી એ ઉત્તમોત્તમ વસ્તુને પ્રાપ્ત કરવાનો માર્ગ છે એ આ ત્રણે સ્થિતિ માંથી સ્પષ્ટ થાય છે

* અમને પાવન કરવાને, એ લયમાં થોડા ફેરફારસાથે ગાઇ શકાશે.

# વિચારના સંબંધમાં વિશેષ.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૨૭૮ થી ).

૩. કુદરતમાં એક બીજાનું આકર્ષણ થવાનો એક નિયમ પ્રવર્તે છે કોઇ એક અણુમા જે તત્વો રહેલા છે તે જ તત્વો બીજા અણુમાં એકસરખી રીતે રહેલાં હોય છે તો તે અણુઓનુ એક બીજાના તરફ આકર્ષણ થાય છે. Like attracts like અથવા સજાતીય સજાતીયને આકર્ષે છે એ નિયમ પણ આનાથી જૂદો નથી અને જગતમાં આપણે તે નિયમની સત્તા પ્રત્યક્ષ અનુભવીએ છીએ એક જગાએ કચરાનો ઢગલો કરવા માંડો અને થોડા જ દિવસમા તમારા પાડોશીઓ તેને ઉકરડો બનાવવામાં સારી રીતે મદદગાર થશે તમે તમારી આસપાસ સુંદર બગીચો બનાવો અને તમારા મિત્રો તેને એક રમણીય ઉપવન બનાવવામા સહાયક થશે અવશ્ય સારૂ કરવામાં તમને કદાચ સહાય ઓછી મળશે. કારણ કે સારા અંશો પ્રકટાવનારની સંખ્યા સ્વાભાવિક રીતે ઓછી હોય છે

આ જ પ્રમાણે જ્યા વિચાર, વાણી, ઉદ્દેશ વગેરેની એકતા હોય છે ત્યા મનુષ્યો એક બીજાપ્રતિ સ્વાભાવિક રીતે આકર્ષાતા આપણે જોઇએ છીએ જે લોકોને શ્રીસહજાનંદ સ્વામિમાં ભક્તિ જાગ્રત્ થઇ હોય છે તે લોકો સ્વભાવથી જ સ્વામિનારાયણના પંથમા આકર્ષાય છે, જે મનુષ્યોના અંતઃકરણમા શ્રીવલ્લભાચાર્યના વિષે પ્રેમ પ્રકટે છે તે સર્વ તે પ્રતિ આકર્ષાય છે, જેઓ અદ્વૈતરસના ભોગી થવા ઇચ્છે છે તે તેવા અદ્વૈતવાદી મહાત્માઓના પ્રતિ આકર્ષાય છે અને એ પ્રમાણે સર્વ પોતપોતાના વિચારને સમાન મનુષ્યો સાથે જઇને ભળે છે

સટ્ટાવાળાઓ સટ્ટાબજારમા જઇને બેસે છે, શેરદલાલો શેરબજારમા એકત્ર થાય છે, ઝવેરાતની દલાલીવાળાઓ પોતાના સ્થાનમા એકઠા થાય છે એમ જ્યાં ત્યાં એક સજાતીય હેતુવાળાઓ સ્વભાવથી જ એકઠા થઇ જાય છે

વ્યસની મનુષ્યોમા પણ જોઇશુ તો અફીણિયાઓ પોતાનુ ટોળુ જમાવીને બેઠેલા હોય છે, મદ્યપીઓ પીઠામાં જઇને એકઠા થાય છે, અને નાયિકાઓના ગાનતાનમાં ગુલતાન રસિકોની તેમને ત્યાં જ જમાવટ થાય છે.

આમ વિવિધ પ્રકારના વિચારો, ઉદ્દેશો વગેરેમાથી પણ જે જે મનુષ્યોમાં

જે અંશોમાં જે તત્ત્વો સમાન હોય છે, તે અંશમાં તે એક બીજાપ્રતિ આકર્ષાઇ તેઓ એકઠા થાય છે.

આ પરિણામ શું વિચારવિના આવે છે ? મનુષ્ય જેવા વિચાર ધારણ કરે છે તેવાં જ મનુષ્યો કાં તો તેના તરફ ખેંચાય છે અથવા તો તે પોતે તે મનુષ્યોના તરફ ખેંચાય છે. કોઇ પણ પ્રકારે, આપણે સમજી ન શકીએ તે પ્રકારે, આ વાત બન્યાવિના રહેતી નથી તે શી રીતે બને છે તે જોવાનું આપણું કામ નથી, પરન્તુ વિચારના જ કારણથી બને છે એ તો આપણે ઉપરનાં દૃષ્ટાંતોથી સારી રીતે સમજી શકીએ તેમ છે.

આ સંબંધમાં એક બનેલા પ્રસંગ ઉપરથી સમજાશે જ કે એક પ્રકારના વિચારને ઘણીવાર ધારણ કરનારના તરફ તે વિચારને અનુકૂળ મનુષ્યો વગેરે આકર્ષાઇ આવ્યાવિના રહેતાં નથી એક પ્રસંગે મારા એક મિત્રને કરાંચી જવાનો પ્રસંગ આવ્યો તે વડોદરેથી મુંબાઇ આવ્યા ત્યારે કઇ બે ત્રણ તૈયાર ખમીસની તેમને જરૂર હતી. અમે તે લેવાને માટે તૈયાર કપડાવાળાની દુકાને ગયા લગભગ રાત્રિના આઠ થઇ ગયા હતા અને તેથી કરીને એ વખત ઘરાકીનો નહોતો દુકાનનો માલિક ચાળિશ વર્ષ ઉપરાંતની ઉમરનો છતાં અત્યંત રસિક વૃત્તિવાળો હતો. અમને પણ મુંબાઇના શોખિન લાલ લોક ધારી તેમ જ પોતાના માલને ખપાવવાને માટે વાણીની મિઠાશ વાપરી તે અમને રસમાં જોડવા માગતો હતો આ સમયે કલકત્તાની પ્રખ્યાત ગાનારી ગોહરજાન મુંબાઇમાં આવેલી હતી તેથી તેણે ધીરે રહીને સવાલ કર્યો “કેમ શેઠિયા, ગોહરજાનનો જલસો સાંભળી આવ્યાને.” અમે તેને ‘ના’ એવો જવાબ આપ્યો. કે તરત જ તે બોલ્યો “ અરે શું શેઠિયા, જાઓ, જાઓ, એક વાર સાંભળી આવો બહુ કમાલ ગાનારી છે બસ ગાતામાં કલેજું જ કાઢી લે છે એના ગળામાં ખુદાએ શું માલુમ શું કરી દીધું છે !” આટલું બોલી તે પોતાની આત્મકથા કહેવા લાગ્યો “ હવે તો અમે બુદ્દા થયા, પણ એના ગાણાનો મને બહુ જ શોખ હતો જ્યારથી એની ગવાની તારીફ મે સાંભળેલી ત્યારથી એનું ગાણું એક વાર ગમે તે થાય તોપણ સાંભળવું એમ મે નક્કી કરેલું. પણ બે રહી કલકત્તે આખરે કલકત્તે પણ ઉપડી જવાનો મે વિચાર કીધો પણ કોઇ જાણકાર માણસ સાથે હોય તો ઠીક એમ થયું થોડા દિવસ તો કોઇ આવું માણસ મળ્યું નહિ, અને મારા દિલમાં તો ઉથલપાથલ થવા લાગી બસ હવે ગોહરજાનનું ગાણું ચાહ્યું તે થાય તોપણ સાંભળવું ને જે પૈસા ખરચ થાય તે કુરબાન પણ જવું તો સહી, એવું એક દહાડો નક્કી કર્યું બસ

તે દિવસે ખુદાનુ કરવુ ને એક બાબુ મારે ત્યાં કપ ખમીસ વગેરે લેવાને આવ્યો મે ધીરે રહી કહ્યું "યાર બાબુ સાબ આપ કલકત્તેકે રેહેને વાલા હોતો હમારા એક કામ કરો તેણે તો તે વાત મશ્કરી જ માનેલી પણ કહ્યુ "અચ્છા, કર દેવે " " મે કહ્યું મને તો ગોહરજાનનુ ગાણુ સાંભળવુ છે માટે તમારા કોઇ જાણુપીછાણુવાળાને એટલી ભલામણુ કરી આપો. તેણે કહ્યુ હુ જાતે જ આવતી કાલે મેલમા કલકત્તે જવાનો છુ ચાલો. ખુદાને કરવુ તે તેની સાથે અમારો જોગ ખાઇ ગયો ને ખાસ કલકત્તે જઇ ગાણુ સાભલ્યું " આ પછી તેણે કેટલીક વાર્તા કરી જેને આ સાથે સંબંધ નથી.

આ પ્રસગમા સૂક્ષ્મપણે જોતા આપણને જણાય છે જ કે મનુષ્ય જે વિચારો સેવે છે તે પ્રમાણેનાં અદષ્ટમા કારણો રચાય છે, અને તે દ્વારાએ તે મનુષ્યો વગેરે આકર્ષાઇ આવે છે.

આ પ્રમાણે તે આકર્ષાઇ આવી જે જેમા ભળવા યોગ્ય હોય છે તે તેમા ભળી જાય છે એક બીજાના અંશોમાં અસમાનતા હોય છે અથવા વિરોધ હોય છે ત્યા કદી આ પ્રમાણે બનશે નહિ જ્યાં એ અસમાનતા થોડી હશે ત્યાં થોડા ઘણા અંશમા પણ બનશે

તેલ અને પાણી કદી એકઠાં થઇ શકે છે ? પણ દૂધ ને પાણી એકઠા કરો. તરત જ એ મળેલા જણાશે કારણ કે દૂધમાં પાણીના અંશો ઘણા છે.

મનુષ્ય પોતાના વિચાર અનુસાર મનુષ્યોને જ પોતાના તરફ આકર્ષે છે એમ નથી તેને અનુસાર સ્થિતિઓ, વસ્તુઓ, પરિવેષ્ટનો—આજુબાજુના સ્થાન, પ્રસગો વગેરે—પણ તેના તરફ આકર્ષાઇ આવે છે

ભીખ માગવામા જ લાભ છે એવા વિચારને કરનાર ભિખારીને તેને અનુકૂળ સ્થિતિ જ મળે છે તેને ભિખની વસ્તુઓ જ આવી મળે છે પૂર્વના દૃષ્ટાંત પ્રમાણે જ સ્થિતિ, વસ્તુઓ વગેરે પણ આકર્ષાય છે એ હવે સમજાયા વિના રહે તેમ નથી

આ પ્રમાણે **આકર્ષણના નિયમને અનુસરીને મનુષ્ય પોતાના વિચારના પ્રમાણમાં અર્થાત્ પોતાની ઇચ્છાઓ, પોતાના ઉદ્દેશો, પોતાની લાગણીઓ એ વગેરેને અનુરૂપ મનુષ્યો, વસ્તુઓ સ્થિતિઓ વગેરેને પ્રત્યક્ષ થયેલી જુએ છે.** વિચારને સ્થૂલરૂપ ધરવાનો આ ત્રીજો પ્રકાર છે

(અપૂર્ણ.)



# वालकथी युवान्.

( ભોગીલાલ જયશંકર ઓઝા )

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૭૩ થી. )

૩

## વયવિચાર.

બાળકથી યુવાવસ્થા આવતાં સુધી, ત્રણ ચાર ભેદ અવસ્થામાં પડી જાય છે કેવળ પરતંત્ર જીવન, જેમાં હાલવા ચાલવાની ગતિ ઘણી જ મંદ હોય છે, તેમ બીજાં અંગોનું સ્ફુરણ હજી ઘણું મંદ હોય છે તેવી બાળકઅવસ્થા, તેથી કંઇક વિશેષ આગળ પડતી વય કે જેમા બાળક અઢી ત્રણ વર્ષથી તે પાંચ છ વર્ષ સુધી પ્રવેશ કરે છે તે, તથા તેથી આગળ વધીને બાળક તેર ચઉદ વર્ષનું થાય છે તે અવસ્થા, અને પરિણામની અવસ્થા કે જેમા તે પૂરી પુખ્ત યુવાવસ્થામા આવી જાય છે ત્યા સુધી. આપ્રમાણે એક મુખ્ય ગણાતી અવસ્થામાં, પેટા અવસ્થા ત્રણ ચાર પ્રકારની સમાઇ જાય છે તે ચારે અવસ્થામાં એક જ બાળક જૂદી જૂદી લાયકી ધરાવે છે તેનામાં ઘણા ઘણા ફેરફાર થઇ જાય છે, અને ઘણુ ઘણુ જોવા જાણુવાનું, સાભળવાનુ તથા કરવાનુ મળે છે ભેદ જેમ પાડવા હોય એમ અવલોકનઉપરથી પાડી શકાય છે જૂદા જૂદા મન અને વિચાર પ્રમાણે જૂદા જૂદા ભાગ પાડી શકાય તથા સમજાવી શકાય પરંતુ જાણુવા તથા સમજવા જેવા ભાગ, મુખ્ય રીતે જોતાં ત્રણ કે ચારથી વધારે પાડી શકાય નહિ.

અવસ્થાના ભેદના પ્રમાણુમાં રમતોનો ભેદ પ્રત્યેક બાળકમા પડે છે ત્રણ કે ચારે અવસ્થામા, લક્ષપૂર્વક જોતા, ઘણા ઘણા ભેદ રમતોના જોવામાં આવે છે અને તે ઉપરથી બાળકનો વિકાસ કેમ થાય છે તેનો અભ્યાસ બારીકીથી થઇ શકે છે

બાળકની પ્રથમ અવસ્થામાં, એટલે તેની છેક નાની વયમાં, અવાજ તરફ તેનુ પહેલુ લક્ષ જાય છે અને કાનને મધુર લાગે તેવા સ્વર તેનું આકર્ષણ કરે છે કાનમાં આનંદદાયક શબ્દોની અસર, કાનના અંદરના જૂદા જૂદા સ્નાયુ-ઉપર અસર કરે છે, અને તેથી તે પહેલા કેળવાવા માંડે છે. ત્યાર પછી સ્પર્શના, રૂપના ને તેજના, એ પ્રમાણે જૂદા જૂદા સંસ્કારો અસર કરવા માંડે છે અને બાળક વારવાર તેવી પ્રિય થઈ પડતી અસરને શોધ્યા કરે છે, તથા જૂદા જૂદા શરીરના ભાગને કસરત પહોચાડે છે

બાળક આનંદદાયક અસર જેનાવડે થાય તેને નિરંતર શોધ્યા કરે છે તે મૂળથી જ વિજ્ઞાનવિદ્ હોય છે આજુબાજુની બધી સામગ્રી અને સ્થિતિ, એ તેની પ્રયોગશાળા છે. તેમા તે રાતદિવસ જાગે છે અને ઉંઘે છે તથા નવા ચમત્કારિક જીવનને અનુભવતું જાય છે પ્રયોગ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વિગેરે વડે, કર્યા જ કરે છે અને તેના જ્ઞાનને અંતરના મગજપટઉપર કોતરી રાખે છે

બાળક હરઘડી, હાલતું, ફરતું રહે છે, એ તેની જ્ઞાન મેળવવાની અદ્ભુત શક્તિ અને ક્રિયાની નિશાની છે તે વડે તે અસંખ્ય સંસ્કારોને લે છે અને મૂકે છે સોલોમનના દેવળની પેઠે તે તેનું ભવિષ્ય બાંધે છે. આંખનો પલકારો કે, હાથપગનું કે એકાદ આંગળી કે અંગુઠાનું સંકોચાવું કે ખીલવું, એમાં માનસશાસ્ત્રથી જોનારને કોઇને કાંઇ ઉપયોગી બાંધકામ થતું જોવામાં આવે છે

બાળકને રમતા રમતા સહજ આનંદ થતો રહે છે. એક કુશળ કારીગરને કાંઇ શોધ જણાયાથી અંતરમાં આનંદ સ્ફુરે છે અને તેમા મોટી મહત્તા જણાય છે, તેમ એક બાળકને રમતાં રમતાં હાથ પગનો કોઇ ચાળો સિદ્ધ થાય છે, તો તેમાં તેને તેવી જ મહત્તા અને આનંદનું ભાન થાય છે બેસવા શીખતા, ઉભા થવા શીખતા, ચાલવા શીખતા, કાંઇ લેતાં, કાંઇ આપતાં, કાંઇ અવાજ કરતાં અને કાંઇ અવાજ સાંભળતા, એમ અનેક રીતે બાળકને રમતાનો આનંદ અને ક્રિયાનો આનંદ જણાય છે તથા તે વડે તે કેળવણી લે છે બાળકની પ્રથમ અવસ્થા જુદા જુદા પ્રકારની સુખને તથા આનંદને ઉત્પન્ન કરનારી અસરો ગ્રહણ કરવામાં જાય છે તે વખતે ઘણી વખત એકલું જ રમે છે અને પોતે પોતામાં રમે છે કે રડે છે

ત્યારપછી કંઇ મોટી વયનાં જે બાળકો છે તે એક બીજાની સોબત ખોળે છે તેમને એકલું રહેવું બહુ ગમતું નથી તેમના સરખી વયના બાળકોસાથે તરત ભળી જવા માગે છે અને તેમની હરીફાઇ કરવાનો વિચાર તેમનામાં સ્ફુરે છે. એક દોડે છે તો બીજાને દોડવાનું મન થાય છે, એક કુદકો મારે છે તો બીજાને કૂદકો મારવાનું મન થાય છે અને એ જ પ્રમાણે પ્રત્યેક ક્રિયા દેખાદેખી કરવાનો સ્વભાવ બંધાય છે, તથા તેમા પોતે કાંઇક આગળ પડવાની ધારણા રાખતાં હોય એમ જણાય છે તેમની રમતો વિજ્ઞાનમાંથી વધી વિશેષ ભાવને પામવા માંડે છે. પહેલાં જે પ્રયોગરૂપ હતું તે હવે વધારે બળ સાથે અનુભવમાં અને આચારમાં મૂકવા જેવું થયું છે બાળકો ક્રિયાના ક્ષેત્રમાં ઉતરી

પડે છે યુદ્ધકલા ચાલી રહે છે બાળકનો સ્વભાવ હવે એકબીજાસાથે યુદ્ધકળા અજમાવી જોવા તરફ દોરાય છે કોઇને તે સહજ જવા દેતુ નથી મારવુ, ટીપવુ, ફાડવુ, પકડવુ, એ તેનો મુખ્ય સ્વભાવ ચાલે છે બધી ક્રિયામાં તેમાનો કાઇ ઉદ્દેશ સમાએલો હોય છે દોડાદોડી, પકડાપકડી અને મારામારી એની ધમાલ એ વયમા પુરજોસમાં જોવામાં આવે છે

સ્વભાવનુ વલણ આવા પ્રકારનું હોવાથી, બાળકની રમતો તે વયમા તેવુ જ રૂપ ધારણ કરે છે જે રમતોમાં કાઇ પકડવાનું, કાંઈ મારવાનુ કે કોઇ પોતાનુ કરી લેવાનુ હોય, એવી રમતો તે વયમા ઘણી ગમે છે સાતતાળી, સતાકુકડીનો દાવ, ખોખો, દડાની રમતો વિગેરે આ વયની પ્રિય વાતો થઇ રહે છે એકાંત ઘણુ ઓછું ગમે છે સાથે રમનાર, સાથે દોડનાર, સાથે ક્રિયા કરનાર, ભાઇબંધ પ્રિય થાય છે અને તેની સાથે હરિફાઇ ચાલે છે. કન્યાઓ પણ ઢીંગલા ઢીંગલીની રમતોમા એક બીજાનુ અનુકરણ તથા સરસાઇ કરવા મચે છે ઘરકામની નાની નાની રમતો માંડે છે અને વયને અનુકૂલ સ્વભાવ તથા રીતભાત બતાવે છે

સર્વથી આગળ પડતાં બાળકો અથવા યુવાન્ વયને પહોંચેલાં બાળકો, ત્યારપછી નવી સ્થિતિ ઉપર આવે છે તેમનો પહેલાંનો બાળક વયનો સ્વભાવ તથા મધ્યમ યુવાવસ્થાનો સ્વભાવ, બદલાઇને વધારે ઉંચી પંક્તિએ આવ્યો હોય છે પહેલી અવસ્થામા, કેવળ નવીનતા, વિચિત્રતા અને સામાન્ય અસરોને જોવામા જે વખત અને ક્રિયાનો ઉપયોગ કરવામાં આવતો, તથા મધ્યમ અવસ્થામાં યુદ્ધકલાની અને હરિફાઇની ધમાધમમાં બધો સમય ગાળવામાં આવતો તે હવે સદ્વિચાર અને સદ્આચારના વધારે ઉપયોગી કાર્યોમાં ગાળવામા આવે છે તે યુવાન્ સમાજ રચે છે, તેનો એક સભાસદ થાય છે અને તે પ્રમાણે વર્તવાની જવાબદારી સમજી પ્રત્યેક ક્રિયામાં ભાગ લે છે. કાઇ રમત હોય તો તેમાં વધારે બુદ્ધિનો ઉપયોગ કરવાનુ શોધી કહાડે છે અને તેને જ વધારે ઉત્તેજન આપે છે સામાન્ય રમતોને તે હવે ઓછા માન અને ધ્યાનથી જુએ છે મોટી રમતોને, બુદ્ધિપૂર્વક થતા પ્રયોગોને, આશ્રય આપે છે સમાજ બાંધી સમાજનાં કર્તવ્યો કરે છે દેશને ઉપયોગી ગુણો પોતાનામાં કેળવે છે. ન્યાય, નીતિ, સ્વધર્મ, સહાનુભૂતિ સમજે છે તથા તેમને કેળવે છે કાય કરવાનાં નાના રમકડામાથી મોટી વસ્તુ સિદ્ધ કરનાર સાધનો રચવા માંડે છે નાના પ્રસગો મટી મોટા મોટા પ્રસગો ભેટવાનુ સાહસ પ્રકટે છે.

એક સમયે, પોતાનો જ વિચાર હતો અને તેથી વધી થોડા આજુબાજુના મિત્રોનો સબંધ થયો હતો તે હવે દેશના, પ્રજાના મોટા સબંધવાળો થયો છે દેશનું કર્તવ્ય અને વિચાર, દેશની કલા, કૌશલ્ય, દેશના હક અને દેશનું ગૌરવ, એમ મહાન્ દિશાનું ભાન યુવાવસ્થામાં થવા માંડે છે. એકલવાયાપણું મટી ગયું છે. અલ્પ બુદ્ધિવાળી રમતો અને આનંદ, હરીફાઇના નાના સરખા પ્રદેશમાંથી, ખસી જવા લાગ્યાં છે અને તેને બદલે વિશેષ બુદ્ધિવાળી, મહત્વાકાંક્ષા, અને મોટા સામાજીક હીલચાલના અભિમાનને, ન્યાય અને વિવેક વિચારવડે ધારણ કરનારી, રમતો રમવા માંડેછે તથા તેના ઉત્સવો ઉજવવામાં આનંદ માને છે ઇનામના સમારંભો થાય છે અને જગતને અનેક ઉચ્ચ શરીર, તથા મનોબળ તથા સામાજીક બળના દૃષ્ટાંતો દેખાડવામાં આવે છે

બાળકથી યુવાન્ થતાં સુધી એકના વિચારમાંથી અને એકના સુખ તથા આનંદનો વિચાર કરવામાંથી, માણસ જનસમૂહ અને પ્રાણીમાત્રના હક અને કલ્યાણને જોતાં શીખે છે સમયમાં ફેરફાર થતો જાય છે તેમ મન અને બુદ્ધિ કેળવાતાં જાય છે અને અલ્પ ટુંકી મતિ હોય છે તે વિશાળ, મોટી થાય છે પોતાના હકને મેળવવા તથા તેમને સાચવી રાખવાના આગ્રહ અને આવેશની સાથે સર્વના હક જેને તેને મેળવી આપવા તથા તેનું રક્ષણ કરવા આગ્રહ અને આવેશ પ્રકટે છે જગત્ આખું પોતાનામાં છે અને પોતે જગત્નો એક નાનામાં નાનો પણ ભાગ છે, તથા તે બન્નેનો સંબંધ અખંડ જોડાએલો છે, એ વિગેરે વિચારો આ અવસ્થામાં વધારે મજબુત થતા જાય છે

અવસ્થાભેદ એ કંઇ વિલક્ષણ છે ઉન્નતિના તે નાના નાના ચડતા ઉતરતી પગથિઆ છે પ્રત્યેકને ચડવા માટે સરળ માર્ગ છે. તેનો લાભ વિવેકી માબાપો, શિક્ષકો વગેરે જનકલ્યાણના પ્રયત્ન કરનારાઓ, બુદ્ધિપૂર્વક લે તો અવશ્ય, તેથી સમાજ આખો સારી રીતે કેળવાય અને જેના તેના હક, સ્વતન્ત્રતા, નીતિ, ધર્મ વિગેરે સચવાય.

(અપૂર્ણ)

ઉપકાર —વીણા માસિકમાટે અમારા મુંબઇના કેટલાક મિત્રો મહુ પ્રશસ્ય પ્રયત્ન કરી ગ્રાહકો વધારે છે. તેમનો અંતઃકરણપૂર્વક આભાર માન્યા વિના રહેવાતું નથી પરમાત્મા તેમને ઉત્તમ ફળ અર્પો



# સીતાવનવાસ.

(રા વેણુવિહારી)

(અનુસંધાન અંક ૨ ના પૃષ્ઠ ૩૯ થી).

બાળકથી વૃદ્ધપર્યંત, નિષ્કિંચનથી શ્રીમતસુધી, અભણથી વિદ્વાનસુધી સઘળાને શ્રીરામચન્દ્રવિષે એક સરખી ભક્તિ હતી. પ્રત્યેકની ઇચ્છા, રામ જેવા સદ્ગુણી રાજપુત્રે—મનુજના પ્રત્યક્ષ દેવે—રાજ્યસૂત્રો ચલાવવાં એવી હતી સઘળાને મનગમતો પ્રબળ ઓઘ વહેતો હતો ત્યાં એકલી પાપી કૈકેયીની ઇચ્છા શું કરી શકે! આ પ્રબળ ઓઘવિરુદ્ધનો ઝઘડો તેની શક્તિબાહેરની વાત હતી! તેને સુદ્ધાં તેની ઇચ્છાવિરુદ્ધ આ લોકમતના પ્રવાહના ઓઘનીસાથે વહેવું પડયું! તોફાની નદીના પ્રચંડ ઓઘમાં નાનકડું છોતરું શું કરી શકે!

માતાપુત્રનો ઘણાં વર્ષે ભેટો થયો તે સમયે કૌશલ્યાએ રામચન્દ્રને હૃદયે ચાંપ્યા. કોઇ એક શબ્દ સરખો બોલ્યું નહિ ઓષ્ઠનું કાર્ય નેત્રે સાધ્યું! ઓષ્ઠ-માંથી શબ્દલહેરો નિકળવાને બદલે નેત્રોમાંથી અશ્રુના રેલા નિતરવા લાગ્યા! તે અનુપમેય દૃશ્યનું યથાયોગ્ય વર્ણન કરવું માનવ શક્તિબહારની વાત છે સીતાદેવીના મ્લાન,મુખકમળપર કૌશલ્યાએ પોતાનો હાથ ફેરવતાંવેંત તે મ્લાન થયેલું કમળ પ્રફુલ્લિત થયું!

રામરાજ્યાભિષેક શરૂ થયો જૂદા જૂદા ઋષિશ્રેષ્ઠોએ મંત્રથી શુદ્ધ અને પવિત્ર કરેલું ગંગાજલ આસ્તે આસ્તે શ્રીરામચન્દ્રના મસ્તકપર અભિષેકપાત્ર માંથી પડવા લાગ્યું પ્રથમ તો તે નિર્મળ અને પવિત્ર જાન્હવીજલ, તેમાં વળી પ્રભુ રામચન્દ્રનો સ્પર્શ થયો, એટલે પછી તેની શુદ્ધિ અનુપમ થઇ તેમાં શી નવાઇ? જો કે રામનામપ્રતાપથી કેવળ પથ્થર, આ ભવસમુદ્રમાંથી તરી જાય છે તો પ્રત્યક્ષ રામના પ્રભાવની યોગ્ય કલ્પના કોણ કરી શકે તેમ છે! રામચરણે પીઇ પાવન થયેલા જલનું સર્વ લોક તીર્થપાન કરવા લાગ્યા જગતના સઘળા પવિત્ર ક્ષેત્રોનું પુણ્ય આજે આ એકલા તીર્થમાં જ સમાયેલું હતું!

રાજપ્રાસાદ એટલે કે, જાદા જૂદા સ્વરૂપનાં જૂદાં જાદાં કારસ્થાનો ગુપ્ત રીતે ચલાવવાની જગો! ચઉદ વર્ષ પહેલાં, અયોધ્યાના રાજપ્રાસાદની

આ જ વ્યાખ્યા કરી શકાત, પણ આ રાજમહેલનું સ્વરૂપ આજે પૂર્ણપણે બદલાયું હતું ! રાજખટપટની જગા એ જ શાંતિનું નિવાસસ્થાન બન્યું હતું ! મૃત્યુલોકમાંના પાપપૂર્ણ પ્રસંગોથી આજે તે તદ્દન અલિપ્ત થયું હતું. શાંતિ, પવિત્રતા, નિસ્સીમ પ્રેમ, અલૌકિક પાતિવ્રત્ય, ઉજ્જ્વલ ભ્રાતૃભક્તિ અને પ્રશંસનીય પિતૃઆજ્ઞાપાલન આ સઘળા ગુણો આજે મૂર્તસ્વરૂપે રાજમહેલમાં રમી રહ્યા છે ! આજે ત્યાં પાપી માનવોનો વાસ નહોતો પણ પ્રત્યક્ષ દેવોનું વસ્તી સ્થાન બન્યું હતું. અયોધ્યાનગરી શ્રીરામચંદ્રસાથે સ્વર્ગમાં ગઇ એ વાત નિઃસંશય ખરી છે જેના પદરજે અહલ્યાજેવી પતિવ્રતા ઋષિશ્રાપથી મુક્ત થઇ તો પછી રામ જે જે સ્થળે ફર્યા હશે ત્યાં પ્રત્યેક ધૂલના રજકણો પવિત્ર થયાં હોય એમ માનવાને શો વાંધો છે ?

શ્રીરામચંદ્રનાં સ્તુતિસ્તોત્રો ગાવા માટે ભાટ ચારણની કાંઇ જ જરૂર ન રહી કારણ કે જ્યાં અયોધ્યાનાં નાનાં મોટાં માણસો પોતે જ ભાટચારણનું કાર્ય આપ ખુશીથી કરતા હતાં તો તેવા ઠેકાણે પ્રત્યક્ષ ભાટચારણની શી જરૂર હોય ? સઘળાસાથે નિસર્ગ સુદ્ધાં શ્રીરામચંદ્રનાં સ્તુતિસ્તોત્રો ગાવામાં ગુંથાયો હતો ! લોકોનો આનંદ સહસ્ત્ર રીતે વ્યક્ત થવા લાગ્યો હવે બીજી તરફ શ્રીરામચંદ્રને એક મોટો એ સવાલ ઉભો થયો કે લોકોને પોતાના રાજ્યાભિષેકનિમિત્તે શું બક્ષિસ આપવું તેઓને કોઇ પણ વસ્તુની ન્યૂનતા નહોતી. અયોધ્યામાં સઘળા જનો પૂર્ણ સુખી હતા જ્યાં મૂર્તિમંત સૌખ્ય વસ્તુ હોય ત્યાં સુખનો અભાવ ક્યાં ? આવા સુખી જનોને શ્રીરામચંદ્ર હોય તો તે પણ શું આપે ? ધનવાનને પૈસા, રૂપાળા માણસને રૂપ, ધર્માત્માને નીતિ શું આપી શકાય, અને કદાચ આપે તો પણ તેથી તેને શો ફાયદો ? શ્રીરામચંદ્રને તે બાબતમાં મુદ્દલે જ ગમ ન પડી. અને વળી લોકોને પણ તેમના તરફથી કંઇપણ બક્ષીસ મળે એવી ક્યાં ઇચ્છાએ હતી તેઓને શ્રીરામચંદ્રતરફથી ભરપૂર બક્ષીસ શ્રીરામચંદ્રજીના અજાણતા જ મળી ચુક્યું હતું ' શ્રીરામચંદ્રજીનું નિર્મળ મુખ જોઇ તેઓ તૃપ્ત થયા હતા, સિવાય તેઓને કૌશલ્યા અને શ્રીરામભેટ, શ્રીરામ અને ભરતભેટ આ કદીપણ ન જોવા મળે એવાં અનુપમ દૃશ્ય જોવા મળ્યા હતાં ! આ દૃશ્ય આગળ તેઓને જગતના સઘળાં સુખો તુચ્છ ભાસવા લાગ્યાં ! તેઓને આથી અધિક તે શી અપેક્ષા હોય ?

સીતાદેવીને જોતાં જ સઘળાને અનિવાર્ય આંસુ આવી ગયાં તેની પતિભક્તિ ખરેખર વખાણવા જેવી હતી. વનવાસગમન અને રાવણનું કારાગૃહ,

લાગ્યો. પણ 'બા' લક્ષ્મીને છાની રાખી રહે ત્યારે આવેને છોકરાએ ખુમો જારી રાખી 'બા' નો મિજાસ ગયો બારણું જોરથી ઉઘાડી છોકરાને બાવડામાથી જોરથી પકડયો અને અંદર ઘસડયો. "મુઆ, ઉછેદીયા ક્યાંથી અત્યારે નવરા પડ્યા છે આખો દહાડો, એમનું કરી કરીને કાહી ગયા મુડીમુઆને ડોગળીઆંએ નથી આવતાં " આ પ્રમાણે વળી ગાળોનો વરસાદ ચાલુ થયો છોકરો બિચારો સડક બની ગયો. હવે મારાથી રેહેવાયુ નહિ તેથી હુ જરા અંદર ગઈ, અને કહ્યુ "રક્ષ્મણિ બેહેન ! બિચારાં છોકરાંને શુ કરવા મારો છો. લક્ષ્મી તો ડાહી છે તમારૂ કામ કેવુ સારૂ કરે છે બિચારી છોકરી પોતાના ગજા જેટલું કરે છે હોય, આપણા હાથમાથીયે વાસણુ કાંઇ નથી પડતુ " જરાક તે શાંત થતા જણાયાં પરંતુ વળી બોલી ઉઠયા "અરે, મુઆ છોકરાં મારીને કાબર કરી નાંખે છે " આખરે મે સમજાવ્યાથી શાંત થયા

હુ મારા સ્થાનમા આવીને બેઠી મને અંતરમાં બહુ વિચારો ઉઠયા સ્ત્રીઓ સીમંતનો શુભ પ્રસંગ કેટલી આતુરતાથી ઇચ્છે છે બાળકની માતા થવાને કેટલી હોસ રાખે છે તે જ સ્ત્રીઓ બાળક થયા પછી તેમના તરફ કેવા ઉદ્ગાર કાઢે છે ! ખરૂ છે કે તેમના અંતરમાં તો તેમને માટે પ્રીતિ હોય જ છે અને તેને જરા પણ ભયમા જોતા તેને માટે તે ગમે તે કરે છે પરંતુ તેમના ક્રોધને દબાવી ન શકવાથી અનાથ બાળક ઉપર જુલમ ગુજારતા હોય તેમ લાગે છે કેટલાક પ્રસંગે તો તે નિર્દય હોય એમ જ જણાય છે ! બાળકોને કેળવવાની બાબતમા, બાળકોમા સારા સંસ્કાર નાંખવાની બાબતમા, બાળકોને ઉત્તમ જીવન ગાળે તેવાં બનાવવાની બાબતમાં, માતાઓએ શુ કરવાની જરૂર છે, તે આપણી સ્ત્રીઓ જરા પણ સમજતી નથી એ કેટલુ દિલગીરી ભરેલું છે ! કેળવણી આપવાનુ સાધન માર મારવો એ જ તેમને જાણીતુ હોય છે !

બ્રાહ્મણજેવી ઉત્તમ જ્ઞાતિની સ્ત્રીએ પોતાની છોકરીને, સ્ત્રીજાતિના મુખમાં પણ ન શોભે તેવા શબ્દો ઉચ્ચારી ગાળો દેવી એ શુ થોડુ દોષવાળુ છે ? બાળકની કામ કરતાં કસુર થાય તો તે કામ વધારે સારી રીતે કવી રીતે કરવુ તે શિખવવાને બદલે ધબ દઇને બરડામા ધબ્બો ચોડવો અને વળી તે ઉપર બીજો માર મારવો એથી શુ બાળકો પોતાની ભૂલ સુધારી શકે ? બાળકને ગમે તેવી ટેવ માબાપો જ પાડે અને પછી તે ટેવ દોષવાળી જણાય ત્યારે માબાપ તે ટેવ સુધારવાનો ઉપાય કર્યા વિના માત્ર ચંડિકા રતનનો જ ઉપયોગ કરે એ શું સારૂ છે ?

બાળકો ઘણું ભાગે સાંભળેલા શબ્દો બોલતાં શિખેછે જે જોયું હોય તે કરતા શિખે છે તો પછી માતાઓએ અપશબ્દો સંભળાવવાથી બાળકોને શો ફાયદો ? પોતે આળસુ થઇ બેસી રહેવાથી, વિના કારણુ ક્રોધ કરવાથી, અને એવી જ હલકી ક્રિયાઓ કરવાથી બાળક શું શિખશે ? બાળક હલકું બોલતાં અને હલકા પ્રકારની ક્રિયાઓ કરતા જ શિખશે આપણી સ્ત્રીઓએ આ વાત બહુ સારી રીતે ધ્યાનમાં લેવાની જરૂર છે બાળકોને સારા શબ્દો સંભળાવો, તેમની ભૂલો હોય તે કેમ સુધારવી તે તેમને પ્રેમથી સમજાવીને વાત કરો મારીને નહિ બતાવો તેમને વધારે સારી ક્રિયાઓ કરવાનું શિખવો, તમે જાતે સારૂં કરી તેમને સારૂ કરતાં શિખવો આપણી પ્રજાની ઉન્નતિ ત્યારે જ થશે. માતાઓમાં જે અજ્ઞાન છે તે દૂર થવાની જ જરૂર છે. બાળકને કેળવવાની શરૂઆત માતા જ કરે છે કેળવણીનો પાયો તે નાખે છે તે પાયો વધારે ઉંચા પ્રકારનો કરો. અને અત્યારે પ્રજા જે સ્થિતિમા છે તેના કરતાં વધારે ઉંચી સ્થિતિએ જરૂર પહોચ્યા વિના રહેશે નહિ

—❋—

## જ્યોતિષ્

જ્યોતિષ એટલે માત્ર નશીબ, એવો અર્થ ઘણાના સમજવામા આવવાથી તે વિદ્યા, વિદ્યાના ક્ષેત્રમાથી હાલ બહાર થઇ પડેલી જણાય છે અથવા તેના તરફ ઘણાનો અભાવ થઇ ગયો છે. પણ મનુષ્ય, ઉગ્ર, યથાર્થ નિશ્ચય બળવાળો આત્મ શ્રદ્ધાન્વિત પુરુષ, સામાન્ય અનેક પ્રકારના બળથી શ્રેષ્ઠ છે. તેને બીજા સત્તાધારી બળ કંઈ જ આડે આવતા નથી તે સર્વના ઉપર જય મેળવી શકવાના સામર્થ્યવાળો છે તથા સાધનવાળો છે. કોઇ જગાએ રેલ્વેની સડક ઉપર કે રસ્તામાં લાલ દીવો રાખવામા આવ્યો હોય તો તેથી તે લાલ દીવો ટ્રેનને કે મનુષ્યને અટકાવી શકતો નથી. તે માત્ર સૂચના છે. તેને યુક્તિથી વટાવી દેવાનું ટ્રેન તથા મનુષ્યમા બળ છે જ. સાવધાનતાથી કામ કરવાની તે એક નિશાની છે તે સ્થિર છે, ટ્રેન અને મનુષ્ય દોડતા છે ઉંઘતા માણસને ભય જાગતાને હોતો નથી યથાર્થ જ્યોતિષ્ વિદ્યા, બળ ઉત્પન્ન કરવાવાળી, પુરુષાર્થને પોષવા વાળી છે આળસને ઉત્તેજન આપવાવાળી કે પ્રયત્નને મંદ કરવાવાળી નથી.

ઘોઘાટ ઘણો મોંઘો છે

જેઓ મોટા કારખાનાના મેનેજર છે, અને જ્યાં કામકાજથી સંચાઓના અને બીજા હાથઆરોના, મોટા અવાજ થયા કરે છે તેમને, તથા બુદ્ધિ, વિચાર અને શાંતિમા કામ કરનારા છે, તેવા શિક્ષકો, વિજ્ઞાનવિદો, તત્ત્વચિંતકો, કવિઓ, લેખકો, ડાકટરો વિગેરેને, ઘોઘાટ ઘણો મોંઘો જણાયો છે તેમના કામકાજને સરળપણે થવા દેવામાં તે ઘણી ઘણી અડચણો નાખે છે સમજફેર થાય છે, કામ કરનારા પુરૂ સાભળી લઇ ધ્યાનપૂર્વક કામ કરી શકતા નથી અધુરી સમજ મેળવી, અધુગ સંદેશા પહોંચાડે છે પૂરૂ સમજ્યા ન સમજ્યા કરી કામ કરવા માંડે છે તથા પાછળથી પોતાના પાડોશીની સલાહ લેવી શરૂ કરે છે, એમ કારખાનાના કામમાં થતુ જોવામા આવે છે તેથી નહિ ધારેલી ભૂલો થઈ જાય છે અને નહિ ધારેલો વિલંબ થઈ જઈ કજીઆનુ મૂળ નંખાય છે તથા પૈસાની હાનિ થાય છે

મગજનુ કામ કરનારના અનુભવની પણ તેવી જ માઠી દશા હોય છે તેમને એકાએક સારા વિચારોને છોડવા પડે છે, મનને ઉંચી આનંદવાળી સ્થિતિમાથી, ઘોઘાટવાળી નીચી સ્થિતિમા બળાત્કારથી લાવવુ પડે છે સારાં સ્ફુરણોને દાટો દેવો પડે છે અને અંતરના અજવાળાને આવતુ રોકવુ પડે છે આ બધી વાત અત્યંત અણગમાસાથે બળાત્કારે કરવી પડે છે.

ઘણા ઉપયોગી વિચારો, શોધો, લેખો, કાવ્યો અને કલાઓ વિગેરે, ઘોઘાટના ખડખડાટમાં, તોપના ગોળાથી જેમ સર્વ છિન્નભિન્ન થઈ ઉડી જાય તેમ, થઇ જાય છે મનનો અંકુશ ખસી જાય છે, એકાગ્રતા તૂટી જાય છે, અને સર્વ હિતકારક વાતાવરણ બદલાઇ જાય છે અંતરથી આવેશમા આવતાં મોજાં બહારના સ્મૃતિપટઉપર પુરા ચીતરાતાં નથી અને તેમની છાપ પુરી પડી શકતી નથી તેઓ હતા નહતાં થઇ જાય છે જગતમાં તેમની મૂર્તિઓ રચાતી નથી અને સુંદર વિચારો, કાવ્યો, લેખો, શોધો વિગેરે અપ્રકટ જ રહે છે

ઘોઘાટ શરીરના તથા મનના સૂક્ષ્મ વહેતા પ્રવાહોને ખળભળાટમા નાંખી દે છે આરોગ્યના ચણાતા પાયાના ઉપર મોટા પ્રહારરૂપ થઈ રહે છે અને અનેક નબળા બાંધાવાળા સ્ત્રીપુરુષો, બાળકો વિગેરે ઉપર ભારે નુકશાનકારક અસર કરે છે. જ્ઞાનતંતુઓને હચમચાવી મૂકનાર તથા તેમને વધારે તેજસ્વી થતાં અટકાવનાર તે, એક મુખ્ય કારણ છે

એકરાગતા અને રસવિનાના જેટલા મિથ્યા અવાજો થયા કરે છે, તે બધા કંઇને કંઇ હાનિકારક અસર ઉત્પન્ન કરે છે

મોટા શહેરોમાં જ્યાં આખો દિવસ અને રાત્રિના મોટા ભાગમાં, અખંડ નિરુપયોગી અવાજ, દોડાદોડી અને અફરાતફરી થયા કરે છે, ત્યાં આરોગ્ય તથા શાંતિવાળા ઉંડા સદ્‌વિચારને પોષણ ઘણું ઓછું મળે છે મોટે ભાગે તેનાથી આધિમાં વધારો અને હલકા વિચારોને ઉત્તેજન મળે છે

જગતમાંથી મિથ્યા કોલાહલને રજા આપી, સુંદર રસમય શાંતિ અને પ્રેમ પ્રકટાવનાર સ્વરોને વધારવા યત્ન કરવો, એ એક પ્રજાના હિતનું કાર્ય છે.

નાટ્યશાળાઓ, પાર્ટીઓ, તથા સ્વતંત્ર સંગીતના આનંદને પોતાને ઘેર પ્રકટાવવાના પ્રયોગો, હિતકારક છે તેમનું ઉત્તમ રીતે પાલન અવશ્ય આવકારદાયક છે તેથી પ્રજા રમતાળી અને કુદરતી આનંદને સમજવાવાળી થાય છે

ઘોંઘાટ કેટલા મહત્વના લાભ ખોવરાવે છે. એ ઉચ્ચ પ્રયત્નમાં એકાગ્રતાપૂર્વક રસ ઉપજાવનારનું મન જ જાણે છે તેમને જ વસ્તુની કિંમત હોય છે અને તેનું સાચું મૂલ્ય સમજાય છે જેમને ઉચ્ચ પ્રયત્નનું અને શાંતિવાળા એકાગ્રતાથી થતા પ્રયત્નોનું ભાન નથી તેમને વસ્તુ અને વિચારનું મૂલ્ય ભાગ્યે જ સમજાય છે.

વ્યવસ્થા, એકાગ્રતા, રસમય કલ્પના, અભ્યાસ, વિગેરે ઘણાં કિંમતી છે એનો પાઠ ઘણાએ શીખવાનો છે અને તે યાદ રાખી જીવનમાં વ્યવહારોપયોગી કરવા તત્પર રહેવાની અગત્ય છે

ઘોંઘાટ યુદ્ધના સમાન છે. વ્યવસ્થા અને વિચારને છોડી દઈ અવ્યવસ્થા અને અવિચાર, મનની નબળી સ્થિતિને ઉત્પન્ન કરે છે હલકા મંદમતિના મનુષ્યો જ તે વધારે પસંદ કરે છે જ્યાં જ્યાં સારા રસમય કામો થતા હોય ત્યાં ઘોંઘાટ ઉપજાવી રસભંગ કરનાર હલકી મતિના મનુષ્યો જ હોય છે સહેજ કારણ મળતા હાહો કરી મૂકે છે અને અનેકના શાંત સ્વભાવને ક્ષોભ પમાડે છે. સારી સભાઓમાં, ઉત્સવોમાં, વાર્તાના પ્રસંગોમાં, મેળાવડામાં, નાટ્યશાળાઓમાં ઇતિના ગુઢ સંમેલનોમાં, વિગેરે ઘણે ઠેકાણે જોઇશું તો જણાશે કે ઘોંઘાટ કરનાર વર્ગ ઘણો મુગ્ધમતિનો, અણસમજુ અને વગર કેળવાયલો છે તેમની મતિ સૂક્ષ્મ વાતોને જરા ધ્યાન દઈ સાંભળવા કે સમજવા પ્રયત્ન પણ પૂરો કરતી નથી.

શું એ બધો વર્ગ જગતને ઓછું નુકશાન કરે છે ? રંગમાં ભંગ કરનાર તે જ વર્ગ છે અને તેનાથી જ ઘણી ઘણી સારી વસ્તુઓ આજે પ્રાપ્ત થવી મોંઘી થઇ પડી છે. તે વર્ગના મનુષ્યોને સુશિક્ષિત કરો, ઉપયોગી કામો તેમને

બતાવો અને ઘણી દુર્લભ, રસવાળી, આનંદવાળી, જ્ઞાનવાળી બાબતો સહેલી અને સોંઘી થએલી જાણશો. અને તેટલો નિરુપયોગી અવાજ ઓછો કરો, અને બીજા પાસે કરાવો.

ભોગીલાલ જ ઓઝા.

---

## યુવાવસ્થા કેવી રીતે જાળવી શકાય છે.

એક વૃદ્ધ સ્ત્રીને એક પ્રસંગે એક મનુષ્યે પૂછ્યું તમે તમારી યુવાવસ્થાનું તેજ હજી સુધી કેવી રીતે જાળવી શક્યાં છો? આ સ્ત્રીની ઉમર આશરે ૮૦ વર્ષની હતી તેના સઘળા વાળ રૂપેરી રંગના થઇ ગયા હતા. તેની શક્તિ યુવાવસ્થાના પ્રમાણમાં કંઇક ન્યૂન થતી જણાતી હતી પરંતુ તે કદી પણ પોતાની ઉમર વૃદ્ધ છે એવું ભાન બીજાને થવા દેતી નહિ તેનું અંતઃકરણ બાલકના જેવું નિર્દોષ અને શુદ્ધ પ્રેમભાવવાળું હતું. તેની ઇચ્છાઓ ઉગતા તરુણના જેવી હતી. તેણે ઉપરના પ્રશ્નોના ઉત્તરમાં જણાવ્યું.

'પ્રતિકૂળ અથવા અણગમો ઉપજાવે એવી પ્રત્યેક બાબતને ભૂલી જતા મને સારું આવડે છે. બીજાઓને આનંદ આપે તેવી વાતો જ કહેવાની કળા સિદ્ધ કરવાનો મે પ્રયત્ન કર્યો છે મારા મિત્રોની સાહાય્યની હુ હદ કરતાં વધારે આશા રાખતી નથી મારા જ્ઞાનતંતુઓને ક્ષોભ પામવા દેતી નથી. બીજા મનુષ્યોમાં ક્ષોભ ઉત્પન્ન થાય તેવું હું કરતી નથી મારી આગળ કોઇ પણ કામ આવી પડે તો તે કામમાં મને અનુકૂલ અંશો હુ શોધી કાઢવા પ્રયત્ન કરું છુ. યુવાવસ્થાનાં મારાં માનસિક ચિત્રો મે કાયમ રાખ્યાં છે જગતમાં ઘણા માણસો "જૂઠા છે અથવા તો સ્ત્રીઓ માત્ર અજ્ઞાન અને ધિક્કારવાયોગ્ય છે એ' હુ માનતી નથી. દુઃખીના સંગમાં આવતા હુ તેના દુઃખને બને તેટલું નિવૃત્ત કરવા પ્રયત્ન કરું છુ ખરી રીતે મારા તરફ બીજાઓ કેવું વર્તન કરે તો ઠીક લાગે તેનો વિચાર કરી હુ તેમના પ્રત્યે તેવું વર્તન કરવા પ્રયત્ન કરું છુ, અને તેના પરિણામમાં સુખી અને શાંતિવાળી અને યુવાવસ્થાના તેજથી ભરેલી વૃદ્ધાવસ્થાનો આનંદ લઉં છું' "

યુવાવસ્થાને સ્થિર રાખવાને ઉપરના નિયમો અનુભવમય સંક્ષેપ સારરૂપ છે

---

# सुशीलानुं स्वप्न

अथवा

# मोहिनीनो मुक्तिमंत्र.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૭૦ થી )

## પ્રકરણ ૨.

### લીલાવતીની મનોવ્યથાનું કારણ

" પણ આ જ તને શું થયું છે ?"

" કંઇ નહિ. સહેજ, એ તો અમસ્તું."

" પણ સવારથી ઉઠી ત્યારથી આજ તારૂં મુખ પ્રસન્ન નથી."

"હોય. બધાય દિવસ કંઇ સરખા થોડા જ હોય છે.એ તો મનનો સ્વભાવ."

" અરે ! પણ તારૂં જ્ઞાન જવાદે. મને તારી ઉદાસીનું કારણ કહે." એમ બોલી ડાક્ટર સવિતાનારાયણે પોતાની પત્નીનો પ્રેમથી કર ગ્રહણ કર્યો અને પોતાના કોચપર પાસે બેસાડી."

" એ તો સહજ મનમાં વિચાર આવે થોડી વારે મન ઠેકાણે આવશે" એમ ઉત્તર આપતાં લીલાવતીએ મુખઉપર મંદહાસ્યતની છાયા બલાત્કારે લાવવાનો યત્ન કર્યો.

" ના, પણ તારા મુખને રોજના જેવું પૂર્ણ પ્રસન્ન જોયા વિના હું આજ ડિસ્પેન્સરીમાં જવાનો નથી" એમ બોલી મુખઉપર પ્રસન્નતાનો ભાવ બતાવતાં ડાક્ટરે લીલાવતીનો કર પોતાના હાથમાં લીધો.

લીલાવતી કંઇ બોલી નહિ. માત્ર નીચું જોઇ રહી મુખઉપરની ખિન્નતાનો ભાવ ઓછો જણાય તેવો પ્રયત્ન કર્યો આંતર મનોવ્યથાનું કારણ વિસારવા માંડયું.

" લે, બોલ, બોલ, જો મને મોડું થાય છે પેશન્ટ્સ ખોટી થશે.

" હું બોલું, તમે તો અમસ્તા. તમે તમારે ખુશીથી જાઓ. જો જો તમે તમે પાછા આવશો. તે વખતે પાછી હું તો હસતી રમતી જ હોઇશ."

"ના પણ તને ઉદાસ મૂકીને જવું મને જરા પણ ગમતું નથી. ઉપરાંત એથી મારા હૃદયઉપર ભાર રહે છે પછી ત્યાં ડિસ્પેન્સરીમાં કંઇ મગજ ઠેકાણે ન હોય તો ખાવાને બદલે ચોપડવાની દવા ને ચોપડવાને બદલે ચાટવાની દવા લખી દેવાય તો ફજેતી થાય"

લીલાવતી જરા હસી. "એવું થાય તો શું કરો ?"

"એમાં કરવાનું શું ? દરદીનાં નસીબ. પણ બિચારા આપણા ઉપર વિશ્વાસ રાખે તેનું બગડે એ કેટલું અયોગ્ય ? બાકી ઘણા એવા પણ ડાક્ટરો હશે જ ઠીક છે જેમ ગાડું ગબડ્યું તેમ ખરૂ. એવા પણ ઘણા કેસો હશે જેમાં ડાક્ટરનાં મગજ ઠેકાણે ન હોવાથી કાં તો ડોઝનું પ્રમાણ વધી જાય, કાં તો એકને બદલે બીજી જ દવા લખી દેવાય, કાં તો મગજ ઠેકાણે ન હોવાથી ચિકિત્સામાં જ ફેરફાર થવાથી અનુકૂળને બદલે પ્રતિકૂળ દવા જ અપાય, એમ અનેક રીતે ડાક્ટરની ભૂલથી બિચારા વિશ્વાસુ દરદીઓને બમણું દુ:ખ ભોગવવું પડતું હશે. મને યાદ છે કે એક ડાક્તરે એક માણસને કોઇ ઝેરી દવાઓનું મિશ્રણ આપ્યું હતું એક વાર પીધા પછી બીજી વખત.પીતા પહેલાં વચમાં ચાર કલાક જવા જોઇએ એવી જરૂર હતી દરદીએ કાંઇ ઉતાવળમાં પૂછ્યું કે દવા એક વાર વચમાં ન પીવાઇ હોય તો એ વારની સાથે પી લેવા કંઇ અડચણ છે ડાક્ટર પોતાનું ચિત્ત બીજામાં રાખી 'હા' એવું બોલી ગયો બિચારો દરદી સાંજે દવાનો બમણો ડોઝ પી ગયો પા અર્ધો કલાક થયો એટલામાં તો તેની રગેરગ ખેચાવા લાગી અને ઝેર ચડવાનાં બધાં ચિહ્નો જણાયાં. બિચારા દરદીને શી ખબર કે દવાનો બમણો ડોઝ લેવાથી આમ થયું હશે. તોપણ તેણે તો પોતાના ડાક્ટરને તેડવા મોકલ્યું જોગજોગે તે એક દિવસ બહારગામ અચાનક કોઇ કામમાં જવાનો હોવાથી તે સાંજે તે નીકળી ગયો હતો અને મળી શક્યો નહિ આથી તેનો માણસ મને તેડી ગયો. મે બધી તપાસ કરી ત્યારે જણાયું કે દવાનો ડોઝ બમણો લેવાથી જ આમ થયું હતું તેમ જ જે ઝેરી દવાઓ હતી તેનું પ્રમાણ પણ કંઇક વધારે અપાયેલું હતું અજ્ઞાન દરદીઓ ! શું જાણે કે ઝેરી દવાઓ શરીરમાં લાભની સાથે નુકશાન કેટલું કરે છે અને કેટલાક ડાક્ટરો તો આંખો મીચીને ઝોકાવે જ જાય છે !" ડાક્ટરે લીલાવતીને બીજા વિચારમાં જોડી પ્રસન્ન કરવા લાંબી વાતમાં પોતાનો ખરો અનુભવ જણાવ્યો.

"મને તો એ વિલાયતી દવા દેખીતી જ જાણે ઝેર જેવી લાગે છે" એમ કહી નાક મચકોડી દવાપ્રતિ તિરસ્કારનો ભાવ બતાવ્યો ડાક્ટર જરા

હસ્યા. "લાગે જેમ બને તેમ દવાઓ ઓછી આપવી અને કુદરતને વધારે મદદમાં લેવી એ તો મારો પણ અભિપ્રાય થયો છે "

"અરે એક બીજો પ્રસંગ કહું. એક ડાકટરે દરદીને ઓપરેશન કર્યું ઓપરેશન ગંભીર નહોતું. સામાન્ય જ હતું તેથી ક્લોરોફોર્મ આપવાની જરૂર નહોતી કે બીજાની મદદની જરૂર પડે ઓપરેશનને લીધે તે જગાએથી દરદીને લોહી વહેવા લાગ્યું તેને મલમપટા વગેરે જે આગળથી તૈયાર કરવા જોઇએ તેની બધી તૈયારી કરી રાખેલી હતી પણ ડાકટર જાતે જરાક ઠંડા સ્વભાવના હતા જેને ચપળતા કહે છે તેનો અંશ માત્ર પણ તેમનામાં નહોતો. મલમપટાનું કામ ધીરે ધીરે કરવાની તૈયારી કરવા લાગ્યા એટલામાં યાદ આવ્યું કે મલમમાં એક મુખ્ય દવા નાંખવાની તે રહી ગઇ છે. આથી પોતાની બનતી તાકીદ કરવા પ્રયત્ન કરવા માંડયો, પણ પેલા દરદીનું શું થાય છે તે તરફ લક્ષ પણ ન ગયું લોહી તેને જરા વધારે વહેવા લાગ્યું " લીલાવતીને જરાક કમકમાટ ઉપજ્યો એ હાથવતી આંખો ઢાંકી દીધી. "બિચારો દરદી તો ભયને લીધે મૂંગો જ બેશી રહ્યો તેનો બાંધો મૂળે જ નબળો હોવાથી તેને ચક્કર આવ્યાં અને તે બેભાન થઇને પડયો પછી જો કે ગમે તેમ કરી ધીરે ધીરે તેને ઠેકાણે આણ્યો, પરંતુ ડાકટરની બેદરકારીથી બીચારાને કેટલું ખમવું પડયું ! માટે મને એ બાબતમાં બહુ જ લાગણી છે અને તેથી હું બનતા સુધી તો ઘણો જ સાવધાન રહું છું."

"મારા વ્હાલા ! જો જો ! જે માણસ આપણને જીવન સોંપે તેને માટે કેટલી બધી કાળજી કરવી જોઇએ આપણી એક જરાક ભૂલમાં સામા માણસનું તો ઉંધું છતું જ થઇ જાયને ! પ્રભુ ! પ્રભુ ! આ ડાકટરનો ધંધો સારોએ ખરો ને ખોટોએ ખરો !

"અરે તને શી વાત કહું " પ્રસન્નતાને ધરતી જતી લીલાવતીના સામું જોઇ સવિતાનારાયણ બોલ્યા "હમણાં જ એક કેસ બન્યો હતો ખરૂં કહીએ તો તે ડાકટરે એક જાતનું ખૂન જ કર્યું કહેવાય. એ તો અહિંની પ્રજા હજી અજ્ઞાન છે અને ડાકટરોની ક્યાં, કેવી ભૂલો થાય છે તે લોકો સમજી શકતા નથી તેથી બધું અંધારે ગાડું ગબડયે જાય છે બાકી વિલાયતની પ્રજા તો તરત જ ડાકટર ઉપર આવા પ્રસંગમાં કેસ માંડયા વિના રહે જ નહિ તે પ્રજા તો ડાકટરની ભૂલ થયેલી દેખે તો તેની પૂરેપૂરી ખબર લે અને ધંધો કરતા બંધ કરે. એક વેપારીનો આશરે અઢારવિશેક વર્ષની ઉમરનો છોકરો હતો તે જાતે વેપારમાં ઘણો કુશળ અને સારા સ્વભાવનો હતો કોઇ કારણથી તેને ઉન્માદ અથવા ગાંડછા

જેવુ થઈ આવ્યુ તેના સગાના એક મિત્રે એક નવા પાસ થયેલા ડાકટરનો બહુ વખાણ કર્યા. માણસોને દરેક ડાકટરનો અનુભવ થોડો જ હોય છે એ તો બીજા લોકો પોતાના અનુભવથી વાત કરે કે ફલાણો ડાકટર સારો તો લોકો કેહશે સારો, અને તેની દવા કરે વળી તેમાં કંઇ ફાયદો ન થાય તો જાણે કે આ ડાકટર તો કંઇ જ કામનો નહિ. આથી તેણે પોતાના મિત્રની સલાહથી પેલા નવીન પાસ થયેલા ડાકટરને બોલાવ્યો તેણે કંઇ ઇન્જેકશન કર્યું. પીચકારીથી દવા શરીરમાં નાખી એ દવાની અસરથી તેનુ હૃદય નબળુ પડવા લાગ્યુ એટલે ઉન્માદને લીધે જે બકવા તોફાન વગેરે તે દરદી કરતો હતો તે બધ પડયુ થોડા કલાક તેની અસર રહી પછી પાછાં તેને ઉન્માદના ચિહ્નો જણાયાં અજ્ઞાન સગાઓએ ફરી તે ડાકટરને બોલાવ્યો. તેણે હકીકત પૂછતાં સવારની દવાની સારી અસર હતી એમ જાણ્યુ ફરીથી પોતાની બુદ્ધિ વાપરી પીચકારી લગાવી અને સમજાવ્યુ કે રાત્રે પણ એક વખત પીચકારીથી દવા નાંખવાથી રાતે જે તોફાન કરે છે તે એ નહિ કરે ને નિરાંતે ઉંઘી જશે બપોરની પીચકારીવા પેલો દરદી તોફાન કરતો અટકયો અને જડ જેવો પડી રહ્યો સગાંઓએ જાણ્યુ કે દવાથી ફાયદો સારો થયો છે આથી રાત્રિએ ફરીથી ડાકટરના મતપ્રમાણે પીચકારીથી દવા નંખાવી કલાક બે કલાક ગયા દરદી કેવળ શાંત હતો રાત્રિનો સમય હોવાથી લોકોએ જાણ્યુ આજે દવાની અસર થઈ છે તેથી નિરાતે ઉંઘશે એમ ધારી તેને નિરાંતે પડી રહેવા દીધો. સગાંસબધીઓ નિદ્રાવશ થયા એટલામાં દરદીનો એક મિત્ર જે તેની તબીયતને લીધે ત્યાં સુતો હતો તેને તેની નાડી વગેરે જોવાની વૃત્તિ થઇ આવી. તેના શરીરને હાથ લગાડતા તે કદપાર ઠંડુ જણાયુ પગે, હાથે, શરીરે જ્યાં જ્યાં જોયુ ત્યા બરફ જેવી શીતળતા વ્યાપી ગયેલી જણાઈ સબધીઓને જાગ્રત કર્યા અને સર્વની ખાતરી થઇ કે દરદીએ અખડ નિદ્રામાં પ્રવેશ કર્યો છે ”

લીલાવતી ચમકી. તેનુ આખુ શરીર કંપી ઉઠયું તેના મુખમાંથી નિશ્વાસ નીકળી પડયો જે શોકની છાયા ઉડી જવા જેવી થઇ જતા આવી હતી તે પુન બમણા જોરથી તેના મુખઉપર ફરી વળી પુન. ઉંડા નિ.શ્વાસપૂર્વક અરે પ્રભુ ! એવા શબ્દો તેના મુખમાંથી નીકળી પડયા ડાકટરે લીલાવતીને પાસે લીધી પોતાના હૃદયસાથે ચાંપી, તેના મુખઉપર હાથ ફેરવ્યો પુન તેને કહમાં લાવવા કહ્યું “ મને બીજાના રોગની ચિકિત્સા કરતા આવડયુ પણ તારો રોગ પારખતા હુ હજી ન શિખ્યો. ” લીલાવતી સ્તબ્ધ જ હતી

“ ગાંડી, શુ થયુ છે એ તો હવે કહે. મે તો જાણ્યું કંઇક અમસ્તો જ

તરંગ ઉઠી આવ્યો હશે તે વાત વાતમાં તું ભૂલી જઇશ પણ તેને બદલે તો તારી ગમગીની બમણી થઇ જણાય છે "

" શુ કહું. મારૂં હૈયું ભરાઇ આવે છે " લીલાવતી ગળગળી થઇ ગઇ

" હું પણ આ શરીરના રોગનો અભ્યાસી થયો તેને બદલે મનના રોગનો અભ્યાસી થયો હોત તોયે સારૂં થાત. " લીલાવતી સજળનેત્રે કંઇક હસવાનો પ્રયત્ન કરતી જણાઇ

" તો–તો–ઘણું સારૂં–થાત " " તે–મનની વાત "-લીલાવતી ડસકું ભરતાં અટકી ગઇ

" વાહ ! આમ કારણવિના આટલું બધું ! " એમ કહેતાં ડાગ્ટરે પોતાના ગજવામાથી રૂમાલ કાઢી લીલાવતીના આસુ લુછવા માંડયા. લીલાવતી શરમાઇ

" મારી કહેતાં જીભ ઉપડતી નથી મને લાગે છે કે હું કહીશ તોએ તમે હસી કાઢશો. મને ખાતરી છે કે તમે મને મૂરખ જ ગણશો, પણ મારૂં મન હાથમાં ન રહે તેને હું શું કરૂં. " પરાણે લીલાવતી ખુલાસો કરવા પ્રયત્ન કરવા લાગી

" તેમાં આગળથી જ મારા અભિપ્રાયથી ડરી, બમણી દુખી શુ કરવા થાય છે ? "

" એ તો અમારો સ્ત્રીઓનો સ્વભાવ. "

" લે, જો હવે જલદી કહેવાનું હોય તે કહી દે પછી મારે જવું છે. જો આજ મોડું તો થવા આવ્યું છે, પણ તારા મનને શાંતિ મળે પછી જાઉં તો જ મને મારૂં કામ નિશ્ચિતપણે કરતાં ફાવે. "

" ના, ના, હવે તમે તમારે નિશ્ચિતપણે જાઓ એ તો મનનો ઉભરો હતો તે નીકળી ગયો હવે મને પણ મારૂં મન શાંત થયું લાગે છે વાત નજીવી છે તમને વળી આવશો ત્યારે કહીશ. નિરાંતે કહેવાનું ઠીક છે. ઉતાવળ કરી કહેવા જેવો એમાં માલ નથી "

" હશે, હવે જે હોય તે કહી જ દેને. આ જ વળી અર્ધો કલાક મોડું. "

લીલાવતીએ જરા મુખ મલકાવ્યું " મારી ખાતરી છે કે તમે મને હસશો સારૂં મારા માટે તમે ખોટી થાઓ અને સાથે સાથે અપ્રસન્ન થાઓ તેમ નહિ કરૂં

'( અપૂર્ણ. )

# काम कामने शीखवे छे.

## કામ કામને શીખવે છે

આ કરવુ એ મારો ધર્મ છે, મારે તે કરવુ જ જોઇએ એવો નિશ્ચય અને દ્રઢતાપૂર્વક કરી વીરવિજય આગળ વધ્યો, પ્રયત્ન કરવા માંડયો. વાચક ! શુ તમે આ ક્ષણે તે પુરુષની સ્થિતિનુ અવલોકન નથી કરી શકતા ? તમને શુ તેના વિચારબળનુ અને કર્તવ્યપરાયણતાનુ મોજુ નથી અથડાતુ ? અવશ્ય તમે આ પ્રકારના નિશ્ચયને સાંભળીને કે જોઇને તમે ધારશો જ કે ખચિત તે મનુષ્ય સામાન્ય કોટિનો મનુષ્ય નથી. તે ઉગ્ર નિશ્ચયબળવાળો, કર્તવ્યમા કુશળ, વેગવાળો પુરુષ છે તેનામા મહાન્ થવાના સર્વ સદ્દગુણ છે તેનામા આત્મબળ છે, આત્મશ્રદ્ધા છે અને ઇશ્વરતરફની તથા માનવ ધર્મની ફરજ શુ છે તે તે સારી રીતે સમજી શકે છે તેનો નિશ્ચય છાતી ઠોકીને કહે છે કે તે કાર્ય કરશે અને તે બરાબર કરશે પૂરેપૂરૂ જગતને સિદ્ધ કરી બતાવશે. તે જગતના સામાન્ય રીતે નડતા પ્રસગોથી હઠી નહિ જાય કોઇના હાસ્યથી કે ટીકાથી દબાઇ નહિ જાય મિત્રો અને સગાંની અયોગ્ય સલાહ નહિ માને જે ધાર્યું છે તે પાર ઉતારશે. તે હીરો નીવડશે કાચનો ચૂરો કરશે અને જગતના લલાટમાં શોભિતુ સ્થાન ભાગવશે

જગતના પ્રત્યેક મહાન્ પુરુષમાં આવુ કાઇ અદ્દભુત બળ જોવામાં આવ્યું છે આત્મશ્રદ્ધા અને આત્મબળઉપર વિશ્વાસ એ તેમના સ્વાભાવિક લક્ષણો થઇ રહ્યા છે કર્તવ્ય તેમણે કર્યું છે નેપોલિઅન, બિસ્માર્કની નીતિ જુઓ કે આપણા દેશના પ્રતાપી ધ્રુવ, પ્રહ્લાદ આદિની નીતિ જુઓ જે અસામાન્ય અને અસાધારણ કાર્યો તેમણે વિવિધ દ્વારથી, વિવિધ યુક્તિ અને સાધનોથી કર્યા છે તે સર્વ તેમના આત્મબળના વિશ્વાસથી જ કરવા શક્તિમાન્ થયાં છે ક્યા એક સાધારણ સિપાઈ અને ક્યાં એક શૂરવીર પ્રતાપી રાજા ક્યા એક સામાન્ય બાળક અને ક્યા તેની અસાધારણ પ્રતિભાસપન્ન બુદ્ધિ જ્યાં ત્યાં એક છેડાથી બીજા છેડાનાં દૃષ્ટાંતો જણાશે એ સર્વ કર્તવ્યના ઉચ્ચ અને ઉગ્ર નિશ્ચયના પ્રતાપથી જ બનેતું છે જોન ઑફ આર્કના હુકમનીચે ફ્રાન્સના રાજાએ પોતાનુ લશ્કર લઈ જવાનુ કબુલ કર્યું એ શુ સૂચવે છે ? જોન ઑફ આર્ક કોણ હતી ? તે સામાન્ય નાની વયની કુમારિકા હતી. પરતુ તેનુ આત્મબળ અથાગ હતું તેના આગળ સર્વ કોઇ નમી પડતુ. તેના હુકમને તાબે થતુ તેણે જે કર્યું તે તેના આત્મબળના વિશ્વાસવડે જ કર્યુ

કેટલીક ઉપયોગી સસ્થામા ઉચ્ચ પદને ધારણ કરનાર પુરુષો, પોતાની જગાઓ છોડી દે છે અને સામાન્ય નીતિ તથા નિયમને વશ થતા નથી તે તેમના આત્મબળના પ્રતાપથી જ કરે છે તેમને અતરમાં નિશ્ચય હોય છે કે અમુક કાર્ય મારાથી આ પ્રમાણે જ થવુ જોઇએ. મારે તેથી વિરોધી રસ્તો લેવાની જરૂર નથી હુ તે કાર્ય કરવા સમર્થ છું અને મારા વિના તે કાર્ય પૂરૂ બીજાથી થવાનું નથી મારે તે કરવુ જોઇએ. અને તે હુ કરીશ દિવાનની જગા, ન્યાયાધિશની જગા, ધર્માચાર્યની જગા, સ્વદેશ હિત કરનારની જગા, એ સર્વ જગાઓ તેવા ધોરણની છે તેમાં અસાધારણ આત્મબળ હોય તો જ માણસ ટકી શકે છે અને ઉપયોગી કાર્ય કરી શકે છે. હિદુસ્તાનના ઇતિહાસમાં તેમ જ યૂરોપ આદિના ઇતિહાસમા એવા અનેક દૃષ્ટાંતો મળી આવશે કે તેમાં મોટી જવાબદારી ધારણ કરનાર મોટા પુરુષોએ અનેક વાર પોતાના આત્મબળને આગળ દર્શાવી આપ્યું છે તેમણે મિથ્યા માનની કે બીજી કોઈ દરકાર કરી નથી જે તેમણે ધર્મ માન્યો છે, જે તેમણે પોતાની ફરજ માની છે તે તેમણે પૂરેપૂરી બજાવવા પોતાનુ સર્વસ્વ અર્પણ કર્યું છે જેમણે તેમને એકવાર અપમાન કરી બહાર કાઢયા હતા તે જ પાછા તેમને વિનવવા ગયા છે. માન સાથે ઘેર લાવ્યા છે અને તેમની શીખામણ માની છે

વિલીઅમ પીટનો આવી જ જાતનો દૃષ્ટાંત છે ઇંગ્લાંડના પ્રધાનતરીકે કામ કરતાં તેને એકવાર તે અધિકાર છોડવો પડયો હતો પરતુ પાછળથી ખુશીના અને માનના પોકારસાથે તેને તેના અધિકારઉપર લાવવામા આવ્યો હતો.

પોતે પોતાનામા વિશ્વાસ પ્રકટાવવો એ જ એક મહત્વનુ કાર્ય છે. નેપોલિયન એમ માનતો કે આ કાર્ય નેપોલિયને જ કરવાનુ છે બીજાના ઉપર તે આધાર રાખતો નહિ આ કામ મારૂ છે અને તે હુ જ કરીશ એ વિચાર કાર્યને સરળ અને સીધુ કરી આપે છે અર્ધોઅર્ધ કાર્ય આવા નિશ્ચયની સાથે જ થઇ જાય છે કાર્ય કરવા જતાં અ ત કરણમા અમુક ખાત્રી જ હોય તો તે કાર્ય સહેલથી થઇ શકે છે ઘણી વખત જગતમા એવુ એક આશ્ચર્ય જણાય છે કે અમુક કાર્ય આવી સરળતાથી શી રીતે થઇ ગયુ ? અમુકના આગળ આવી કઠણ વાત કેમ નરમ ઘી જેવી થઇ ગઇ ? પણ આત્માના આગળ પડતા બળ અને વિશ્વાસઆગળ મોટા પહાડજેવી ઉભી રહેલી મુસ્કેલીઓ જોતજોતામા જમીનદોસ્ત થઇ જાય છે. તેનો વેગ અત્યંત તીવ્ર હોય છે મજબુતમાં મજબુત બેડીઓને તરણાની પેઠે તોડી નાખે છે. જ્યાં અવિશ્વાસ છે, પોતાના બળની કશી પણ શ્રદ્ધા નથી ત્યાં જ કાર્ય થઇ શકતુ નથી.

એવી કોઇ નીતિ કે પથ નથી કે જ્યાં અવિશ્વાસ અને આત્મબળની ખામી હોય ત્યા વિજય મળે કે કાર્ય થઇ શકે. જે મનુષ્ય શુદ્ધ નિશ્ચયથી આગળ વધતો હોય છે તેના સામુ કોઇ આવી શકતું નથી. કોઇ તેના સામે ટીકા કરે, બોલે, લખે તોપણુ તે તેને અસર કરતુ નથી નિર્ધનતા આવે કે અન્ય વિપત્તિ આવે, તે માગથી ચસતો નથી ધારેલા લક્ષસ્થાનતરફ તે જાય છે તેનુ નિશાન, તેની એકપ્રવૃત્તિ એક જ કાર્ય સિદ્ધ કરવા નક્કી થએલાં છે. તે બીજા-તરફ લક્ષ આપતો નથી.

કાયદાનો અભ્યાસ કરી વકીલાતની પરીક્ષા પાસ કરવા ઇચ્છનાર જો વૈદકના ગ્રંથો વાચે અને વૈદના કામકાજતરફ લક્ષ આપે તો તમે તેને માટે શુ ધારો છો ? તમે કદી પણુ ધારી શકશો કે તે એક મોટો વકીલ થાય ? તેની એ જ વર્તણુક શુ તમને વકીલાતની ડીગ્રી મેળવવાને લાયક જણાય છે? અવશ્ય નહિ જ. તેણે વકીલ થવા વકીલાતના કામકાજ તરફ લક્ષ આપવું જોઇએ. તે ધંધાની માહિતી લેવી જોઇએ અને તેનો જ અભ્યાસ કરવો જોઇએ તેણે તેમાં એટલા બધા એકાકાર થઇ જવુ જોઇએ કે તેને કાયદો એ જ સર્વસ્વ થઇ જવુ જોઇએ. કાયદાવિના બીજો સબંધ છે જ નહિ જે છે તે કાયદાનો જ ચિત્રો છે, એમ ભાન થવું જોઇએ.

વિજયની ઇચ્છાવાળા મનુષ્યને, પરાજય અને પડતીના વિચારો કરવા શુ યોગ્ય છે ? પડતીના નિશાનો વારવાર આગળ ધરવાં એ તેનુ કામ છે ? વાતો કરવી તો પડતીની, વિચાર કરવા તો પડતીના, લખવુ વાચવુ તો પડતીનુ, સર્વવ્યવહાર પડતીનો અને પડતીના સબંધનો રાખી શુ ચઢતી, વિજય મેળવી શકવો એ શકય છે ? મોટી મોટી અડચણોની વાતો કર્યા કરવી અને ડગલે ને પગલે કઇ પણુ દુર્ભાગ્યનો ગણુગણાટ કર્યા કરવો એ શુ ચઢતીતરફ જવાનો માર્ગ છે ? કેટલે વર્ષે તે માર્ગ કાપી શકાશે ? શુ તમે આશા રાખો છો ?

જગતમાં જેટલાને પડતીનો અનુભવ થયો છે તે સર્વ પોતની તેવી સ્થિતિનો અનેક રીતે દેખાવ કરવાથી જ થયો છે. જ્યારે ત્યારે પોતાનું હલકુ દેખાડવુ, પોતાના બળનો અવિશ્વાસ જણાવવો, પોતાની શક્તિઓને મદીની છાપ પાડી દેવી, એ જ પાછા પડવાની નિશાની છે

જે ક્ષણે આત્મબળનો અવિશ્વાસ પ્રકટે છે અને કાર્યમાંથી શ્રદ્ધા ઉડી જાય છે તે જ ક્ષણે શત્રુનુ સૈન્ય સામું આવે છે જેટલા જેટલા પ્રસગે વિરોધી ગુણો જોઇએ કે આપણે કબુલ કરીએ છીએ તેટલી તેટલી વાર આપણે વાસ્તવ બળ ખોતા જઇએ છીએ અને કાર્યની ઇમારતનો પાયો નરમ કરતા જઇએ

છીએ દુર્બળતાનું વાતાવરણ દુર્બળતા જ બતાવે છે તેનાં કિરણો નિરુત્સાહની ઝાંખી નાંખે છે.

સબળ મન એકદમ દિશા પલટે છે. મનુષ્યે અયોગ્ય વહેતા વિચારો ત્યજી દેવા જોઇએ છે નિરુત્સાહના વિચારો હૃદયમાં આવેશસાથે બળ પ્રકટાવી છોડી દ્યો મનનો દૃઢ નિશ્ચય સ્થિર કરો તરત તમને અને સર્વને જણાશે કે તમારો માર્ગ બદલાયો છે તમે નવા ઉત્તમ માર્ગમાં સ્થપાયા છો. તમે જેને જોતા ધારો છો અને જે સિદ્ધ થએલું દેખવા મથો છો તે તમને નજીક રચાતું જોવામાં આવે છે વિજય ઉન્નતિ સમીપ આવે છે

આત્મામાં વિશ્વાસ, 'હું કાર્ય કરીશ, મારામાં કાર્ય કરવાનું બળ છે' એ તાર સાથે જગતના બધા તાર સાથે સાથે વાગશે. વાગવા જ જોઇએ.

અપૂર્ણ.

## નિશ્ચય.

( ભોગીલાલ જ ઓઝા. )

એક વખત એક મૂર્ખો અને એક ડાહ્યો માણસ બન્ને સાથે સાથે મુસાફરી કરતા હતા એટલામાં તે બન્ને જ્યાં બે રસ્તા છૂટા પડતા હતા તેવી એક જગાએ આવી પહોંચ્યા એક રસ્તો મોટો અને જરા સુંદર હતો. બીજો રસ્તો સાંકડો અને કઇ ખાડાખૈયાવાળો હતો મૂર્ખાએ મોટા અને સુંદર રસ્તે જવાનું પસંદ કર્યું પણ ડાહ્યા માણસે કહ્યું કે આ સાંકડો નાનો રસ્તો સારો છે તે ટુંકો અને સહીસલામત છે પણ મૂર્ખાનું વચન બેના રસાકસીવાળા આગ્રહમાંથી કાયમ રહ્યું અને બન્નેએ મોટો રસ્તો લીધો એટલામાં થોડે દૂર જતાં લૂંટારા તેમને સામા મળ્યા અને તેમનો બધો માલ લઇ લીધો તથા તેમને બે જણાને કેદ કર્યા. થોડા વખત પછી એવું બન્યું કે તે બન્ને મુસાફરો અને લૂંટારાને ન્યાયાધિશઆગળ ઉભા કરવામા આવ્યા અને રીતસર કામ ચલાવવામા આવ્યું પેલા ડાહ્યા માણસે કહ્યું કે મારો કશો વાંક નથી મેં કહ્યું છતાં મૂર્ખાએ માન્યું નહિ અને અવળે રસ્તે ગયા. પણ મૂર્ખાએ કહ્યું કે હું તો મૂર્ખ જ છું. મારૂં કહ્યું શા માટે તે ડાહ્યા માણસે માનવું જોઇએ. ડાહ્યાએ પોતાનું ધાર્યું કરવું હતું ન જવાને રસ્તે જવા માટે ન્યાયાધિશે બન્નેને સરખી સજા કરી

ડાહ્યા માણસે નિશ્ચયથી લાલચો જોઇ ડગી જવું ન જોઇએ

# आहारनो उपयोग.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૮૮ થી )

( ૬ )

## રોગીને આહારની કેટલી જરૂર છે

ખોરાકની અરુચિ એ રોગી મનુષ્યોમાં પ્રથમ જ ચિહ્ન જણાવા માંડે છે. પરંતુ સ્વાદિયા જીવો તેને તુચ્છકારી કાઢે છે અને પોતાની સ્વાદવૃત્તિને નિરંતિ તૃપ્ત કર્યા કરે છે પરિણામ એ આવે છે કે ખોરાકની અરુચિ વધતી જાય છે અને વ્યાધિનું બળ જામતું જાય છે અને જ્યાં સખત મંદવાડ જણાય છે ત્યાં ખાવાની રુચિ જરા પણ રોગીને જણાતી નથી.

સખત મંદવાડમાં ખાવાની રુચિનો નાશ કુદરત જ કરે છે. રોગીને જલદી સારો કરવા માટે જ કુદરત એ પગલું ભરે છે, અને રુચિને હરે છે પરંતુ આહારના નિયમોના જ્ઞાનવિનાના મનુષ્યો કુદરતના એ હેતુને સમજતા નથી કુદરત જુએ છે કે શરીરમાં નીરોગ સ્થિતિમાં જે બળ ઉત્પન્ન થતું હતું તેના કરતા રોગવાળી સ્થિતિમાં ઓછું ઉત્પન્ન થાય છે તે ઉપરાંત નીરોગ સ્થિતિમાં શરીરનો કચરો કાઢવામાં અને એવી જ બીજી ક્રિયાઓમાં જે બળ વપરાતું હતું તેના કરતા હાલ વ્યાધિને કાઢવાનું એક વિશેષ કામ તેને કરવાનું છે. આ પ્રકારની ફેરફારવાળી સ્થિતિ થવાથી શરીરમાં ઉત્પન્ન થતા બળનો સારામાં સારો ઉપયોગ થાય તો જ રોગી સત્વર સારી સ્થિતિમાં આવી શકે આપણે એ વાત સ્મરણમાં રાખવાની છે કે કુદરત હમેશાં શરીરમાં નીરોગસ્થિતિ બને તેટલી સત્વર લાવવાનો જ પ્રયત્ન કરે છે. આથી કરીને બળનો ઉપયોગ વ્યાધિને નિવૃત્ત કરવામાં જ તેને કરવાનો હોય છે અને તેમાં આહાર પચાવવા-માટે બળનો ભાગ રોકી શકાય તેમ હોતું નથી. આથી ખાવાની રુચિ સ્વાભાવિક રીતે જ મંદ પડે છે

જ્યાં કુદરતને આહારના પદાર્થોની જરૂર જણાય છે ત્યાં ખાવાની રુચિ હમેશાં જાગ્રત્ થાય જ છે આપણે જોઈએ છીએ કે રોગીના શરીરમાંથી રોગનું કારણ નિર્મૂળ થયા પછી તેની ખાવાની રુચિ જાગ્રત્ થાય છે. તેનું શરીર જો કે મંદવાડને લીધે દુર્બલ પડી ગયેલું હોય છે, તેની શક્તિ ક્ષીણ થયેલી હોય છે, છતાં વ્યાધિ શરીર છોડીને ગયા પછી ખાવાની રુચિ જાગ્રત થયેલી જ જણાય છે.

ખાવાની રુચિ નથી એથી જ જાણવું કે વ્યાધિ શરીરમાં છે અને કુદરતને

તેને કાઢવામાટે બળની જરૂર છે આમ છતાં પણ જો આગ્રહથી આહારના પદાર્થો જઠરમા નાખવામા આવે તો સમજવુ કે એ રોગીનુ ધીરે ધીરે ખૂન કરવાની મૂર્ખતા કરવા બરોબર છે

રુચિનો નાશ કુદરત રોગીના હિતને માટે જ કરે છે એ વાતને ન સમજનારે અજ્ઞાન મનુષ્યો ઘણીવાર રોગીની અરુચિ છતા તેની જીભને લલચાવનારી વાતો સભળાવે છે "અજમો, મીઠુ, મરચુ નાખી ગરમ ગરમ એ પૂરી તળી આપુ ? જરા સાકર નાખીને શીરો શેકી આપુ એ ભજીયા કરી આપુ ! ફની,ફની,રૂપાળી એક ચાનકી તો ખા કહે તો તીખા તમતમા જરા મોંમે સ્વાદ લાગે તેવા બે ઢેબરાં કરી આપુ !" આવા આવા સાભળનારનાં મોમા પાણી છુટે તેવા અનેક વાકયો અજ્ઞાન સ્ત્રીઓ કહી રોગીને લલચાવી ખવડાવવાનો પ્રયત્ન કરે છે ખાધાવિના જ જાણે કે બધી શક્તિ જતી રહે છે અને ખાશે તો તરત જ શક્તિ આવી જશે એમ તેઓ માને છે પણ એમા કેટલી ભૂલ ખાય છે તે આપણે કેટલેક અશે જોયુ છે અને આગળ ચાલતા જોઇશુ

રોગી મનુષ્યને આવા લલચાવનારાં વાકયો ન સભળાવો તેની પોતાની રુચિને જુઓ. તેનો પોતાનો અભિપ્રાય લો, અને તમને જણાશે જ કે તેનુ અતર ખાવાની ના પાડે છે તેના અતરનો વેગ, કુદરતનો સ્વર તેને ખાવાની ચોખ્ખી ના પાડે છે

કુદરતના જ વેગને અનુસરનારા પશુપક્ષીઓ જુઓ તેમાપણ ઘણે ભાગે કુદરતમા સ્વતત્ર જીવન ગાળનાર પશુપક્ષીઓ તો માદા જ નથી પડતાં પણ જે પશુપક્ષીઓ મનુષ્યોની સોબતમા રહે છે અને જેમને મનુષ્યના કૃત્રિમ જીવનના અંગ ગ્રહણ કરવાનુ પ્રાપ્ત થાય છે, તેવા કુતરા, બિલાડાં, ઘોડાઓ, પોપટો એ વગેરે પ્રાણિઓનુ અવલોકન કરો તે પ્રાણિઓ મનુષ્યોના કૃત્રિમ ખાનપાનના ભોગ થવાથી જ્યારે માદા પડે છે ત્યારે ખોરાક તરફ કેવળ અરુચિ દર્શાવે છે એટલુ જ નહિ પરતુ તેમની આગળ વાર વાર ખોરાક ધરવા છતા પણ તે તેને લેતા નથી ગામમા શેરીનુ કુતરૂ માદુ પડયુ હશે અને તેને રોટલો કે રોટલી નાખવામાં આવશે તો તે કદી ખાશે નહિ તે હમેશા કુદરતની પ્રેરણાને જ અનુસરે છે અને તેથી તે ભૂલ કરતુ નથી પોતાનુ બળ વ્યાધિને ખસેડવાના કામમાં આવે તે માટે તે તેનુ રક્ષણ કરે છે અને આવી રીતે બળનુ રક્ષણ કરનાર સોમાથી નવ્વાણુ ટકા ઉપરાંત પોતાના વ્યાધિને નિવૃત્ત થયેલો અનુભવ છે

તાત્કાલિક વ્યાધિઓમાંથી જે ભયકર પરિણામો આવે છે અને જે મૃત્યુ ઉપજે છે તેમાં ઘણે ભાગે જણાશે જ કે રોગીને ખોરાક અને દવા આપવાની

જે ભૂલ તેના મિત્રો, સબધીઓ કે ડાક્ટરોએ કરી હોય છે, તેના જ પરિણામ રૂપ હોય છે કુદરતની ઇચ્છાવિરૂદ્ધ, ઇશ્વરી નિયમનુ અપમાન કરીને અને આપખુદી વર્તન ચલાવીને જ મનુષ્ય અનિષ્ટ પરિણામને ભોગવે છે.

• લધન, ઉપવાસ એ રોગવાળી સ્થિતિમાં બમણી અશક્તિ લાવે તેમ નથી તેથી તો શરીરમાંના બળનો સચય જ થાય છે અને તે બળ વ્યાધિને નિવૃત્ત કરવા પ્રયત્નશીલ થાય છે.આહારને પચાવવામા તથા તેને રસરૂપ કરી શરીરના લોહીમા મેળવી દેવામા જે બળ વપરાય છે તે બંને બળનો ઉપયોગ ન હોવાથી તેનો બીજી જગાએ સારો ઉપયોગ થઇ શકે એ સ્વાભાવિક છે અને તેથી અનિષ્ટ પરિણામ આવતો નથી પરતુ સારો પરિણામ જ આવે છે આ સબ્‌ધમા પોતાનો અભિપ્રાય આપતાં એક વિદ્વાન્ અમેરિકન જણાવે છે.

"એક ૧૪ ચઉદ વર્ષની કન્યાને ટાઇફોઇડ નામનો તાવ લાગુ પડયો હતો. તેના ઉપર આ પ્રકારનો પ્રયોગ બહુ શાસ્ત્રીય રીતે કરવામાં આવેલો મે નજરે જોયો હતો. ૨૧ એકત્રિશ દિવસસુધી ઘન કે પ્રવાહી કોઇ પણ પ્રકારના ખોરાકનો એક ગ્રાસ-કોળીઓ પણ તેને ખવડાવવામાં આવ્યો નહોતો દવાનુ એક ટીપુ પણ નહિ માત્ર ઠડુ પાણી તેને વારવાર સ્નાન કરાવવામાં આવતુ. તેના પેઢુના ભાગઉપર ભીનુ કપડુ મૂકી ઉપર ગરમ કપડુ વીંટાળવામાં આવતુ આથી તેના શરીરની ઉષ્ણતા ઓછી થતી. આવી સ્થિતિમાં તેને પૂર્ણ આરામ જણાતો. તે માંદી છે એવુ તેને ભાગ્યે જ જણાતુ ખાવા માટે કદી માગતી નહિ તેનો વિચાર સરખો પણ તે નહોતી કરતી. માત્ર કોઇ પારકી પચાતમાં ડહાપણ કરનાર દોઢ ડાહ્યા જોવા આવનાર સભારે, તો જ તેને ખાવાની બાબતનુ કષ્ટ સ્મરણ થતુ પરિણામમા તેનુ વજન તથા શક્તિમાં કઇક ઘટાડો થયો પરતુ તેની પ્રકૃતિ ઉત્તમ પ્રકારે સુધરી ગઇ આને બદલે જો તેને દૂધ અને તેને પચાવવાને જઠરને ઉત્તેજિત કરનાર પદાર્થો આપવામાં આવ્યા હોત તો તેને ઝાડા થાત,તેનુ વજન વધારે ઘટત અને કદાચ મૃત્યુને સ્વાધીન પણ થાત"

એ જ વિદ્વાન્ આગળ ચાલતા જણાવે છે " આ પ્રમાણે ટાઇફોઇડ જ્વરના બે કેમ સાથે સાથે લો એકના ઉપર, ઉપર પ્રમાણે પ્રયોગ કરો અને બીજાને ગમે તો ઘણું જ ઓછુ, પણ ખાવાનુ આપો અને દવા આપો પરિણામમાં પ્રથમના રોગીને, બીજાના કરતા અસ્વસ્થતા અથવા દુ ખ ઘણું જ ઓછું જણાશે, તેનુ વજન ઓછુ ઘટશે અને પ્રયોગ પૂરો થયા પછી તે વધારે બળવાન થશે. (અપૂર્ણ)

# जाणंवायोग्य प्रकीर्ण.

( છોટાલાલ જ ઓઝા. )

* જે બાળકનું વજન તેના જન્મ વખતે સાતશેર હોય તેનું વજન દસમે દિવસે સાડાસાત શેર થશે અને ત્રીસમે દિવસે અગીઆર શેર થશે

* ક્યુબનવૉરમા ઘાયલ થએલા ૧૧૮ અમેરીકનપૈકી લગભગ નવ્વાણુ સાજા થયા હતા

* ટપકાઉપર ચોડવાના હાથીદાતજેવાં જે બટનો આવે છે તે સલ્ફરીક એસીડની મદદવડે બટાટામાંથી બનાવેલા હોય છે

* સેકસનીમાં નવીન કાયદો કરવામા આવ્યો છે, તેમાં શિક્ષકોનો વાર્ષિક પગાર રૂ. ૫૦૦ થી ૨૨૫૦ નો ઠરાવવામા આવ્યો છે

* ઝુલુલોકો ઘણા જરૂરી પ્રસગે ૭ કલાકમા ૫૦ માઇલની મુસાફરી કરી શકે છે. સાધારણ રીતે તેઓ કલાકના આઠ માઇલ ચાલે છે

* સૌથી સરસમાં સરસ દુરબીન ૨૦૦૦ ડાયામીટર જેટલી મોટી વસ્તુ દેખાડે છે. ચદ્રનું અતર પૃથ્વીથી ૨૪૦,૦૦૦ માઇલનુ છે આથી આ દુરબીનવડે તે માત્ર ૧૨૦ માઇલ દૂર હોય તેવો દેખી શકાય છે

* બ્રિટીશ ટકશાળમા દરવર્ષે ૨૫ ટન વજન જેટલી ' પેની ' પાડવામાં આવે છે.

* ગ્રીસની સ્ત્રીઓને હાલના સરેરાશ માણસોના કરતા લાંબા પગ હતા

* તુર્કીલોકો અફીણ ખાય છે, જ્યારે ચીનના લોકો અફીણ પીએ છે ( તમાકુની માફક )

* કેળાના ઉપર વધારેમા વધારે ફળની સખ્યા થાય છે બટાકા કરતાં ૪૪ ગણા તથા ઘઉં કરતા ૧૩૧ ઘણા વધારે ફળ તેને થાય છે

* અક્ષરોની મોટી છબી પાડી તેમા નાડીના ધબકારાથી ફેરફાર થાય છે, તેનુ માપ લઇ દસ્તાક્ષર ઓળખવાની એક નવી રીત ડા બરટીલને શોધી કાઢી છે.

* એવુ કહેવામા આવે છે કે હાથીના ચામડાને સ્વચ્છ કરવાને પાંચ વરસ લાગે છે

* એક શેર બુચનુ લાકડુ એક સાધારણ માણસને પાણીમા તારી શકે છે

* એક માણસના ઉપર હવાનુ દબાણ પદર ટન જેટલુ હોય છે પરતુ તે જરા પણ માલુમ પડતુ નથી.

* પૃથ્વીઉપરનો સર્વ પૈસો દેળવાયલા માણસોમાં સરખે ભાગે વહેચવામાં આવે તો પ્રત્યેક માણસના ભાગે ૭ પાઉન્ડ આવે

* એવુ કહેવાય છે કે પેન્સીલવેનીઆમા એક રાક્ષસી એન્જીન બનાવવા માંડયુ છે તે એક માઇલજેટલી લાંબી માલગાડી ખેંચી શકશે.

* એક 'ફેશન'ના ભક્તની સુચના છે કે શોકમા હોય તેવા માણસોને વાપરવા માટે સરકારે કાળી કિનારીવાળી પોસ્ટની ટીકીટો કાઢવી જોઇએ.

* એડન ( અરેબીઆ )માં છત્રીનો કવચિત્ જ ઉપયોગ કરવો પડે છે. ૨૫ વરસમા ફક્ત બે વખત વરસાદ પડયો છે છેલ્લો વરસાદ ૧૮૮૮ મા પડયો હતો તે પૂર્વે છવિશ વર્ષસુધી ઋતુ કોરી પસાર થઇ હતી

* ઓસ્ટ્રેલીઆમા ડાંગારથી ખેતી કરવાનો એક સાધારણ નિયમ થએલો છે.

* સાન્ફ્રાન્સીસ્કોમાં ધરતી કંપની અસર ન થાય એવી એક લોખડી મામાનથી હોટેલ બાંધવામાં આવી છે તે બે ચોરસ આકૃતિઓ હોય તેવી રીતે બનાવી છે, જેથી એક બીજામા સમાઇ જાય.

-○○❀○○-

Registered No B-1180

# वीणा.

वर्ष १. फाल्गुन शुक्ल पूर्णिमा. अंक ५.

"જય જય જય શ્રીસરસ્વતી,
તમ વિણ સિદ્ધિ જગે નથી થતી"

તંત્રી —ચુનીલાલ જયશંકર ઓઝા
પ્રકાશક :—ભોગીલાલ જયશંકર ઓઝા
ભુતડીને ઝાંપે—વડોદરા

વાર્ષિક લવાજમ રૂ ૧-૮-૦ ટ. ખ. સાથે વર્ષારંભે ૪

આ માસિક વડોદરા કોઠીપોળ સામે આરકાટની ગલીમાં 'લક્ષ્મીવિલાસ' મેસમાં પટેલ છોટાલાલ લાડ ... પ્રકાશકને માટે છાપ્યું તે ભુતડીને ઝાંપે વડોદરામાં પ્રસિદ્ધ કર્યું તા ૧૦ ૩-૧૫.

# विषयानुक्रमणिका

—>>※<<—



---

## સૂચના

વીણા બરોબર પૂર્ણિમાએ જ બહાર થાય છે સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો

વ્યવસ્થાપક વીણા વડોદરા

---



वर्ष १. सं० १९७१ फाल्गुन शुक्ल पूर्णिमा. अंक ५

॥ ॐश्री ॥

## आनंदमय जगत्.

( પરમશાંતની આ, એ લય )

જો ! જો ! સખે સુપ્રદ આ અવની[1] સુહાવે, આનંદગાન તુજને મધુર સુણાવે,
છે ઓસના એક ખુણે પડેલો, પણ જો હસે કેવો હીરો તુ પેલો,
આનંદકિરણો એ કેવા સ્ફુરાવે, ચહેરાં મશાણે હાસ્ય અધિકું જગાવે,
લીલી લતા વનતણી જો ! જો ! તુ પેલી, શોભે શી ! આનંદપુષ્પે સચેલી,
વળી જો સખે તું આ પદ્મ ઉગેલું, રમણીય પદ્મ દીસતું પ્રફુલ્લ પેલું;
ગુંજે જઇ મધુકરો, હર્ષના નાદથી આ, પ્રહરાવતી સુખધ્વનિ જો વનપ્રિયા,[2]
મદમત્ત ગજ જો વનના ઝુમે છે, આનંદ આનંદવિણુ સર્વ ઝુમે છે,
આનંદમયથકી વિશ્વ ગાજી રહ્યું આ, આનંદ આનંદવિણુ બીજું છે ક્યાં,
આનંદવીણા વાગી રહી જ્યાં, થઇ એક તાર આનંદભોગી તું બન ત્યાં,

૧. પૃથ્વી. ૨ કોયલ.

## प्रजानुं आरोग्य.

ઉત્તમ આરોગ્ય એ મનુષ્યની સર્વ પ્રકારની ઉન્નતિને માટે પ્રથમ અગત્યનું છે, એમાં સંશય થવાનો ભાગ્યે જ સંભવ છે, જીવનના કોઈ પણ વ્યાપાર મનુષ્યશરીરના સંબંધવાળા જ હોય છે, અને શરીરની સ્થિતિ જેટલી ઉત્તમ પ્રકારની હોય છે, તેટલી વિશેષ અનુકૂળતાથી તે વ્યાપારો કરી શકાય છે. આથી જીવનને વધારે ઉંચું, વધારે સુખમય અને વધારે પ્રફુલ્લ બનાવવામાં, ઉત્તમ આરોગ્ય અત્યંત સહાયભૂત થાય છે વ્યાવહારિક સુખનાં સાધનો મેળવવામાં અને તે સુખોનો ઉપભોગ કરવામાં તેમ જ પારમાર્થિક સુખના સાધનો સિદ્ધ કરી તે સુખનો અનુભવ કરવામાં શરીરનું ઉત્તમ આરોગ્ય અગત્યનું છે જેમ જેમ સમય આગળ વધે છે તેમ તેમ આપણે, જોઈએ છીએ કે જીવનને નિભાવવાના સાધનો પ્રાપ્ત કરવા માટે શારીરિક તેમજ માનસિક શ્રમ અધિક અધિક સહન કરવો પડે તેવી સ્થિતિ પ્રાપ્ત થતી જાય છે ઉદરનિર્વાહનાં જ સાધનો મેળવવા માટે માત્ર થોડાં વર્ષો પૂર્વે જે શ્રમ કરવો પડતો હતો તેને બદલે આજે દશ વિશ ઘણો વધારે શ્રમ મનુષ્યોને કરવાની ફરજ પડી છે ફળફળાદિ, અન્ન, વસ્ત્ર એ વગેરે મનુષ્યો પૂર્વે અત્યંત સરળતાથી અને બહુ જ ઓછા દ્રવ્યના ભોગે મેળવી શકતા હતા હાલ સ્થિતિ ઘણી જ કઠિન જણાય છે આવી સ્થિતિમાં મનુષ્યોને વિશેષ પરિશ્રમની અગત્ય જણાય જ છે માનસ શ્રમ માટે પણ આપણે સામાન્ય દૃષ્ટિ કરતા જ જણાય છે કે વિદ્યાર્થી અવસ્થામાં પૂર્વે જેટલો શ્રમ કરવો પડતો તે કરતા ઘણો જ વધારે શ્રમ કરવો પડે છે અને તે પણ માત્ર વિદ્યાભ્યાસને માટે જ શ્રમ કરવો પડે છે અને તે દ્વારા બળનો ક્ષય થાય છે એટલાથી જ સરતુ નથી વિદ્યાર્થીના સત્ત્વ બળને ચૂસી લે, તેવી ચિંતા—ઉંડી ચિંતાને ઉત્પન્ન કરે તેવી પરીક્ષા વિદ્યાર્થીના બળનું શોષણ કરવાને ઉભેલી જ હોય છે આ પ્રકારે જેમ જેમ આપણે શરીર અને મનના બળના ક્ષયનાં કારણોતરફ દૃષ્ટિ કરતા જઈએ છીએ તેમ તેમ આપણને જણાય છે કે આધુનિક જીવનપદ્ધતિમાં બળના ક્ષયનાં કારણો ઘણાં છે. મનુષ્યના શરીરના, મનના, મગજના અને જ્ઞાનતંતુના ઉપર ભારે કર પડતો જણાય છે અને આ કારણોને લીધે જ આપણને જણાશે કે પ્રજાનું સરાસરી આયુષ્ હાલમાં ઘટવાના ક્રમ ઉપર ચડયું છે આર્ય વૈદક સિદ્ધાંતે મનુષ્યનું સરાસરી આયુષ્ સો વર્ષનું કહ્યું છે થોડાં દશક ઉપર તે ઘટીને ૭૫–૫૦ નું હતું ' હાલ ૩૦–૪૦ નું ગણાય છે ' શું મનુષ્યોએ આ મહત્ત્વની વાતો લક્ષમાં

લેવાને હજી વિલંબ છે ? જો પ્રજાને ગસ્તવ ઉન્નતિમાં સ્થાપવી, હોય, પ્રજાનું જીવન વધારે સુખમય કરવું હોય, તો તેને ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત કરવાનું જ્ઞાન અને તેને સિદ્ધ કરવાના સાધનો આપવાની અમારે જ જરૂર છે જેમ જેમ સમય જશે અને આ બાબત તરફ લક્ષ આપવામાં નહિ આવે, તેમ તેમ મનુષ્યજીવનની મર્યાદા છેક જ સંકુચિત થઈ જશે.

વડોદરાના મહારાજા શ્રીમંત સરકાર ગાયકવાડ એમણે આ પ્રશ્ન હાથમાં લીધેલો જણાય છે અને આ વર્ષે ભાર્ચ માસમાં આરોગ્યની ભિન્ન ભિન્ન શાખાઓનું પ્રદર્શન ભરવાનો વિચાર પ્રકટ કર્યો છે એ અત્યંત પ્રશંસનીય છે પ્રજાના કલ્યાણને અર્થે આ પ્રકારના ઉત્તમ પ્રયત્નો શ્રીમંત મહારાજા સાહેબદ્વારા થાય એ અત્યંત અગત્યનું છે પ્રજાહિતના અનેક કાર્યોમાં આ કાર્ય પ્રથમ પંક્તિનું છે એમાં સંશય નથી, કારણ કે તે કેળવણીની ભવ્ય ઇમારતના પાયારૂપ છે

આરોગ્યનો પાયો બાલ્યાવસ્થાથી જ મજબૂત બનાવવાની આવશ્યક્તા છે અને તેથી એ કાર્ય બાળકોની કેળવણીની સાથે સાથે જ થવું જોઈએ સર્વ ભાબતોમાં આ સંબંધમાં ભાગ્યે જ કંઈ પણ થઈ શકે તેમ હોય છે અને તેથી કરીને આવા કાર્યો રાજ્યતરફથી થાય અને પ્રજાને તેનો લાભ મળે એ જ વધારે યોગ્ય છે યુરોપ, અમેરિકા વગેરે કેળવણીમાં આગળ વધેલા દેશો જ્યાં આયુષ્યનું પ્રમાણ્ આપણા દેશ કરતાં હજી વધારે છે તે દેશોનું લક્ષ આ તરફ દોરાયું છે અને પ્રજાના આયુષ્યનો કાળ વધારે લંબાય તેવાં સાધનો શોધી તેને આચારમાં મૂકવાના પ્રયત્નો થાય છે આપણી શરીરબળથી હીણું થતી પ્રજા તો હવે જરાપણ વિલંબ કરશે તેટલી તે દુર્બળ અને અલ્પાયુષી થતી જશે આથી આ પ્રશ્ને પ્રથમ હાથમાં લેવાની જરૂર છે

પાશ્ચાત્ય વિચારકો એક બીજા દેશે માં કેળવણીની કેવી પદ્ધતિઓ ચાલે છે તેનું અવલોકન કરે છે અને કયો દેશ કઈ બાબતમાં પોતાનાથી ચઢીઆતો છે તે શોધી કાઢી પોતાની પ્રજાને તેવા માર્ગે દોરી જવા યત્નશીલ થાય છે અમેરિકા કેળવણીની બાબતમાં ઘણો આગળ પડેલો દેશ છે છતાં એક વિદ્વાને એક સ્વીડનના લાકડાં ઘડનારને જોયો તે ઉપરથી તેનું શારીરિક આરોગ્ય ઘણું જ ઉત્તમ પ્રકારનું જોઈ તે દેશ સારીરિક સ્થિતિ આવી ઉત્તમ શાથી ભોગવે છે તેનો તેણે અભ્યાસ કર્યો તે ઉપરથી તે જણાવે છે કે Scandinavia and Sweden and Denmark can teach us many

things about the care and development of the human body-things that we of America never dreamed of They can show us how to develop a physique splendid in its strength and symmetry and fully equipped intellectually સ્કેન્ડીનેવીઆ, સ્વીડન અને ડેન્માર્ક મનુષ્યશરીરની સભાળ અને તેના વિકાસના સબધમા આપણને ઘણું શીખવી શકે તેમ છે; જે વસ્તુઓ આપણે અમેરિકાના લોકોના સ્વપ્નામાં પણ આવી નથી. ઉત્તમ બળવાન્ અને ઘાટીલું સુશોભિત શરીર તથા ઉત્તમ બુદ્ધિનો વિકાસ કેવી રીતે કરવો તે, એ લોકો અપણને બતાવી શકે તેમ છે

સ્કેન્ડીનેવીઆના લોકોમા આવુ ઉત્તમ આરોગ્ય કેવી રીતે કેળવવામાં આવે છે એ વગેરે સબધમા આ વિદ્વાન્ કઇક વિસ્તારથી જણાવે છે અને તેથી આરભથી જ તેના વિચારો આ સ્થળે આપવા યોગ્ય જણાશે.

" એક પ્રસગે કેટલાક લાકડાં વહેરવાને માટે મે એક સ્વીડીશ મજુરને રોજે રાખ્યો હતો તે માત્ર લાકડાં વેહેરવાનો ધધો કરી પોતાનુ ગુજરાન ચલાવતો બીજો કોઇ લાકડા વેહેરનાર આના જેવો મારા જોવામાં આવ્યો ન હોતો સવારથી તે રાત્રિપર્યંત તે અખડ કામ કર્યા કરતો. આખા દિવસમા પૂરી પાચ મિનિટ પણ તે વિશ્રાતિ લેતો નહિ. માત્ર બપોરે ખાવાની વખતે જ તે કામથી અટકતો તેની બરડાની કરોડ વ્હેલના જેવી બળવાન્ જણાતી. જેટલી વાર તે કરવતને નીચે ધકકો મારી લઈ જતો તેટલી જ વાર તેને ઉચે આવવું પડતુ કરવત જાણે કે તેને પોતાના તરફ ખેચતું હોય તેમ તે તેનાથી ખેચાતો પણ તે કરવત તેને ત્યા રોકી શકતુ નહિ કારણ કે તરત જ તે પાછો ટટાર થઇ જતો જ્યારે તે કામ કરતો ત્યારે તેના અવયવોની ગતિ સુદર જણાતી. કામવિના તે બેડોળ લાગતો પરતુ તેનામા વધારે આશ્ચર્યકારક તો એ જણાતુ કે દિવસના અતે પણ તે સવારના જેટલો જ તાજો અને બળવાન્ જણાતો

તેનુ શરીર આટલો અર્થાત પરિશ્રમ કેવી રીતે સહન કરી શકે છે તે જોતા મને આશ્ચર્ય થયુ. થાકી જવાની ફરીઆદ તેણે કદી કરી ન હતી. તે માત્ર કામ જ કર્યા કરતો તે પછી મે તેના વિષે તપાસ કરી અને તે કામ કેવી રીતે કરી શકે છે તેના વિષે આશ્ચર્ય પામવા જેવુ રહેતુ નથી

આ દેશના લોકો અમેરિકામા વિચિત્ર અને સાદા જેવા જણાય છે પરતુ તેમને નિશાળમાં આરભમા જે શિક્ષણ આપવામા આવે છે તેથી કરીને તેમ-

નામા વસ્તુઓના સબંધમા ઉંડુ જ્ઞાન જાગ્રત થાય છે અને તે જ્ઞાન કેટલુ ઉપયોગી છે એનો જો વિચાર કરવામાં આવે તો આપણા દેશના લોકોને આશ્ચર્ય થયા વિના રહે નહિ

આપણે પ્રમાણિકપણામાટે જ્યા ત્યાં બૂમો પાડી પાડીને કહીએ છીએ પરંતુ અતરની સાચી લાગણી જે સ્કેન્ડીનેવીઆના આપણા બંધુઓમાં છે તેની કસોટીએ પણ આપણે ચડ્યા નથી

સ્કેન્ડીનેવીઆની સરકાર જેટલી પ્રજાના વ્યાપારની અને દ્રવ્યની લાગણી કરે છે તેટલી જ તેમના શરીરની પણ કરે છે નિશાળની અદરના પ્રત્યેક બાળકે તરતા શિખવુ જ જોઇએ પ્રત્યેક પુરુષ, સ્ત્રી અને બાળક કસરત શાળાને ઉત્તેજન આપવાનુ ત્યા બધન છે.

અમેરિકાના ડાકટરો વ્યાધિઓમે યુદ્ધ કરયા શિવાય બીજું કંઇ જ કરતા જણાતા નથી તેઓ એક રોગને બીજા રોગવડે જ મારી કાઢવા જાય છે! પરતુ સ્કેન્ડીનેવીઆમા માત્ર પથારીવશ ન રહેવુ એનુ નામ જ આરોગ્ય ગણાતુ નથી ઉત્તમ બળવાન્ અને વીર્યવાન શરીર અને મન હોય તે જ યથાર્થ આરોગ્ય ગણાય છે આવુ સુદૃઢ શરીર જ પ્રજાના વાસ્તવિક હિતને માટે ઉપયોગી છે

સ્વીડનના લોકો કસરત કરવી એને ધર્મ માને છે. કેદખાનામાના કેદીથી માંડીને ખુદ પ્રજાના ઉપર રાજ્ય કરનાર વ્યક્તિપર્યંત સર્વને દરરોજ કસરત કરાવવામાં આવે છે ત્યાંની સરકારી શાળામા પાસ થયેલા મનુષ્યની દેખરેખ નીચે જ આ કસરત કરાવવામા આવે છે

સ્વીડનના અનંપડ સરખા બાળકો મદવાડને ઓળખતાં નથી. ચપળતા, સ્વસ્થતા, સુદરતા અને શારીરિક બળમા તે આપણા બાળકોના કરતા ચઢીઆતા હોય છે અમેરિકામા આપણે આપણાં બાળકોના શરીર સ્વભાવિક વધે તેમ વધવા દઇએ છીએ સ્કેન્ડીનેવીઆની સરકાર નાના બાળકોના શરીરનુ બંધારણ આરંભથી જ મજબુત બાંધે છે અને તેઓ ત્યાંથી જ અટકતા નથી શરીરરચના મજબૂત થયા પછી પણ તેઓ આ સાર્વજનિક કસરત શાળાઓનો લાભ લે છે આવી કસરતશાળાઓ બહુ વિસ્તારમા સ્થપાએલી છે દવાઓને સ્થાને કસરતો અને ચંપી વગેરેના પ્રયોગો ઉપયોગમા લેવાય છે માંદાઓને માટે દવાની ગરજ સારે તેવી કસરતો અને આરોગ્યયુક્ત શરીરવાળાને માટે વધારે બળવાન્ કસરતોનો ઉપયોગ કરીને લોકોમાં વીર્યવાન્ શરીર જાળવી રાખવામા આવે છે ”

પ્રજાના આરોગ્યનુ સંરક્ષણ જેમના હાથમાં છે, એવા ડૉક્ટરોના સબંધમાં પણ તે વિદ્વાન્ આગળ ચાલતા જણાવે છે

" ડૉક્ટરોના બિલ ચુકવવાની બાબતમાં પણ સ્વીડનનો રીવાજ ચીનને લોક પૂરેપૂરો નહિ પણ કાંઇક તેવી પદ્ધતિને અનુસરતો છે ચીનમાં ડૉક્ટરોનો પગાર જ્યાં સુધી મનુષ્યો તંદુરસ્ત રહે ત્યાં સુધી જ આપવામાં આવે છે. સ્કેન્ડીનેવીઆમાં દરેક મનુષ્ય પોતાની શક્તિઅનુસાર ડૉક્ટરોને પગાર આપે છે. દરેક મનુષ્ય પોતાનાથી બની શકે તેટલુ દર વર્ષે આપે જ એવુ મનાય છે કેટલાએક વર્ષ દિવસે લગભગ ચારસો રૂપિયા જેટલી રકમ આપે છે કેટલાએક માત્ર પોણોસો જેટલુ જ આપે છે પણ ઘણે ભાગે ઓછી રકમ આપનારાઓ જ હોય છે અને કેટલાક મુદ્દલ નથી પણ આપતા આ નાના દેશોમા ડૉક્ટરોના બિલ થતાં જ નથી

સ્વીડનમાં ડૉક્ટરની પદવી મેળવવાને માટે અગીઆર વર્ષ પર્યંત અભ્યાસ કરવો પડે છે આવી રીતે દરેક ડૉક્ટર ઉત્તમ પ્રકારના શિક્ષણવાળો હોવાથી તેમ જ દરેક કુટુબને તેની દેખરેખતલે રાખવાનો રીવાજ પાડવાથી મનુષ્યો બેદરકાર રહી નાની ભૂલોમાંથી જ સાવધ થઈ વધારે થતો ખર્ચ બચાવવાના

આ દેશના નિશાળના બાળકોને દર વર્ષે બે માસ પર્વતો ઉપર રાજ્યના ખર્ચે લઇ જવામા આવે છે અને ત્યાં ગ્રામ્ય રમતો વગેરે રમાડી જૂદી જૂદી રીતે તેમને ઉત્તમ અનુભવીઓના હાથ નીચે કેળવવામાં આવે છે ત્યા શ્રીમત અને ગરીબ વર્ગને સરખી રીતે રાખવામાં આવે છે આ પ્રમાણે કોઇ કોઇ પ્રસગે ૧૫૦૦ સુધી બાળકોને આ વિહારનો આનદ આપવા લેઇ જવામાં આવે છે

સ્કેન્ડીનેવીઆમા ગરીબ રહેવુ એમા કોઇ હરકત નથી પરતુ જો ત્યાં આળસુ રહેવામાં આવે તો તેમને જેલમાં પૂરવામા આવે છે પ્રત્યેક મનુષ્યને ઉપજીવિકાનાં સાધનમાટે અનુકૂળતા કરી આપવામા આવે છે આંધળાં, પાંગળા, લૂલાં સર્વએ પોતાનો નિર્વાહ જાતે જ કરવો જોઇએ

આપણે જે વાત શિખવાની શરૂઆત કરી છે તે વાર્તા આ બળવાન્ પ્રજા આગળથી શીખી છે મનુષ્યને સહાય આપવાનો ઉત્તમ માર્ગ એ જ છે કે તેને પોતાને પોતાના સહાયક થતાં શિખવવુ પ્રત્યેક મનુષ્યને કામ સોંપવામાં આવે છે અને જો તે કામ ન કરે તો તેને જેલમાં પૂરી તેની પાસેથી કામ કરાવવામાં આવે છે

ઉત્તમ આરોગ્ય એ તે પ્રજાની દેવમૂર્તિ છે આરોગ્યપૂર્ણ શરીર એ જ ઈશ્વરનું સ્વરૂપ તેઓ માને છે અને તેને પ્રાપ્ત કરવા તે સાદા કુદરતના જ માર્ગને ગ્રહણ કરે છે."

પ્રજાના આરોગ્યમાટે શું કરવાની અગત્ય છે તે પૂર્વોક્ત વિચારમાંથી ઘણું સમજાય છે આ દેશના વિચારકોએ આપણી પ્રજાને અનુકૂળ માર્ગો યોજી સત્વર પ્રજાના આરોગ્યનો પાયો મજબૂત કરવા પ્રયત્ન કરવો જોઇએ પ્રજાએ પણ પોતાનું વાસ્તવ કલ્યાણ કેવી રીતે થાય તેમ છે તે સમજવા ઉત્તમ વિચારકોતરફથી જાણી તે માર્ગોને પોતાના જીવનમાં આચારમાં મૂકી પોતાનું અને પોતાની પ્રજાનું કલ્યાણ સાધવું એ કર્તવ્ય છે કુદરતના માર્ગો સરલ છે, સુંદર છે તે રસ્તે જતાં આનંદ અને બળ ઉભયની પ્રાપ્તિ થાય છે પ્રયત્નવડે તે માર્ગને ગ્રહણ કરો



# बालकथी युवान्.

( ભોગીલાલ જયશંકર ઓઝા )

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૦૫ થી. )

( ૪ )

## શરીર-માટીનું પુતળું.

મનનું બળ વધતું જાય છે, તેમ શરીરનું બળ અનેક રીતે વધતું જાય છે શરીરના અંદરના તથા બહારના અવયવો કદમાં, વજનમાં તથા ગુણમાં વધવા માંડે છે શરીરનું બહારનું સર્વ વધારે તેજસ્વી, સ્ફુર્તિવાળું તથા કલાવાળું થતું રહે છે મનના બળનું રક્ષણ કરવાનું તથા તેને વધારે ટેકો આપી મજબુતી પકડવા દેવાનું કામ સુંદર બહારનું શરીર કરે છે.

શરીરની રચના, મનના નિરંતર વધતા જતા બળને રક્ષણ કરવાઅર્થે, તથા તેને ઉપયોગી ક્રિયા કરવાઅર્થે કુદરતે રચી છે ઘણા મોટા મનના બળને દર્શાવનારા મહાપુરુષો, શરીરના ઉત્તમ બાંધાવાળા હોય છે શરીરના સારા બાંધાને લીધે જ તેઓ કેટલીક ઉંચી શક્તિઓને સારી રીતે બતાવી શકે છે શરીરબળ અત્યંત ઉપયોગી છે તે ઘણી બાબતોના આધારરૂપ છે તે હોય છે તો જ બીજા કેટલાક બળ દીપી નીકળે છે તથા તેમની મહત્તા અંકાય છે. શરીરસામર્થ્યવિનાનું જીવન ઉચ્ચસ્થિતિએ કોષમાં જ પ્રકટ થતું જણાય છે, જ્યારે શરીરસામર્થ્યસાથે ઉચ્ચજીવનને બતાવી આપનારનાં દૃષ્ટાંતો, આપણી સમીપ અનેક ઉભાં કરી શકાય તેમ હોય છે મહાપુરુષના જીવનમાં, ઉત્તમ શરીરબળ એ એક અત્યંત મહત્વનું ચિહ્ન છે. તેમની બધી શક્તિઓનો આધાર તે છે શરીરના તે ક્યારામાંથી જ તેમના ઉચ્ચજીવનના રસમય, ફળમય, તથા ફુલમય છોડ ઉગી નીકળ્યા હોય છે અસ્થિ, રુધિર, માંસ, મજ્જા વિગેરેનું શરીર પાયાના સ્થાનમાં ઘણી મહત્વની કિંમત ધરાવે છે તેના તરફ સારૂ ધ્યાન આપી તેની કેળવણી અને બળની વૃદ્ધિનો વિચાર સર્વે કરવા જેવો છે મોટા થવાનું તે એક પહેલું પગથિયું છે

ઉત્તમ કવિઓ, કારીગરો, તત્ત્વચિંતકો, સ્વદેશહિતકર્તાઓ, રાજ્યકર્તાઓ તથા યોદ્ધાઓવિગેરે, શરીરબળને ઘણા જુસ્સાથી અને પ્રેમથી વધારતા તથા રક્ષણ કરતા, તેઓ બળની મૂર્તિરૂપ થઇ રહેતા

બાળકથી યુવાન્ થતા સુધીમાં, શરીરનું બહારનું તથા અંદરનું કદ, જુદા જુદા અવયવોસાથે, જુદી જુદી રીતે વધે છે બધાં અંગ એક સરખાં બધી સ્થિતિમાં સાથે વધતાં નથી. તદ્દન શરૂઆતની બાળક અવસ્થામાં, શરીરની

ઉંચાઇ તથા વજન ઘણી ઝડપથી વધે છે ત્યારપછી થોડો સમય આખુ અગ એક સરખી રીતે વધ્યા કરે છે, અને પાછળથી વજન કરતાં ઉંચાઇ વધારે ઝડપથી વધે છે શરૂઆતમાં છોકરીઓની ઉંચાઇ વિગેરે, છોકરા કરતા બે એક વર્ષ ઉમરમાં વહેલાં વધતાં જાય છે, પરન્તુ પાછળથી તેમાં ઘણીવખત તફાવત પડી જાય છે, તેથી છોકરાઓ વધારે ઉંચા તથા વજનમાં આગળ વધે છે અને છોકરીઓ ઉંચાઇ અને વજન બન્ને પૂરું છે કે જે પાછળથી કવચિત જ બરાબર કરવાનો સમય આવ.

સરાસરીથી જોતાં બાળક જન્મ વખતે જેટલુ ઉચુ કે, લાબુ, હોય છે, તેનાથી તે ત્રણગણુ પુખ્ત વયે ઉચુ કે લાબુ વધે છે તેનુ વજન ઓગણીસથી વિશગણુ વધે છે, એમ કેટલાક શારીર શાસ્ત્રીઓનુ મત છે તેઓ એમ પણ જણાવે છે કે બાળક તેની અઢી વર્ષની વયે, તેની અર્ધોઅર્ધ ઉંચાઇએ પહોંચે છે તથા ⅕ એક પચમાંશ વજનમાં થયુ હોય છે

ત્યારપછી પુખ્ત યુવાવસ્થા આવતા સુધી ઉંચાઇ અને વજન જૂદી જૂદી રીતે વધે છે ઓગણીશ વિશ વર્ષે ઉંચાઇમા વધવાનુ લગભગ સપૂર્ણ થાય છે ત્યારપછી ઉંચાઇમાં વધવાના દાખલા ભાગ્યે જ હોય છે

બાળકનુ શરીર મનુષ્યશરીરનુ સપૂર્ણ લઘુ સ્વરૂપ છે એમ કહી શકાય તેમ નથી કારણ તેની વૃદ્ધિ સરખા પ્રમાણમા થતી નથી બધા સ્નાયુઓ, હાડકાંઓ, મગજ વિગેરે ઉપરના પ્રમાણમાં જૂદી જૂદી રાતે વધે છે મોટી, પુખ્તવયે કોઇ ભાગ બમણો, ચારગણો કે દશગણો કે વિશગણો થાય છે કુદરતની તેમાં અપાર કારીગીરી અને કુશળતા રહેલી છે સર્વ અગ ધાટીના, પ્રમાણસર ઉપયોગી અને સુદર બનાવવા તરફ તેનુ લક્ષ્ય છે.

મગજ કદમાં પ્રથમ વર્ષમા જ બમણું કે ત્રણગણુ વધે છે અને બીજા વર્ષમાં થોડુ વધી, ચોથા, છઠ્ઠા અને આઠમા વર્ષ સુધીમાં, લગભગ પુરે પુરૂ વધે છે ત્યારપછી કદમાં વધવાનુ ઘણા થોડા પ્રસગોમાં જ બને છે પરન્તુ મગજની અંતરની સ્થિતિ સબધી વિલક્ષણ ફેરફાર થતા રહે છે શરૂઆતમા મગજનું દ્રવ્ય, કેટલીક ટેવો પાડવાના તથા વસ્તુઓ અને વિચારોને એક સાંકળથી જોડવાના સ્વભાવને કેળવવાના ગુણવાળુ થવુ જોઇએ

ઋતુના ફેરફાર સાથે શરીરની વધઘટનો સબધ રહ્યો છે વસત જેવી ઋતુમાં ઉંચાઇ વધે છે ત્યારે શિઆળાની પાનખર ઋતુમાં વજન વધે છે ઉંચાઇ વાળા અને વજનવાળા માણસોની કાર્યશક્તિઓમા કેટલોક ભેદ પડે છે કેટલીક વખત લાબો કાળ સહનશક્તિ બતાવી કામ કરવાની ઉમેદ પ્રકટે છે ત્યારે કેટલીકવખત ધૈર્ય વેળાસર છૂટી જાય છે અને સહનશક્તિ ઘટી જાય છે એકદમ ઉંચા અને એકદમ વજનદાર માણસોમા આવા ફેરફાર હમેશાં જોવામા આવ

છે સાધારણ રીતે ઉંચા માણસો સહન ઓછું કરી શકે છે ત્યારે વજનવાળા માણસો ભારે કામનો બોજો ઉઠાવે છે

બાળકોની વયના પ્રમાણમાં આવા શારીરિક ફેરફાર થતા હોવાથી, તેમનું શાળાઓનું શિક્ષણ, તે બાબતો ધ્યાનમાં લઈ વધઘટ કરવાનું છે બાર, ચૌદ વર્ષની વયે શરીર અને મન બન્નેનો વિચાર કરવાનો રહે છે શરીરનો તથા મનનો બોજો જોઈ વિચારી, તેમના ઉપર નાખવાનો છે. બેમાંથી એક, ।વના-કારણ શ્રમ વધારે પડવાથી, તેમની સ્થિતિ નબળી પડવા માંડે છે. શરીર કૃષ થવા માંડે છે, અથવા મન નબળું પડી જાય છે. શરીરને ખાસ કરીને તે વખતે વધારે જાળવવાનું છે શાળાઓમાં અભ્યાસનો બોજો જૂદા જૂદા વિષયોથી વધારવામાં આવે છે, ત્યારે તે સમયે, ઉછરતા યુવાનનું ચઢતું લોહી શોષાય છે નિદ્રા સ્વસ્થ કેટલાકને આવતી નથી, પાચનશક્તિમાં પણ ફેરફાર થઈ જાય છે માટે તેની વયે શરીરની સ્વસ્થતા સારી રીતે મેળવ્યા વિના અભ્યાસના બોજામાં, બાળકોને ઉતારી દેતા પૂર્વે તેમના વડીલો અને શિક્ષકોએ વિચારી જોવાનું છે. શરીરના બાંધાનું તે વખતમાં એક વિશેષ કાર્ય રચાય છે તે વયને જાળવી લઈ તન તથા મનને સમતોલ રાખવા પ્રયત્ન થવો જોઈએ.

બાળકોની લક્ષ રાખવાની તથા કામકાજ ઉપર ચિત્ત સ્થિર કરવાની ટેવ, શરીરબળના ટેકાથી જ કેળવાય છે શરીરબળવિના મન ચચળ થઈ જાય છે. કામમાં આળસ આવે છે મન થાકી જાય છે અને રસથી તથા ધ્યાનદથી કયાને વળગી રહેવુ નથી માટે શરીરબળના પાયાને બાળકથી યુવાવસ્થામાં જોઈએ તેટલો મજબૂત કરી લેવો મોટા નીતિજ્ઞ, કુશળ પુરુષો તે વડે જ વિજય મેળવવાની કુંચીને પામ્યા છે જૂના તથા નવા, આ દેશના તેમ પર દેશના, સર્વના ઇતિહાસમાંથી ઉત્તમ શરીરબળવાળા મહાપુરુષોના દાખલા એક નહિ પણ અનેક મળી આવે છે તમે જેને મોટા થએલા અત્યારે જોતા હો તેમને બે ચારને યાદ કરો અને જાણશો કે તેઓ ઉત્તમ શરીરબળવાળા હતા જ બધી દિશામાં અને બધી શાખામાં મોટા પુરુષો કે સ્ત્રીઓ જુઓ તે બધામાં શરીરનુ બળ ઉભરાતુ જણાતુ તેમનાં મુખ, નેત્ર, ભુજા બળથી જાગતા ટટાર થઈ રહેલા જણાતાં તેમનુ ચિત્ર જુઓ અને તમને શરીરમાં વેગ આવ્યાવિના નહિ રહે. તમે ઉત્સાહથી બેઠા થશો અને બેઠા હશો તો ઉભા થઈ દોડશો કામ કરવાનો વેગ હાથ ઝાલ્યો રહે તેવો નથી. શરીર, મન, ઇન્દ્રિયો, અને બધી નાડીઓ શરીરના ધસમસતા બળથી કામ કરવા ઉભી થઈ રહે છે શસ્ત્ર સજે છે અને વિજય મેળવે છે.

# વિચારના સંબંધમાં વિશેષ.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૦૧ થી )

૪. વિચાર મનમાંથી ઉત્પન્ન થતાં જ તે એક પ્રકારના સૂક્ષ્મ પ્રવાહરૂપે વહેવા માંડે છે તે કંઇ મનના પ્રદેશમાં ઉઠી ત્યાંનો ત્યાં રહેતો નથી. મનમાંથી નીકળી તે બહાર પ્રવાહરૂપે વહે છે અને અનંત પ્રદેશમાં તેની મોજ વ્યાપી જાય છે આ કેવી રીતે બને છે તે દૃષ્ટાંતથી વિચારીએ આપણે મોટા વિશાળ તળાવની પાળઉપર બેશી તેમાં એક કાંકરો નાખીએ તરત જ જે જગાએ કાંકરો પડે છે ત્યાંથી ગોળ કુંડાળાં થવા માંડે છે એ કુંડાળું ધીરે ધીરે મોટું થતું જાય છે અને આગળ ને આગળ વધતું જ જાય છે આમ ને આમ તે ઘણે દૂર જાય છે જો શરૂઆતમાં તેને વધારે જબરો વેગ મળેલો હોય છે તો તે તળાવના બીજા કિનારાસુધી પણ જાય છે આપણને તેની સૂક્ષ્મ ગતિ જોવાનું બલ હોતું નથી તેથી થોડે દૂર ગયા પછી આપણને તે અટકી ગયેલું લાગે છે, પરંતુ ખરી રીતે તેમ બનતું નથી આ જ પ્રમાણે મનના પ્રદેશમાંથી એક સંકલ્પ ઉઠતાં તે તરંગોની માફક વહે છે અને આ કારણથી તેને આંદોલન-તરંગ એવું નામ આપવામાં આવે છે.

તમે તાઉસ કે સતાર કે બીજું કોઈ તંતુવાદ્ય વગાડતાં સાંભળ્યું હશે જ એના તારઉપર આંગળી ફરતાં તેમાંથી ધ્વનિ અથવા શબ્દ પ્રકટે છે તે પણ મોજાંની માફક વહેવા માંડે છે અને પાસેના મનુષ્યોના કાનને અથડાય છે આ મોજાં-આંદોલનો, શબ્દના આંદોલનો કહેવાય છે શબ્દના આંદોલનો આપણને સાંભળવાથી પ્રત્યક્ષ થાય છે તેથી આપણને તે આંદોલનો છે એમ જણાય છે વિચારના આંદોલનો એ કંઇ ઇંદ્રિયોથી અનુભવી શકાય તેમ નથી પરંતુ મનથી જ તેનો અનુભવ થઈ શકે છે પરંતુ તે મનસાથે ક્યારે કેવી રીતે અથડાય છે તે આપણને જાણવામાં ન હોવાથી આપણને વિચારના આંદોલનોવિષે શંકા થાય તેમ છે પરંતુ વિચારના આંદોલનો કેવી રીતે આપણને અથડાય છે તે સબંધમાં આપણે વિચારીશું ત્યારે જણાશે જ કે તે છે એમાં શંકા જેવું નથી

સજાતીય, સજાતીયને આકર્ષે છે એ નિયમ આપણે આગળ જોઇ ગયા. તે જ નિયમે સજાતીય વિચારો પણ એક બીજાસાથે મળી

જવાના સ્વભાવવવાળા હોય એ સ્વાભાવિક છે આથી કરીને આપણે જેવા વિચાર કરીએ તેવા વિચારના આંદોલનો જ આપણી તરફ ખેંચાઈ આવે છે. આપણે જો વધારે ઉંડા ઉતરીને વિચારી જોઈશું તો આપણુને જણાશે કે જ્યારે આપણે કોઈ એક બાબત વિષે વિચાર કરીએ છીએ ત્યારે તે બાબતને લગતા ઘણી જાતના વિચારો આપણને સ્ફુરવા માંડે છે. આ બધા વિચારો કંઈ આપણા પોતાના જ હોતા નથી, પરન્તુ બીજાના વિચારો આંદોલનરૂપે આવી આપણા મનસાથે અથડાય છે અને આપણને તે વિચાર પ્રકટેલો જણાય છે. આપણને એમ લાગે છે કે તે આપણા મનમાંથી પ્રકટ થયો છે પરન્તુ ઘણે પ્રસંગે તેમ બનેલુ હોતું નથી માત્ર આપણો પોતાનો વિચાર ક્યો અને બીજાનો ક્યો એ પારખવાની આપણી શક્તિ ન હોવાથી જ આપણને એમ લાગે છે

આ ઉપરાંત વળી જુદાં જુદાં આંદોલનોની ગતિ, તેનુ સ્વરૂપ અને તેના અંશમાં ભેદ હોય છે અને તેથી કરીને જ્યારે તે અંશ વગેરેમાં વધારે સમાનતા હોય છે ત્યારે જ તે આપણા મનસાથે આવીને અથડાય છે. વિચાર કરવાની શક્તિના પ્રમાણે આ ભેદ પડે છે એકને એક જ બાબતમાં એક મનુષ્ય ઘણા ઉંડા વિચાર કરી શકે છે, તેને તે વિચાર ઘણા સમય કરી શકે છે, ત્યારે બીજા મનુષ્યને તે બાબતમાં ઉપર ઉપરના જ વિચારો આવે છે. વધારે સમય પણ એક જ વિચારને તે ધારણ કરી શકતો નથી આથી એક જ વિચાર બે જુદા જુદા મનુષ્યો કરે છે છતા તે બન્નેના વિચારથી પ્રકટતા આંદોલનોની ગતિ, અંશ તથા સ્વરૂપમાં ભેદ પડે છે અને તેથી તે બન્નેના વિચારો એકબીજા-સાથે એકત્ર થતા નથી. જો બન્નેના અંશવગેરે સરખા થઈ શકે તો જ એક બીજાના વિચાર સાથે સાથે મળી જાય છે

વાઘત્રના તાર ઉપર આ વાત બહુ સારી રીતે જણાય છે તમે એક તાર 'સા' ના સુર ઉપર મેળવેલો છે બીજો તાર પણ જો તમે તે જ સુરમા મેળવેલો હશે અને જો તે બીજા તારને જ તમે હલાવશો તો તેમાંથી આંદોલનો ફુટશે અને જે તાર 'સા' ના સુર ઉપર મળેલો છે તેની સાથે જઈ તરત જ અથડાશે અને તે તારમા ઝણઝણાટ પોતાની મેળે જ ઉત્પન્ન થશે તમારે હાથે તેને હલાવવાની જરા પણ જરૂર રહેશે નહિ પરન્તુ જો તમે 'સા' વિના 'રી' અથવા બીજા કોઇ સુર સાથે મળેલો તાર હલાવશો તો 'સા' વાળો તાર જરા પણ હાલચાલ કરશે નહિ

વિચારનાં આંદોલનો પોતાના સજાતીય તરફ આકર્ષાય છે આપણા વિચારથી વિરોધી વિચારોના આંદોલનો આપણા તરફ કદી આવતાં નથી પરંતુ તે પાછાં જાય છે

સંદેશા મોકલવાનાં તાર વિનાના યંત્રો જે નિકળ્યાં છે તેમાં પણ આજ પ્રમાણે બને છે જો બે યંત્રો એક બીજાસાથે સમાન રીતે ગોઠવવામાં આવ્યાં હોય છે તે જ એક બીજાના સંદેશા ગ્રહણ કરી શકે છે જો બીજું યંત્ર સમાન રીતે ગોઠવેલું ન હોય તો તેમાંથી મોકલેલો સંદેશો પ્રથમ યંત્ર ગ્રહણ કરી શકતું નથી. આ યંત્રોની રચના પણ જણાવે છે કે આંદોલનો જેવી કંઈક વસ્તુ છે અને તે સજાતીય પદાર્થો સાથે અથડાય છે.

વિચાર આ પ્રમાણે મનમાંથી પ્રકટી સ્થૂળ આંદોલનરૂપે પ્રત્યક્ષ થાય છે વૈખરી વાણી અથવા શબ્દ એ જેમ પરા વાણીનું સ્થૂલ રૂપ છે, તેમ આંદોલનો પણ વિચારનું સ્થૂલ રૂપ છે તે આપણને ઇંદ્રિયથી પ્રત્યક્ષ નથી પરંતુ જેમ સ્વરનાં, વિદ્યુતનાં વગેરે આંદોલનો પણ પ્રત્યક્ષ નથી પરંતુ તેના કાર્ય ઉપરથી જણાય છે કે તે છે, તે જ પ્રમાણે વિચારનાં આંદોલનો માટે પણ તેના કાર્ય ઉપરથી નિર્ણીત થાય છે કે તે છે.

આપણે જગતમાં અનેક પદાર્થો, મનુષ્યો વગેરે સાથે સંબંધ થઈ જાય છે તેનું કારણ આપણાં આંદોલનો છે. આપણાં આંદોલનો આપણી ભૂમિકાના આપણા સમાન વિચાર કરનારાના મનસાથે અથડાય છે અને કોઈ અગમ્ય રીતે આપણો સંબંધ થઈ ગયેલો જણાય છે

વિચારનું આંદોલન—મોજાં રૂપે પ્રકટ થવું એ તેને સ્થૂળ રૂપ ધારણ કરવાનો આ ચોથો પ્રકાર છે.

(અપૂર્ણ)

## પરાજય પછી વિજય કોણે જોયો.

જ્યોર્જ સ્ટીવન્સન, એક કોલસાની ખાણમા કામ કરનાર પિતાનો પુત્ર હતો, કે જેણે આપણને પહેલી જ રેલ્વે ગાડી બાંધી આપી વરાળ યંત્રની શોધ કરનાર તે જ પ્રથમ પુરુષ હતો. પણ તેની સત્તર વર્ષ સુધીની જીંદગી અભણ અવસ્થામા ગઇ હતી તેને ત્યા સુધી કાઇ પણ લખતાં વાચતાં આવડતું નહિ.

× × × ×

ડા. સેમ્યુઅલ સ્માઇલ્સ પહેલા સરજ્યનનુ કામ કરતો પરતુ પાછળથી તેણે શસ્ત્ર છોડી કલમ હાથમા લીધી અને તેમા વિજય મેળવ્યો

× × × ×

એડિસને પોતાની જીંદગીની શરૂઆત એક ન્યુસપેપર બોય-ફેરીઆ તરીકે કરી હતી અને પછી તે પોતાનું એક સ્વતત્ર પત્ર કાઢવા શક્તિમાન થયો હતો

× × × ×

સર હેનરી ઇરવીંગ, ઇસ્ટ ઇન્ડીઆ કપનીમા એક કારકુનનુ કામ પહેલાં કરતો હતો કે જેણે પાછળથી દુનિઆના સ્ટેજ ઉપર એક પ્રથમ નામ ઉત્તમ નાટકકાર તરીકે આજ સુધી મૂકયુ છે

× × × ×

નેપોલિઅન નિબધ કે વાર્તા લખનારતરીકે નિષ્ફળ નીવડયો હતો

× × × ×

પ્રેસીડન્ટ લીન્કને દુકાનદાર તરીકે નિષ્ફળતા મેળવી હતી શેકસપીઅર ઉનના વેપારીતરીકે કાંઇ કરી શકયો ન હતો કવિ તરીકે તે જગપ્રસિદ્ધ છે, અને અદ્વિતીયપદ ધારણ કરી રાખ્યુ છે

× × × ×

જ્યોર્જ સોનીઅરે ખીલાના ધધાથી કામ કરવાનુ શરૂ કર્યું. પછી તે ઘડવાનું કામ શીખ્યો અને એક નાનુ લોખંડનુ કારખાનુ કાઢયું શેફીલ્ડમા તે સર્વથી ધનાઢય પુરુષ કહેવાય છે અને લોર્ડ મેયરનો હોદ્દો મેળવ્યો છે

× × × ×

થોમસ કુક જે આજે દુનિઆ ઉપર પ્રસિદ્ધ છે અને જેની અનેક શાખાઓ અને પેઢીઓ ઠેકાણે ઠેકાણે સ્થપાએલી છે તેણે પોતાની શરૂઆત એક છાપખાનાના ધંધામાં કરી હતી. તેની સઘળા ભવિષ્યની કારકીર્દી તેને ૧૮૫૧ ના મોટા પ્રદર્શન વખતે જે એક વિચાર સૂઝ્યો તે ઉપરથી રચાઇ છે

તે વખતે તેની ઉમર ફક્ત સત્તર વર્ષની હતી. તેના પિતા પોતાનુ રહેવાનુ ઠેકાણું ડર્બીં હતુ ત્યાથી પ્રદર્શનમાં કેમ ગામના લોકોને જોવા સારૂ લઇ જવા તેના વિચાર અને વ્યવસ્થામાં હતા. તે ઉપરથી કુકને વિચાર આવ્યો કે શા માટે ફક્ત ડર્બીથી જ પ્રદર્શન જોવા જનારની વ્યવસ્થા કરવી અને બીજા બધા ગામથી નહિ? સાધારણ મજુરવર્ગ વિગેરે પણ લંડનનુ પ્રદર્શન કેમ જોઇ ન શકે? જ્યારે તેમના ખીસ્સામા પૈસા હોય ત્યારે જ આ ગોઠવણ કરી હોય તો જરૂર તે બધા પ્રદર્શન જોવા તૈયાર થશે

તે ઉપરથી તેણે એક એકસકરઝન ટ્રેન તૈયાર રાખી અને એજન્ટો રાખી ગામમાં બેન્ડ વગડાવ્યુ અને ખાલી ગાડીઓ જ્યાં ત્યાં તૈયાર રાખી આ ઉપરથી પરિણામે પ્રદર્શન પુરૂ થતાં સુધી કુક ૧૬૫,૦૦૦ જેટલા પ્રેક્ષકોને પ્રદર્શનમાં લઇ જવા સફળ થયા હતા

---

## સર જૉન ફ્રેંચ

વર્તમાન યુદ્ધમાં આપણી સરકારના લશ્કરના વડા સર જૉન ફ્રેંચ વિષે કેટલીક વાત જાણતાં તે સ્વપરાક્રમ વડે કેવી રીતે આટલી માહન પદવીને પ્રાપ્ત થયા છે તે જણાઇ આવશે તેમના વિષે લખતાં એક લેખક જણાવે છે

"કુટુબમાં અને તેમના ઉત્તમ મિત્ર મંડળમાં તેમને 'જૅક ફ્રેંચ' એ નામથી ઓળખવામાં આવે છે તેમનાં માતાપિતા તેમને બાલ્યાવસ્થાથી મુકી આ લોક છોડી ગયાં હતાં અને તેમની મોટી બહેનોએ જ તેમને ઉછેરી મોટા કર્યાં હતા. તેઓએ માતા તરીકે તેમનુ પાલન કર્યું હતુ તેરવર્ષની વય સુધીમાં તેમને હૅરોની એક નિશાળમાં પ્રાથમિક શિક્ષણ મળ્યુ હતુ. તે પછી તે દરિયાઇ લશ્કરમાં દાખલ થયા જ્યાં પૂર્વે તેમના પિતા નોકરી કરતા હતા તે બહુ જુસ્સાવાળા હતા અને તેથી ઘણીવાર તેમના વર્તનમાં તેમને સાવધ રહેવા સૂચનાઓ કરવી પડતી પરતુ પાંચ વર્ષ સા નોકરી કરી તેટલામાં જ તે લેફ્ટનન્ટની જગા મેળવવાને ભાગ્યશાળી થયા ત્યાંથી તેમણે એકદમ નોકરી બદલી નાંખી અને લશ્કરમાં દાખલ થયા અને થોડા જ સમય ઉપર થયેલી આફ્રિકા ખાતેની લડાઇમાં તેમણે બહુ આશ્ચર્યકારક સહાય કરી વિજય મેળવવામાં મદદગાર થયા

થોડાક મનુષ્યો કદાચ જાણીને ખુશી થશે કે તેમની ઉમ્મર ઓગણસાઠ વર્ષની બરાબરી ઉચાઇ કરતાં વિશેષ નથી. તેમની ઉંચાઇ પાંચ ફુટને ૭ ઇંચ છે."

# સીતા-વનવાસ.

## દ્વિતીય.

### ચિત્રપટ.

શ્રીરામચંદ્રજી સિંહાસનપર બેશી નિષ્કંટક રાજ્યશકટ ચલાવવા લાગ્યા. પોતાની પ્રજાનું પુત્ર પ્રમાણે પાલન કરવું એ પોતાનું કર્તવ્ય છે એવી તેઓની ભાવના હતી. તેમની સુયન્ત્રિત રાજ્યઘટનાથી કોસલ દેશની પ્રજા અત્યાનંદિત થઇ સઘળે ધન અને સુખનો વરસાદ વર્ષવા લાગ્યો। તે સમયના પ્રજાજનોને જેટલું સુખ મળતું તેટલું તેઓને બીજા કોઇપણ રાજાના સમયમાં મળ્યું નહિ હોય શ્રીરામચંદ્રજી હમેશા નિયમિત સમયે મંત્રીજનસહ સભામા બેશી રાજ્યકારભારનું કામ મન લગાડીને કરતા આ પ્રમાણે કામ સંપૂર્ણ થતાં જે તેમને વખત મળતો તે વખત તેઓ સીતા દેવી અને બીજા બન્ધુઓ સાથે વાર્તાલાપમાં ગાળતા આ પ્રમાણે સુખમાં, આનંદમાં કેટલાક દિવસો વીત્યા બાદ એક આનંદનો બનાવ બન્યો કૌશલ્યા દેવીને હવે જલદી જ પૌત્રમુખ જોવાનો લાભ મળશે જાણી આનંદ થયો આ આનંદની વાર્તા સાભળી આખા રાજ્યભવનમાં આનંદોત્સવ શરૂ થયા હવે આપણને જલદી જ રાજકુમારનાં દર્શનનો લાભ થશે એવી આશામાં સઘળા અયોધ્યાવાસી લોકો આનંદમાં મગ્ન થયા દરેક ઘરદીઠ દરેકે દરેક જણ સ્વઇચ્છાએ ઉત્સવ કરવા લાગ્યા

કેટલાક દિવસો વીત્યા મહર્ષિ ઋષ્યશૃંગે યજ્ઞ કરવાનો આરંભ કર્યો તે યજ્ઞ માટે ઋષિયોએ શ્રીરામચંદ્રજીને સઘળા પરિવારસહિત આમંત્રણ કર્યું. સીતાદેવી સગર્ભા હોવાથી યજ્ઞમા જઇ શક્યા નહિ શ્રીરામચંદ્રજી અને લક્ષ્મણજી પણ સીતાદેવીના અત્યાગ્રહે અયોધ્યામા જ રહ્યા કૌશલ્યા, સુમિત્રા વગેરે રાજમાતા, વસિષ્ઠઋષિ અરૂંધતીસહ ઋષ્યશૃંગમુનિના યજ્ઞમાટે ગયા. જાનકીને તેવી સ્થિતિમા એકલા મુકી જવાની કોઇની જ ઇચ્છા નહોતી, પણ ન જતાં ઋષિ કોપાયમાન થશે એવા ડરથી તેઓને જવુ પડયુ હતું

આ બનાવના કેટલાક દિવસ અગાઉ રાજા જનક પોતાની પુત્રી અને જમાત્રને મળવામાટે અયોધ્યામાં આવ્યા હતા. કૌશલ્યા, સુમિત્રા વગેરે સઘળા પર્ણનારાયણનાં દર્શને ગયા પછી તે પણ પાછા મિથિલા નગરી વિષે પધાર્યા. જાનકીને સાસુના જવાથી ઘણુ જ માઠું લાગતું હતું, તેમાં વળી તેમનો પિતા

પણ ગયો તેથી તેમને ઘણું જ દુખ થવા લાગ્યું. તેમના કોમલ મનને તે વિરહ સહન થઇ શક્યો નહિ તે ગર્ભવતી હોવાથી તે સગર્ભાના મનને માઠું ન લગાડવુ એવી શ્રીરામચંદ્રજીની ઇચ્છા હતી, જેથી તે હમેશા તેમની પાસે બેશી તેમનુ મન રીઝવતા.

એક દિવસે શ્રીરામચંદ્રજી સીતાદેવીસહ વાતો કરતા બેઠા હતા એવામાં દ્વારપાળે અષ્ટાવક્રમુનિ આવ્યાની ખબર આપી તે અંદર આવી અતિ દીનતાથી બોલ્યો " મહારાજાધિરાજ 'ઋષ્યશૃંગમુનિના આશ્રમમાંથી અષ્ટાવક્રમુનિ પધાર્યા છે તેઓ આપની મુલાકાત લેવા ઇચ્છે છે. " આ વાક્ય સાંભળતાં જ શ્રીરામચંદ્રજીએ તેમને અંદર લેઇ આવવા માટે દ્વારપાળને આજ્ઞા કરી દ્વારપાળ મુનિમહારાજાને લેઇ અંદર દાખલ થયો. બન્નેએ મુનિને નમન કર્યું અને તેઓને આસન આપ્યુ મુનિવર્યે રામચંદ્રને 'ચિરંજીવી થાવ' એવો આશીર્વાદ આપ્યો ઋષિ પોતાના આસનપર બેઠા, પછી શ્રીરામચંદ્રજીએ પુછ્યુ " ભગવન્ ઋષ્યશૃંગજી કુશળ છે ને ? તેમનો યજ્ઞ નિર્વિઘ્નપણે પાર પડે છે ? " સીતાદેવી બોલ્યા " ભગવન્ ! મારા ગુરુ દેવ અને આર્યા શાંતા તેમ જ અન્ય સર્વ ખુશીમા છે ને ? તેઓ કો કાળે પણ સ્મરણ કરે છે કે ? "

આ પ્રમાણે સ્વાગત થયા પછી, અષ્ટાવક્રમુનિ બોલ્યા " દેવિ ! ભગવાન વસિષ્ઠે આપ પ્રત્યે એવો સંદેશો કહાવ્યો છે, જે સાક્ષાત્ દેવી વિશ્વંભરા પૃથ્વીથી આપનો જન્મ છે જનકજેવા સાક્ષાત્ બ્રહ્મદેવ સરખા રાજા તમારા પિતા છે. સૂર્યવંશી જેવા જગતમાં શ્રેષ્ઠ ગણાતા વંશમા તમારો નિવાસ છે સૂર્યવંશના પ્રતાપી રાજપુત્ર—સાક્ષાત્ અવતારી પુરુષસાથે તમે સંબંધથી જોડાયા છો તો હવે પરમાત્માપાસે મારે શાની યાચના કરવાની હોય ? છતાયે હુ પ્રભુપાસે રાત્રદિવસ પ્રાર્થના કરૂ છુ કે તમે જલદી શાંતેથી વીરપ્રસુતા થાઓ "

આ વાક્ય સાંભળી સીતાદેવીએ લજ્જાયુક્ત નીચે નિહાળ્યુ શ્રીરામચંદ્ર પ્રસન્નમુદ્રાએ બોલ્યા 'જ્યારે ગુરુદેવ વસિષ્ઠ સ્વમુખે આવાં આર્શિવચનો વદે છે તો તે અવશ્યમેવ સત્ય જ થશે ! હવે શંકા અને સહાયની મુદ્દલે આવશ્યકતા નથી મારા મનોરથો ત્વરિત પરિપૂર્ણ થશે.

અષ્ટાવક્રમુનિએ આગળ ચલાવ્યુ " રામચંદ્ર ! અરુંધતીદેવી, આપના માજી, તેમ જ આર્યા શાંતાએ આપને પુન પુન જાગ્રત કરી કહાવ્યુ છે કે સીતાદેવીને જે સમયે જે ઇચ્છા ઉત્પન્ન થાય તેમની તે તે ઇચ્છાઓ ત્વરિત પૂર્ણતાને પામે એવી સાવધતા રાખજો તેમાં મુદલે સહાય શાત્ત રાખતા નહિ. "

શ્રીરામચંદ્ર બોલ્યા "આપ તે સર્વને મારા સાષ્ટાંગ પ્રણામ કહેજો અને જણાવજો કે તેમના આ અમૂલ્ય ઉપદેશમાટે આ રામ તેમનો ઘણો જ આભારી છે સીતા દેવીને જે સમયે જે ઇચ્છા દૈહભવશે તે સર્વ તત્કાળ સપ્રેમ પરિપૂર્ણ કરવામાં આવશે. તેમાં મુદલે ન્યૂનતા અગર દુર્લક્ષ કરવામા નહિજ આવે."

અષ્ટાવક્રમુનિ બોલ્યા "દેવી જાનકી, ઋષ્યશૃંગ મહર્ષિએ અતિ પ્રેમે આદરપૂર્વક આપને એવો સંદેશો મોકલાવ્યો છે જે, આ સમયે તમો પૂર્ણ દિવસોને વ્યતીત કરતાં હોવાથી અમો તમોને યજ્ઞસમારંભના આનંદમાં ભાગ લેવા આમંત્રી શકતા નથી, તે માટે માઠું લાગાડવું નહિં આપને આનંદમાં રાખવા શ્રીરામચંદ્ર અને લક્ષ્મણજી છે જ. વળી આ યજ્ઞ સંપૂર્ણ થતાં અમો સઘળા અયોધ્યામાં આવશું તે સમયે તમારા ખોળામા રમતા રાજકુમારને જોવાની અમોને ઇચ્છા છે તે પરમાત્મા પૂર્ણ કરશે જ!"

આ સાભળી શ્રીરામચંદ્રને ઘણો જ આનંદ થયો, અને બોલ્યા "મારાપર ભગવાન્ વસિષ્ઠે કઇ સંદેશો કહાવ્યો છે."

અષ્ટાવક્રમુનિ બોલ્યા "મહારાજ વસિષ્ઠે કહાવ્યું છે જે, હાલમા અમો યજ્ઞકાર્યમાં જોડાયેલા હોવાથી કેટલાક દિવસો અમારાથી ત્યા આવી શકશે નહિ જેથી આપના પ્રજાપાલનકર્તવ્યમાં કઇ પણ વિઘ્ન ન આવે એવી મારી ઇચ્છા છે. તમો હજુ બાળવયમા જ છો સિંહાસનારૂઢ થયે હજુ વધારે સમય વીત્યો નથી જેથી પ્રજાને સંતુષ્ટ રાખવા આપે યત્ન કરવો ઉચિત છે પ્રજા સંતુષ્ટ હોવાથી રાજાની કીર્તિ વધે છે. અને રઘુવંશનો કીર્તિ એ જ પરમ ધર્મ છે!"

ઉપરનું વાક્ય સાંભળી શ્રીરામ બોલ્યા "ગુરુજીની આ આજ્ઞાથી મારાપર મોટો અનુગ્રહ થયો એવું હું સમજું છુ તેમની આજ્ઞા અને ઉપદેશ મને પરમ વંદ્ય છે તેમના ચરણકમળે મારા શિરસાષ્ટાંગ પ્રણિપાત જણાવજો વળી વિશેષમા કહેજો કે પ્રજાને સંતુષ્ટ કરવા મારે દયા, સ્નેહ, સુખભોગ–વળી તેથી પણ આગળ વધી વખતે પ્રિય જાનકીનો ત્યાગ કરવો પડે તો તેમ કરીને પણ પ્રજાપાલનમાં હું તત્પર રહીશ તે વિષે આપ તદન નિર્ભય રહેજો પ્રજાપાલનનો વિચાર મારા હૃદયમાથી એક પળવાર પણ દૂર થતો નથી તે વિચારઆગળ અન્ય વિચારો મારે મન તરણાસમાન છે!" શ્રીરામચંદ્રનાં આ વચનો સાંભળી સીતાદેવીને ઘણો જ આનંદ થયો. તે બોલ્યા "આપ જો પ્રજાપાલનમાં આટલા બધા તત્પર ન હોત તો સર્વ જગતે આપને રઘુકુલશ્રેષ્ઠ એવી સંજ્ઞા આપી જ ન હોત!"

અપૂર્ણ.

# एक विख्यात फ्रेंच लेखक.

અઢારમા સૈકામા ફ્રાન્સની રાજ્યધાનીમા ઘણા પ્રતિભાસપન્ન પુરુષો થઈ ગયા છે વૉલ્ટેર, ગેલિઆની, ગ્રિમ, ટરગોટ, ડિડેરો વગેરે અનેક પુરુષો થઈ ગયા તેમાં ડિડેરોનુ જીવનવૃત્તાંત અદ્ભુત છે

ડિડેરો ઉંડો વિચારક હતો, અર્થાત લેખક હતો, વાત કરવામાં તેની સરખામણી કોઈ સાથે થાય તેમ નહોતી, મનુષ્ય જીવનમાં રાક્ષસી કામ કરનાર તે જ હતો તેનુ જીવન માનસશાસ્ત્રની દૃષ્ટિથી અવલોકન કરનારને ભારે ગુચવણમા મૂકે એવું હતુ

ડેનિસ ડિડેરો તર્કશાસ્ત્રમા નિષ્ણાત હતો તેની જ સાથે તે ગૂઢ વિદ્યાઓનો અભ્યાસી હતો, તે નાસ્તિક હતો તેમ જ આસ્તિક પણ હતો, તે સાધુ પણ હતો અસાધુ પણ હતો. તેનુ જીવન ભવ્ય વિચારોથી ભરેલુ જણાતુ તેની જ સાથે નીચી ભાવનાઓથી પણ તેવુ જ પૂર્ણ જણાતુ તે અધમ પણ ભાસતુ તે દિવ્ય પણ જણાતુ.

આ પુરુષના જીવનના સબધમા વિચાર કરનાર પુરુષો કહે છે કે આપણા ઘણા સિદ્ધાંતો અને ઘણી બાબતના તાત્વિક નિર્ણયોને તે ખોટા પાડી દે તેવુ છે

ઉત્તમ માતાપિતાના બાળકો ઉત્તમ જ નિવડે છે એ સિદ્ધાંતને તેનુ જીવન જડમૂળથી ઉખેડી નાખે છે તે અત્યત ઉચ્ચ અતઃકરણવાળાં માતાપિતાને ત્યા જન્મ્યો હતો, છતા નૈતિક દૃષ્ટિએ જોતાં તે કુળમાં કલકરૂપ હતો

કૉલેજ છોડ્યા પછી તેને પૂછ્યુ કે હવે તુ શુ કરીશ, તેના ઉત્તરમાં તેણે પ્રતિજ્ઞા લઈને કહ્યુ કે હવે હુ કશુ જ કરવાનો નથી આમ છતાં તેણે જે કર્યુ છે તે તેના સમયના મનુષ્યોએ જે કઈ કર્યુ તેના કરતાં ઘણુ જ વધારે કર્યુ છે અને તે વધારે કર્યુ છે એટલુ જ નહિ પરતુ તે પણ સારી રીતે કર્યુ છે

અવશ્ય ડિડેરોએ જ્યારે પ્રતિજ્ઞા કરી ત્યારે તે સારી રીતે જાણતો જ હતો કે તેને કશુ જ કરવાનુ નથી પોતાના વાક્યનો મર્મ તે પૂરેપૂરો સમજતો હતો પરતુ તેણે થોડા જ સમયમા લગ્ન કર્યુ ગરીબ સ્થિતિનો હતો અને ઇચ્છાએ કે અનિચ્છાએ હવે તેને કઈ પણ કરવાની અગત્ય હતી કે જેથી તેને થોડા પણ પૈસા મળે. પોતાની સ્ત્રીને કપડાં, ખાવાનુ અને રહેવાને

સ્થાન એટલી વસ્તુની તો અગત્ય જ હતી અને તેથી તેટલું મેળવવાને પણ તેને કંઇક કરવું જ જોઇએ એમ તેને લાગ્યું.

આજ સુધી તેણે કશું જ કર્યું નહોતું પરંતુ તેને એટલો ખ્યાલ હતો કે તે કંઇક લખી શકશે, અને તેથી પોતે કલમ હાથમા પકડી ભૂખે મરતો મનુષ્યો પ્રાણ ઉપર આવી જેવો પ્રયત્ન કરે તેવો પ્રયત્ન આરંભ્યો.

તેના આ પ્રકારના પ્રયત્નથી તેની સ્ત્રી પ્રસન્ન થઇ, પરંતુ તેની સ્ત્રીતરફ હવે તેને અભાવ ઉપજ્યો હતો લગ્ન પછીના થોડા દિવસો ગયા—લગ્ન પછી વધૂપર અન્ય સ્થળે વિહારાર્થે જાય છે તે પ્રમાણે ગયા અને થોડા જ દિવસ થયા એટલામાં જ એક પેરિસના બેરિસ્ટરની સ્ત્રીસાથે તેને સ્નેહ બંધાયો આ સ્ત્રી જેટલી દુષ્ટ હતી તેટલી જ અભિમાની હતી અને તેથી તેની અનેક પ્રકારની ઇચ્છાઓને સંતોષવા માટે ડિડેરોને ઘણું વધારે લખી વિશેષ દ્રવ્ય મેળવવાની જરૂર પડતી.

પોતાની પ્રિયતમાને શાહામૃગનાં પીછાં, ઉંચાં વસ્ત્રો, ઉંચાં સુગંધભર્યાં સેન્ટ વગેરે આપવાને માટે કમાવું પડતું તે પ્રયત્નમાં "Philosophical thoughts" "ફીલૉસોફીકલ થૉટસ" અથવા તત્ત્વસંબંધી વિચારો નામનું અત્યંત ઉત્તમ અને બળવાન્ વિચારોથી ભરેલું પુસ્તક તેણે લખી કાઢ્યું આ પુસ્તકના વિચારો અત્યંત બળવાન્ અને જાગ્રતી લાવનાર હતા; તે હદ કરતાં વધારે ઉશ્કેરનાર હતા અને તેના પરિણામે જો કે તે લેખક તરીકે ઘણો પ્રાસદ્ધ થયો પરંતુ તેને 'જેલજાત્રા' કરવી પડી

તુરંગમાથી નીકળ્યા પછી તેણે ઘણા લેખો લખ્યા. તેમાના ઘણા સુંદર અને ભવ્ય વસ્તુઓથી ભરેલા હતા ત્યારે કેટલાક હલકા પણ હતા. આ સર્વમાંથી તેણે 'એન્સાઇક્લોપીડીઆ' અથવા સર્વ પ્રકારની માહીતી રાખનાર વિશાળ ગ્રંથ જે લખ્યો તે વિષે કંઇક વિશેષ જાણવાજેવું છે

ઇ સ. ૧૭૪૫ માં તેની ઉમર ૩૨ વર્ષની હતી તે સમયે પેરિસના લે બ્રેટન નામના ચોપડી વેચનારને મળ્યો તેણે એવી સલાહ આપી કે તું એવું પુસ્તક લખ કે જે બધી જાતના પુસ્તકોની ગરજ સારે નમુનામાટે તેણે એક અંગ્રેજી આવા પુસ્તકનું ફ્રેંચ ભાષામાં ભાષાતર થયેલું હતું તે બતાવ્યું. તે વખતે આ અંગ્રેજી પુસ્તક પણ તદ્દન નવું જ હતું. અને આ સૂચના ઉપરથી ડિડેરો જેવા અશાંત પ્રયત્નશાળી પુરુષે તત્કાળ જ તે કાર્ય કરવાનું હાથમાં લીધું.

ડી એલેમ્બર્ટ નામના પુરુષની મદદ લઇને તેણે તે કામ આરંભ્યું અને ૨૭ વર્ષ સુધી જરા પણ સ્ખલનવિના તેણે અડગ પ્રયત્ન કર્યા કર્યો. અનેક

પ્રકારના વિઘ્નોમાંથી તે પસાર થયો પણ પોતાનો પ્રયત્ન તેણે છોડયો નહિ તેને એ વિચાર સારી રીતે ઠસી ગયો હતો અને તે જ વિચાર અખંડ તેનામાં જાગ્રત રહેતો આરંભ કરતા પૂર્વે તે છાપગની નીચે એક માળીઆમાં તે પડયો હતો. એક જૂનું વસ્ત્ર તેણે ઓઢેલું હતું તેના વાળ વિખરાયેલા હતા તેની ગરદન ઉઘાડી હતી. તે વખતે શું લખવું તે તેના હૃદયમાં સ્ફુર્યું અને તેના હૃદયનો પ્રવાહ તેની કલમદ્વારાએ વહેવા માંડયો

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ ડી ઍસેમ્બર્ટ તેને ત્યજતો ગયો પરંતુ ડિડેરોનો આત્મા તેના પોતાના વિચારથી પ્રકાશ પામ્યો હતો અને તેણે તે કાર્યને છોડયું નહિ દર વર્ષે એક મોટું પુસ્તક બહાર પડતું આથી તેના કાર્યનું સ્વરૂપ ગુપ્ત નહોતું અને રાજ્યસત્તા તેના તરફ ઝાપટા કરવા લાગી. રાજ્યસત્તા છેવટે ગમે તે કરે તોપણ ડિડેરોનું અંતઃકરણ એટલું બળવાન્ હતું, તેનો આત્મા એવો તેજસ્વી હતો કે તે કદી પણ પોતાનું કાર્ય છોડે તેવો નહોતો.

રાજ્યસત્તા તેમ જ ધર્મગુરુઓની સત્તા તેની વિરોધી છતાં, તે સત્તાઓએ તેને કેદખાનાની, તેના ઉપર જુલમ ગુજારવાની અને છેવટે તેને મારી નાખવાની ધમકી આપ્યા છતાં, આખરે ૧૭૬૪ માં તેણે પોતાના કીર્તિગતભર્યું આ મહાન્ કાર્ય પૂર્ણ કર્યું અને મોટાં મોટાં 'વોલ્યુમ'–દળદાર પુસ્તકો હારબંધ ગોઠવાઇ ગયાં. તે સમયપર્યંતમાં મનુષ્યના મગજમાંથી ઉત્પન્ન થયેલાં કાર્યોમાં, અત્યંત ભવ્ય અને સર્વના શિખરે વિરાજતું મહાન કાર્ય તે જણાવા લાગ્યું!

પરંતુ ડિડેરોના ઉપર એક ભયંકર પ્રસંગનું વાદળ ટગાઈ રહ્યું હતું!

તેની હસ્તલિખિત પ્રતો ઉત્તમ પ્રકારે સ્થાઇને તૈયાર થયેલી જ્યાં લે બ્રેટનની પાસે આવી એટલે તે હીચકારા મનુષ્યે નિર્દય અને ઘાતકી કામ આરંભ્યું તેની અંદર જે જે લખાણ પોતાને સુરક્ષિત રહેવા ન દે તેવી લાગી, તેમ જ જે જે વાતોને લીધે તેને તે પુસ્તકનું વેચાણ ઓછું થઇ પોતાને ઓછો નફો થશે એમ લાગ્યું, તે સર્વ તેણે વચમાંથી કાઢી નાંખ્યું. બીજા શબ્દોમાં કહીએ તો તે મૂર્ખ મનુષ્યે આ મહાન્ કાર્ય પુનઃ સુધરી ન શકે એવી સ્થિતિમાં લાવી મૂક્યું!

ડિડેરોના અંતઃકરણની આ પ્રસંગે કેવી સ્થિતિ હશે! ટૉમસ કાર્લાઇલે 'ફ્રેંચ રેવોલ્યુશન'નો ગ્રંથ લખીને પૂરો કર્યા પછી જોન સ્ટુઅર્ટ મિલને તે આપ્યો હતો. મિલે તે કિંમતી ગ્રંથનાં પાના પોતાના અભ્યાસ

કરવાના ટેબલઉપર મૂકી રાખ્યાં હતાં. ઘરની નોકરડી કામ કરવા ગઈ અને તે ટેબલ સાફ કરવા માટે તે પાનાં ઉપાડી આગમાં હોમી દીધાં અને કાર્લાઇલને એ ગ્રંથ ફરીથી લખવો પડ્યો

પરન્તુ ' ફ્રેંચ રેવોલ્યુશન ' જેવું પુસ્તક લખવાની સાથે આ મહાન્ ગ્રંથ લખવાના કાર્યસાથે કેવી રીતે સરખાવી શકાય ! આ ગ્રંથને લખતાં લગભગ વિશ વર્ષ જેટલો સમય વ્યતીત થયો હતો !

ડિડેરોએ જ્યારે આ વાત જાણી ત્યારે તે બાળકની માફક રડયો, અને પોતાના મોઢે હાથ દઈ અત્યંત નિરાશ થઈ બોલ્યો: "મારૂં જીવન નિષ્ફળ ગયું છે", એમા આશ્ચર્યસરખું નથી. છતાં તેની આ દીલગીરી, તેનો શોક, માત્ર એક જ દિવસ ગયો ! બીજે જ દિવસે તેણે હાથમાંથી માથું બહાર કાઢયું, તે જાગ્રત થયો, પોતાની કલમ હાથના લીધી અને યોગ્ય વખતમાં પોતાનુ કામ પુરૂ કર્યું ને લેખનને તેણે મહાત કર્યો, અને આ પ્રૌઢ કાર્ય જગતને હતુ તેવા પૂર્ણ રૂપમા અર્પણ કર્યું જગતને જ્ઞાનનો માર્ગ દર્શાવનાર અને સ્વતંત્રતાના માર્ગમા સ્થાપનાર બળવાન્ સાધનરૂપ તે થયુ

તે પછીનાં વિશ વર્ષ પછી તેના મૃત્યુપૂર્વે બે મિનિટ પહેલા તે પોતાની કોણી ટેકવીને બેઠો હતો અને એપ્રીકોટ નામનુ ફળ ખાતો હતો, તે વખતે તેની સ્ત્રીએ તેને ઠપકો આપ્યો કે તે તમને નડશે ઉત્તરમાં તરત જ તે બોલ્યો " અનિષ્ટની માગ ઉપર સત્તા નથી ! " અને તરત જ તે નીચે પડયો એક બે શ્વાસ લીધા અને તેણે અખંડ શાંતિમાં પ્રવેશ કર્યો ! જે મનુષ્યે આવો ભગીરથ પ્રયત્ન કર્યો હતો, જેને કોઇ પણ પ્રતિબંધ નડ્યા નહોતા તે મનુષ્યને ક્ષુદ્ર બાબત નડે એ અસંભવિત જ હતુ

ડિડેરોનુ ભવ્ય જીવન વિપત્તિના કાલને માટે અદ્ભુત બોધ આપનાર છે ! વિપત્તિનાથી દબાનાર મનુષ્ય જ્યારે જગત્મા કંઇ જ કરી શકતો નથી, ત્યારે વિપત્તિના ઉપર જય મેળવી તેને દાબી દેનાર મનુષ્ય જગત્માં મહાન્ પુરૂષ ગણાય છે !

# कयसरना एकांत जीवनना केटलाक प्रसंगो.



૧ જર્મન કયસરનો ડાબો હાથ કંઇક ખોડવાળો છે તે હાથ જો કે જૂઠો પડી ગએલો નથી પરંતુ તે હાથવડે તેનાથી કામ થઇ શકે તેમ નથી દાખલા તરીકે તે ડાબા હાથથી ઘોડાની લગામ પકડી રાખે છે પરંતુ તેનાથી તે ઘોડાને દોરી શકતો નથી. તે કામ તો તેને જમણા હાથથી અથવા પગના ઘુંટણવડે જ કરવું પડે છે

કયસરની આ ખોડને લીધે તેને કપડા પહેરાવનાર ચાર નોકરો છે તેમને ઘણું ખમવું પડે છે તેઓ કહે છે કે ' આ કામથી અમને કશી જ અડચણ નથી, તેમ જ કયસર દિવસમાં ત્રણચાર વાર કપડા બદલે છે તેને બદલે દશ વાર બદલે તોપણ કંઇ અડચણ નથી પરંતુ તેના આ લૂલા હાથને કંઇક ઇજા થઇ જવાના ભયથી અમે ડરીએ છીએ "

કયસરનો જમણો હાથ ભારે છે, અને તેનો તે બહુ મગરૂર છે જૉન એલ સુલીવાન નામના બળવાન મનુષ્યની મૂઠીજેવો જબરો તેનો હાથ છે એમ એક વિદ્વાને કહેલું તે ઉપમાથી તે પ્રસન્ન છે અને વારવાર પોતાન તેની સાથ સરખાવે છે

૨ કયસર પોતાના હાથે વીંટીઓ ધારણ કરે છે અને તેથી જ્યારે તેના હાથને સુલીવાનના હાથસાથે સરખાવ્યો ત્યારે તેની બેને કહ્યું ' પણ સુલીવાનને મારા ભાઇના જેટલી વીંટીઓ ધારણ કરવાનો ખોટો શોખ ભાગ્યે જ હશે "

કયસરના આંગળાઉપર ઘણા તલ છે તે ઢાંકવાને તે આ વીંટીઓ ધારણ કરે છે એમ કહેવાય છે '

૩ કયસરને બગડેલી હવાનો બહુ જ વહેમ છે પોતાના માર્બલ પેલેસમા રહેતો હતો ત્યા પાસે એક બગીચામા બીજો એક રાજકુમાર રહેતો હતો. તેનુ કંઠના વ્યાધિથી મૃત્યુ થવાના સમાચાર તેને મળ્યા તે સમાચાર મળતાં જ તે તરત જ બોલી ઉઠયો " ત્યારે આટલામા હવા બગડેલી હોવી જોઇએ. માટે એકદમ મારી વસ્તુઓ અહિંયા બર્લિન મોકલાવી દો " બર્લિનના મહેલમા તે વખતે કામ ચાલતુ હતુ તેથી તેના અમલદારે જણાવ્યુ કે ત્યાં હજી બધુ અપૂર્ણ છે તરત જ કયસરે કહ્યું " તેની કંઇ ચિંતા નથી ત્યા એક ખુણો પણ મને મળશે જ્યાં હું રોગના ભયથી મુક્ત રહી નિશ્ચિતપણે જમીશ અને ઉંઘી શકીશ. " તેને લાગ્યુ કે તેનો અમલદાર આગળ કંઇ કહેવાનો હતો પરંતુ નીતિને જાળવી વિચારમાં ઉભો હતો તેથી આગળ જણાવ્યુ " મારી બધી જ વસ્તુઓ અહિંથી હઠાવી જવાની છે " તે પછી થોડા જ વારમા

તેની રાણી આવી તેને ફક્ત એટલું જ કહ્યું "હું બર્લિન જાઉં છું અને આ મકાનમાં હું ફરીથી કદી આવવાનો નથી" મહારાણીને આનો કંઈ ભેદ સમજાયો નહિ. પરંતુ તેની પાસે કામ કરનાર સ્ત્રીને અર્ધાએક કલાક પછી તેની પાસે કૈસરના વસ્ત્રો લેઇ જવા માટે ખુલાસો પૂછવો પડયો, કારણ કે જે ઓરડામાં કૈસરના કપડાં હતા ત્યાં હમેશા મહારાણી સવારનો નાસ્તો લેઇને આવીને બેસતાં અને તે પ્રસંગે કોઇ પણ પુરૂષ નોકર ત્યાં આવે તો તેમને અઠીક લાગતું તે સ્ત્રીએ આ પ્રશ્ન કરતાં જ મહારાણીએ આસપાસ જોયું. અને બંને એકલા જ છે એમ જાણી પૂછ્યું "તને ખબર છે કે કૈસર અહિંથી કેમ ચાલ્યા જાય છે?" મહારાણીના અંતઃકરણને આવે પ્રસંગે ઘણું લાગતું આ વખતે તેના નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો! જ્યારે તેમણે જાણ્યું કે અમુક રાજકુમારના મૃત્યુના કારણથી જ કૈસર આ સ્થાન છોડીને ગયા છે ત્યારે તેમને શાંતિ થઇ

કૈસરનાં મહારાણી પણ તેમના જેવા જ સ્વભાવનાં છે તે પોતાના પતિનું અનુકરણ કરે છે તેથી કે ગમે તો પોતાના પતિના ભયથી પણ તેમના જ વિચારને અનુસરે છે આસપાસ અથવા કુટુંબમાં કંઇ પણ રોગનું ચિહ્ન જણાતા તેની ખબર જો નોકરોએ તેમને નથી આપી એવી ખબર પડે છે તો તે તરત જ તે નોકરોને કાઢી મૂકે છે

કૈસર તથા તેની રાણીના આવા સ્વભાવને લીધે રાજ્યકુટુંબમાંના કોઇ પણ નોકરને રજા સહેલાઇથી મળી શકે છે! પોતાની આસપાસ કોઇ માંદુ છે એવું ડાકટરનું સર્ટિફિકેટ રજુ કરતાં તરત જ રજા મળે છે!

કૈસર જાતે ઘણી વાર આ પ્રમાણે બીજા સાથે વાત કરતો હોય તોપણ એકાએક અધવચ્ચે વાત કરતો અટકી સાથે વાત કરનાર પુરૂષ કે સ્ત્રીને આશ્ચર્યમાં મૂકી ચાલ્યો જાય છે કારણ માત્ર એટલું જ કે વાત કરનાર વાત વાતમાં બોલી જાય છે કે તેના ભાઇ, કાકા, મામા કે એવા જ કોઇ સગાને શીળી નીકળ્યા હતાં કે સળેખમ થયું હતું!

એક ઉમરાવની સ્ત્રી એક પ્રસંગે કૈસરના બગીચામાં એક ઝાડની પાસે ઉભી ઉભી રોતી હતી. એક ચાકરે તેને તેનું કારણ પૂછ્યું અને કહ્યું જો મારાથી બને તેમ હોય તો હું કંઇ મદદ કરૂં તે સ્ત્રીએ કહ્યું "ના, તેવું કંઇ જ નથી માત્ર તેણે કહ્યું તેથી જ મને લાગી આવ્યું" "પણ કોણે?" પેલી ચાકર સ્ત્રીએ પૂછ્યું

"કૈસરે!" તેણે ઉત્તર આપ્યું "જ્યારે કૈસરને વાત કરતાં ખબર પડી કે મારો છોકરો માંદો છે એટલે તરત જ તેણે ગુસ્સાથી જણાવ્યું." તો પછી તમે અમારા મકાન ઉપર આવવાની હિંમત કેમ કરો છો?"

(અપૂર્ણ.)

# ટેવનું બંધારણ.



ટેવ પડવી—અભ્યાસ પડવો એ મનુષ્યને જેટલું દુઃખ આપનાર છે તેટલું જ સુખ આપનાર છે કારણ કે નઠારી ટેવ જ્યારે મનુષ્યને દુઃખજનક પ્રવૃત્તિઓ કરાવે છે, ત્યારે સારી ટેવો સુખજનક પ્રવૃત્તિઓ કરાવે છે આથી ટેવ પડવી એ એકંદરે તો ઘણું જ સારૂં છે પરંતુ ખોટી ટેવો ન પડે એટલી જ સંભાળ રાખવાની અગત્ય છે

ટેવ પડવી એનો અર્થ એટલો જ છે કે આપણને કોઈ ક્રિયા કે વિચાર કર્યાં વિના ચાલે જ નહિ આપણે આવી ક્રિયા કે વિચાર પછી ભાનપૂર્વક કરીએ કે ન કરીએ તોપણ તે થાય જ છે જેને આપણે ખરેખર ટેવ પડેલી જ કહીએ છીએ તેવા વિચારો અથવા ક્રિયાઓ તો આપણી અજાણમાં પણ થયા જ કરે છે

મનુષ્યોને ઘણી જાતની ટેવો પડે છે જે ક્રિયાઓ મુખ્યત્વે કરીને શરીર વડે જ થાય છે તે શારીરિક ટેવો કહેવાય છે જેમા મન જ મુખ્યત્વે કરીને કામ કરે છે તે માનસ ટેવો કહેવાય છે નવરા બેઠા બેઠા પગ હલાવ્યા કરવા, મૂછોપર હાથ ફેરવ્યા કરવા, કાન ખોતર ખોતર કરવા, શરીરના જુદા જુદા ભાગોઉપર ખણુખણ કર્યા કરવું, ગા ગા કરવું, માથું ધુણાવ્યા કરવું એમ અનેક પ્રકારની શરીરની ક્રિયાઓ મનુષ્યનામાં ટેવરૂપ થઈ જાય છે અને આ ક્રિયાઓ કરવાની તેની ઇચ્છા હોય કે ન હોય છતા ટેવરૂપ થવાથી તે થવા જ કરે છે ટેવરૂપ થઈ જવાથી મનુષ્યની અસાવધાનતામાં પણ તે ક્રિયાઓ ચાલે છે મનુષ્ય પોતે કેવા પ્રકારના સમાજમાં બેઠેલો છે, ક્યા કેવા પ્રકારનું તેનું વર્તન થવું જોઇએ એ પણ તે ટેવના બળઆગળ તેને સમજાતું નથી અને ટેવરૂપ થયેલું વર્તન સ્વભાવથી જ તેનામાં ચાલ્યા જ કરે છે.

માનસ વિચારોનું પણ તેવું જ છે મનનું ચિંતન મનુષ્ય ન ધારે તેવી રીતે ચાલ્યા જ કરે છે શરીર તો સ્થૂળ હોવાથી તેના ઉપર કંઇ પણ સંયમ મેળવવો જ્યારે સહેલો છે અને તેની ક્રિયાને અટકાવવી સહેલી છે, ત્યારે મન જેવી સૂક્ષ્મ વસ્તુના ઉપર સંયમ પ્રાપ્ત કરવાનું કામ કઠિન છે અને તેમાં અનેક પ્રકારના સારા નઠારા વિચારો મનુષ્યની અસાવધાનતામાં ચાલ્યા જ કરે છે પણ એમાં મનુષ્યોને એટલું જ સુખ છે કે શારીરિક ક્રિયાઓની માફક

તે દષ્ટિગોચર થઇ શકતા નથી ! જો, માનસ વિચારો પણ પ્રત્યક્ષ જ હોત તો કેટલા અસખ્ય મનુષ્યોને ઘડી ઘડી એક બીજાથી શરમાવુ પડત તે કહી શકાય તેમ નથી !

આ ટેવ બધાતાં પૂર્વે—ટેવ એ ટેવરૂપ થતાં પહેલાં, એક સામાન્ય ક્રિયા કે વિચારરૂપ જ હોય છે ચાહા પીવાની, દારૂ પીવાની, ગાંજો પીવાની, અફીણ ખાવાની કે એવાં વ્યસનની ટેવ પડતાં પહેલાં આરભના જ દિવસે તેની મનુષ્યને ટેવ હોતી નથી તે જ પ્રમાણે ખોટા વિચારો કરવાની, દુષ્ટ તર્કો સેવવાની, મનુષ્યને આરભથી જ ટેવ હોતી નથી પરતુ એક વાર રસપૂર્વક કરેલી ક્રિયા અથવા વિચાર પોતાના સંસ્કાર મનમાં નાંખે છે આ સસ્કાર બીજી વખત વધારે બળથી નીકળવાનો પ્રયત્ન કરે છે અને જો તે વખતે પણ તેને પોષણ મળે છે તો તે પછી વારવાર તેની પુનરાવૃત્તિ થાય છે અને એક જ ક્રિયા કે વિચારની પુનરાવૃત્તિ અમુક કાળપર્યંત થવાથી તે ક્રિયા કે વિચાર ટેવરૂપ થઇ જાય છે જે ક્રિયા કે વિચાર ખાસ પ્રયત્નપૂર્વક અને વિચારીને જ કરવાની જરૂર પડતી તે ક્રિયા હવે સ્વભાવરૂપ થઇ જાય છે અને તેને આગ્રહપૂર્વક વિચારવાની કે પ્રયત્નપૂર્વક કરવાની જરૂર પડતી નથી કારણ તેનુ મૂળ મનુષ્યના મનના ઉડાણના પ્રદેશમા જામી ગયેલુ હોય છે મનનો ઉંડાણનો પ્રદેશ અથવા જેને આતર મનનો પ્રદેશ કહેવામાં આવે છે ત્યાં આ પ્રમાણે વિચાર કે ક્રિયાના સસ્કારો સ્થપાઇ ગયા પછી તે મનુષ્યના સ્વભાવરૂપ થઇ જાય છે અને મનુષ્ય સાવધ હોય કે અસાવધ તોપણ તે ક્રિયાઓ અને વિચારોની પુનરાવૃત્તિ તેના નિયમ પ્રમાણે થયા જ કરે છે !

પણ મનનો આવો સ્વભાવ હોવાથી જ મનુષ્યને તે તેટલો જ લાભકર્તા છે મનુષ્ય ઉંચા પ્રકારનાં ચિતનોની જો ટેવો પાડે, ઉંચી પ્રકારની ક્રિયાઓ તેના સ્વભાવરૂપ થઇ જાય તો તે ક્રિયાઓ વગેરે સ્વભાવથી જ થયા કરે અને તેને અનાયાસ તેનાં ઉત્તમ ફળનો લાભ મળ્યા કરે મનની ઉંડાણમાં જે સદ્‌વિચારો મૂળ ઘાલીને બેસે છે તે સદ્‌વિચારો, મનુષ્ય ઉપર ઉપરથી બીજા વ્યવહાર કામના વિચારો કરતો હોય તોપણ ચાલ્યા કરે છે અને મનુષ્યને મોટે ભાગે ફળ તેના મનની ઉંડાણના વિચારો જ વધારે આપતા હોવાથી તેનું જ સત્ફળ તેમને મળે છે. મહાપુરુષોના અતઃકરણ તત્ત્વસાથે એ જ પ્રકારે અનુસંધાનવાળાં અખડ રહ્યા કરે છે ઉપર ઉપરથી તેઓ વ્યવહારની

ક્રિયાઓ કરતા જણાય છતાં પણ તેમના અંતરમાં— મનની ઉંડાણમાં તત્ત્વ સાથે જ સબંધ હોય છે એથી ઉલટું નીચ અને હલકા અંતઃકરણવાળા મનુષ્યોમાં કદાચ બહારના દેખાવમાં થોડીવાર કંઇક સારા વિચારો જણાય છે, પરંતુ તેમના અંતરમાં તો તેમના સ્વભાવરૂપ થયેલા કુતર્કનો જ વ્યાપાર ચાલી રહેલો હોય છે.

ટેવનું બંધારણ મનનું અદ્ભુત સ્વરૂપ દર્શાવે છે. એક સાથે બે પ્રકારના વ્યાપારો કેવી રીતે ચાલે છે, તે સૂક્ષ્મ નિરીક્ષણ કરનારને તે સમજાવે છે.

ટેવનું બંધારણ આરંભમાં આપણી ઇચ્છાથી જ થાય છે અને તેથી કરીને કેવા પ્રકારની ટેવ બાંધવી તે આપણા સ્વાધીનમાં જ છે. આપણે જો કોઇ ક્રિયાને પુનઃ પુનઃ વેગપૂર્વક થવા નથી દેતા તો તેની ટેવ બંધાતી નથી અને તે આપણા સ્વભાવરૂપ થઇ આપણે માથે ચઢી બેસે તેમ નથી. પરંતુ આપણે જો તે જગાએ અસાવધ થઇએ તો આપણા પોતાના ઉપર તે પોતાની સત્તા જમાવી દે છે અને પછીથી તેના ઉપર જય મેળવવાનું કાર્ય કઠિન થાય છે.•

આમ છતાં પોતાની ટેવો ઉપર જય મેળવવાનું કાર્ય સહેલું પણ છે. કારણ કે જે રીતે આપણે એક ખોટી ટેવ પાડી હોય છે તે રીતે એક સારી ટેવ પણ પાડી શકીએ છીએ અને એક ખોટી ટેવની વિરોધી સારી ટેવ પડવાથી ખોટી ટેવ આપોઆપ નાશ પામે છે

ટેવ આપણા જીવનમાં મહાન્ ફેરફાર કરનાર અદ્ભુત બળ છે. પોતાના લાભને અર્થે તેનો ઉપયોગ કરવો એ પ્રત્યેક બુદ્ધિમાનનું કર્તવ્ય છે

---

ગ્રંથસ્વીકાર —

ભાઇબંધ—નવરંગનો ખાસ અંક, આરોગ્ય, ભાનુકુમાર, ડિરેક્ટીવ દેવેન્દ્ર, કલા કે લક્ષ્મી તથા નલિનીકાંત એ પુસ્તકો અભિપ્રાયાર્થે મળ્યાં છે અભિપ્રાય હવે પછી

**મનના આવેશોની રાસાયણિક અસર.**

મનમાં ઉપજતા ક્રોધ, દ્વેષ, પ્રેમ વગેરે આવેશો શરીરમાં જુદી જુદી જાતનાં રાસાયણિક તત્ત્વોને ઉત્પન્ન કરે છે. તેમા ક્રોધ, દ્વેષ વગેરે શરીરને હાનિકારક તત્ત્વોને ઉત્પન્ન કરે એ સ્વાભાવિક છે આ તત્ત્વો શરીરમાં સૂક્ષ્મ ફેરફારોને કરે છે અને સામાન્ય મનુષ્યને તે સમજી શકાય તેમ હોતુ નથી આમ છતા તે અવશ્ય આવા પ્રકારની અસરો ઉત્પન્ન કરે છે એમ અનેક વિદ્વાનોએ હવે શોધથી નક્કી કર્યું છે. અમેરિકાના પ્રસિદ્ધ વિદ્વાન્ એલ્મર ગેટ્સ આ સબધમાં પ્રયોગ કરી જોઇ જણાવે છે

“ મે એક મનુષ્યનો શ્વાસ એક બરફથી ઠારેલી કાચની નળીમાં વહેવડાવ્યો કે જેથી તેના ઉડી જતાં વરાળરૂપ તત્ત્વો જામી જાય, ત્યારે આયોડાઇડ ઑફ રૂહોડોપ્સીન ’ નામના તત્ત્વસાથે આ જામી ગયેલા તત્ત્વરડે કંઇ જ ફેરફાર થયેલો જણાયો નહિ પરતુ તે મનુષ્યમાં ક્રોધનો આવેશ આવ્યો અને તે પછીની પાચ જ મિનિટમા એક ભુખરા રગનુ વાદળુ તેમાં બેસતુ જણાયુ. આ નવુ તત્ત્વ ક્રોધના આવેશમાથી જ ઉત્પન્ન થઇને ઉમેરાયુ હતુ. અને આ મિશ્રણમાથી તે તત્ત્વના સાગ્રને પેચીને જો કોઇ મનુષ્યને અથવા પશુને આપવામા આવતુ તો તેના શરીરમાં જાગ્રતી આવતી અને તેની વૃત્તિઓ ઉશ્કેરાતી

આ જ પ્રમાણે અત્યત શોકવાળા અત કરણને લીધે, દૃષ્ટાંત તરીકે કોઇ માતાનુ એકનુ એક બાળક તત્કાળનુ મરણ પામ્યુ હોય, કોઇ અત્યત પ્રેમી દંપતીમાથી એકનું મૃત્યુ થયુ હોય, તેના પ્રસગે આ નલિકામા ભૂરો રગ જણાતો પશ્ચાતાપ વખતે આછો ગુલાબી જણાતો. એમ જુદા જુદા આવેશોને લીધે જુદા જુદા રગો જણાતા

મારા પ્રયોગોમા મને જણાયુ છે કે ક્રોધના આવેશથી, દ્વેષને લીધે અને અત કરણને ઢીલું બનાવનાર મનની લાગણીઓથી શરીરમાં હાનિકારક તત્ત્વો ઉત્પન્ન થાય છે અને તેમના કેટલાંક તો ઘણા જ ઝેરી હોય છે. તે જ પ્રમાણે અનુકૂળ, સુખજનક આવેશોથી શરીરને પોષણ મળે તેવા પ્રકારનાં તત્ત્વો ઉત્પન્ન થાય છે અને તેને લીધે શરીરમા જે પુટ ( cells ) હોય છે તે ઉત્તેજીત થાય છે અને તમાથી નવું બળ ઉત્પન્ન થાય છે ”

શરીર અને મનમાં નવુ બળ અખડ ઉત્પન્ન કરવુ હોય, યુવાવસ્થાનુ તેજ અખડ જાળવી રાખવુ હોય, જીવન પ્રવાહને અસ્ખલિત વહેવડાવવો હોય તો નિરતર બળને ઉત્પન્ન કરે તેવાં વિશુદ્ધ તત્ત્વને ઉત્પન્ન કરનાર પ્રેમના, આનદના અને એવા જ સુખજનક વિચારોને જાગ્રત્ કરો

# રવિકિરણો.

સ્મરણમાં રાખો કે તમે તમારા આત્માનું સ્વરૂપ જેટલું મહાન્ કલ્પ્યું હશે તેથી મહાન્ કદી થઈ શકશો નહિ.

× × × ×

નિશ્ચય માનો કે જગત્ તમારે આધીન છે આત્માની સત્તા અણુ અણુ ઉપર સામ્રાજ્ય ભોગવે છે અને તમે આત્માથી ભિન્ન નથી

× × × ×

કલ્પો—નિરંતર કલ્પો—તમારા આત્માનું સ્વરૂપ જેટલું મહાન્ કલ્પી શકાય તેટલું કલ્પો. આત્માની મહત્તા મહાનમાં મહાન્ કલ્પનાથી પણ અધિક છે

× × × ×

ન સ્વીકારો—બંધનને કદી ન સ્વીકારો આત્મા નિત્યમુક્ત, સ્વતંત્ર છે તમે આત્માથી ભિન્ન નથી

× × × ×

અનુભવો--આત્માના અદ્ભુત સામર્થ્યને અનુભવો અનંત સામર્થ્યમય તમારો આત્મા છે એ અનુભવપૂર્વક જાણવા પ્રયત્ન કરો

× × × ×

મિત્રો છોડી દેશે, બંધુઓ ત્યાગશે, સબંધીઓ અળગા કરશે, સ્નેહીઓ દૂર થશે, પણ આત્મા તમારો કદી ત્યાગ કરશે નહિ જે મિત્રો, બંધુઓ, સ્નેહીઓમાં છે તેના કરતાં અનંતગુણ વિશેષ તમારા આત્મામાં છે તેનો આશ્રય લો

× × × ×

આત્મા જેવી રમ્ય, કોઈ વસ્તુ નથી આત્માના નિવાસસ્થાનરૂપ હૃદય જેવું કોઈ પરમ શાંતિનું સ્થાન નથી આત્માના આનંદ જેવો કોઈ આનંદ નથી. આવી રમ્ય વસ્તુ, આવું પરમ શાંત સ્થાન અને આવો અદ્ભુત આનંદ છોડી ક્યાં જવું ! એ આત્માનું જ દર્શન—આત્મામાં જ નિવાસ—આત્માના આનંદમાં જ મગ્ન રહેવું એથી અધિક શું !

× × × ×

# प्रशांत मन तथा आरोग्य.



પ્રશાંત, સુખ જોનાર મન શરીરના જુદા જુદા ઉપયોગી અવયવોની ક્રિયાને મદદ કરી શરીરયંત્ર નિયમિત ચલાવે છે, તથા આરોગ્યનું પોષણ કરે છે વિકળ મન, અનેક પ્રકારના કંટાળાથી તંગ થએલું મન, શરીરયંત્રને અવ્યવસ્થિત કરી મૂકે છે અને આરોગ્યને હાનિ પહોંચાડે છે મુખઉપર કરચલી ઉત્પન્ન કરનાર મનની દુર્બળ તંગ અવસ્થા છે જઠરઉપર મંદાગ્નિ પ્રસારનાર મનનું વિકળપણું જ છે જઠરની સાથે મનના કેટલાક એવા સૂક્ષ્મ તંતુઓનો સંબંધ રહેલો હોય છે કે તેની અસર એક બીજાને એકાએક થાય છે જઠર મંદ પડે છે તો મન મંદ, પ્રસન્નતાવિનાનું, શૂન્ય થઈ જાય છે અને મન કોઇ કારણથી ઢીલું થઈ જાય છે કે અનેક પ્રકારની વિટંબણામાં દબાઇ જાય છે તો જઠર જડ થઈ જાય છે જઠરની અંદર જે રસ ઝરી અન્નને પચાવે છે તે રસ મનની દુર્બળ અવસ્થામાં પુરો ઝરતો નથી અને અન્ન બરાબર પાચન થતું નથી જઠરને તેજસ્વી, પ્રદીપ્ત કરવા ઇચ્છનારે મનને તેજસ્વી અને પ્રફુલ્લ રાખતાં શીખવું જોઇએ તારના સંદેશાની ગતિ એક સ્થળેથી બીજે સ્થળે ક્ષણવારમાં થઈ જાય છે તેમ તેથી પણ અધિક સ્ફુર્તિથી મન અને જઠરની વચ્ચેના જ્ઞાનતંતુઓની એક બીજા સાથે વધારે સંબંધવાળી સ્થિતિઓ રચાય છે મગજઉપર વિકળતાની અસર થાય છે અને મગજ શુદ્ધ સ્થિતિમાં નિયમિત કામ કરતું અટકે છે તેમ જઠરના ભાગના જ્ઞાનતંતુઓ પણ પક્ષાઘાતને પામી નિયમિત કાર્ય કરતાં અટકે છે મનનું ખરું આરોગ્ય એ છે કે ગમે તેવા પ્રસંગોવાળી આજુબાજુની સ્થિતિ આવે અથવા ગમે તે પ્રકારના મનુષ્યો સાથે વ્યવહારમાં કાર્ય કરવામાં આવે તોપણ તે પોતાનું મધ્યમપણું ગુમાવી ન દે. વસ્તુ, સ્થિતિ અને મનુષ્યના સંબંધમાં પોતે જરાપણ દબાઈ ન જતાં, ઉચ્ચ ભાવ કાયમ રાખી રહે શાંતિને કદી પણ ખુએ નહિ.

કેટલાંક મનુષ્યોને આવી મનની સ્થિતિ સહજ પ્રાપ્ત હોય છે અને કેટલાકને મહા પ્રયાસે પણ કઠિન જણાય છે. તોપણ એવું કાંઇ જ નથી કે જે આપણે માણસ જાતથી પ્રયત્ન કરતાં શીખી ન શકાય કે મેળવી ન શકાય આપણને તે શીખવા, બીજી કળાઓની પેઠે કંઇક પ્રયત્ન કરવાની જરૂર છે.

સંગીતની કે બીજી કોઈ કળા શીખવા કોઈ શિક્ષકપાસે જવું જોઈએ છે. તે માટે એક પછી એક પાઠ મેળવી અભ્યાસ કરી તે સિદ્ધ કરવો પડે છે તે જ પ્રમાણે મનને કેળવનાર, મનના બળને જાગ્રત્ કરનાર, ઉત્તમ પુરુષો પાસે તે બાબતનું શિક્ષણ લેવા જવું પડે છે તેમની શાળાઓમાં મનના સામ્રાજ્ય-પ્રાપ્તિના અભ્યાસક્રમ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો પડે છે તેમ કરતા મનને પ્રસન્ન, શાંતિવાળું, સુખ જોનાર કરવું એ સહેલ છે

આપણે એવી કેટલીક શાળાઓની જરૂર છે અને એવા ઉત્તમ શિક્ષકોની જરૂર છે કે જ્યાં મનને પ્રસન્નતાવાળું, સુખ જોનાર, શાંત તત્ત્વમય વિચાર કરનાર બનાવી શકાય આરોગ્યની ખરી ચાવી તેમના આગળ અને તેમની શાળામાં કે સંસ્થામાં જ છે

પૂર્વે તેવી શાળાઓ અને તેવા શિક્ષકો અનેક હતા ત્યારે આરોગ્ય, તનનું તથા મનનું ઉભયનું ઉત્તમ હતું. વ્યાધિ, વૃદ્ધાવસ્થા, જઠરના કે બીજા અવયવોના વ્યાધિઓ અલ્પ, નહિવત્ હતા હાલ તેવા શિક્ષકો અને શાળાઓ ઘટી જવાથી તન તથા મન દુર્બળ થઈ ગએલા જોવામાં આવે છે પરંતુ પુનઃ તે તરફ સર્વનું લક્ષ ખેંચાયું છે. માટે પ્રયત્ન કરી મનના બળ સાથે તનનું બળ વધે તે અર્થે ઉત્તમ નવીન સંસ્થાઓને શુદ્ધ વિચારબળ વાળાઓએ જન્મ સત્વર આપવો એ અત્યંત જરૂરનું છે પરમાત્મા જય આપશે જ પ્રશાંત મન તથા આરોગ્યની ભાવના સફળ થશે.

## રૂપાંતર.

વૃદ્ધિ અને વિકાસનો વાવટો રૂપાંતર શબ્દના રહસ્યમાં છે.

× × × ×

સારા અથવા માઠા, કોઇ પણ પરિણામ માટે રૂપાંતર થાસ્યા જ કરે છે

× × × ×

ઉચ્ચ વસ્તુને સિદ્ધ કરવાની અભિલાષા રાખનાર જીવનમાં નિત્ય નવાં રૂપાતર થતાં જાય છે

× × × ×

સમય જતાં સર્વ બાજી બદલાય છે. કાલ, મહાકાલ ભગવાનનું એક ઉગ્રસ્વરૂપ છે

× × × ×

જગત્ આમ તેમ અમળાટ ખાયા કરે છે કોઇક જ ગુચવાયલા કોકડાંને ઉકેલી નવા તાર વડે જીવનને શણગારવાનો યત્ન કરે છે.

× × × ×

ઉન્નતિનો શું કોઇ બીજો માર્ગ છે ? જે અત્યારે છે તેનાથી ભવિષ્યમાં નવું રચવું, ઉપરચોટિયું હોય તેને સત્ય, અંતરનું બનાવવું, વાતોમાં હોય તેને ક્રિયામાં મૂકવું, અને જે એક સમયે કદાચ સારૂ લાગતું હોય તેને પણ અધિક અને અધિક સારૂં કરવાનો નિશ્ચય બાંધવો, તે જ છે

× × × ×

પાણી, વરાળ, વાદળ અને વરસાદ એ રૂપાંતરના રહસ્યજ્ઞાનમાર્ગનું એક ચક્ર છે

× × × ×

વિકાસ પામતું જીવન, અધિક વિકાસનાં નવા ક્ષેત્રો પારવિનાનાં અખંડ જોયા કરે છે, તેને અટકવાનું સ્ટેશન દેખાતું નથી.

---

Registered No B. 1180

# वीणा.

वर्ष १. चैत्र शुक्ल पूर्णिमा. अंक ६.

"જય જય જય શ્રીસરસ્વતી,
તમ વિણ સિદ્ધિ જગે નથી થતી "

તંત્રી —ચુનીલાલ જયશંકર ઓઝા
પ્રકાશક —ભોગીલાલ જયશંકર ઓઝા
ભુતડીને ઝાંપે—વડોદરા.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૮-૦ ટ. ખ. સાથે વર્ષારંભે જ.

આ માસિક વડોદરા દેહીપોળ સામે લાડકાજીની ગલીમાં 'લક્ષ્મીવિલાસ' પ્રેસમાં
પટેલ છોટાલાલ લાલભાઈએ પ્રકાશક માટે છાપ્યું, તે ભુતડીને ઝાંપે
વડોદરામાં પ્રસિદ્ધ થયું તા. ૧૧-૪-૧૫

# વિષયાનુક્રમણિકા.





---

## સૂચના.

વીણા બરોબર પૂર્ણિમાએ જ પ્રકટ થાય છે ગ્રાહક થવાની ઇચ્છાવાળાને નમુનાનો અંક મોકલવામાં આવશે સઘળો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

વ્યવસ્થાપક, "વીણા" વડોદરા.

---

## જોઇએ છે.

રૂ. ૧૫ થી ૨૫ સુધીના માસિક પગારદાર માણસો જોઇએ છે ફરીને કામ કરી ગટવાની લાયકાતવાળા ઉત્સાહી માણસેજ લખવું

N B Co વીણા ઓફીસ—વડોદરા.



वर्ष १. सं० १९७१ चैत्र शुक्ल पूर्णिमा. अंक ६.

॥ ॐश्रीँ ॥

## ध्यानावस्थानो अनुभव.

( શિરજોરી શાના ઉપર આવડી, એ લય. )

અનુભવ આ શો આજે થાય છે, અત્નવો, અનુભવ આજે મને થાય છે,
સૂર્યચંદ્ર કેરી પ્રભામય દ્યુતિથી, અતિ દિવ્ય દ્યુતિ હૃદયે જણાય છે,—
ચેતોહરા[1] એ ચૈતન્ય દ્યુતિમા, પ્રેમમુગ્ધ[2] સ્વભાવે[3] થવાય છે,—
ચાખ્યો કે જાણ્યો'તો જેવો ન કદીએ, આનંદ તેવો ઉર ઉભરાય છે;—
વીણા કે મુરલી કે કંઇ ન જણાતું તો એ, મનોહર નાદ સંભળાય છે,—
શાંતિ અલૌકિક હૃદય છવાતી જતી, મતિવાણી સ્તબ્ધ થઇ જાય છે,—
મંજુલ, રમ્ય વળી સ્વરને શુણાવતું, વાણીરહિત અગમ્ય કો ભળાય છે,—
હું બ્રહ્મ, હું શિવ, હું છું સર્વાધિપતિ, એ જ એક અનુભવ લહાય છે,—
મંત્રમુગ્ધસમ[4] સઉ ઇંદ્રિયસંઘાત પણ, બ્રહ્મસ્વરૂપે સોહાય છે;—
હું, તું, તે સઉ બ્રહ્મરૂપ જણાતા, અકથ્ય[5] અનુભવે પ્રવેશાય છે,—

---

1 ચિત્તને હરનારી 2 પ્રેમથી પરવશ 3 સ્વાભાવિક રીતે 4 મંત્રથી પરવશ બનેલાનો માફક 5 કહી ન શકાય તેવો

# प्रगतिमान् युग.

મધ્યકાલના તરફ જ્યારે આપણે દ્રષ્ટિ નાખીએ છીએ ત્યારે એક પ્રકારની સુષુપ્ત અવસ્થામાં તે વ્યતિત થયો હોય એમ આપણને જણાય છે પૂર્વકાળમાં જે વિદ્યાકલા આદિનો વિકાસ હતો, વિવિધ દૈવી તથા આધ્યાત્મિક સામર્થ્યોનો જે રવિ પૂર્વે પોતાની ભવ્ય જ્યોતિને વિસ્તારતો હતો, તે કંઇક અસ્તાચળ તરફ પ્રયાણ કરી ગયો હોય એવું ભાન કરાવે છે. સૃષ્ટિના નિયમમાં જ કંઇક એવું રહેલું છે કે જેનાં એ પ્રકારના અનુભવની કંઇક જરૂર હોય છે. આપણા જીવનના ક્રમપ્રતિ આપણે દ્રષ્ટિ કરીશું તોપણ આપણને આવા પ્રકારની સ્થિતિના અનુભવોમાંથી આપણે ઘણીવાર નીકળીએ છીએ એમ જણાશે. વર્તમાનકાલ પુન નવીન સૂર્યના ઉદયના ચિહ્નો પ્રતીત કરાવે છે. તેનાં સૌમ્ય કિરણો જગત્ ઉપર ક્યારના પડવા લાગ્યાં છે અને પ્રત્યેક દિશામાં નવું ચૈતન્ય, નવી જાગ્રતિ આવેલી જણાય છે મનુષ્યો પોતાની પ્રગાઢ નિદ્રાનો ત્યાગ કરી જાગ્રત્ દશામાં આવતા જણાય છે સ્થળે સ્થળે પ્રગતિ એ શબ્દને પ્રથમપદ આપવામાં આવે છે. વિદ્યા, કલા ધર્મ, નીતિ, સામર્થ્ય સર્વને નવીન રૂપમા, ભવ્ય સ્વરૂપમા જોવાના પ્રયત્નો થાય છે. વિકાસ, આગળ વધવું, સામર્થ્યોને કેળવવાં, સ્વતંત્રતાને પ્રાપ્ત કરવી, જીવનની વૃદ્ધિ કરવી, મનુષ્યત્વમાંથી દેવત્વ અને ઇશિત્વ પ્રાપ્ત કરવું, એવો આઘોષ સ્થળે સ્થળે, વ્યક્તિઓ, મંડળો, સમાજો તરફથી થતો શ્રવણે પડે છે

આ સર્વના વિકાસનો આધાર--પ્રત્યેક દિશામાં પ્રગતિનો પાયો મનુષ્યનાં શરીર, મન અને આત્મા છે અને એ ત્રણેના સામર્થ્યોનો જેટલો વિકાસ થાય છે તેટલો વિકાસ બહારના જગત્માં કરવા મનુષ્ય સમર્થ થાય છે, અને તેથી કરીને આ પ્રગતિમાન્ યુગમા મનુષ્યે જો તેની સાથે સાથે આગળ વધવું હોય તો આ ત્રણે પ્રકારના સામર્થ્યોના વિકાસને લક્ષમાં રાખી પોતાનાં કર્તવ્યનો નિર્ણય કરવો જોઇએ પૂર્વકાલના ઇતિહાસપ્રતિ દ્રષ્ટિ કરીએ છીએ તો તેમા આ ત્રણે પ્રકારના સામર્થ્યો અદ્દભુત વિકાસને પામેલાં જણાય છે, અને પૂર્વકાલની આશ્ચર્યચકિત કરનારી બાબતોના મૂળ પાયારૂપ આ ત્રણ સામર્થ્યો છે એ જ નિર્ણય ઉપર આપણે આવીએ છીએ

આ નવીન યુગમા આપણે જાગ્રત્ થયા છીએ અને પ્રગતિ—વિકાસ—અભ્યુદય એ શબ્દોનો આઘોષ કરીએ છીએ પરંતુ તેના વાસ્તવ હેતુને

સમજ્યા વિના પ્રયત્ન કરવામા આવે છે અને તેથી જે ઇષ્ટ ફલને આપણે સિદ્ધ કરવા ધારીએ છીએ તે સિદ્ધી થવાના સભવો પૂર્ણપણે રચાતા નથી, એ આપણે સારી રીતે લક્ષમા રાખવું જોઇએ. વર્તમાન સમયે આપણે માનસિક કેળવણીને પ્રધાન લક્ષ આપી શરીર ઉપર ગૌણ લક્ષ આપીએ છીએ, અને આધ્યાત્મિક કેળવણી પ્રતિ તો એટલુ થોડુ લક્ષ આપતા જણાઇએ છીએ કે તેના પ્રતિ અલક્ષ જ છે એમ કહી શકાય

કેવળ માનસિક કેળવણીને લીધે શરીર અને આત્માના સામર્થ્યો દુર્બળ પડતાં જાય છે, અને એ ત્રણેના યથાર્થ વિકાસથી જે અદ્ભુત સામર્થ્યમય જીવનનો અનુભવ થાય છે, તેના અનુભવની ઝાખી પણ થતી નથી. આ ઉપરાંત કેવળ માનસ કેળવણીથી મનુષ્ય સામર્થ્યને બહારની કોઇ વસ્તુ હોય એમ માનતાં શીખે છે, કારણ તેનો સબધ બાહ્ય જગત્ સાથે વધારેને વધારે દૃઢ થતો જાય છે આકાશમાં મેઘમડળની ભીષણ ગર્જનાઓને તે શ્રવણ કરે છે, ખગોળમાં પ્રચડ શક્તિઓવાળા ગ્રહો ઉપગ્રહોને તે અવલોકે છે વાયુના અસાધારણ બલપ્રતિ તે દષ્ટિ કરે છે, અગાધ સમુદ્રપટ ઉપર વૃત્તિને સ્તબ્ધ કરી નાંખે તેવાં પ્રબળ મોજાઓની પરપરાને તે અવલોકે છે, વિદ્યુત્ના દૈવી ચમત્કારોને નિહાળે છે, એમ જ્યાં ત્યા બાહ્ય જગત્મા તે સામર્થ્યના અદ્ભુત ચમત્કારોને તે જુએ છે અને તેથી તે એમ માનતા શીખે છે કે સામર્થ્ય બહાર છે જ્યારે વાસ્તવ સત્ય તેથી કેવળ વિરોધી છે સામર્થ્ય અતરમાં છે જેમ વસ્તુઓના ગર્ભભાગમા સામર્થ્ય છે, તેવી જ રીતે મનુષ્યના પોતાના અંતસ્તમ પ્રદેશમા આ સર્વ સામર્થ્ય જેમાંથી પ્રકટ થાય છે તેવુ મહા અદ્ભુત સામર્થ્ય નિરતર પ્રકાશને પામતુ હોય છે અગ્નિ, વાયુ, સમુદ્ર, વિદ્યુત્ એ સર્વના પૃષ્ઠ ભાગમાં જે ચૈતન્યનુ બળ છે તે ચૈતન્ય પૂર્ણ અશમા તેના હૃદયના ગર્ભભાગમા વિલસી રહેલુ છે અગ્નિ, વાયુ, વિદ્યુત્ વગેરે જ્યારે તે ચૈતન્યમાંથી માત્ર એક એક અશને જ ગ્રહણ કરી એક જ પ્રકારના સામર્થ્યને પ્રતીત કરાવવા સમર્થ થાય છે ત્યારે મનુષ્ય તે સામર્થ્યના સર્વ અંશોને ધારે તો પ્રતીત કરાવવા સમર્થ થાય છે ઇતિહાસ, પુરાણ, એની સાક્ષી પૂરે છે. વર્તમાન યુગમાં પણ પ્રકાશમા આવતા વિવિધ દૈવી સામર્થ્યો એ જ વાર્તા જણાવે છે કે મનુષ્ય સામર્થ્યના કોઇ અદ્ભુત પ્રદેશમાંથી ઇચ્છાનુકૂળ સામર્થ્યોને પ્રાપ્ત કરી તેનો ઉપયોગ કરી શકવા સમર્થ છે હજી આધ્યાત્મિક પ્રદેશના પ્રાંગણમાં જ માત્ર મનુષ્યનો પ્રવેશ થવા માડયો છે એટલામાં જ વર્તમાન યુગ જેમાં નાસ્તિકતા અને અશ્રદ્ધાએ મનુષ્યના આતર ચક્ષુઓને બધ દીધેલા છે, તે યુગનાં

મનુષ્યોને પણ તેનો ઝાંખો પ્રકાશ દર્શાવવાનો આરંભ કર્યો છે, અને માનસિક કેળવણીથી કેવળ બાહ્ય જગતને જોનારાઓને પણ અંતરમાં પાછું વળીને જોવાની ફરજ પડી છે.

વર્તમાન પ્રગતિમાન યુગમાં આગળ વધવાની ઇચ્છાવાળા, સામર્થ્યના વિકાસની અભિલાષાવાળા આપણે આ આંતર સામર્થ્યના ભંડાર પ્રતિ લક્ષ આપવાની અગત્ય છે. સામર્થ્યના એ મહાસાગરમાંથી કેવી રીતે સામર્થ્યને પ્રાપ્ત કરવા તેની કલા સિદ્ધ કરવી જોઇએ, કારણ કે તેમ કરવાથી જ આપણી ભવ્ય અને મનોહર કલ્પનાઓ સિદ્ધ થવી સંભવિત છે. જ્યાંસુધી આપણે તેના પ્રતિ લક્ષ નહિ આપીએ અને કેવળ માનસિક કેળવણી પ્રતિ જ પ્રધાન લક્ષ આપ્યા કરીશું, અથવા બહુ બહુ તો શરીરને કેળવવા પાછળ પણ લક્ષ આપીશું, ત્યાંસુધી આપણને સામર્થ્યના શિખરઉપર વિરાજતા આપણે ભાગ્યે જ જોઇ શકીશું. પૂર્વકાળના ઇતિહાસમાં જે અદ્ભુત વર્ણનો જોવામાં આવે છે તેને આપણા જીવનમાં પ્રત્યક્ષ નહિ અનુભવીએ. આપણને કદાચ તે વર્ણનોમાં આ સમયે અતિશયોક્તિજેવું જણાતું હશે, પરંતુ સમયે આપણને ઘણી અશક્ય અને અતિશયોક્તિ ભરેલી બાબતોને સાચી અને સિદ્ધ નિયમોને અનુસરીને થતી બતાવી આપી છે, તે જ પ્રમાણે હજી પણ તે બતાવશે અને તે વખતે આપણને આપણા અજ્ઞાન ઉપર હસવું આવશે અથવા તો આપણી મૂર્ખતા બદલ આપણે પશ્ચાત્તાપ કરીશું આવો પ્રસંગ ન આમ થાય માટે જ આપણે વેળાસર બુદ્ધિપૂર્વક નિર્ણય કરવાની અગત્ય છે

અપૂર્ણતા કુદરતને પસંદ નથી કુદરત સ્થળે સ્થળે પૂર્ણતા પ્રકટાવવાનો જ પ્રયાસ કરી રહી છે ખાણમાં પડેલા પત્થરને હીરો બનાવવા તે નિરંતર પ્રયાસ કરે છે, અપૂર્ણ ધાતુઓને પૂર્ણ સુવર્ણ બનાવવા મથે છે, વૃક્ષ રોપાતાં તેના ઉપર ફુલ ફળ લાવે છે તે જ પ્રમાણે મનુષ્યનામા પૂર્ણતા પ્રકટાવવાનો તે વેગ નિરંતર આપ્યા કરે છે મનુષ્યનું કાર્ય કુદરતને સહાય કરવાનું છે. કુદરતના વેગને કલાના બળવડે દશગણો, સોગણો કે હજારગણો કરવાનો છે, અને તે કરવામાં નથી આવતું તોપણ, કુદરત તો પોતાનો પ્રયત્ન છોડતી નથી જ આપણે આપણી બુદ્ધિથી વિચારીશું તો આપણને તેને સહાયભૂત થવાની જરૂર જણાશે જ અને કુદરતની ઇચ્છાનુસાર આપણા શરીર મન અને આત્માના પૂર્ણ વિકાસના ઉપાયો યોજવાની અગત્ય છે એમ આપણી ખાતરી થશે વર્તમાન પ્રગતિનો વેગ કુદરતની જ પ્રેરણા છે એ પણ આપણને સમજાશે અને તે વેગને અનુકૂળ સાધનો મેળવવા એ આપણું કર્તવ્ય સ્પષ્ટ થશે.

શરીરની અખંડ પૂર્ણ નિરામય સ્થિતિ એ શારીરિક પૂર્ણતા છે, અસાધારણ બુદ્ધિ અથવા પ્રતિભાનો ઉદય એ માનસિક પૂર્ણતા છે અને પરમ સામર્થ્યમય પરમ શુભમય આનંદમય અખંડ અનુભવ એ આત્માના વિકાસની પૂર્ણતા છે.

પૂર્ણતા એ આત્માનું જ સ્વરૂપ છે અને તેથી જેમ જેમ તેના સામર્થ્યનો વિકાસ થવા માંડે છે તેમ તેમ શરીરના અને મનના પ્રદેશમાં પૂર્ણતાના અંશો પ્રકટવા માંડે છે આથી આત્માના સામર્થ્યના વિકાસદ્વારા આપણે આપણા સર્વ પ્રકારના સામર્થ્યનો સંપૂર્ણ વિકાસ કરી શકવા સમર્થ થઇએ છીએ. બાકી જ્યાંસુધી એ પૂર્ણ સામર્થ્યના વિકાસનાં કારણથી છુટા રહીને આપણે કાર્ય કરીએ છીએ ત્યાંસુધી પૂર્ણતા પ્રકટતી નથી.

આત્માનો નિવાસ પ્રત્યેક વસ્તુના છેક ઉંડાણના પ્રદેશમાં હોય છે પુષ્પનો સુવાસ જેમ દૃષ્ટિગોચર થતો નથી પરંતુ અનુભવથી સમજાય છે તેમ આત્મા અનુભવદ્વારા જાણી શકાય છે તેનો અનુભવ કરવાને આપણે આપણા છેક અંતરના ભાગમાં દૃષ્ટિ કરી જોઇએ આપણે જોઇએ છીએ કે શરીરની અંદર આપણું મન રહેલું છે એ મન એટલું સૂક્ષ્મ છે કે તેને આપણે જોઈ શકતા નથી પરંતુ તેના વ્યાપાર—તેની ક્રિયાથી જ આપણને સમજાય છે કે તે છે એ મનની પણ ઉંડાણના પ્રદેશમાં આત્મા રહેલો છે એ આત્માનો અનુભવ કરવા આપણા આર્યશાસ્ત્રકારોએ અનેક સાધનો પોતાના અનુભવથી નક્કી કરેલાં છે, તે જાણી તે દ્વારા આત્માનો અનુભવ કરવા પ્રયત્ન કરવો એ યોગ્ય છે એ આત્માનો અનુભવ જેમ જેમ વિશેષ વિશેષ થતો જાય છે તેમ તેમ સામર્થ્યનો વિકાસ થતો જાય છે. સામર્થ્ય ગુપ્તપણે અત્યારે—આ ક્ષણે પણ આપણામાં ભરેલું જ છે, કારણ આપણો સામર્થ્યમય આત્મા અખંડ આપણામાં નિવાસ કરી જ રહેલો છે, પરંતુ તેનો આંતર અનુભવ થયા વિના તે બહાર કદી પ્રકટતું નથી માટે જ તેના આંતર અનુભવની અગત્ય છે સમયાનુસાર આત્માના અનુભવ અર્થે નવીન નવીન માર્ગો પણ પ્રકાશમાં આવતા જાય છે વસ્તુતઃ કશું જ નવીન હોતું નથી, પરંતુ સમયાનુસાર ફેરફાર માત્ર જ હોય છે તેના સાધનો પ્રસંગોપાત્ત આપણે વિચારીશું જેથી આત્માનુભવનો માર્ગ વિશેષ સરળ થઈ શકશે નીચે દર્શાવેલી ક્રિયા સામર્થ્યના વિકાસમાં અવશ્ય સહાયભૂત થશે

તમારા હૃદય આગળ જ્યાં ધડક ધડક થાય છે તેની પાસે હૃદયકમલ છે

તેના તરફ દૃષ્ટિ કરો. તમારા મનને બને તેટલું પૂર્ણ શાંત કરો. તમે કોઈ ઊંડા કુવામાં બેઠા હો અને એક પણ શબ્દ તમે સાંભળતા ન હો અને જેવી અપૂર્વ શાંતિ જણાતી હોય તેવી શાંતિમાં પ્રવેશ કરો. પછી તે કમલની વચમાં જે કલિકા છે તેમાં આત્માની દિવ્ય જ્યોતિનો પ્રકાશ જુઓ. તેની જ સાથે "હું પૂર્ણ સામર્થ્યસ્વરૂપ છું," એ શબ્દો મનથી અત્યંત ધીરે, ધીરે અને શાંતિથી બોલો. હું એવો ઉચ્ચાર કરો ત્યારે તમારી દૃષ્ટિ આત્માની જ્યોતિપ્રતિ જ સ્થાપી રાખજો. આ પ્રમાણે પ્રતિદિન પા કલાકથી આરંભી કલાકપર્યંત સમય વધારી કર્યા કરશો તો અવશ્ય તમારા સામર્થ્યનો વિકાસ થતો થોડા કાળે પણ અનુભવમાં આવ્યા વિના નહિ જ રહે. અવશ્ય પ્રથમ દિવસે જ સામર્થ્યનો અનુભવ થવા માંડે એ બનવું અસંભવિત સરખું છે. કારણ કે તે ક્રિયા જેટલી ઉત્તમ રીતે થવી જોઇએ તેટલી ઉત્તમ અભ્યાસવિના થઈ શકતી નથી પરંતુ અભ્યાસથી સર્વ જ સિદ્ધ થાય છે, માટે અભ્યાસને શરૂ કરો અને ક્રમે ક્રમે તમને સામર્થ્યનો અનુભવ થશે જ.

આત્માના સામર્થ્યનો વિકાસ કરવા માંડીશું તો જ આપણે આ પ્રગતિમાન યુગની સાથે આગળ વધી સામર્થ્યના પરમ સુખદ અને આનંદજનક અનુભવને મેળવીશું, અને ત્યારે જ આપણે આ જગતને નવા ભવ્ય સ્વરૂપમાં જોઈશું. જાગ્રત થયા પછી હજી પણ નિદ્રામાં પ્રવેશ કરી જવા વૃત્તિ થાય છે! અસાધારણ સામર્થ્યના અનુભવની પરમ સુખમય સ્થિતિને કલ્પનાથી જોનાર કઇ વ્યક્તિ તેને પ્રાપ્ત કરવામાં આળસ ધરશે?

---

# વિચારના સંબંધમાં વિશેષ.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૪૧ થી. )

## ( ૩ )

## વિચારનાં આંદોલનો.

વિચાર મનના પ્રદેશમાંથી ઉઠી આંદોલન અથવા મોજારૂપે થઇ આકાશ તત્ત્વદ્વારા અમર્યાદ પ્રદેશ સુધી ગતિ કરવાને સમર્થ થાય છે પરન્તુ આ પ્રમાણે પ્રત્યેક વિચારનાં આંદોલનો અમર્યાદ પ્રદેશ સુધી પહોંચી શકતા નથી જે આંદોલનો વધારે એકાગ્રતાપૂર્વક થયેલા વિચારમાંથી પ્રકટેલાં હોય છે, અથવા જે વિચારો હૃદયને સ્પર્શ કરીને ઉઠેલા હોય છે તેમાંથી પ્રકટેલા હોય છે, તેમજ તેના સજાતીય આંદોલનો દૂર જવામાં તે વધારે સહાયભૂત થાય છે, તો જ તે આંદોલનો વધારે દૂર પ્રદેશ પર્યંત પહોંચી શકે છે

એક વિજ્ઞાનવિદ્દના વિચારો ઉપરથી આ વાતને વધારે ટેકો મળે છે તે જણાવે છે Regarded on its physiological side, an idea is only a viberation, a viberation that is propagated. It is propagated as far as other like viberations allow It is propagated more widely if it assumes the character which subjectively we call emotive અર્થાત્ પ્રત્યેક મનુષ્યના માનસ પ્રદેશમાંથી જે વિચારો ઉઠે છે તે આંદોલનરૂપ જ હોય છે અને તે આંદોલનો ગતિના નિયમને અનુસરીને વિસ્તારને પામે છે જ્યાં સુધી સજાતીય આંદોલનો તેને વધવા દે છે ત્યાં સુધી જ તે વધે છે આ આંદોલનો જો હૃદયસ્પર્શી સ્વભાવવાળાં હોય છે તો તે વધારે વિસ્તારને પામે છે

મનોભાવો, લાગણીઓ, કલ્પનાઓ એ વગેરે હૃદયસ્પર્શી વિચારો ગણાય છે અને તેમનામાં સ્થૂળ રૂપને ધારણ કરવાનો સ્વભાવ વિશેષ છે એ આપણે પૂર્વે વિચાર્યું છે, તે જ પ્રમાણે તેમની વિસ્તાર પામવાની મર્યાદા પણ વિશાળ છે એ આથી આપણુને સમજાય છે.

વિચારનાં આંદોલનો દૂર પ્રદેશમાં ગતિ કરવાનું સામર્થ્ય ધરાવે છે એ વાર્તા વિચાર સંક્રમણ ( telepathy ) ના પ્રયોગો ઉપરથી વધારે સ્પષ્ટ થાય છે

## चार्ल्स डार्विनना जीवननो एक प्रसंग.

( મોતીલાલ જ. ઓઝા )

### વિચારની એક નવીન શ્રેણી ઉત્પન્ન કરનાર

ડાર્વિન તેના શરૂઆતના જીવનમાં કંઇક જુદા જ વિષયમાં રસવૃત્તિવાળો હતો. તેની ભવિષ્યની કારકીર્દીસાથે તેનો સબંધ કંઇ પણ જણાતો નહિ. સ્વભાવથી તે રીસાળ અને ચીડીઆ સરખો તેની બાળક અવસ્થામાં જણાતો. તેના આળસનો પણ કંઇ પાર નહોતો. જ્યારે ત્યારે તેનો પિતા તેને ઘોડા, કુતરા, ઉંદર વિગેરે સાથે રમતો જોતા પણ ધીમે ધીમે તેનામાં કંઇ કુદરતના બનાવોનો અભ્યાસ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ અને તેણે ઘણી જાતનાં પુસ્તકો વાચવા માંડયા. નિશાળમાંથી તેણે વેળાસર રજા લઈ લીધી અને સને ૧૮૨૫ ના ઑકટોબર માસમા એડિનબરોની યુનિવર્સિટિમાં દાખલ થયો અને ત્યા બે વર્ષ ગાળ્યા

તેના પિતાએ તેના માટે ડાક્ટરનો ધંધો પસંદ કર્યો અને જણાવ્યુ કે તે એક કુશળ ડાક્ટર થઇ શકશે પણ ડાર્વિન સહજ પણ વાઢકાપથી કંટાળતો અને તે બાબતની ઘણી અરુચિ હતી

ત્યાર પછી તેના પિતાએ જાણ્યુ કે તે ડાક્ટર થવાને લાયક નથી તે પાદરી થઈ સારૂ કામ કરશે. અને તેથી તેને કેમ્બ્રિજ તેડી ગયા પણ તે સબંધમા તે પોતાનો અભિપ્રાય જણાવે છે કે

એ એક હાસ્યજનક વાત જણાશે કે મે પાદરી થવાનુ સ્વીકાર્યું હતુ પણ મે અથવા મારા પિતાએ તે ધારેલો મનસુબો કદી પણ છોડી દેવાનો નિશ્ચય કર્યો નહોતો, પણ તે નિશ્ચય કંઇ કુદરતી રીતે પોષણ પામ્યા વિના જેમને તેમ નષ્ટ થઇ ગયો મારે કેમ્બ્રિજથી બિગલસાથે જવાનુ થયું તે બનાવથી જ સઘળી બાજી ફરી ગઇ. વિદ્વાન મસ્તિષ્કવિદ્યાશાસ્ત્રી ( Phrenologists ) નો મત માન્ય કરવામાં આવે તોપણ મારી લાયકી તેમણે પાદરી થવાને વધારે આકી હતી જર્મનિના કેટલાક માનસશાસ્ત્રીઓની સભાના સેક્રેટરીઓએ મારી છબી વિગેરે મંગાવી મારે માટે અભિપ્રાય જણાવ્યો હતો કે હું પાદરી થઇ જાહેરમા ચર્ચા કરવા વધારે લાયક છુ મારા માથાનો અમુક ભાગ દસ પાદરીના જેટલો વધારે આગળ પડતો કેળવાયેલો છે

એડિનબરો કરતાં કેમ્બ્રિજ ગયા પછી ડાર્વિનનુ જીવન કંઇ ઓછા જ ફેરફારવાળુ હતુ. રમત ગમતમા કેટલોક ભાગ લેવા માંડયો અને અન્ડર-

ગ્રેજ્યુએટની સાધારણ રહેણીકરણીપ્રમાણે સહજ આળસમાં જીવન વ્યતિત કરવા માંડયું પણ બીજા નિયમો લાઇ ઠોકવામાં આવ્યા નહોતા. ઘણી વખત તે મ્યુઝિમ જોવા જતો અને સંગીતનો પણ સારો શોખ ધરાવતો સંગીત મંડળીમાં ભાગ લઇ તે સાથે જોડાતો

આ બધી વાત કેમ બદલાઇ ગઇ, તેનું અનુમાન કરવું એ એક હાલ મિથ્યા બાબત છે, પણ કોઇ વિલક્ષણ યોગથી તે પછી તેનું જીવન તદન બદલાઇ ગયું બિગલની સાથે કોઈ કુદરતના અભ્યાસીને સાથે લઇ જવા માગણી કરવામાં આવી હતી અને તે માટે વનસ્પતિશાસ્ત્રના પ્રો હેનસ્લાવે ડાર્વિનની ભલામણ કરી

ડાર્વિન ત્યાર પછી પોતે જ જણાવે છે કે બિગલની મુસાફરી મારા જીવનને ફેરવનાર એક મુખ્ય કારણરૂપ હતી અને તે પણ એક નજીવા હેતુને લઇને બની હતી મારા કાકાએ મને ત્રિશ માઇલ દૂર ગુજરી કાઢવા ધાર્યો હતો અને તેમાં એક । કારણ હતું કે મારા નાકનો ઘાટ! કોઇ પણ કાકો આવો નહિ હશે!

બિગલઉપર જે મુસાફરો હતા તે બધા સાથે હું ઘણો હળીમળીને અને હસમુખી ચાલથી રહેતો હતો બધા જ મુસાફરો મને તે માટે યાદ કરતા મુસાફરીનો આનંદ અને અનુભવ કંઇ વિલક્ષણ ભેદવાળો હતો પણ તેનું રહસ્ય હું પોતે જ ઉંડી રીતે સમજતો.

પાદરી થવાનો વિચાર કાંઇ હેતુપૂર્વક છોડી દેવામાં આવ્યો નહોતો પણ તે વિચાર સ્વભાવથી સાગ મગજમાંથી ખરી પડયો ધીમે ધીમે જૂદા જ વિચાર અને ક્રિયા ઉપર મગજ દોડવા માંડયું અને વિજ્ઞાનના કિનારાઉપર ધસી પડયું

ત્યાર પછી ડાર્વિને જૂદા જ પ્રકારની નિયમિતતા અને વ્યવસ્થાથી કામ કરવાનું શરૂ કર્યું દરરોજ પ્રાતઃકાલે વહેલો ઉઠી ફરવા જતો. આઠ વાગ્યા પૂર્વે નાસ્તો લઇ કામ શરૂ કરતો સાડા દસ વાગે પોતાની ટપાલ જોઇ લેતો અને ફરી કામે લાગતો અંત સુધી પછી તે પ્રમાણે તે પોતાના કામને વળગી રહ્યા, અને વિજ્ઞાનવિદોમાં અને આખી પૃથ્વિની પ્રજામાં કંઈ નૂતન વિચારશ્રેણી પ્રકટાવી

શરૂઆતમાં નિષ્ફળતા અને હાનિ ભોગવ્યા છતા અભ્યાસના બળવડે કરીને નહિ ધારેલી કીર્તિ સંપાદન કરવાનો યોગ આવ્યો

---

# બાળકથી યુવાન.

( ભોગીલાલ જયશંકર ઓઝા. )

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૩૮ થી )

૫

## જીજ્ઞાસા.

બાળકના સ્વભાવનું જેમણે નિરીક્ષણ કર્યું છે, તેઓમાંના બધા જ એક પણ અપવાદવિના, બાળકની જીજ્ઞાસા વૃત્તિ તથા અનુકરણ કરવાની ટેવવાળા સ્વભાવથી ભાગ્યે જ અજાણ્યા રહ્યા હોય છે. તેમને બાળકની સાથે જીજ્ઞાસા વૃત્તિનો અભેદ હોય એમ જણાયું છે બાળક જીજ્ઞાસાથી ભરપુર છે બાળક જીજ્ઞાસાની મૂર્તિરૂપ જણાયું છે તેમનામાં મુખ્ય આ બે ગુણ જણાયા છે એક જીજ્ઞાસા, કંઈ પણ નવું નવું જાણવાની ઇચ્છા અને બીજો અનુકરણ, નકલ કરવાની ટેવ.

જીજ્ઞાસાવાળી વૃત્તિ જ્ઞાનના પાયારૂપ છે અને અનુકરણ કરવાની વૃત્તિ બાળકના સ્વભાવ, ગુણ, ચારિત્ર્યઉપર અસર કરનારી છે

જીજ્ઞાસા જ્ઞાનમાત્રની આરંભક સ્થિતિને રચનાર માતા છે તેના ઉદર વડે જ દરેક પ્રકારનાં જ્ઞાન પ્રકટે છે તે જ્યાં હોય છે ત્યાં જ્ઞાનની આશા રહે છે તેના વિના જ્ઞાન સંભવતું નથી દરેક ધર્મ તથા દરેક શાસ્ત્ર, જીજ્ઞાસાની પ્રથમ આવશ્યકતા માને છે. અને કહે છે કે કોઈ પણ મનુષ્યે અમુક વિષયનું જ્ઞાન મેળવવું હોય તો તેણે પ્રથમ પોતાનામાં તે વિષયતરફની જીજ્ઞાસા વૃત્તિ જાગ્રત્ કરવી

વ્યવહારની જેટલી જેટલી વિદ્યા તથા કલા છે, તથા પરમાર્થનાં જેટલાં જેટલાં સાધન છે તે સર્વ પહેલેથી તે છેવટ સુધી જીજ્ઞાસા વૃત્તિના બળવડે જ જાણી શકાય છે તથા મેળવી શકાય છે

જીજ્ઞાસાવાળું બાળક કોઈ પણ નવો પદાર્થ તેની દૃષ્ટિઆગળ આવ્યો કે તરત તેને અડવા જાય છે, મોંડામાં લેવા યત્ન કરે છે, સાંભળવા જેવું જણાય તો તે સાંભળે છે, જોવા જેવું હોય તો તે જોયા કરે છે અને એમ પોતાની દરેક જ્ઞાનેંદ્રિયને તેના સંબંધથી કેળવવા આતુરતા દર્શાવે છે. કંઈ પણ અનુભવ લેવા તે જાણે ભૂખ્યું તલપાપડ થઈ રહેલું જણાય છે.

આવી રીતે તે ક્રમે ક્રમે જ્ઞાનનાં પગથીઆં ચઢે છે એક કેરી હાથમાં

આવી તો તે તેને જોશે, સુધશે, રમાડશે, દાબી જોશે અને તેને ચાખી જોવા મોંડામા મૂકશે. જૂદી જૂદી રીતે કેરીના જ્ઞાનને તે મેળવવા યત્ન કરશે. વળી તે એક જ દષ્ટિથી તેના એક કે બે ગુણને છૂટા છૂટા જોવાનો જ ફક્ત પ્રયત્ન નહિ કરે પણ આખી કેરીના જેટલા ગુણ એકત્ર મળીને હોય તે જોવા યત્ન સેવશે. ફરી તેના હાથમા કેરીના રંગનું કે કેરીના કદનું કંઇ પણ આવ્યુ તો તેનાથી તે ભોળવાશે નહિ. પ્રત્યેક જ્ઞાનેન્દ્રિયથી મેળવેલા, એકઠા કરેલા, જ્ઞાન-વડે જૂદી જૂદી વસ્તુના ગુણ ધર્મને ઓળખી તેના જૂદા જૂદા ભાગ સમજી શકશે જીજ્ઞાસા વૃત્તિ કુશળ કારીગર છે

બાળકથી યુવાવસ્થા સુધીમા જીજ્ઞાસા વૃત્તિ કેળવાતી જાય છે શરૂઆતમા તેનામાં પદાર્થના સબંધમાં ફક્ત બહારની ઇન્દ્રિયો કામ કરે છે. બહારથી જે કંઇ સંસ્કારો ઉઠે તેના તરફ જ મનનુ વલણ બંધાય છે પણ જેમ બાળક આગળ વધે છે, મોટું થાય છે અને તેની અંદરની માનસિક શક્તિઓ જાગ્રત્ થાય છે ત્યારે તે દરેક પદાર્થને અંદરની દષ્ટિથી જોવા યત્ન કરે છે. દરેક વસ્તુના કારણ તરફ જુએ છે. શરૂઆતમા રમત ગમતમા ઘણી વસ્તુઓ પસાર થાય છે, પણ પાછળથી તેના ઉપર કંઇ તર્ક દોડાવવામા આવે છે જેમ જેમ જીવન આગળ વધતું જાય છે તેમ તેમ તે તર્કપ્રધાન થતું જાય છે

એક સ્ત્રી પોતાના બાળકના સ્વભાવનુ નિરીક્ષણ કરી પોતાનો અનુભવ જણાવે છે કે મે મારા એક માસના બાળકને પ્રથમ કેટલાક ચળકતા પદાર્થો તરફ જોયા કરતુ અને કેટલાક વિચિત્ર અવાજો થાય તે સાભળવા તરફ ધ્યાન આપતુ જોયુ હતું બીજા માસમા તે તેની જીભનુ ટેરવુ હલાવ્યા કરતું અને વાર વાર બહાર લાવે અને અંદર ઘાલે એમ કરતુ. તે ઉપરથી મને લાગ્યું કે તે ગતિ અને સ્પર્શના કંઇ ભેગા અનુભવમા પડયુ છે. ત્યાર પછી તરત કંઇ પણ જોવા લાયક વસ્તુ નજરે પડી કે તરત તે તેના તરફ પોતાનુ ડોકુ ફેરવતું અને આખો ચળવિચળ કરી મૂકતુ જોવાની અને ફરવાની બન્ને ક્રિયાઓ સાથે સાથે તેણે કરવા માંડી એટલું થયુ કે પછી જલદીથી તેણે બીજા પદાર્થો તણખાં તણખાંને હાથમાં લેવા માંડયા અને પોતાની બધી ઇન્દ્રિયોને એક સાથે કેળવવા માંડી. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ સર્વ વડે વસ્તુનુ દર્શન કરવા માડયુ બધી જાતના અખતરા અજમાવી જોવા માડયા.

બાળક વાત કરતાં કંઇ શીખે છે કે તરત તે સવાલો પૂછવા શરૂ કરે છે. કંઇને કંઇ પૂછવા તે માંડે છે જ. તેની જીજ્ઞાસા પ્રથમ કંઇ પણ સમ સ્યો તે

ઉપર દોડે છે અને ત્યાંથી સંતોષ પામે છે પણ પછી તે જે જે પદાર્થ જુએ છે અને તે સંબંધી પૂછે છે તેના જવાબ સાથે પોતાના મનથી કંઈ નિશ્ચય બાંધતું જાય છે. પદાર્થ અને જવાબ બે વચ્ચે કંઈ સાંકળ ગોઠવે છે

આ શું છે? તે શું છે? કોણ આ હલાવે છે? પાણી ક્યાંથી આવે છે? ચાંદો દોડે છે? આ શું કરતું હશે? એમ કેમ છે? એવા પ્રશ્નો બાળકના મુખમાંથી સહજ સાંભળવામાં આવે છે જીજ્ઞાસાના આગળ વધવાના ઓછા વધતા પ્રમાણમાં પ્રશ્નો કંઈ ફેરફારવાળા થતા જાય છે. પણ જીજ્ઞાસા બાળકને પ્રશ્ન પૂછતો બનાવે છે સંવેદનો જાગ્રત કરતો અને તર્ક દોડાવતો તેને સહજ સહજમાં કરે છે તે પોતાના અનુભવસાથે નિત્યની નવી જણાતી બાબતોને મેળવે છે અને તેમાં જે કંઈ વધઘટ દેખાય તે બાબત તરત સવાલ કરે છે તેને શંકા થઈ કે તેનું સમાધાન તે ખોળે છે તે પોતાના અજ્ઞાનને દૂર કરી અજ્ઞાન થવા મથે છે કુદરતનું વલણ તેના અલ્પજ્ઞપણામાંથી સર્વજ્ઞપણાતરફ લઈ જવાતું જણાય છે. એવો એક પણ પ્રશ્ન નથી અને એવી એક પણ બાબત નથી કે જે સબંધી તે પ્રશ્ન ન કરે બાળકના પ્રશ્નો જેણે જેણે સાંભળ્યા છે અને તેના તરફ કંઈ લક્ષ આપ્યું છે તેમને જણાયું છે કે બાળક અમુક વખતે અમુક બાબતના જ પ્રશ્ન અને ઉત્તરથી શાંત થયું નથી પણ અનેક વખતે ઘણા જ વિલક્ષણ, નહિ કલ્પનામાં આવે તેવા, પ્રશ્નોથી હમેશાં ચંચળ રહેતિવાળું જોવામાં આવ્યું છે તે અગમનિગમની વાતો કરતા અટક્યું નથી મોટા વિલક્ષણ મતિવાળા મનુષ્યોની બુદ્ધિ બહેર મારી જાય તેવા પ્રશ્નો બાળક કેટલીક વખત કરતા આવ્યા છે અને કરે છે

આ પ્રમાણે બાળક પોતાના જ્ઞાનની મર્યાદા-હદ વધારતું જાય છે અને તેમાં ઉપયોગિતા ઉમેરતું જાય છે એક બીજી વસ્તુના જ્ઞાનથી બુદ્ધિનો તથા અનુભવનો વિસ્તાર વધારતું જાય છે પ્રથમ એક વસ્તુને એક રૂપે શબ્દથી કે નામથી જાણે છે તેના કરતા જ્યારે તે જ વસ્તુને જૂદા જૂદા સબંધથી તથા ગુણથી જાણે છે ત્યારે તે વસ્તુનું વિશેષ જ્ઞાન થયું એમ કહેવાય છે કેરીને કેરી તરીકે નામથી જાણવા કરતા જ્યારે તેના કદ, ગુણ, રૂપ, રસ, ગંધ વિગેરે સર્વ ગુણોથી જાણવામાં આવે ત્યારે તેનું વિશેષ જ્ઞાન થયું કહેવાય છે અને તેમાં તેનો આનંદ વિશેષ થાય છે. જ્ઞાનની એ એક પદ્ધતિ છે કે કોઈ પણ વસ્તુને અનેક રીતે જોવી તેના સબંધમાં અનેક રીતે આવવું. તે પદાર્થનું જોડાણ યુક્તિપ્રયુક્તિથી મનમાંથે કરવું

( અપૂર્ણ )

# सुशीलानुं स्वप्न

अथवा

# मोहिनीनो मुक्तिमंत्र.

( અનુસંધાન અંક ૪ના પૃષ્ઠ ૧૧૯ થી )

" ઠીક ત્યારે કહી દે જલદી જલદી "

" એ વાત મૂળ સ્વપ્નાની જ છે " લીલાવતી જરા હસી અને ડાક્ટરના સામુ જોયુ.

" હુ પણ ખરી, એમા આટલી બધી ગમગીની ! " સવિતાનારાયણે આશ્ચર્યમાંયે મુખ મલકાવ્યુ. " હશે જે હોય તે હવે કહે તો ખરી મારી તો ખાતરી જ હતી કે તમારો સ્ત્રીઓનો સ્વભાવ જ એવો હોય છે કે નજીવી બાબતોમાં લામા લાંબા વિચાર કરીને દુ ખ વહોરી લે છે " જરાક ગભીરતા દર્શાવી

" હુ નહોતી કહેતી કે તમે મને મૂરખ જ ગણશો જાઓ હવે કંઈ કહેવુ નથી " સહજ રોષનો ભાવ દર્શાવતા લીલાવતી એટલું બોલી મૌન રહી

" લે, એમા રીસ માનવા જેવુ શુ છે ? હુ તો સહજ વાત કહુ છું. હવે તારૂ સ્વપ્નુ તો સ્વપ્ન કહેતો ખરી. જો તારા માટે આટલી વાર ખોટી થયો તેનો તો જરા વિચાર કર " સહજ હસતા હસતા ડાક્ટરે જણાવ્યુ.

" જો ! જો ! પાછા મશ્કરીમાં ન ઉડાવશો " લીલાવતી હસી "સારૂં."

" મને મોહિની બેહેન બહુ યાદ આવે છે "

" ઠીક, પણ તારૂં સ્વપ્નુ તો કહે "

" હા, પણ હુ એની જ વાત કરૂ છુ ને "

" સ્વપ્નામાં મોહિની મળી ? "

નિશ્વાસ નાખતા લીલાવતી બોલી " એવુ જ કંઇક બન્યુ "

" વારૂ, પણ હવે પૂરેપૂરી વાત કરવી છે કે આમને આમ વખત ગુમાવવો છે ? જોજે વળી રીસ ન ચડી જાય ! "

" આજે રાત્રિએ હુ બેએક વાગતાના સુમારે જાગી ગઈ એકદમ

મોહિની બેહેન જાણે મારી પાસે આવીને ઉભાં ન હોય તેમ જણાયુ પહેલાં તો હું જરા ચમકી મને એમ થયુ કે આ એકદમ અહિં ક્યાંથી. પછી વળી જરા ધીરજ ધરીને જોયુ તો એ તો ખાલી ભણકારો હોય એમ જ લાગ્યુ હમણાં ત્રણ ચાર દિવસથી એમનો પત્ર પણ નથી તેથી તેમના ને તેમના વિચાર થોડી વાર મનમા ઘોળાવા લાગ્યા એમ કરતાં પાછી ઉંઘી ગઈ પણ પાછુ જાણે મન એમનામા ને એમનામાં ભમતુ હોય તેમ જણાતુ હતું એમ કરતા વળી જાણે હુ ઉંડી ઉતરી ગઇ હોઉં અથવા ઉંઘી ગઈ હોઉં તેમ જણાયુ, પણ એટલામા મારી નજરે કંઈ કંઈ દેખાવ જણાવા લાગ્યા જોત જોતામા એક સુંદર બગીચામાં હુ ફરવા ગઈ એમ લાગ્યુ ત્યાં ફરતા ફરતા એક વિશાળ ચોક મારી નજરે પડયો. આરસપહાણના સ્વચ્છ પથ્થરવાળો ચોક બહુ જ મનોહર જણાતો હતો તેની આસપાસ નાના નાના સુંદર ફુલઝાડ ગોઠવેલાં હતા ઉપર ચંદ્રનો પ્રકાશ ખીલી રહ્યો હતો. મને એ જોઇને એમ થયુ કે આ ચોકમા મારી રમણી બેહેન ને મોહિની બેહેન ને બીજી બધી બેહેનો મળીને ગરબા ગાવાનુ હોય તો કેવુ સારૂ ! હુ આમ વિચાર કરૂં છુ એટલામા તો મારા કાને કોઈ દોડતુ આવતુ હોય એવો અવાજ સંભળાયો આમ ફરીને જોઉં ત્યાં તો રમણી હર્ષભરી દોડતી દોડતી આવતી હતી ! વહાલા ! હુ શુ કહુ રમણી તો એવી રૂપાળી દેખાતી હતી કે મને એમ થયુ કે અપ્સરાઓ પણ એના આગળ પાણી ભરતી હશે તેણે એવા તો સુંદર અલંકારો પહેર્યાં હતા કે અત્યારે તે મારી નજર આગળ તરે છે પણ તેનુ વર્ણન મારાથી થતુ નથી ! તેના હર્ષભર્યા નેત્રો એવા તો તેજથી ચમકતાં હતા કે હુ પણ જાણે તેના ઉપર મોહ પામી ગઈ ! રમણી તો દોડતી દોડતી આવીને મારી કોટે વળગી પડી અમે બંને પછી ખડખડાટ હસ્યાં ! પછી તો રમણી બોલી લીલુ ! તું એકલી કેમ ? મોહિનીને નથી લાવી ? હુ તો કંઈ જવાબ જ દઈ શકી નહિ. એટલામા તો એક અત્યંત સફેદ વસ્ત્ર ધારણ કરીને, સાદી બંગડી અને કપાળમાં કંકુનો ઝીણો ચાંદલો કરીને મોહિની પણ આવી પહોંચી અમારા બંનેના આનંદનો પાર રહ્યો નહિ હવે અમે ત્રણે જણા મળીને ગરબો ગાવા માંડયો રમણીએ કંઈ એવા તો મધુર કંઠથી ગરબો ઉપાડયો કે મારા તો શરીરના રોમેરોમમાં એ શબ્દનો ઝણકાર હજી જાણે ગાજી રહ્યો ન હોય એવુ લાગે છે અને તેની ગાવાની છટા ! નાથ ! હુ તમને શી રીતે કહુ ! વાત ભૂત સ્વપ્નાની છતાં જાણે એવી બની છે કે કંઈ કહેવાય તેમ નથી ! તેની ગાવાની છટા ભલભલી ગાનારીઓને નીચુ જોવડાવે એવી લાગતી હતી ”

" લીલુ ! તારી વાત તો બહુ અજબ લાગે છે ! આમાં તને રડવાનુ શુ હતુ ! " આશ્ચર્યમાં લીન થયેલા ડાક્ટરે અધવચ અધૈર્ય દર્શાવ્યુ. " પણ લીલુ ! શુ આ તુ બોલે છે ? આ તારા શબ્દો છે. આ બોલવાની છટા ! આ તારી ભાષા ! લીલુ ! મને પણ તુ આશ્ચર્યથી લીન કરે છે ! "

" નાથ ! હુ સમજી નથી શકતી કે આ કોણુ બોલે છે, છતાં હુ બોલુ છુ એમ લાગે છે ! મારૂ રડવાનુ કારણુ હજી આવે છે, તમે જરા ધીરજથી સાભળો ! "

" વારૂ, પણ તારી રમણીએ ગાયુ શુ ?

" હા, તે મને કઈ બધું તો યાદ નથી પણ પ્રથમની એક કડી તો યાદ હોય તેમ લાગે છે તે એવા તો મીઠા સ્વરથી અને લહેકાવીને ગાતી હતી કે તેની ભણક હજી મારા કાનમાં રહી ગઈ છે "

> " અમે રે પ ખીડા ગગન પ્રદેશના,
> વસતું અમારે શાત સુરમ્ય આકાશ એ; "

લીલાવતીએ જરાક પ્રસન્નતાથી લહેકાવીને ગાઈ સભળાવ્યુ.

" વાહ, વાહ ! તુ પણ સાંભળેલા સ્વરની ખુબ નકલ કરે છે ! આવી મીઠાશથી મને તો કોઈ વાર ગાઈ સંભળાવતી પણ નથી. "

" હશે, એ વાત હાલ જવા દો વળી બીજે પ્રસગે "

" ઠીક, ત્યારે તમારો પ્રસગ ચલાવો "

"રમણીનો ગરબો ચાલતો ગયો તેમ અમારૂં ગાનાર ટોળુ જાણે વધતું જતું ન હોય તેમ જણાવા લાગ્યુ હવે અમારી આસપાસ જાણે ફુવારા પણ ઉડવા લાગ્યા હોય તેમ દેખાયુ થોડી જ વારમા અમારા ઉપર ફુલોનો વરસાદ પડયો હોય તેમ પુષ્કળ ફુલ અમારી ઉપર પડ્યા અમે હવે આનંદની પરિસીમાએ પહોંચ્યા હતાં ! " સહજ અધાર થયું અને એક આનદની ગર્જના સભળાઈ. શુ થયુ તે વિચાર કરતામા તો મેં રમણીને અદશ્ય થઈ ગયેલી જોઈ ! કોઈ અગમ્ય પ્રદેશમાં ક્યાં કેવી રીતે ગઇ તે ન સમજાયુ ટોળુ પણ ક્યા ચાલ્યુ ગયુ તે સમજાયું નહિ.

" હા, નાથ ! મને જાણે રમણી બહેનનો ગરબો સભળાય છે ! હુ જાણે

૩

તેમ દૃષ્ટિ કરીએ એટલામાં તો અમારી પાસેથી રમણીને અમે અદૃશ્ય થઇ ગયેલી જોઇ. કોઇ અગમ્ય પ્રદેશમા ક્યાં કેવી રીતે તે ચાલી ગઈ તે અમને ન સમજાયુ જોતજોતામા ટોળુ પણ વિખરાઇ ક્યાંઇ અદૃશ્ય થઇ ગયુ આ શુ ' એમ સ્તબ્ધ સરખા હુ અને મોહિની વિચારમા આગળ વધવા લાગ્યા

અમે બે જણાં હવે એક બીજાની આંગળી ઝાલી ધીરે ધીરે ચાલતા હતા એટલામા મને પાછળથી આવી કોઇએ તેડી લીધી હુ મોહિનીને કઇ કહુ તે પહેલાં તો તેણે મને ઉપાડીને ચાલવા માંડયુ તે સ્ત્રી છે કે પુરુષ, ભૂત છે કે પિશાચ, દેવ છે કે રાક્ષસ તે તો હુ સમજી જ શકી નહિ. થોડું ચાલી પછી તો તેણે ઉડવા માંડયુ છતાં હુ જાણે દૂરથી મોહિનીને જોઇ શકતી હતી મોહિની હવે એકલી એકલી ત્યાંથી ચાલી જતી જણાઇ જતા જતા તેનુ મુખ અત્યત શોકથી સેવાઇ ગયેલુ જણાતુ હતુ તે મને જાણે બોલાવવા મેહેનત કરતી હોય તેમ જણાતુ હતુ પરતુ હુ તેનું કશુ જ સાભળતી નથી તેથી જાણે મારા ઉપર ચીડાતી હોય, વળી શોકમાં ડુબી જતી હોય તેવા ભાવ તેના મુખ-ઉપર જણાતા હતા એટલામાં મોહિની એક ટેકરી પાસે આવી ધીમે ધીમે તે ટેકરી ઉપર તે ચઢી. તે ટેકરી ઉપરથી તેણે કુદકો મારવાનો પ્રયત્ન કર્યો. પણ તે પડવા જાય છે એટલામા જ તેને કોઇએ ત્યાંથી ઉપાડી લીધી ત્યાંથી તેને દૂર મૂકી વળી તેણે ત્યાંથી ચાલવા માંડયુ એક નદી કિનારે તે આવી પહોચી અને અત્યત શોકના આવેશમા તેણે નદીના પાણીમાં પડતુ મૂકયુ ' પાણીનાં વમળમાં તે અદૃશ્ય થઇ ગઇ અને હુ જાગી ગઇ !" આ શબ્દો ઉચ્ચારતાં જ લીલાવતીએ પુન નિ શ્વાસ મૂકયો પુન તેનો આનદ જતો રહ્યો.

(અપૂર્ણ.)

# પ્રજાનું ગૌરવ.

( ભોગીલાલ જયચંદ કર ઓઝા )

મનુષ્યો પોતાના અને પ્રજાના ગૌરવની વાતો ઘણી કરે છે. પ્રજાનું અને પોતાનુ બધારણુ અને માન અમુક પ્રકારનુ જોઇએ, દરેકે અમુક જાતનુ અભિમાન તો અવસ્ય રાખવુ જોઇએ અને અમુક અમુક રીતે આત્મભોગ આપવો જોઇએ. સસ્થા તો આવી જ જોઇએ, આવા આવા ધોરણો તેમાં બાંધવા જોઇએ. આગેવાનોનુ આ કર્તવ્ય છે અને બીજાઓનું તે કર્તવ્ય છે, આ પ્રકારના વિચાર અને વાતો કરનારની સખ્યા આજકાલ ઘણી મોટી છે દરેક નાની સંસ્થાથી માંડી સમગ્ર દેશના અને સમગ્ર ધર્મ, આચાર વિચાર વિગેરેની એકતા દર્શાવનારની વાતનો સર્વાળો કઇ પણ ઉપરની બાબતને મળતો આવે છે.

ખરૂ છે કે તે પ્રકારના વિચારોમાં કેટલુક સત્ય રહેલુ છે અને તેની આવશ્યકતા રહેલી છે પણ જ્યારે બધાની વાત અને વિચારની દષ્ટિ પોતાના તરફથી ઉઠી જાય કેવળ પોતાથી ઈતર પારકા તરફ વળે છે અને તેને સબોધી વાત કે વિચારની ચર્ચા ઉઠાવવામા આવે છે ત્યારે તેનુ પરિણામ ભાગ્યેજ કઇ મોટું આવે છે જાણુવાજેવું સત્ય અને સાર તેમાંથી ઓછુ જ નીકળે છે

માણુસ જ્યારે પોતાને ભૂલી પરના તરફ નજર નાખ્યા કરે છે ત્યારે તે પોતાનુ બળ દરેક ક્ષણે ઓછુ કરતો જાય છે તેના બળનો વપરાશ એટલો વધી જાય છે કે પોતાની પાસે મુડીમા કાઇ રહેતુ નથી. તે બળને કમાવાના રસ્તા ઘણે ભાગે બધ કરે છે અને વહેતા મૂકવાના રસ્તા ઉઘાડા મૂકે છે.

બીજા કેવી રીતે રળે તેનો અખડ વિચાર કરનાર પોતાના ધંધામાં ખોટ ખાય છે. પોતાની હોય તે મુડી પણ ધીમે ધીમે ખોઇ બેસે છે

પ્રજાનુ ગૌરવ, સમાજનુ ગૌરવ કે વ્યક્તિ પરત્વેનુ ગૌરવ, એ એક મહાન બાબત છે. તે એક પવિત્ર વસ્તુ છે. તેનુ માન અને ધ્યાન સર્વેએ કરવાજેવુ છે પણ તે સર્વના જાળવવામાં અને વધારવામા કષ્ટ રસ્તા છે મહોડાની વાતો નથી. વિચારના તરગો નથી. નવરાશની ગરમાગરમ કે ઠડા ઠડી ?વાનીમા નથી. ચોક્કસ નીતિ અને ચોક્કસ ધોરણુની ઠરાવેલી શુદ્ધ પદ્ધતિઓ

છે, અને તેનુ પરિપાલન એ તે વસ્તુ મેળવવાના ઉપાયો છે ગૌરવ, શુદ્ધ નિષ્ઠા સાથે શુદ્ધ આચારમાં રહેલું છે તેમ અનેક જાતની પડતીના ચિન્હરૂપ અજ્ઞાન-વાળી ગરીબાઇ, દુર્વ્યસન, તથા કર્તવ્યથી રહિતપણુ કે જેમાથી બહાર નીકળી આવવાનો આવેશ કે પ્રયત્ન નથી તેમનો ઉચ્છેદ કરવાનો, તેમા પણુ રહેલુ છે

સુસ્ત સામાન્ય વર્ગ એવડો મોટો છે કે તેમને પોતાની નબળી સ્થિતિનુ પુરૂ ભાન પણુ નથી તેમને ઉચ્ચ સ્થિતિનો વિચાર, સુખ વિગેરેની કલ્પના પણુ નથી, તેમના મગજ એટલાં જડ તથા સુસ્ત થઇ ગએલાં છે કે તેમના આગળ ઉચ્ચ મહત્વવાળા થવાના આદર્શો અને ઉદ્દેશો છે જ નહિ. આ સર્વ પ્રજાના ગૌરવની ક્ષીણુતા છે. તેના સામે મોટુ યુદ્ધ મચાવવાનુ છે તે દોષ કાઢી કાઢવા પ્રજાએ કમર કસવાની છે, અને ત્યાર પછી બીજી પ્રજા બીજી વસ્તુઓ સાથે અથડા અથડી કરવાની કે તેમને પોતાની કરવા યત્ન કરવાનો છે તેમના જ્ઞાનની અને શકિતની ઉપાસના, અભ્યાસ કરવાની પછી જરૂર છે મુખ્ય વસ્તુ સાથે બાથ ભીડવાની હજી બધાને બાકી જ રહી છે તે વિનાની ફાલતુ બાબત સાથે રકઝક કરવામા દુનિઆના મોટા ગણુાતા પડિતો, શાસ્ત્રીઓ અને સત્તાધારીઓ યોજાઇ ગયા છે. આશ્ચર્ય છે જગતની કોઈ એક સત્તાને કે જે આ પ્રમાણે પણુાને અનેક રીતે ભૂલવે છે અને મિથ્યા ભ્રમણુમાં ફેકી દઈ ક્લેશનું ભાન કરાવે છે !

બીજાઓ માટે નીતિ, નિયમ ઠરાવવાના પૂર્વે માણુમે પોતે પોતાના નીતિ નિયમ ચોકસ કરવાના છે પોતે પોતાનુ કાઇ રીતે ચૂકવુ જોઇતુ નથી, સસ્થા, સમાજ, દેશ, પ્રજા સાધારણુ રીતે વર્તે, પણુ તે પૂર્વે માણુસે પોતે પોતાનુ નક્કી કરવાનુ છે. અને જો તેમ તે કરશે તો અવશ્ય કોઇ પણુ સસ્થા, સમાજ કે દેશ ચોકસ ધોરણુ ઉપર આવ્યા વિના નહિ જ રહે એક એક માણુસ પોતાનો રસ્તો શોધી લેશે અને તેને અનુસરશે તો કશી અડચણુ તેને નડવાની નથી. તેના જેવા એક દસ અને સો થતા આખુ સામાજીક શરીર, ગમે તેવડું તે નાનુ હશે કે મોટુ, યોગ્ય ક્રિયા અને માર્ગમા સ્થપાયા વિના નહિ જ રહે. શા માટે એક અવાજે આખી સસ્થાને સબોધવાના ઘાંટા પાડી બળનો ક્ષય કરવો ? શુ બૂમો અને બડબડાટ બળને વધારનાર છે ! ઉલટાં તે હોય તે બળનો ક્ષય કરનાર છે શાંતિથી કર્તવ્યનું પાલન અને પ્રોત્સાહન આખા જગતને વશ કરે તેમ છે ગૌરવ મેળવવાનુ તે એક અમોઘ સાધન છે

પોતે પોતાનુ ગૌરવ વધારવુ, પોતાની સ્થિતિ સુધારવી અને બીજાઓને આદર્શભૂત થવુ એ જ વાસ્તવ ગૌરવ પ્રજાનુ કે સસ્થાનુ વધારવાનો રસ્તો છે એક એક માણસના પ્રયત્નનુ ફલ છે

પ્રજાનુ ગૌરવ કે સમાજનુ ગૌરવ એ કારણુ નથી, બીજ નથી પરન્તુ તે કાર્ય છે, ફલ છે પહેલુ તે શોધ્યે કોઇને જડતુ નથી પાછળથી તે આપોઆપ પ્રકટે છે.

જ્યારે જ્યારે જે જે સસ્થા કે પ્રજાનુ ગૌરવ અધિક બહાર પ્રકાસ્યું છે ત્યારે ત્યારે તે તે સસ્થા કે પ્રજાના કોઇ એક એ કે તેથી અલ્પ અશમા અધિક મનુષ્યોના પોતાના સ્વત વિકાસના પરિણામથી જ દેખાઇ આવ્યુ છે અને તેની થોડી ઘણી અસર તેની આસપાસના બીજાઓ ઉપર દેખાઇ છે. પણ એક સાથે તે આખી સસ્થા કે પ્રજા આગળ સર્વ રીતે વધી ગએલી હોતી નથી માટે આજે પણ આપણે જે કોઇ સસ્થા કે પ્રજાના ભાગરૂપે હોઇએ તેના ગૌરવને વધારવા માગતા હોઇએ તો આપણે પોતે જ કોઇ ઉચ્ચ કર્તવ્ય પાલન કરી બતાવવાનુ છે તો તેનાવડે આપણે આપણી આખી સસ્થા કે પ્રજાના ગૌરવને છે તેનાથી અનેક ગુણુ વધારી શકીશુ.

ફલની ઇચ્છા પહેલી કરવી એ કોઇ પણ પ્રયત્ન કરવાના સાચા ઉત્સાહી સર્જનને છાજે તેમ નથી ફલ હમેશા પછી, છેવટે હોય છે એ બધા જાણે છે 'પહેલુ ફલ જોઉ તો પ્રયત્ન કરૂ ' એમ કહેનાર આળસુ અને પ્રમાદી હોય છે તેને સૃષ્ટિના નિયમનુ ભાન નથી. તે હજી કિન્ડરગાર્ટનના વર્ગમાં દાખલ થવાને પણ પુરી લાયકાત ધરાવતો નથી

મારી સાથે અમુક અમુક બાબતના ગૌરવની વાત કરનાર, ઘણા મિત્રો મને બધુઓ મને મળ્યા છે અને મળે છે. દાખલા દલીલો ઘણી ઘણી સાભળી અને બતાવી છે પણ છેવટે મને સતોષ એક જ રીતે થાય છે કે જો હુ અથવા કોઇ પોતાને માટે કાંઇ ચોકસ નીતિ નિયમ રાખી કાર્ય કરે જઇશુ અને તેમા હમેશાં કોઇ ઉચ્ચ આદર્શ રાખ્યા કરીશુ તો અવશ્ય જે પ્રજા કે સસ્થા કે સમાજના એક અગરૂપ હુ છુ કે તે છે તે કોઇ દિવસ પણ કઇ અશમા સાચા ગૌરવને પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇશુ શા માટે બીજાઓ તરફથી નિત્ય અમુક અમુક રીતના કર્તવ્ય ,અને ભોગની આશા રાખ્યા કરવી ? તેવી

વાટ હું કે તે જન્માન્તર સુધી જોયા કરીએ તોપણ મને કે તેને સંતોષ થશે કે કેમ તે તો સંશયગ્રસ્ત છે ' મારે, મારે પોતાને માટે જ જે કાંઈ કરવાનુ છે તે કરવુ અને તેણે તેના માટે કરવુ ફળની આશા અંતરમા છે તો તે રાખવી પણ તે ઉંચટે જ

હમેશા એક જ મહાન્ વ્યક્તિના બળવડે જૂદી જૂદી સંસ્થાઓ જૂદે જૂદે સમયે દીપી નીકળી છે આસપાસના બીજા બધા કેટલીક વખત પાછળથી મિથ્યાભિમાન બતાવી મોટી મોટી વાતો કરતા હોય છે પણુ તેમાં સત્ય ઓછુ હોય છે તેઓ પતંગીઆની માફક એક દીવા આગળ એકઠા થયા હોય છે દીવાની જ મહત્તા છે અને તેના પ્રકાશમા અંજાઇને જ બીજા એકઠા થાય છે.

રાજામાં એવુ કંઇ છે કે પ્રજા તેને વશ વર્તે છે વિદ્વાન્માં એવુ કંઇ છે કે તેને લીધે જગત્ તેમને નમે છે શૂરવીરમા કંઇ એવુ છે કે તેને લીધે લાખો સૈનિકો તેની પાછળ પડે છે વાસ્તવ મહત્તા અને ગૌરવનુ બીજ હોવાથી જ રાજા આગળ પ્રજા, વિદ્વાન્ આગળ જગત્ અને શૂરવીર આગળ સૈનિકો નમી પડે છે કંઇ ઉપકાર બતાવવા કે કેવળ પોતાની ફરજ બજાવવા પણુ બધા નમી પડતા નથી ચમત્કાર જોઇને નમસ્કાર કરે છે અને નમસ્કાર સ્વભાવથી થઇ જાય છે

વાસ્તવ ગૌરવ અને મહત્તા વધારવા પ્રત્યેક મનુષ્યે પોતાના જ ક્રિયા ક્ષેત્રમાં રહી જે જે હાનિકારક તત્ત્વો હોય તેની સાથે કંઇ જૂદી જ રીતે લડત ચલાવી, સાચા બળને વધારવાના જાતે જ ઉપાય નિત્ય શોધ્યા કરવા અને તેમનુ પાલન કર્યા કરવુ ગૌરવ સમીપ છે તે ફળ છે વાવો અને લણો.

# कयसरना एकांत जीवनना केटलाक प्रसंगो.

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૫૨ થી. )

૪ કયસરને સ્વચ્છતા અત્યંત પ્રિય છે. સ્વચ્છતાનો તેને મોહ છે એમ કહીએ તો ચાલે એક પ્રસંગે કયસર સેક્સનીના રાજાને ત્યાં ગયો હતો, તેના રાણીને એકલા રહેવાનુ હોય ત્યારે સમય વીતાવવો ઘણો જ કઠિન થઇ પડે છે આથી કયસરની ગેરહાજરીમા કયસરને ઘણો પસંદ એક સોફા હતો તેને પોતાના હાથે આછો જાબુડીઓ રંગ કરી અને કયસર પાછા આવે ત્યારે તેમને આશ્ચર્ય પમાડવાનો વિચાર કર્યો, અને પોતાની પાસે રહેનાર એક સ્ત્રીને ઉદ્દેશીને કહ્યુ. " સુઇ જતાં પૂર્વે હુ કયસરને પોતાની પસંદગી પામેલા કોચ ઉપર બેસવાનુ કહીશ અને પછી એકદમ હું બત્તીનો પ્રકાશ વધારીશ અને મારી કારીગીરી તેમને બતાવીશ તો તે અત્યંત પ્રસન્ન થઇ જશે, નહિ વારૂ ?" તે સ્ત્રીએ પણ આ વાતને અનુમતિ આપી અને બંને જણાએ રંગવાનુ કામ શરૂ કર્યું બંનેએ પોતાના હાથના મોજાની કેટલીક જોડ રંગીને ખરાબ કરી, પોતાના કપડા બગાડયા અને સોફાની એક લગાર ખરીદી શકાય તેટલી કિંમતનો ગાલીચો ખરાબ કર્યો। આખરે કેટલાક ડબા રંગ ને વારનીશના બગાડ્યા ને રંગવાનુ કામ પૂરૂ કર્યું। કયસર આવવાને આગલે દિવસે આ બધુ કામ કરવામા આવ્યુ.

પોતાનુ કામ પૂરૂ કરી કેટલુંક સ્ત્રીમંડળ એકઠું કરી તેમને પોતાનો ગૃહશૃંગારનો આ પ્રથમ પ્રયત્ન બતાવતા હતા તેવામાં એક સ્ત્રીએ પ્રશ્ન કર્યો "પણ આ વખતસર સૂકાઇ તો રહેશે ને ?" મહારાણીએ હસીને જવાબ આપ્યો અવશ્ય, રંગવાળાની દુકાનેથી બધી તપાસ કરાવી છે અને મે તેની સૂચનાના અક્ષરે અક્ષર પ્રમાણે કામ કર્યું છે।

બીજે દિવસે સાંજે કયસર પાછો આવતાં બંને પુનઃ મળવાથી ઘણા આનંદમાં હતાં, અને મહારાણીની ધારણા પણ અમલમાં આવી। તે વિષે વાત કરતા રાણી જાતે જ વાત કરતાં કહ્યું " મે જ્યા બત્તીનો પ્રકાશ વધાર્યો અને હુ પણ બાજુની જગા ઉપર બેસતી હતી એટલામાં તો કયસર અર્ધ વિસ્મય પામેલા અને અર્ધા ક્રોધવાળા ભાવને દર્શાવતા ઉભા થયા, કારણ કે તેમના હાથ અને કપડાંને તે રંગ સારી રીતે ચોંટયો હતો, વળી જોયુ તો મારા શરીરને પણ તે રંગ ચોંટ્યો હતો અને હું પણ તેથી ચમકી ગઇ."

કયસરે તરત જ કહ્યું " પ્રિય ! આ મશ્કરી જરા દિલગીરી ભરેલી છે ! " રાત્રિએ ને રાત્રિએ ટરપેન્ટાઇન મંગાવી તે સાફ કરાવવા વિના તેને બીજો વિચાર જ નહોતો. ઘણી કઠિનતાએ તે રાત્રિના વખતે મળી શક્યું અને તે પછી મહારાણીએ જાતે અર્ધો પોણો કલાક મેહેનત કરી કયસરના હાથ પગ વગેરે સાફ કર્યાં !

૫ બપોરના નાસ્તા પછી કયસર આશરે દોઢેક કલાક નિદ્રા લે છે. પછી ગરમ પાણીના ટબમા પડે છે તેમાથી નીકળી ઠંડા સમુદ્રના જલમાં સ્નાન કરે છે

૬ કયસરની પાસે બે શીકારી કુતરા છે તેના ઉપર તેનો બહુ ભાવ છે માત્ર શયનગૃહમા જ તેમને જવાનો પ્રતિબંધ છે તે શિવાય તે કયસરની પાછળ દરેક જગાએ જાય છે, અને પ્રસંગે ઘોડાના પગ, કપડાં વગેરે કરડે છે અને કયસર તેમનો બચાવ કરી બમણાં લાડ લડાવે છે મેહેલના ખાનગી કારભારીને પણ તે કુતરાઓ જે સરસામાન વગેરે ભાંગી ફોડી નાખે છે તેના ખર્ચની રકમ કઠિનતાથી પૂરી પાડવી પડે છે આ કુતરાઓના સબંધમાં ૧૮૮૩ મા એક હસવાલાયક પ્રસંગ બન્યો હતો. એક દિવસે બપોરે ૧-૧૫ વાગે અસંત દબદબા ભરેલા પોષાકમાં સજ્જ થઇ કયસરને આવવાની રાહ જોતું ત્યાંનું અમીર વર્ગનું સુંદરી મંડળ એકત્ર થયું હતું બે મુખ્ય ઉમરાવની સ્ત્રીઓ બધાના આગળ ઉભી હતી સર્વ શાંતિથી અને બહુ ચપળતાથી કયસરની રાહ જોતાં હતાં, કારણ થોડી જ પળમા તેને આવવાનો સંભવ હતો. વચ્ચેનો દરવાજો ઉઘડયો અને તરત જ આ સાવધાન મંડળ આ સાર્વભૌમ નૃપતિને માન આપવા સલામો ભરવા લાગ્યું ! નીચા નમી નમ્રતાપૂર્વક હાથ હલાવવા લાગ્યું ! પણ સર્વના આશ્ચર્યની વચમા જેને સલામો ભરવામાં આવી હતી તે પેલા બે કુતરા જ હતા ! પાછળથી તરત જ કયસર પોતાની રાણી સાથે આવ્યો અને પુન તે મંડળને ઝુકીને સલામ ભરવી પડી કયસરે આ બનેલો પ્રસંગ જોયો હતો અને તેથી તે કુતરાઓને કહ્યું " ખરાબ ઢોર ! ગો ! ફરીથી આવું કરશો તો સખ્ત માર મરાવીશ ! "

( અપૂર્ણ. )



## વર્તમાનકાળની વાતો.

યુદ્ધ, લડાઇ, તેમાં શું ચાલી રહ્યું છે ? અંધારામાં બાચકા ભરવા જેવી વાતો. કાંઇ આમ તો કાંઇ તેમ તર્કશક્તિને અમથી દોડાવી મારવાની, કલ્પનાને જે તે પ્રકારના ચિત્રો રચવા આપવાનાં. જેનું કર્તવ્ય જે કરે. યુદ્ધવિના જગત્ અને જગત્ વિનાનું યુદ્ધ સંભવતું નથી મૂળથી સીધા વાંધા ચાલતા આવે છે દોષ કોનો ? ન્યાય અને અન્યાય. હા અને ના, આત્મા અને મન એ બેની સમજની વાત થઇ કે મારામારી જામી. તે વાતનો પાર નથી આજ શમ્યું તો કાલ જાગ્યું લાંબી નિદ્રા તો લાંબું જાગવું, ટુંકી નિદ્રા તો ટુંકું જાગવું દિવસ અને રાત્રિના પ્રમાણમાં સર્વ સમ વિષમ થઇ ફરી સમતોલપણા ઉપર આવે છે સમય બદલાય છે. સ્વભાવ બદલાતાં વાર લાગે છે. ઘણી વાર લાગે છે મનુષ્ય સ્વભાવ રૂપ રંગ સહજવારમાં બદલે છે મૂળ ભાવ છોડતા તે જન્મો લે છે. કારણ ટળ્યું નથી ત્યાં સુધી કાર્ય કોઇ પણ વેશમાં ખડું છે જ. લડાઇનું કારણ મનુષ્યના સ્વભાવમાં જેને મન કહીએ તેમાં તાજું છે બધું સહેલાઇથી બદલાય મનને બદલાતા વાર લાગે છે. મનનો મેલ નીકળવો કઠણ છે. વિજ્ઞાન શુદ્ધીના પાવડર અને એસિડ ઘણા શોધે છે પણ મનની શુદ્ધીના પાવડર અને એસિડ તેને શોધવાના બાકી છે. તે મન આત્મા પાસે જાય છે ત્યારે જ તેને ભૂરકી લાગે છે, અને પોતાનું રૂપ બદલે છે શું તે કળા આજ બધે જાણીતી છે ? અને તેમાં પૂર્ણ શ્રદ્ધા, વિશ્વાસ તથા પ્રયત્ન જાગતાં છે ? તે નથી તો યુદ્ધ પણ ચાલુ છે કદી અસ્ત્ર, શસ્ત્રનું તો કદી મન વાણીનું માટે યુદ્ધની કેવળ શાંતિ કરવા એક જ ઉપાય છે કે મનને આત્મા પાસે લઇ જવું ત્યાં તેને ભૂરકી લગાવવી, અને પછી જુઓ કે કોઇ પણ જગ્યાએ લડાઇનું નામ છે. જ્યાં જોશો ત્યાં શાંતિ, મૈત્રિ અને સુખ.

હાલનું યુદ્ધ એક જ શિખામણ આપવા આવ્યું છે અને તે એ કે મનના મિથ્યાભિમાનને છોડાવવું, અયોગ્ય લાભ અને અયોગ્ય હાનિને અટકાવવા, મારૂં અને તારૂં એની કાંઇ મર્યાદા સમજીને બાંધવી જગત્ જગત્‌ની રીતે ચાલે છે પણ આ કુશ સર્વને માથે છે.

× × × ×

પ્રજાના પરમ હિતૈષી નામદાર ગોખલે એરૂનો અકાળ દેહવિલય મૃત્યુ સર્વને માટે છે પણ અકાળ મૃત્યુ પ્રજાને વિશેષ ખેદનું કારણ જયારે ત્યારે થઇ પડે છે કર્તવ્યો અધુરાં રહે છે અરસપરસની આશાઓ સહજમાં ટાઢીટમ થઇ જાય છે, દેશ ક્યાં પ્રજા ક્યાં, વહાલા ક્યા, અને તે પ્રતાપી પુરુષનો આત્મા

ક્યાં ? ક્યા સંજોગોમાં ? જગતની અસ્થિરતા વિલક્ષણ છે આજ સારૂં કર્યું તેટલું સારૂં કાલનું પાનું અધુરૂં રહેવાનું આજ ઇચ્છ્યા તે સાચું કાલનું કામ બધું કાચું.

આમ છે, પ્રજાને આવા અનુભવો મેકડો વર્ષથી થતા આવ્યા છે તોપણ શોક કરવાનો કાયમ રહે છે, તેનું શું કારણ ! મૃત્યુ અકાળ મૃત્યુ કર્તવ્યોની પરિસમાપ્તિ થતાં પૂર્વે સહજમાં છોડીને જવું કોઇ સત્તાને પરવશ પડવું

મનુષ્યને બધું ગમે છે પણ પરવશ પડવું કદી પણ ગમતું નથી તેનો આત્મા હમેશા અંદરથી ઉછાળા માર્યા કરે છે તેને સ્વતંત્રતા ઘણી પ્રિય છે અસંત પ્રિય છે આત્મા સ્વતંત્ર કાર્યની સમાપ્તિએ કોઇ પણ વખત પોતાનું પાનું સ્વેચ્છાએ બંધ કરવા તૈયાર છે પણ અધુરૂં કામ મૂકી જવા ખુશી નથી. તેમાં તે પોતાની સાર્થકતા માનતો નથી પોતાની અપૂર્ણતા અને અસ્પષ્ટતા છે એમ જણાવવા માગતો નથી, પણ પૂર્ણતા છે અને સર્વજ્ઞતા છે એમ જાણે છે અને તે સંપૂર્ણ રીતે સિદ્ધ કરી જણાવવા તે મથે છે, માટે જ તે આવા અકાળ મૃત્યુ સામે અણગમો બતાવે છે તથા ખેદ કરે છે

આત્મા સંપૂર્ણ હોવાથી તે દરેકમાં સંપૂર્ણતા જોવા જ પ્રયત્ન કરે છે તેને તે વિના સંતોષ કે શાંતિ થતી નથી કોઇ પણ પ્રસંગમાં તે અધુરૂં કાર્ય જોવા રાજી નથી. ખેદનો અવકાશ બાકી રહેલા કાર્યો માટે છે વિશેષથી સંતોષ નથી પરંતુ સર્વસ્વથી જ સંતોષ છે

મહાન્ પુરુષોથી રહેલાં અપૂર્ણ કાર્યો પાછળની પ્રજાને વધારે ઉંચે ચઢવાની નિસરણીરૂપ છે તે ન હોય તો માણસો પ્રયત્ન કરતા અટકે. દિશા પણ ન સુઝે અને જે મળ્યું તેમાં સંતોષ માની લે નવા કર્તવ્યોનો આરંભ જ ન કરે પણ તેમનામાં પુરૂષાર્થ જાગ્રત્ કરવાનો પણ આ એક પરમાત્માનો ઉદ્દેશ હોવાનું અનુમાન કરી તેવા પ્રસંગથી પાછળની પ્રજાએ નાહિંમત ન થતા ઉગ્ર પુરૂષાર્થ કરવો અધુરાં કર્તવ્યો સમાપ્ત કરવા અને તે વડે બીજાં નવાં કર્તવ્યો કરવાનું બળ વધારવું તથા ઉત્સાહ કાયમ રાખવો

મૃત્યુનું રહસ્ય ગુઢ છે તે મનની કલ્પનાથી બહાર છે. પરમાત્માની સત્તાનો જ ચમત્કાર છે તેનાથી ડરવાનું પણ નથી તેમ તેમાં મોહ ધરવાનો પણ નથી તે અવસ્થા મહાન્ ભેદવાળી છે એ નિઃસંશય છે

આપણી પ્રજાના એક મહાન્ મમત્વરૂપ ના. ગોખલે તેમના અમર આત્મામાં પૂર્ણ શાંતિથી વિરમો, એ જ તેમના અત્યંત ઉપકાર તળે દબાએલી વૃત્તિવાળી પ્રજા સહજ તેમને માટે ઇચ્છે અને પરમાત્મા પાસે યાચના કરે એ સ્વાભાવિક છે

પરમાત્મા ! સંપૂર્ણતા શીખવો અને અપૂર્ણતા ટાળો

## आरोग्य प्राप्त करवाना मानस उपायो.

સમય જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ મનુષ્ય સત્યના પ્રકાશને જોવા સમર્થ થતો જાય છે, અને સત્યનું સ્વરૂપ જેમ જેમ તેને વિશેષ અને વિશેષ સમજાય છે, તેમ તેમ પૂર્વના નિશ્ચયો અજ્ઞાનની અવસ્થાના નિર્ણયો જ ફરતા જાય છે જે નવીન જ શોધો છે, જે સદાને માટે નિર્ણીત વિચારો જ હોય એમ નક્કી થયા નથી, તેમા દિવસે દિવસે પરિવર્તન–ફેરફારો ચાલ્યા કરે છે, કારણ કે નવું જ્ઞાન પાછળની ભૂલને સમજાવે છે વિદ્યા, કલા, હુન્નર, વિજ્ઞાન એ સર્વના પ્રદેશમા દૃષ્ટિ કરતાં આપણને આ વાર્તા સ્પષ્ટ સમજાય છે થોડા દિવસ પૂર્વે એ સર્વ બાબતોમા જે નિશ્ચયો હતા તે આજે બદલાઈ ગયા છે, આજે તેના જ સંબંધમાં જે નિર્ણયો છે તે પણ કંઈ છેવટના નથી. તે પણ ભવિષ્યમાં બદલાઈ જશે કારણ કેવળ સત્ય વસ્તુ જ ફેરફારરહિત ની છે આમ છતાં વચલા માર્ગો ખોટા જ હતા એમ તેના ઉપર આક્ષેપ કરવો એ ટુંકી મતિનો જ પરિણામ છે કારણ કે પ્રત્યેક પગલુ આગળના માર્ગે લઈ જવાના સાધનરૂપ હોય છે. વિકાસક્રમનાં પગથીયાં ચઢયાવિના શિખરે પહોંચાતું જ નથી

આરોગ્યને પ્રાપ્ત કરવામાટે અથવા વ્યાધિને નિવારવામાટે પાછળના સમયમાં જે શોધો થઈ ગઈ છે અને જે સાધનો ઉપયોગી ગણાયાં છે, તેમા પણ પૂર્વે સૂચવ્યા પ્રમાણે અનેક ફેરફારો થતા આવ્યા છે, અને હજી થયા કરે છે. પ્રત્યેક નવીન શોધ કંઈક વધારે સરળ વધારે અસરકારક અને ઉત્તમ ફળને પ્રકટાવનારી કરવાનો તેના શોધકો પ્રયત્ન સ્વાભાવિક રીતે જ કરે છે, અને તેમના પ્રયત્નો પૂર્ણ અંશમાં કદાચ નહિ તોપણ વિશેષ અંશમાં ફળીભૂત થયાવિના રહેતા નથી પ્રકૃતિ–કુદરત બહુ અદ્ભૂત છે, તેનાં રહસ્યો સમજવાનાં જ કઠિન હોય છે, પરન્તુ તેના નિયમો અત્યંત સરળ અને આશ્ચર્યજનક ફલને પ્રકટાવનારા હોય છે. વિચારની સૂક્ષ્મકલાએ પહોચેલા મનુષ્યો ક્રમે ક્રમે તેના રહસ્યો સમજવા ભાગ્યશાળી થાય છે, અને તેના નિયમોને જાણી આચારમાં મૂકતા તેના સત્ફલનો અનુભવ કરે છે જુદી જુદી દિશામા પ્રયત્ન કરનારાઓ જુદાં જુદાં સાધનોને પ્રાપ્ત કરે છે, વ્યાધિ નિવૃત્ત કરવામાટે અને આરોગ્ય પ્રાપ્ત કરવાને માટે દવાની શોધ તરફ નજર દોડાવીએ છીએ તો તેમાં પણ ક્રમે ક્રમે નવા નવા સુધારા થયેલા જણાય છે ઓછા પ્રમાણથી પણ વધારે લાભ કરનારી દવાઓની શોધો થઈ છે. મનુષ્યોને દવાનું ભાન પણ ન હોય

સંપૂર્ણ સ્વીકાર કરે છે પ્રો. એલ્મર ગેટ્સ જેવા અસાધારણ વિદ્વાને અનેક પ્રયોગોથી આ વાર્તા સિદ્ધ કરી આપે છે તે હવે જગજ્જાહેર વાર્તા છે.

માથાના વાળને મૂળમાંથી ઉખેડી નાખે તેવી કડવી અને ઝેરી દવાઓ લેઇ લેઇને જો તમે થાકી ગયા હો, દરરોજ ડાકટરની દવાના પાણીવડે જ ત્રિકાળ સંધ્યા કરવાનો નિત્ય નિયમ તમને બંધાઇ ગયો હોય ડાકટરોની અને વૈદ્યોની ફી ભરી ભરીને તમારાં ગજવાં ખાલી થઇ ગયાં હોય, અને છતાં રોગને તમારા ઘરને છોડવું જ ગમતું ન હોય તો આવો બંધુઓ! આ માર્ગને ગ્રહણ કરો યથાર્થ દઢતાથી તેને આચારમાં મૂકો તેનો ફળ બેસતા સુધી જ જરા શ્રમ કરવાનો છે ફળ બેઠા પછી તમે આશ્ચર્યકારક પરિણામ પ્રકટાવી શકશો તે જ તમને દ્રવ્યના ખર્ચમાંથી ઉગારશે તમને આરોગ્યના વધારે બળવાન્ માર્ગો દર્શાવશે. રોગનિવૃત્તિના અમોઘ સાધનો તમારા હાથમાં મૂકશે, તમારા ઘરમાં પિશાચની પેઠે ઘર કરી રહેલા રોગોને પોતાના મંત્ર પ્રભાવથી બાળીને ભસ્મ કરશે, રાક્ષસ જેવા ભયંકર રોગોને ગભરાવાની ગરજ સારશે અને યથાર્થ આરોગ્ય પૂર્ણ પરમ સુખદ સ્થિતિનો આનંદજનક અનુભવ કરાવી તમને અધ્યાત્મમાર્ગના ઉજ્જવલ અને રમણીય પ્રદેશમાં સ્થાપશે!

(અપૂર્ણ)



## ग्रंथसत्कार.

**ગુજરાતી બાળજ્ઞાન પોથી** —કર્તા રા રા કાનજી કાળીદાસ જોશી, શિક્ષક ન્યુ હાઇસ્કુલ, મુંબઇ એમના તરફથી મળેલા આ પુસ્તકનો આભાર સહ સ્વીકાર કરવામાં આવે છે હાલમાં નિશાળોમાં જે બાળપોથી ચાલે છે તેને ઘણા અંશમાં મળતી રચના આ પુસ્તકમાં પણ છે તે ઉપરાંત કેટલોક ભાગ વિશેષ અને ઉપયોગી પણ છે તેની અંદર શિખવવાની રીત સંબંધમાં જે સૂચનાઓ આપેલી છે તે બાળકોને રસ પડે તેવી રીતે શિખવવામાં શિક્ષકોને જ ઉપયોગી થઇ પડે તેવી છે.

**આરોગ્ય** —રચી પ્રસિદ્ધ કરનાર રા. રા. પ્રભુશંકર નરભેરામ વ્યાસ, તંત્રી ચંદ્રપ્રકાશ, ભાગાતળાવ સુરત. લેખક પ્રસ્તાવનામાં જ જણાવે છે તેમ **ધન્વંતરી, આર્યભિષક તથા મહામંગલ જેવા પ્રસિદ્ધ માસિકોની સહાયવડે તથા**

પોતાના અનુભવ ઉપરથી આ પુસ્તક લેખકે તૈયાર કરેલું છે આરોગ્ય મેળવવાના કુદરતી ઉપાયો ઉપરાંત કેટલાક આર્ય વૈદકશાસ્ત્રમાંના ટુચકાઓ જીવનરસાયન દવાઓ વગેરેનો ઉપયોગ મનુષ્યો સરળતાથી કરી શકે તેવા રૂપમાં તે આપેલા હોવાથી પ્રતિદિનના ચાલુ વ્યવહારમાં આ પુસ્તક ઉત્તમ ઉપયોગી સાધન છે મૂલ્ય દશ આના

**ભારતીય—નવરંગ**—અધિપતિ મી કે એમ. ઝીયાઅલી, વડોદરા ૧૯૧૫ નો આ ખાસ અંક કેટલાક ઉત્તમ ચિત્રો સહ તૈયાર કરેલો છે. Reciprocal duties of parents and Children એ વગેરે અંગ્રેજી લેખો તથા અન્ય કેટલાક લેખો વાચવાલાયક છે એક મુસલમાન બંધુ તરફથી ગુર્જર સાહિત્ય માટે થતો આવો શુભ પ્રયત્ન અવશ્ય સ્તુતિ અને ઉત્તેજનને પાત્ર છે

**નલિનીકાન્ત**—લેખક રા. રા માણેકલાલ મહાદેવ વોરા. પ્રસિદ્ધકર્તા મેસર્સ એમ. એમ એન્ડ કો મુંબઇ લેખક પ્રસ્તાવનામાં પોતાનો નવલકથા લખવાનો આ પ્રથમ પ્રયાસ જણાવે છે અવશ્ય પ્રથમ પ્રયાસ તરીકે સુખી ગૃહસ્થાશ્રમને માટે યોગ્ય વયના સુશિક્ષિત દંપતિનું ચિત્ર આપવાનો પ્રયત્ન સ્તુત્ય છે ભાષા સરકારી છે. કેવળ નિર્માલ્ય પુસ્તકો કરતાં આવાં ઉત્તમ ચારિત્ર્યના નમુના બતાવનારા પુસ્તકનું વાચન વધારે અનુકૂળ થઇ પડશે રૉયલ બાર પેજી પૃષ્ઠ ૧૫૭. કિંમત રૂ ૧-૪-૦

**કલા કે લક્ષ્મી**—લેખક રા રા હરિશંકર મૂળશંકર મૂળાણી ઉપર જણાવેલી એમ. એમ કંપની તરફથી આ પુસ્તક અમને મળ્યું છે. "વુમન એન્ડ ધી આર્ટીસ્ટ" નામની અંગ્રેજી વાર્તા ઉપરથી આ અનુવાદ છે ચિત્રકલાના ધંધા વડે મળતા દ્રવ્યમાંથી પોતાની પત્નિ લલિતા તથા નાની બાલકી ઉષાની સાથે સાદા છતાં પ્રેમ અને આનંદમય જીવનથી સંતોષ ન માનતાં લક્ષ્મીની રેલછેલ અને તેના મોહક જીવનના મોજામાં બાજુ પોતાની પત્નીને કષ્ટકારક સ્થિતિમાં મૂકવાથી ઉભયનાં પ્રેમમય જીવનમાં અંધકાર છવાય છે. પુન ઉભય પોતપોતાની ભૂલ સમજી પૂર્વની કલાનો જ આશ્રય ગ્રહણ કરી સુખી જીવન ભોગવવા ભાગ્યશાળી થાય છે કેટલાક પ્રસંગો રસિક અને હૃદયસ્પર્શી છે

⁂

## સ્મરણમાં રાખો કે,

પ્રત્યેક પુષ્પ, પ્રત્યેક અનાજનો કણ તથા રેતીનો અણુ, જ્ઞાન અને વિજ્ઞાન બન્નેથી જોતા, કુદરત તથા ઈશ્વરના ચમત્કારિક સ્વરૂપનુ, આપણને દર્શન કરાવે છે મનુષ્ય બાળકના જેવી શુદ્ધ ભાવનાથી, સહજ ધૈર્ય બનાવે અને કુદરત તથા ઈશ્વર પાસે શીખવા જાય તો તે એક ક્ષણમા જે જ્ઞાન મેળવે તે તે અન્ય અનેક પ્રયત્નથી મેળવી શકે તેમ નથી. સત્યનુ તે દર્શન કરાવનાર અમોઘ ઉપાયો છે એક ક્ષણના આશ્રયમા જીવનની સામી મિથ્યા જ જાળને કાતરી નાખે છે સરળ ઉપાય બતાવે છે અને સમીપમા રહી સુખ પ્રકટાવે છે

× × ×

પ્રેમ જેણે જાણ્યો છે, તેને ઈશ્વરને જાણવામાં કાંઈ છેટુ રહ્યું નથી

× × ×

શ્રદ્ધારહિત મનુષ્ય કોઈ પણ વસ્તુનો લાભ સહજ ગુમાવે છે

× × ×

જેણે પોતાની સત્યનિષ્ઠા ખોઈ છે તેને પછી કાંઈ ખોવાનુ બાકી રહેતું નથી સત્યનિષ્ઠા ખોવી એ સર્વસ્વ ખોવા બરાબર છે. સત્યનિષ્ઠા એ જ સાચુ ધન છે, વાસ્તવિક સપત્તિ છે

× × ×

મૌન મૂર્ખતાનુ ઢાકણુ છે તથા ડાહ્યા પુરુષોનો એક સદ્‌ગુણ છે

× × ×

કોઈને અયોગ્ય હાનિ કરવી અથવા યોગ્ય લાભ ન આપવો એ બન્ને દુર્ગુણ છે.

× × ×

ડાહ્યા પુરુષે વર્તમાનને જેમ છે તેમ નભાવી લેવુ, અને ભવિષ્યને સુખપ્રદ રચવુ તથા વિપરીત માટે સજ્જ રહેવુ

× × ×

જગતમા દુઃખ અને અસુખ જેટલા છે તેનો મોટો ભાગ, ઘણા જ્યારે જાણે છે કે જેમની પાસે વિશાળ સપત્તિ અને સામગ્રી છે તે તેમાનો કેટલો થોડો ઉપભોગ લઇ શકે છે, ત્યારે તે સહજમા અદૃશ્ય થાય છે

× × ×

ગુણીજનના ગુણ નદીના જેવા છે જેમ તે ઉંડા હોય છે તેમ તે ઓછો ઘોઘાટ કરે છે

---

પણ બને છે કે પોતાના બેવકૂફ સ્વભાવને તે પવિત્ર હિંસા માનવા પ્રેરાય: માટે જ એક શુદ્ધ અહિંસા ને વિશ્વપ્રેમ મનુષ્ય જીવનને તારી શકે."

આ સિદ્ધાંત સર્વદેશી જેવો દેખાય છે અને છતાં તેના જેવો છીછરો સિદ્ધાંત બીજો એકે નથી. જેમ મનુષ્યસ્વભાવ પોતાના કરપીણ કૃત્યને પવિત્ર હિંસા માનવા લલચાશે, તેમ જ તે પોતાના બીકણ સ્વભાવને અહિંસા માનવા લલચાશે. એટલા જ માટે સમાજશાસ્ત્રના મનુ જેવા પ્રખર અભ્યાસીઓએ હિંસાનું ઝેર ચૂસી લઈ, એને પ્રજાકીય ચૈતન્યના ઝરારૂપ બનાવી એનામાં તેજ મૂક્યું: અને હિંસાધર્મને સમાજનું એક અંગ ગણાવ્યું; અને એમ પણ સમજાવ્યું કે જ્યાં સુધી હિંસાધર્મ પવિત્ર મર્યાદાઓ વચ્ચે છે, ત્યાં સુધી તે અહિંસા રૂપ છે. જેમ ગૃહસ્થાશ્રમીને એક પત્નીવ્રત એ સાચું બ્રહ્મચર્ય છે, તેમ સમાજ અને સંસ્કૃતિનું રક્ષણ કરનાર, જે વર્ગ હોય તે વર્ગ માટે, હિંસા એ પવિત્ર ધર્મ છે.

ઘણાને પ્રશ્ન ઉઠશે કે જે સમાજનું રક્ષણ હિંસાથી થાય તે સમાજની કેટલી પતિત દશા હશે ? જે સંસ્કૃતિ હિંસાથી રક્ષાય તે સંસ્કૃતિ જ ક્યાં રહી ? પણ ખરો પ્રશ્ન તો એ જ જોઇએ કે જે સમાજનું રક્ષણ કરવા, પોતાના પ્રાણનું હમ્મેશને માટે બલિદાન કઈ બેઠેલ એવો આખો વર્ગ જ સમાજના રક્ષણ માટે તૈયાર હોય તે સમાજનું સંઘટન કેટલું આદર્શ સમજવું ? અને સંસ્કૃતિ એ બજારમાં મળી શકે તેવી ચીજ નથી: અમેરિકાનો સમર્થ ફીલ્સુફ વિલ્યમ જેમ્સ સાચું જ કહે છે, કે જે પ્રજામા વીરપુરુષો ઉત્પન્ન થયા હોય તે પ્રજા જ વીરપુરુષ ઉત્પન્ન કરી શકે છે: અને વીરપુરુષના જન્મમાં સમય જેટલું કામ બજાવે છે તેના કરતા વધારે વંશપરંપરા જાળવેલી સંસ્કૃતિ બજાવે છે. એટલા માટે, જે પ્રજા પ્રાણવાન રહેવા માગતી હોય તેણે હિંસાનું ઝેર મૂકી દઈ હિંસાનું તેજ સાચવવું. અહિંસાધર્મ જ્યારે મર્યાદા વટાવે છે, ત્યારે એ હિંસાનાં કરતાં વધારે પ્રાણઘાતક નીવડે છે. જેમ હિંસાથી મનુષ્ય પશુ જેવો બને છે, તેમ અહિંસાથી પથ્થર જેવો બને છે. બીજા ઉપર વૈર લેવાની વૃત્તિથી પ્રેરાયેલી

હિંસા, ખરે જ, મનુષ્યની પતિત દશા દર્શાવે છેઃ પરંતુ ખુદ જેને માટે મનુષ્ય જીવે છે, એવાં પોતાનાં સગાંવહાલાંને કપાતાં જોયાં છતાં, પોતે નિઃશસ્ત્ર નહિ, પરંતુ શસ્ત્ર લઇને કર્ત્તવ્યધર્મની ખાતર ત્યાં જ જો કપાઇ ન પડે તો તે અહિંસક છે, કારણ કે તે પથ્થર છે!

અમુક સંયોગમાં અહિંસા જાળવવી પ્રતિષ્ઠારૂપ છેઃ પરંતુ એ ઉપરથી જ એક વાત સિદ્ધ થાય છે કે અહિંસા સનાતન ધર્મ નથી. પણુ અહિંસા જેવું સુંદર ધાર્મિક તત્ત્વ જે પ્રજા ન સાચવી શકે તે પ્રજા સંસ્કૃતિમાં ઘણી પશ્ચાત રહી જાય, માટે જ, અહિંસાને પોતાનો પ્રિયધર્મ ગણુનાર એક વર્ગ જૂદો બન્યો છેઃ તે બ્રાહ્મણુવર્ગ. તે વર્ગનો અહિંસા વિશિષ્ટ ધર્મ છેઃ જ્યારે તે જ અહિંસા ક્ષત્રિયનો સામયિક ધર્મ છે. અહિંસા ક્ષત્રિયનો ધર્મ નથીઃ અને જે પ્રજા પોતાને પ્રાણુવાન રાખવા માગતી હોય તેણુે અહિંસાને સનાતન ધર્મ તરીકે સ્વીકારવો નહિ. અહિંસા એ પ્રજાકીય ધર્મ નથીઃ કોઈ પણુ એક વર્ગનો ધર્મ છે. અને જ્યારે અહિંસાધર્મનું આ વર્ગીકરણુ વિનાશ પામ્યું છે ત્યારે આખી પ્રજા નાશ પામી છે. ગૌતમબુદ્ધ પછી જે પ્રજાકીય વિનાશ થયો તેમા ઘણુા કારણોમા એક પ્રબળ કારણુ બુદ્ધશાસન હતુઃ ગૂજરાતની વૈભવશાળી પ્રજાની પતિત અવસ્થા થવામાં પણુ જૈનશાસન એટલે જ અંશે જવાબદાર છે. કુમારપાળની અહિંસક વૃત્તિ જ્યારે બધી જ મર્યાદા વટાવી ગઈ, ત્યારે જ ગૂજરાત પડ્યું. અહીં એટલું ધ્યાન રાખવું જોઇએ કે સિદ્ધરાજ જયસિંહના ઘણુાખરા મંત્રીઓ જૈન હતા. પરંતુ તે ખરેખરા પ્રભાવશાળી હતાઃ અને તેમણુે મહા ચાતુરીથી ધર્મ અને રાજનીતિનો ભેદ સંભાળી રાખ્યો હતો. પરંતુ કુમારપાળે રાજનીતિ અને ધર્મનીતિના ભેદની ભીંત ભાંગી નાંખી. એટલા અવિવેકથી ગૂજરાતનું પતન થયું. આ ઇતિહાસ એટલું જ દર્શાવે છે કે જે પ્રજાને પોતાના ચૈતન્યનો તણુખો સતેજ રાખવો હોય તેણુે અહિંસાને પ્રજાજીવનમાં પ્રધાન સ્વરૂપ ન આપવું. રાજનીતિની ખાતર પ્રજામાં શૌર્ય પ્રકટાવવા હિંસાનો ભય છોડાવવો એ એક જૂદી વાત છે, અને એકલી અહિંસાથી જાણુે કે હિંસા ખરાબ હોય એમ ધારીને, પ્રજાશાસન કરવું એ તદ્દન જ જૂદી વાત છે.

એ ઉપરાંત માનવજીવનની ફીલસુફી સમજાવે છે કે, જન્મે એ દરેકને જીવવાનો હક્ક નથીઃ જીવન ભોગવી જાણે એ દરેકને જીવવાનો હક્ક છે. જો મનુષ્ય કોઈ ગંભીર ભૂલ કરે, તો તેના હક્કપર ધ્યાન રાખીને, કુદરત એને ફરી જીવન બક્ષતી નથીઃ જેને જીવનનો ઉપયોગ ન હોય તેને જીવવાનો હક્ક નથી.

એ જ વાત અર્જુનને સમજાવતાં કૃષ્ણે કહ્યું છે કે આતતાયીને મારનાર ખરો અહિંસક છેઃ કારણ કે તેણે આતતાયીને મારીને સમાજની જે સેવા કરી છે તેમાં હિંસાનું બધું જ ઝેર શમી જાય છે. મને નુકશાન કરનાર પર હું દયા કરૂં, અને તે આતતાયી છતાં ક્ષમા કરૂં, એ મ્હારું ઉજ્જવલ ચારિત્ર છે. પણ હું જ્યારે સમાજની સેવા કરતો હોઉં, અથવા મ્હારા જીવન પર બે ચાર મનુષ્યોનો નિર્વાહ હોય, ત્યારે જો હું આતતાયીને ક્ષમા કરૂં તો સમાજની સેવા ચૂકું છુંઃ અને મ્હારો ધર્મ ભૂલું છું. મ્હારો ધર્મ આતતાયીને મારવાનો છે માટે ત્યા હિંસા એ જ ઈશ્વરી ધર્મ છેઃ ને અહિંસા એ પાપ છે ને આપઘાત છે. જે ધર્મથી સાધુ બંધાયેલો છે, તે ધર્મથી ગૃહસ્થ મુક્ત છેઃ અને જે ધર્મથી ગૃહસ્થ બંધાયેલો છે તે ધર્મથી સાધુ મુક્ત છે.

આ ઉપરથી એટલું જ સમજવાનું છે કે, હિંસાધર્મ પોતે ખરાબ નથીઃ એટલું જ નહિ પણ એનામાં મનુષ્યના અમુક ગુણો બહાર લાવવાનો, અહિંસા જેટલો જ અવકાશ છે. હવે જ્યારે સૂક્ષ્મભેદ સમજ્યા વિના કે સમજાવ્યા વિના એ દરેક માણસ, અહિંસાધર્મ જ પ્રવર્તાવવાના કાર્યમાં લાગે તો એક પરિણામ ચોક્કસ આવેઃ ગૂજરાતની પ્રજા વહેલી નબળી થાય ને વહેલી વિનાશ પામે. મૂળ તો ગૂજરાતની ભોળી બોને ધર્મના છત્ર નીચે પોતાનું બીકણપણું સંતાડી દેવાનો શોખ છે જ, તેમાં અહિંસાધર્મ વધારે નબળાઈ રેડશે એટલું જ.

જેમ નબળાઇના વાતાવરણમાં જાળવેલી અહિંસા પાપરૂપ છે તેમ વેરના વાતાવરણમાં કરેલી હિંસા પાપરૂપ છે. હિંસા માટે આટલા પ્રતિબંધની જરૂર છે. એથી વિશેષ કાંઇ કહેવું અથવા મરીફ્રીને

ધર્મ જાળવવો, તે એક વ્યક્તિ માટે કે વર્ગ માટે યોગ્ય છેઃ પ્રજા માટે નહિ.

અહિંસાનો ઉપદેશ પ્રજા ઝીલે છે ત્યારે એનામાંથી પોતાના ભૂતકાળના ઇતિહાસ પ્રત્યેનું માન નાશ પામે છેઃ હલદીઘાટના મેદાનમાં જે ચૌદ હજાર વીર મેવાડીઓએ મેવાડનું નાક સાચવવા લોહી રેડ્યું તેમનો, અહિંસાધર્મ પ્રમાણે, મનુષ્ય શું સત્કાર કરી શકે ? ગૌતમબુદ્ધના અહિંસાધર્મમાં જે વિશ્વપ્રેમ ભર્યો છે, એનાથી રંચ પણ ઓછો વિશ્વપ્રેમ વિક્રમના જીવનમાં દેખાય છે ? વસ્તુતઃ માનવજીવનનો વિકાસ એક અને એકજ માર્ગે હોઈ શકે એ માન્યતા ભૂલ ભરેલી છે. ગૌતમબુદ્ધે કે ક્રાઈસ્ટે વિશ્વપ્રેમની ખાતર જીવન્ત સ્વાર્પણ કરી બતાવ્યું છે, તો એટલી જ ઉન્નત ભાવનાથી પ્રેરાઇને રઘુવંશના કયા રાજાઓએ હિંસાને–શુદ્ધ અહિંસામય વાતાવરણમાં–પોષીને સ્વાર્પણની બીજી દિશા ખીલવી નથી ? હિંસા કે અહિંસા જ્યારે એક જ મનોદશામાંથી જન્મે છે, ત્યારે બન્ને સમાન કક્ષામાં છે. અને એકના કરતાં બીજો ધર્મ વધારે ઉચ્ચ પણ નથી અને વધારે નીચ પણ નથી.

દેશપ્રેમની ખાતર શિવાજીના મોપલા વઢાઇ ગયા, અને રજપૂતો ઠેર ઠેર કેસરીઆં કરી પડયા, એ આખી મનોદશા જ ખોટી હતી, એમ જો અહિંસાધર્મનું મૂળતત્ત્વ હોય, તો એ મૂળતત્ત્વ પ્રજાની મહત્તા ટાળનાર છે. અને એથી વધારે, એટલું જ કે, જે પ્રજા પોતાના મહાન પુરુષોને યુગધર્મ તપાસ્યા વિના એક જ ત્રાજવાથી તોળવા બેસે, તે પ્રજા ઘોરખોદાનું કામ કરે છે. પ્રતાપને એના અરવલ્લીના યશસ્વી મેદાનમાંથી આજે આપણી સમક્ષ ખડો કરીને કહેવું કે તેં દેશપ્રેમની ખાતર હિંસા કરી–અને મરી ફીટવાને બદલે ઠેર ઠેર મારવાનો ધર્મ સ્વીકાર્યો–એટલા માટે તું અમારો–મહાપુરૂષ મટી જાય છે તો એ મનોદશામાં પિતૃહત્યા સિવાય બીજું શું છે ? આજે યુગધર્મ બદલાયો છે, અને આપણી નબળાઇને ખેંચી કાઢવા માટે પ્રથમ અહિંસાધર્મનો પાઠ શીખી, વીરત્વની ઉન્નતભાવના ખીલવીને, પ્રજાને પવિત્રહિંસા તથા ખૂન વચ્ચેનો આસમાન જમીન જેવડો તફાવત સમજાઇ જાય માટે તૈયાર કરવાનો હેતુ જો અહિંસાધર્મમાં હોય તો

એ ક્રમ અત્યંત યોગ્ય છે: પણ એ ક્રમ એ ધર્મમાં નથી. એના ક્રમ પ્રમાણે તો મનુષ્યની ખરી મર્દાનગી બીજા માટે મરી ફીટવામાં છે: એ મર્દાનગી છે એ વાતને સ્વીકારવામાં કાંઈ વાંધો નથી. પરંતુ સવાલ આટલો જ છે કે જો એ મર્દાનગી છે તો એટલી જ ઉન્નત મનોદશાથી હિંસામય પ્રવૃત્તિ કરનાર શું ઓછો મરદ છે ? ગૌતમબુદ્ધે પોતાનો દેહ એક લૂંટારાને અર્પણ કર્યો: એવું અત્યંત સુંદર કર્મ ગૌતમબુદ્ધ જેવા અત્યંત કોમળ અને સુંદર આત્મા સિવાય બીજું કોણ કરી શકે ? એ મનોદશા અત્યંત વિરલ છે. પરંતુ એ લૂંટારાના હાથે દર ક્ષણે જીવન ગુમાવી બેસવાનો ભય છતાં, એટલી જ નિર્ભય મનોદશાથી લોકહિતને ખાતર જે લડવૈયો એ લૂંટારાને હણે એનું કાર્ય ઓછું સુંદર છે ? આ સવાલનો જવાબ મળી શકે કે ગૌતમબુદ્ધે લોકહિત કર્યું ને સાથે સાથે લૂંટારાને પણ તાર્યો: કારણ કે ગૌતમબુદ્ધે એનું જીવન ફેરવી નાખ્યું. આ વાત કબૂલ છે. પરંતુ ગૌતમબુદ્ધે એને એવી રીતે વશ એટલા માટે કર્યો કે એણે સ્વીકારેલો એ ધર્મ છે. જ્યારે રાજાએ એને મારીને એટલા માટે જીવાડ્યો કે રાજાનો સ્વીકારેલો ધર્મ એવી રીતનો છે.

પરંતુ આ પ્રમાણે જો હિંસાને શુદ્ધ ગણવામાં આવે, તો પછી દુનિયામાં શાંતિ ક્યારે થશે ? અને માનવજીવનને ઉન્નત ભાવનાઓથી ભરવું અને એવી રીતે વિશ્વપ્રેમનો સિદ્ધાંત શાંતિ સ્થાપવી એ શું યોગ્ય નથી ? જેમ કુદરતમાં તેમ માનવજીવનમાં કેટલાંક એવાં તોફાની તત્ત્વો હોય છે કે જેમને વિશ્વવ્યાપી પ્રેમ પોતે પણ જાદુની માફક એકદમ ફેરવી શકશે નહિ. કહેવાનો આશય એમ નથી કે વિશ્વપ્રેમને કોઈ વસ્તુ અજેય હોઈ શકે: પણ ઉત્ક્રાન્તિવાદનાં ધોરણ પ્રમાણે, મનુષ્ય અમુક દશામાં હોય છે ત્યારે એની અવસ્થા કોઈપણ ઉન્નતભાવના સ્વીકારવા ચોખ્ખી ના પાડે છે. જે મનુષ્યો આવી અવસ્થામાં છે—અથવા તો જે આનતાયી છે—તેમનું જીવન ફેરવવાનો દરેક પ્રયાસ વ્યર્થ જવાનો: કારણકે ખુદ ઇશ્વરને નકારનારાં માણસો ઇશ્વરને નામે વશ થાય એ રસ્તો માત્ર લાંબો નથી; ખોટો છે.

આ ઉપરથી એટલો જ સાર નીકળે છે કે અહિંસા ઘણો સુંદર ધર્મ

છે; પરંતુ હિંસામાં પણ એટલાંજ સુંદર ધાર્મિક તત્ત્વો છે. જ્યારે અહિંસા દયાધર્મથી પ્રેરાયેલી હોય ત્યારે તે સુંદર આત્માનો અનભૂત વૈભવ છે. પણ જ્યારે હિંસા પોતે ખરા ચૈતન્યથી પ્રેરાયલી હોય, ને તેમાં વીરત્વની જ ઝાંખી થતી હોય, ત્યારે તે પણ એટલા જ સુંદર આત્માનો કોઈ અપૂર્વ વૈભવ દર્શાવે છે. હિંસાની જરૂરીઆત અહિંસામય વાતાવરણમાં દરેક મહાન પુરુષે સ્વીકારી છે: હિંસામાં વૈર નથી માટે તે ખુન પણ નથી કે પાપ પણ નથી. પ્રજાને ટકવા માટે જેટલી જરૂર અહિંસાની છે તેટલી જ જરૂર હિંસાની છે. અહિંસામાં જે સંયમ અને શૌર્ય છે, તેટલાં જ સંયમ અને શૌર્ય હિંસામાં છે. અહિંસાધર્મ સાચો છે-પછી તે શક્ય ન હોય માટે આપણે હિંસા અપનાવું કરના નથી. પરંતુ અહિંસા ને હિંસા બન્ને પ્રેમની ચુષ્ટિમાથી જ જન્મ લેનાર, બે વિરલ તત્ત્વો છે. અને તેવી રીતે પ્રજાજીવનમાં બન્નેને સ્થાન છે.

રુદ્રશરણ

સત્યની શોધવામાં પુરુષાર્થ સમાય છે એ આપણે ક્યારે સમજશું?
દત્તાત્રય કાલેલકર

# રસસુંદરી

સખિ ! જો પણે સંધ્યાતટે કવિતા રમે રસસુંદરી,
શું ગગનલક્ષ્મી ગાન કરતી સ્વર્ગથી એ ઉતરી ?
તું ઠેરજે પ્રિય ! આવું છું હું તેડી તેને આંગણે,
જો જો ! હીંચે એ તસ કાંચન શી ઘટામાંડી પણે !

ઊડી પહોંચ્યો ત્યાં રસિકા ખડખડાટ હસી પડી !
તે બાઉં છું જ્યાં નિકટ ત્યાં તે સિન્ધુમાં કૂદી પડી !
કૂદ્યો હુંયે ધુબ્બાંગ પાછળ ડૂબકી એણે દીધી,
ને મેં ય દીધી એમ પાછળ ખૂબ ડોળ્યો જલનિધિ.

એ નાચતી જઇ દૂર દૂર તરંગમાળા ઉપરે,
હું જાઉં ધસતો ત્યાં ગઇ એ ઉદિત ઇંદુમાં અરે!
જોઇ મને એ ચંદ્રમાં ઘટ ચાંદનીમાં લીન થઈ!
ને હુંય પેઠો ચાંદનીમાં પ્રેમથી તલ્લીન થઈ!

એ તો ધસી ત્યાંથી પડી જઈ સાગરે ભરતી મહીં,
મેં ઝંપલાવ્યું પાછળે એ રેલતા સિન્ધુ મહીં;
જ્યાં જ્યાં ગઇ ત્યાં અજબ છાઈ દિવ્યરંગી રમ્યતા,
જે ગાન સ્વર્ગીયથી થતી આનંદપૂર્ણ અગમ્યતા.

ભરતીતણો હિલ્લોળ હીંચી એ ગઇ અવનિ પરે,
વનરાજીમાં રાજી રહી નવ નવલ પુષ્પે પરિમલે;
ક્ષણમાં ભમી સર સરિત પંકજ રમ્ય હંસ સમાજમાં,
એ સારસો ને પ્રેમી ચકવાં યુગ્મના રસરાજમાં.

કોકીલમાં ટહુકી ઘડી ઘડી મયુરમાં ગળકી ગઇ,
કો ગગનચુંબી ભવ્ય પર્વત શૃંગ પર બેઠી જઇ;
જ્યાં શિખર પર હું જાઉં ત્યાં તો ચંદ્રલેખામાં ભગી,
ત્યાંથી અહા! ચમકી ઘટામાં એ બનીને વીજળી.

રે! મેઘમાંહે ગડુડ કરતી અંધકારે ગુમ થઇ!
ને ઘોર રજનીની ભયંકર શ્યામતા સંપૂર્ણ થઇ!
આશા નિરાશા અન્ધતા સુનકારમાં પલટી જતી,
વ્યાકુળ શોધું છું તહીં આવે ઉષામાં મલકતી!

આવે ધીમે ઘનતિમિર કચરો વિશ્વમાંથી વાળતી,
આ જગતને સ્મિત મધુર હાસ્યે અવનવું અજવાળતી;
જ્યાં આવવા દઈ આંગણે ને ભેટું છું ભાવે કરી,
ત્યાં એ સમાઇ તુજમાં સખિ! તું બની રસસુંદરી!

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

# માનવીનું સમાજજીવન

એકલા શરીરનેજ ઓળખનારો જંગલી છે. એકલી બુદ્ધિનોજ ઉપાસક રાક્ષસ છે અને એકલા આત્માનેજ ઓળખનાર સાધુ છે. ત્રણેની એકાંતિક ભક્તિ માણસને સમાજને માટે નાલાયક બનાવે છે. પોતાના શરીર સિવાય બીજી કશી વસ્તુ દુનિયામાં એની ઉપર નહિ કે જેને માટે પોતાને કાંઈપણ કરવાપણું હોય તેમ માનનારો આફ્રિકાનો જંગલી સમાજથી દૂરજ ન્હાસે છે, અને કોઈ અકસ્માતથી સમાજમાં આવી ચડે તો કાં તો પોતાને નુકશાન કરે છે અને કાં તો અન્યને. બુદ્ધિના વિકાસને જોઈએ તે કરતાં વધારે મહત્વ આપનાર માણસ સમાજને રાક્ષસી, સ્પર્ધાની, એક સત્તાધીશની દૃષ્ટિથીજ જુએ છે અને જ્યારે જ્યારે પણ બુદ્ધિનો ઉપયોગ કરવાનો વખત આવે છે ત્યારે ત્યારે તેની તેવી બુદ્ધિ વડે સમાજને પોતાની ગુલામ બનાવવાનાજ પ્રયત્નો આદરે છે. આમ બુદ્ધિની એકાંતિક અતિશયતા સર્વનાશકારક બુદ્ધિવાળા મનુષ્યના પોતાનાજ નાશ તરફ તેને ઘસડી જાય છે. આત્માની સાધનાવાળા મનુષ્યને તો સમાજમાં રહેવુંજ પોસાતું નથી. તે જો સમાજમાં રહે તો પોતાની સાધના અશક્ય બનાવી મૂકે છે. અને સમાજ પણ તેને અસ્પર્શ્ય ગણી તેને મદદ કરવાને બદલે દૂર રહીનેજ અને તેના સંબંધે મહત્વતા બોલીનેજ તેને કદાચ નુકશાન પણ કરે છે. આમ શરીર, મન, કે આત્માની એકલી ઓળખવાળો મનુષ્ય સમાજને માટે નાલાયક ઠરે છે.

## હરિશંકર ત્રિવેદી

મનુષ્ય જન્મથીજ સામાજીક પ્રાણી છે. સમાજ વિના તેની સ્થિતિ લગભગ અશક્યજ થઇ પડે છે. આ નિયમને આધ્યાત્મિક ઉન્નતિ માટે એકાંત સાધના કરતા આત્મવાદી પુરૂષોનોજ માત્ર અપવાદ હોઇ શકે, જો કે તેવા આત્મવાદી પુરૂષો પણ પોતાની મનઃસૃષ્ટિ ઉભી કરે છે કે જેના પરિણામે તેમને જરૂરી તેવું સમાજજીવન તેઓ જીવી શકે. મનુષ્ય સ્વભાવથીજ સામાજીક છે તેથી તે જન્મે છે તે દિવસથીજ પોતે તેમજ તેની આસપાસની પરિસ્થિતિદ્વારા સમાજની સાથે પોતાનો મેળ મળે તેવીજ તાલીમ સ્વાભાવિક રીતેજ તે લેવા લાગે છે. ઘરમા કે ઘર બહાર, શાળામાં કે કોઇ બીજે સ્થળે જ્યાં જ્યાં તે જીવન જીવે છે ત્યા ત્યા સમાજજીવનને અનુકૂળ એવું બધુંજ તે સંગ્રહે છે અને પ્રતિકૂળ એવું બધું ત્યાગે છે. અને આવા જીવનની તાલીમ લેવામા તે પોતાનું શરીર, મન, તેમજ આત્માને પણ તેજ અનુકૂળતા અને પ્રતિકુળતાના ધોરણે વિકસાવતો જાય છે યા તો દબાવતો જાય છે. જંગલી શરીર કે રાક્ષસી બુદ્ધિની, સમાજ જીવનની સાથે મેળ મેળવવામા, તેને જરૂર જણાતી નથી તેથી તે તેવું શરીર કે તેવી બુદ્ધિ નથી મેળવતો પરંતુ સમન્વયથી સંતોષ માનેછે. આત્માના વિકાસની બાબતમા પણ તે મુમુક્ષુ રહેવા છતા સમન્વયવાદનેજ નમે છે, અને તદનુસારજ પોતાનુ જીવનર ઘડે છે. અલબત્ત ઉપર ચડવા મથતો દરેક મનુષ્ય શરીર વિકાસ તેમજ માનસિક વિકાસને આત્મિક વિકાસના અનુષંગી અંગો ગણી તેમજ આત્મિક વિકાસનાં પોષક અને ઉપકારક લેખી તેને તેટલુંજ સ્થાન આપે એ વાત તો દેખીતીજ છે.

આ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે શિષ્ટ સામાજીક જીવન જીવવા માગનાર દરેક સમાજે પોતાનાં શરીર, મન તેમ જ આત્મા એમાંથી કોઇને પણ નહિ વીસારવાં તેમ જ કોઇને વધારે પડતું મહત્વ વિકાસની દ્રષ્ટિથી નહિ આપવું. જે સમાજ તેવી ભૂલ કરે છે અથવા તો જે સમાજ ઉપર સત્તાની નજરથી કામ કરનાર મંડળ તેવી ભૂલ કરે છે તે સમાજનો સર્વાંગી વિકાસ નહિ થતાં માત્ર એકાંગી જ વિકાસ થાય છે. અને એવા એકાંગી વિકાસનો

પરિણામો ઘણીવાર તે સમાજને વિઘાતક નીકળે છે તેટલું જ માત્ર નહિ પરંતુ તે વિનાશના છાંટા આસપાસની સમાજને પણ ઉડે છે અને તેમ એક પ્રજાના વિનાશ વડે બીજી પ્રજાઓનો પણ વિનાશ નિર્માય છે.

હરિશંકર દુર્લભજી ત્રિવેદી.

સમાજમા રહેવું એ મનુષ્યનો સ્વભાવ છે.
"પૂર્વરંગ"

# પ્રલયનાં પૂર

પ્રલયનાં પૂર પછીનું જગત્, એ માનવી' કોઇ દિવસ કલ્પ્યું છે ?

*

વિશ્વની ઉંડી ઉંડેરી પગથારસુની વનકુંજમાં સ્નેહની વાયુલહરીએ આછી વિકસતી ને ફુલપાદડી હતી.

કો કલાપૂજકની આતૃચક્ષુ સ્હામે તરવરતી દિવ્ય કલ્પનામૂર્તિ સમી તે કૌમારની પ્રતિમા હતી. કૌમારની પ્રતિભા એને અંગે અંગે વિલસતી, ને એનાં તેજ ત્હેના દેહને આવરી લેતાં એનો દેહ જાણે એ ઓજસ્ વડે જ ન રચાયો હોય, એમ કરી મુકતા. ત્હોય એ આવરણ ભેદીને મહીંથી એનું સ્નેહઝરતું મુખડું આછું મલકતું એકલું તરવરતું. જાણે તેજસાગરની સ્નેહોર્મિઓ પર હીંચતી ન્હાનીશી જીવનતારિણી તરણી !

એના આત્મામાંથી એક અનંત રસસ્રોત્ વહતો, ને ત્હેના દિલને ને દેહને ભીંજવીને પવિત્રતાની મૂર્તિ સમી કરી સ્થાપતો. ઘડીભર એ અવ્યય મૂર્તિ સ્હામે પેખીને દાનવો યે દેવ બનતા.

જીવનની જ્યોત્ સમી તે હૃદયમંદિરને બારણે, આંગણું અજવાળતી, ઉભી હતી. નરી નિર્મળતા ભરી જાણે કો સૌન્દર્યદેવી ! અદ્વૈતનાં એની આંખમા અંજન આંજ્યાં હતાં.

એને પગલે પગલે પુષ્પ વેરાતાં; ને નજર નજરમાંથી નારાયણ ખરતા.

*

અને બીનનો તે પરમ પુજારી હતો. બીનમાં એ એનું જીવન ગાતો. એનાં બીનને સાંભળીને વિશ્વહૃદયના તાર ઝણઝણી ઉઠતા. એના સુરમાં શોક હતો; એના આલાપમાં વિલાપ હતો; ને એની મીંડ લેતાં તો કંઇક દૈયાં નીરાશ જતાં વનની એકાન્તે ને ગોપીની ગુફાઓ એ બીનના સુરે ક્ષણિક કંપી ઉઠતાં. ને નદીનાં ઉતાવળાં નીર મંદી આસુના આલાપ પુરતાં.

વિશ્વની ઉષાને ઉગતી નીરખવા તે રોજ કાલિન્દીને કાંઠે આવતો, ને ઉગતી ઉષાને બીન વગાડીને વધાવતો. હેને ખબર ન્હોતી કે હેની ઉષાને–ઉગશે ત્હારે–શેણે વધાવીશ. તે તો વિશ્વની ઉષાને નિહાળતો ને મનમાં જ કહેતો, " મ્હારી ઉષા જ નહીં ઉગે ?–કે મ્હારે ઉષા જ નહીં હોય ?"

અંધકારમાંયે પ્રકાશના પડછાયા પડે છે ને અંધકારને ઉજાળે છે તેમ હેના દેહની કાન્તિ પ્હોરોના અંધકારને અજવાળતી, ને એ ઉજાસમાં તે કાલિન્દીને માર્ગે એકલો ચાલ્યો જતો. ત્હાં રોજ ઉષાને પેખતો ને નિરાશ થઇને પાછો ફરતો. હોય હેને આશા રહેતી ને તે જતો. આશા અંધારનું ઓજસ્ છે.

*

અગમ્ય ને અદ્રશ્ય ભૂતમાંથી કાલિન્દીનાં નીર ઉછળતાં ને અનંત ને અજ્ઞાત ભવિષ્યમાં વહતાં. વર્તમાનનાં એનાં વહેણ હતાં. એના ધુઘવાટમાંથી ઇતિહાસ રચાતા ને જોય લેવાતા.

સૃજન ને પ્રલય વચ્ચે નિત્ય ઘુમતી એ જગતની જાહ્નવી હતી. મંદી જગતજનોના પુણ્ય પાગરતાં ને પાપ ઓસરતાં.

ભરતી ને ઓટ એ મહાનદના નીરમાં આવતાં ને મંદી તરતા જીવનનાવને દંઢાવતા. કેટલાંક ત્હાં જ રમતા ને કો આત્મસુકાની સંયમી જીવન એ તરીને પાર ઉતરતું.

મંદી ખડકેય હતા ને ખાડાય હતા; પાણી છીછરાંય હતાં ને

ઉડાય હતાં. ત્હોય એનાં વહેણુ એકસરખાં ઝડપીલાં હતાં. ક્ય્હાંય ધીરાં ન્હોતાં; ક્ય્હાંય ઉતાવળાં ન્હોતાં.

એવી એ કાલિન્દી દશે દિશાઓ ભીંજવતી, બ્રહ્માંડ સોંસરી લોકલોકમાં થઇને વહેતી, ને છેવટ અનંતતામાં ભળતી.

*

કાળા વાદળમાંથી વીજળી ચમકે એમ આછા અંધકારને ભેદીને એની દેહવલ્લરી કાલિન્દીને કાંઠડે ઝબકી, ને સ્નેહના જળ ભરવાને હૈયાંની હેલ ઉતારી.

પૃથ્વીને પાટલે આજે એની ઉષા ઉગી હતી. ને એથી અજાણ્યો એ તો વિશ્વની ઉષાને બીનથી વધાવતો હતો.

ત્ય્હાં તો ક્ષણભંગુર દેહ શો બીનનો ઘસાએલો તાર મીંડ લેતામાં તૂટી ગયો. ત્હેનાં વધામણાં પૂરાં પૂરા ત્હોય અધૂરાં રહ્યાં. ત્હેનાં હતાશ નયનો અવકાશને ભેદીને ઉષા તરફ શૂન્ય નજર ફેંકી રહ્યા.

ને ઉષા આથમ્યે ત્હેની દ્રષ્ટિ આમ્રમંજરીઢાક્યા જલઘાટના પગથીઆ ઉપર ઢળી. જાણે પુષ્પ પાથરી સ્વર્ગે સંચરતી જગતના સ્નેહીઓની સ્નેહપગથી!

અને છેક છેડે જીવનના જાણે ઉકેલી એ કાળજૂના પ્રશ્નો ઉકેલતી કો બાળા અનિમિષ નયણે ત્હેને નમન નમી નિહાળી રહી હતી.

ને ત્હેણે પ્રતિનમન કર્યું.

ચારે નયનમાંથી સ્નેહનાં તેજકિરણુ ઝર્યા, ને ત્હેનો અદ્દશ્ય પુલ બન્યો. ઉપર બે હ્રદય કોક ખૂણે બેસીને કલ્લોલતા હતાં. નયણાં એ નજર ભરીને નીરખતા હતા.

એમ તેની જીવનની ઉષા ઉગી ને એણે એને અજાણ્યે અજાણ્યે જીવન સમર્પણે વધાવી.

*

કાલિન્દીને કાંઠડે પ્રલયનાં મોજા પછડાયાં. દિગ્દિગાન્તરમાથી એની છોળો આભને ભીંજવતી ઉછળતી. આકાશ ઉપરથી ચોધાર આંસુ વર્ષાવતું.

# પ્રલયનાં પૂર

વીજુ.
નારિંદ

કુદરતે આજ પોતાનો જ સંહાર આદર્યો હતો. પણ એ ઘોર સંહાર પછી જ પરમ શાંતિનાં સામ્રાજ્ય સ્થપાવાનાં એ કોણ વિચારતું ?

ને બીનને વળગીને બે દેહ પૂરનાં પાણી ઉપર હીલોળાતાં હતાં.

સ્નેહમાં પ્રભુત્વ છે; સ્નેહી પ્રભુનો ભક્ત છે; ભક્તથી પ્રભુ. દૂર નથી.

પ્રલયનું એ કાળમોજું ધસમસતું આવ્યું. ને ત્હેમને લઇને અદ્ધર ઉછળ્યું. દિલની ઉચાઇએ ત્હેમના દેહ ઉડ્યા.

ત્હારે આભને ચીરીને પરમનાં તેજ પ્રગટ્યાં, ને ત્હેમાં. ત્હેમના અવિભક્ત આત્મા મળી ગયા.

ઓસરતાં પાણી ત્હેમના દેહ ઉપર ફરી વળ્યાં. અંધકારમેવાં ઇતિહાસના ઉપર થર બાઝી ગયા.

*

મરતા મનુષ્યે કલ્પના દોડાવી કે, " બીન ઉપર વીજળી પડી. "

આનન્દ

કે માનવી સ્વમ મહીંજ જીવે ?

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

# લોકસાહિત્ય

લોકજીવન અને લોકસાહિત્ય સાથે વહે છે. જ્યારે લોકજીવનમાં નવો પ્રાણ ભરાય છે ત્યારે એ પ્રાણ લોકસાહિત્યમાં નવી રેલ આણે છે. અથવા જુના લોકસાહિત્યની, નવી દષ્ટિથી નવા જીવનમાં નવી રીતે સ્થાપના કરે છે. ઘણીવાર શિષ્ટજીવનનો ચળકાટ લોકજીવનને આંજી નાખે છે. એનું પ્રબળ શિષ્ટ વાતાવરણ લોકવાતાવરણને ઢાંકી દે છે, ત્યારે લોકજીવન ઉપર શિષ્ટ જીવનની તર વળે છે, આછુ એવું પડ બંધાઈ જાય છે; પણ લોકજીવનથી જુદું પડેલું શિષ્ટ જીવન જેટલું એ જૂદું છે, તેટલું કૃતિમ છે. તેથી તે કાયમ નભતું નથી, ને આખરે લોકપ્રાણ ફાટી નીકળતા ઉપર વળેલી પોપડી દૂર થાય છે. જ્યારે આમ બને છે ત્યારે પ્રખર ઉનાળા પછી વર્ષાદ થતાં જેમ ચોમેર લીલુંછમ બની રહે છે તેમ લોકજીવન લીલું લીલુ થઇ રહે છે. ક્યાંઇ ક્યાંઇથી લોકહૃદય ઝીલે તેવા લોકહૃદયના ઉદ્‌ગારો કાવ્ય રૂપે સરી પડે છે.

છેલ્લાં થોડાક વર્ષોએ આપણા લોકજીવનને સંકોર્યુ છે. રાખ વળી ગયેલા અંગારા ફરી વાર તપવા લાગ્યાં છે. જીવનની દસે દિશામાં નવી દૃષ્ટિઓ જાગી છે. આ સમયે જ લોકસાહિત્યનો પુનર્જન્મ કેવળ સ્વાભાવિક છે.

'નવાં ગીતો' નવા જીવનનો નવો ફાલ છે. 'ચણીબોર' 'રાયણ' 'સુંદર ભેટ' વગેરે સુન્દર સંગ્રહ જૂના માલનો નવો

વેપાર છે. આજસુધી જાણે ગ્રાહકને અભાવે એ માલ ખાણમાં કે કોઠારમાં પડ્યો હતો. ઉગતાં જીવને તેને કેટલો વધાવી લીધો છે; તે આપણે જાણીએ છીએ. જૂની વાર્તાઓના સંગ્રહ થવા લાગ્યા છે. જૂની ઢબે નવી વાર્તાઓ ક્યાંક ક્યાંક લખવાનો પ્રયત્ન થાય છે. ગોહેલ, ધીરૂભા, મેઘાણી, કાંટાવાળા ને બીજાઓ સમાજના ઇતિહાસના ભંડારોમાંથી કંઈ કંઈ ખજાના આપણી આગળ ધરી રહ્યા છે. વાર્તાનો કથન શ્રવણનો મહિમા વધતોજ જાય છે, અને ફરી વાર લોકો માણભટ્ટના મહાભારત ને રામલીલાની રામાયણને અને ભટજીના ઓખાહરણને સંભારવા લાગ્યા છે. અને એની પાસેથી અવગણના કરી ચાલી જવાને બદલે આજે એમાં કાંઈ રહસ્ય જૂએ છે. નવલકથાકારો પણ અંગ્રેજીનુ ભાષાન્તર કરવું છોડીને અથવા મુશ્કેલીથી શિષ્ટવર્ગ વાંચી શકે તેવા જ પુસ્તકો તૈયાર કરવાને બદલે જૂના જીવનને ઓપ આપી એની વાતો લખી રહ્યા છે. કઠિન કાવ્યો લખનાર કવિઓ લોકરાગને લોકવાણીમાં ઉતારી પોતાના કવિત્વને લોકસેવામાં ધરવા લાગ્યા છે. ન્હાનાલાલે એ સંપ્રદાયમાં પહેલ કરી છે. ને બોટાદકરની ‘ રાસતરંગિણિ ’ એ સંપ્રદાયને વિસ્તારે છે.

લોકગીતો, ભજનો, રાસો, રામવાળા, દુહા, સોરઠા ફરીને ગવાવા લાગ્યા છે. ભણેલા લોકો મેર ને ભરવાડ લોકોમાં ભળીને લોકગીતોનું બળ સમજવા લાગ્યા છે. ફરી વાર મંદ ગતિથી ચાલવામાં અને કરૂણ રવે ગાવામા રાસડાની સફળતા સમજનારી ગુજરાતણો ધરતી ઉપર ધમધમ ચાલીને મુક્તકંઠે લોકગીતોને લલકારવા મંડી છે. રબારણો, કોળણો અને ખવાસણો એકલી જ માત્ર લોકગીતોની સ્વામી નથી રહી. બ્રાહ્મણ વાણીઆની સ્ત્રીઓ પણ ધારે ધારે એવાં ગીતો ગાવામા શરમ છોડવા લાગી છે. હળવે હળવે તાળી પાડીને કોમળ કરી નાખેલી હથેળીને જોરદાર તાળીઓના ટપાકાથી લાલચોળ કરવા લાગી છે. મેઘાણીને સાંભળવા સ્ત્રીઓ અને પુરૂષો ખભે એકઠા થાય છે. લોકગીતો ફરી પાછાં એક કંઠેથી બીજે કંઠે જવા લાગ્યા છે. એકતારા ને તંબુરાના ભજનોનો શોખ વધતો જાય છે. સિનેમા અને નાટકોમાં જ બધો આનન્દ જેમનો સમાઈ

જતો હતો તેઓ અતિથિઓને સત્કાર કરવા ગાયન પાર્ટીને બદલે ભજનમંડળીઓ રચે છે.

શાળાઓમાં લોકગીત ગવાવા લાગ્યાં છે. પતિવ્રતાના બનાવટી ગીતોની જગ્યાએ જસમાના રાસડાએ અને મોરબીની વાણીઆણના ગીતે જગ્યા લીધી છે. ડાંડિયા રાસ કે રાસ વખતે અમરપણાને પામેલી

" પૂનમ ચાંદની ખીલીપૂરી અંહિંરે "

અને

" ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગાર
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા "

ને બદલે

" મોહન મોરલી બજાઇ ગોઇ તાનમાંરે "
" રામબાણ વાગ્યા હોય તે જાણે "

અથવા

" હજ દાસ્યાને વાદળ ઉમટયાં
ગોકુળમાં ટૌકયા મોર
મળવા આવો સુંદર વર શામળીયા. "

એવાં લોકગીતો ગવાતા લાગ્યાં છે.

દૂહા અને સોરઠાઓ પાછા કોઈ કોઇ પાઠ્ય પુસ્તકમાં જલસાઓમાં, ને ઉત્સવોમા દેખાવ દેવા લાગ્યા છે. કાહિયાવાડનું જવાહીર ને કાહિયાવાડી સાહિત્યના પુસ્તકોમા વધારો કરવાની જીજ્ઞાસા વધતી જાય છે. સામમાં દૂહા ગાતા ભરવાડની પ્રાણુવાન કવિતામા પ્રાણ ફેલાવા લાગ્યો છે. જેઓ એની સામે જોતાય નહોતા તેઓ પણ તેના આ દૂહા સોરઠા ને ભરવાડની સાથે છાપામા છાપીને લોકજીવનની નજીક આવવા લાગ્યા છે.

વાતો અને ઉખાણુાની ચોપડીઓ છપાવા લાગી છે. કહેવતોના જૂના સંગ્રહો ફરી જોવાવા લાગ્યા છે અને અંગ્રેજીના ભાષાન્તરીઆ રૂઢિ પ્રયોગોને બદલે દેશી કહેવતોને રૂઢિ પ્રયોગોનો વપરાશ કરવામાં મઝા આવવા લાગી છે. ભણેલી સ્રીની હાલરડા ગાવાની સુગ ઘસાતી જાય છે.

રમતોમાં પણ લોકસાહિત્ય ફરી દેખાવા લાગ્યું છે.

આમ લોકજીવનની પુનર્ઘટના સાથે લોકસાહિત્યને એનાને એવા રૂપમાં ફેલાવવાના પ્રયત્નોએ ડોસીપુરાણની અંદર લખેલી વાર્તાઓને અને સસુવહુના કજીયાના ગીતોને સુદ્ધાં સજીવન કરવા માંડી છે. લોકગીત, લોકવાર્તા, લોકસાહિત્ય, તેમાં શું છે, તેની કિમ્મત કેટલી છે, તેની અસર કેટલી થશે, ખરેખર તે જીવનને ઘડે છે કે નહિ, તેના વધારે ઉંડા અને ગંભીર વિવેક વિના આજે તો લોકસાહિત્યના બણગાં ફૂંકાવા લાગ્યા છે. આ સ્વાભાવિક છે. દબાણ પછી સ્વાતંત્ર્યની સ્થિતિ ઉચ્છૃંખલના સુધી જાય છે. કૃત્રિમ સાહિત્યના દબાણથી ગુંગળાયેલું લોકસાહિત્ય એકાએક છૂટું થતાં લોકોને તે દબાવી રહ્યું છે. લોકોને સારાસારનો વિચાર કરવાનો પણ થોડો જ અવકાશ આપે છે. પણ તેમાં કાંઇ કરવા જેવું નથી. લોકસાહિત્યનો પ્રેમ લોકજીવનની ખોટ બતાવે છે. જો આજનો સમાજ હજી જૂના જ લોકસાહિત્યમાં અપૂર્વ રસ લઈ શકતો હોય તો સમાજ કઇ દશાએ છે તે આપણે સમજી શકીએ. લોકો 'પાતળી પરમાર' ની પાછળ ગાંડા હોય તો હજી કાઠિયાવાડી સમાજ એ જૂના પ્રાણવાન્ અદ્ભુત પ્રેમ સમર્પણનો તરસ્યો છે, અને સાસુવહુના વિસંવાદમાં વહુની આહૂતિ આપવામાંથી હજી મુક્ત નથી એમ દેખાય છે. મીરા, નરસિંહ અને શ્રીકૃષ્ણનો કાઠિયાવાડ હજી પ્રેમલક્ષણા ભક્તિથી કેટલો જીવન્ત છે એ તો આ લોકગીતનો નવો પ્રવાહ કાઠિયાવાડના ટંકાએલ હૃદયને ઉઘાડું પાડે છે.

'સૌરાષ્ટ્રની રસધાર'ની ફક્ત કાઠિયાવાડની શૂરપણાની ભૂખનો પૂરાવો છે; એમ ન કહેવાય ?

આપણે લોકસાહિત્યના પ્રેમમાંથી લોકને પીછાની લઇએ ને પછી લોકો ક્યાં જવા જોઇએ ને કેમ જઈ શકે તેનો વિચાર કરીએ. એકવાર જૂના લોકસાહિત્યનું પૂર આવી જવા દઇએ. નદીઓના કાંઠા ઉપર થઈ ભલે એ વહ્યું જાય, પણ પછી પાણી નીતરતાં આપણે જોઈ લઇએ કે કાઠિયાવાડનો સ્વચ્છ પ્રાણ કયો ને અસ્વચ્છ પ્રાણ કયો ? એની કઈ ભાવનાઓ વિકૃત થઇ છે ને કઈ ભાવનાઓ શુદ્ધ થવા માગે છે ? એની કઈ ઇચ્છાઓ અતૃપ્ત છે ને કઈ ઇચ્છાઓ તૃપ્તિ માટે ઝંખે છે ? તે ક્યાં નિર્બળ છે ને ક્યાં બળવાન છે; તે ક્યાં બાળક છે, યુવાન છે, પ્રૌઢ છે ને ક્યાં અનુભવવૃદ્ધ છે ? અહીં લોક-

સાહિત્ય સંગ્રહ પ્રચાર વિવેક ધરે છે. સંપાદકો, પ્રચારકો, પ્રેમીઓ, એ બધાને એક સૂચના છે કે તેઓ લોકહૃદયને ઓળખે ભલે પણ પોષવા જેવી વસ્તુઓને લોકસાહિત્ય દ્વારા પોષે. કાઢી નાખવા જેવી વસ્તુને લોકસાહિત્યને ઓથે દૃઢ ન કરે. પ્રાણવાન પ્રેમને લોકસાહિત્યથી સીંચે, ને વૈરાગ્યના દંભને આગળ કરી સ્વાભાવિક સ્નેહજીવન વિકૃત ન કરે.

શ્રીકૃષ્ણગોપીઓના પ્રેમગીતોનો આદર્શ જીવન સમક્ષ રાખી ગૃહસ્થ પ્રેમ જીવનને વિશુદ્ધ અને બળવાન કરીએ પણ કાઠિયાવાડને વહેમી બનાવનાર, કંકાશી બનાવનાર, સાશંક બનાવનાર સાહિત્યમાંથી ઉગારી લઇએ. ભૂતકાળની સમજણ માટે ' દાજીરાજ ' ભલે ગવાય પણ એમાં રહેલ શોક, દ્વેષને જો એ પોષે તો એને છોડી દઈએ.

' તેજમલ ઠાકોરને ' ભલે સો વાર માઇએ પણ ' કડવલી 'ના ગીતને બહુ ટેકો ન આપીએ. વાર્તાઓમા પણ આજ ધોરણ રાખીએ. કાઠિયાવાડનું લોકસાહિત્ય સર્વ દેશી અને અદ્ભૂત છે. પ્રેમ અને વૈરાગ્યનું, વીર અને વણીકનું, ખાનદાન અને નિર્લજ્જતાનું એમ અનેક જાતનું સાહિત્ય તેના હૃદયમાં છે.

આજનો પ્રશ્ન એ સાહિત્યમાંથી કાઠિયાવાડની સંસ્કૃતિ ઘડવાનો છે. જૂના સાહિત્યના પાયા ઉપર નવા કિલ્લાઓ ઉભા કરવામા બોટાદકરની ' રાસતરંગિણિ ' માં શરૂઆત છે. પણ ત્યાં પણ ' સાવધાન ' એમ કહેવું પડે છે. સ્વાભાવિક જીવનની અવગણના કરી તેને ઉન્નત ગતિ આપવાના લોકપ્રિય માર્ગો કાઢવાને બદલે લોકમા વળી અલૌકિક કલ્પના, વધારે પડતા આદર્શો, અશક્ય વસ્તુઓ, માહજિકનાનો કેવળ વ્યુત્ક્રમ ઉભો કરવાના પ્રયત્નો નિષ્ફળ જશે.

લોકસાહિત્ય લોકજીવનને સમજવામાં, લોકજીવન મંદિરને ફરી વાર ઘડવામાં જોઇએ તેટલા મજબૂત અને સુન્દર પથ્થરો આપવામાં અને એમાંથી નવો સૌરાષ્ટ્ર ઘડવામાં ઉપયોગી થાય એ લક્ષ આજના લોકસાહિત્યના પ્રેમીઓ સમક્ષ રહેવું જોઇએ.

ગિજુભાઇ

# મ્હારો ભાઈ

ઉભો છે પેલો ત્યાં પથ પ્રિયતમાનો નિરખતો,
રહી દૃષ્ટિ ચોંટી ક્ષણ પણ ન એ દૂર ખસતો;
ભૂલ્યો દિસે જાણે અવર નિજનાં કાર્ય સઘળાં,
ભૂલ્યોઃ કાવ્યો ગ્રંથો સહુ પ્રિયતમામાં શમી ગયાં.

એને કંઈક દિનથી નજરે પડી ના,
વિવાહિતા પ્રિયતમા નિજની સુરમ્યા;
ક્યાં એ છૂપાયું મુખ તે સમજી શકે ના,
ને કોઈથી ય કંઈ ભાળ લઈ શકે ના.

રસીલું હૈયું એ રસ નવ કંઈમાં લઈ શકે,
અધીરૂં હૈયું એ ધીરજય વધુ ના ધરી શકે;
દૂરે-સુદૂરે યે રમણીય પ્રિયાને નિરખવા,
અહો ! કેવાં એનાં તૃષિત નયનોયે કરી રહ્યાં.

સંધ્યા સમે રખડીને ઘર આવતો એ,
વીલાયલું મુખ દિસે ભળકે કંઈ એ;
'આને પડે નજર એ-મુજને દિસે ના,'
એ ઉર એક, બસ એક જ એ જ ચિન્તા.

ન આવે આંહીં કે કયહીં પણ બીજે એ નવ દિસે,
ન આના નેત્રોને અવર કંઈ આકર્ષણ કરે;
વિત્યા કૈં કલાકો, દિન પણ કંઈ યે વહી ગયા,
બીચારાનાં તોયે નયનતપનાં ના ફળ મળ્યાં.

જ્યોત્સ્ના શુકલ

# એક અર્ઘ્ય

## : પ્રો. ફીરોઝ કાવસજી દાવરને :

એક અઠંગ ભાષણકર્તા દીઠા છે; હું તો એમની પાખનુ પીંછું યે નથી. એને તો એક ભાષણ એટલે ચારેક મહિના.

પણ એનું ભાષણ એટલે વિદ્વત્તાની વર્ષા ઝડીઓ ઉપર ઝડીઓ પડે. એની વર્ષતાનો અવધિ નહિ, આપણી ઝીલતાનીજ જાણે પરીક્ષા. એક એક વાક્ય તે જાણે વિદ્વત્તાભરી વાદળી.

ગુજરાતનાં નરનાર! ભાષણ સાંભળવું હોય, વિદ્વત્તાનો મેઘાડંબર વરસતો ઝીલવો હોય, તો અમદાવાદ જજો: જગતનાં મહાકાવ્યો વિષે ત્યહાં વ્યાખ્યાનમાળા ચાલે છે. ત્હેમાંનું એકાદુક વ્યાખ્યાન સાંભળજો ત્હમારી પ્રતીતિ થશે કે ગુજરાત કોલેજના પ્રો. દાવર એટલે ગુજરાતના નવીનોમાં ભાવ પાડતી વિદ્વત્તાની પ્રતિમા

ન્હાનાલાલ કવિ

પ્રોફેસર દાવરને સંભારવા એટલે પુણ્યભૂમિમા પગરણ કરવા. એમનો ધ્વનિ માત્ર મનના મેલ ઉતારે. એમના દર્શનથી ચેતનની ચિણગારીઓ ફૂટે. દાવરસાહેબ એટલે ગુજરાત કોલેજની પુણ્યપ્રભા.

એમના આ દર્શનમાં તારિખો માટે અવકાશ નથી, એમના કૌટુમ્બિક ઇતિહાસ સાથે સંબંધ નથી, એમની આર્થિક પરિસ્થિતિ સંબંધે ઉલ્લેખ નથી, એમના જીવનમાંથી આનન્દ કે શોકના પ્રસંગોનું વર્ણન નથી, એમના નિત્ય કર્મનો અહેવાલ નથી, એમની ભૂત-ભવિષ્યની આશાઅભિલાષાનો નિર્દેશ નથી.

ને તેમ છતાંયે કૉલેજજીવનને પહેલે પગથિયેથી જેના પ્રતિ સૌ મંત્રમુગ્ધ રહે છે તેનું આ ઝાંખુ દર્શન છે. ચાર વર્ષના કાળમાં એમનો વધારે પરિચય લઈ શકાત, પણ એ આશા જ નિરર્થક લાગતી. એમના ઓજસથી સૌ અંજાયેલ રહેતા. એ હોય ત્યાં સ્વપ્નસૃષ્ટિ જ રચાતી–સાહિત્યની કે ફીલસુફીની. એ જાય ત્યારે આશ્ચર્ય ને પૂજ્યભાવ સાથે ઉભરાતાં. અને એટલું તો નક્કી જ કે સમયનું મુલ્ય એમણે પૂરેપૂરૂં આંક્યું છે. એમની સાથે વાત કરતાં સાધારણ વાતો આપણે છોડી જ દઇએ. સાંભળવાના મોહમાં પૂછવાનું વિસરાઈ જાય એવું નથી બનતું ? તેમ દાવરસાહેબ વિષે અંગત જાણવા પૂછવાનું કુતુહલ દાબી દેવું પડતું. એમનું વર્તમાન જ એટલું સુંદર હોય કે ભૂતકાળ ઉકેલવાની અપેક્ષા જ ન રહે. અને જે વધુને વધુ મેળવવાના તલસાટમા આગળ ધપ્યે જાય છે તેને ભૂતકાળ વિષે કેમ પૂછાય !

ઘણાક એમ પણ કહે છે કે એમણે સમયની કંજુસાઈ કરવા માંડી છે. ચોવીસમાંથી સુતા ખાવા સિવાયના બધા કલાક માટે એમને કૈં ને કૈં વ્યવસાય હોય જ એમ માનવું જરીયે વાંધાભર્યું નથી. એમને ઘેર તમે જાવ ત્યારે એ વાંચતા જ હોય. કૉલેજમા જ્યારે ફ્રી અવર હોય ત્યારે પણ લાયબ્રેરીને એકાદ ખુણે મોટું થોથું ઉથલાવતા હોય. ને ગાડીનું બારણું બંધ થયુ કે ચોપડી ઉઘડી એ તો ઘણાના જોવામાં આવ્યું હશે. એમની જીંદગીમાંથી પુસ્તકો લઈ લીધા હોય તો આ દુનિઆમાં જીવવા જેવું એમને માટે કૈં જ આકર્ષણ હોય એમ નથી લાગતુ.

તેમ છતાયે કૉલેજના કેટલાય વિદ્યાર્થીઓ બુકવર્મ તરીકે પંકાય છે એમનાથી એ સાવ નિરાળા છે. આમની પુસ્તકપ્રિયતા આપણને એમના તરફ ખેંચે છેઃ કારણ કે વાંચન સાથે એમના નશીબે અલૌકિક સ્મૃતિ જોડાઈ છે. જ્યારે એ ઉદાહરણો ટાંકે છે કે એક વિષય ઉપર જુદા જુદા માણસોના અભિપ્રાય રજુ કરે છે ત્યારે આપણે દિંગ થઇએ જઇએ એટલો મોટો જથ્થો આપણી સામે ખડકાય છે. એમના ભાષણમાંથી આમ કેટલીય વિગત નિરર્થક

જતી હશે. કારણ કે દાવરસાહેબને સાંભળનાર એટલો જ અઠંગ અભ્યાસી ન હોય તો ઘણું ખરૂં પળે પળે આભો થવા માટે જ તૈયાર થતો જાય છે.

અને સાહિત્યના આટલા ઉંડા પ્રેમનું જડે એવું એક કારણ છે. સાહિત્યનો ઉંડો મર્મ એ સ્હમજી શકયા છે. જીવનના કૈં પ્રશ્નોનો ઉકેલ એ જ દૃષ્ટિથી કરી લેવામા મઝા લે છે. ઘણીકવાર સંગીત ને કલાના ઉસ્તાદોને મસ્ત રહેતા આપણે જોયા સાંભળ્યા છે. સાહિત્યના આવા કોઈ ઉસ્તાદ વિરલ હોય છે કારણ કે એમને કેવળ તરસ છે. એ તરસનો આહ્લાદ સમજાવવા પૂરતો પણ એમને અવકાશ નથી. તો પછી નવા પીણા ઉપજાવવાનો ખ્યાલ એ ભાગ્યે જ કરે. સાહિત્યનાં આંદોલનોથી એમની બધી ઘડીઓ ઘેરાયલી હોય છે. જીવન ઉપર સાહિત્યની વિશાળ અસર એમણે પૂરેપૂરી અનુભવી લાગે છે. ને તેથી જ બહારની દુનિયા માટે એમને જરીયે પરવા કે કુતુહલ નથી.

અત્યાર સુધી એ અમદાવાદમા છતા અમદાવાદની પ્રજાને આંદામાન જેટલે દૂર હતા. એમના જાહેરજીવનની શરૂઆત હજુ હવે થાય છે. ડૉ. હરિપ્રસાદના "ફાઉસ્ટ" ના ભાષણ માટે પ્રમુખપદે આવવાની હા ભણતા એમણે પહેલી હિંમત કરી તે પહેલાં એ કહેતા કે જાહેર વ્યાખ્યાન આપતા મ્હારા પગ જરૂર ધ્રુજે ને મ્હને પરસેવો થઇ જાય. પોતાને માટેના અતિ નમ્ર અભિપ્રાયને લીધે કે પછી એમની હંમેશની અનૂમિમા એમના વિરામની ભીમાની એમને જાણ નથી રહી. હવે એ બ્હાર ડોકીયુ કરતા થાય છે. પ્રેમાભાઇ હોલમાં હજુ એમનાં બધા મળી ૭ સાત જ થયા હશે છતા તેનાથી વિદ્યાર્થીઓ ઉપર ને સાહિત્યમા રસ લેનારા ઉપર અચ્છી છાપ પડી છે એટલું તો નક્કીજ. અત્યાર સુધી એમને સાંભળનારાઓની બીતિ રહેતી. કેટલીક વાર વર્ગમા સ્ત્રીઓ ન હોય ત્યારે એમને વધુ ચેન પડતું એમ પણ દેખાતું. હવે સંતોષી શકશે એ ખાત્રિથી માનવાને એમને પૂરતું કારણ છે. એમની સભા હોય ત્યારે આગળ બેસવા એક કલાક વહેલા આવનાર પણ હોય, ને સભા પૂરી થયે દાવરસાહેબ જાય ત્યાં સુધી પાછળ ઉભા રહી સાંભળનાર પણ નીકળે.

એક ઠેકાણે ચર્ચા ચાલેલી કે એમને વાંચવા પૂરતી સગવડ કરી દીધી હોય, જોઇએ તે અને તેટલાં પુસ્તકો અપાવ્યાં હોય તો એ પ્રોફેસરપણાથી અલગ રહે કે કેમ ? આટલા ઉંડા અભ્યાસને અંતે નવું સર્જવાની ઇચ્છા ન હોય, સ્વતંત્ર વિવેચક થવાની તીવ્ર વૃત્તિ ન હોય તો પછી એ વાંચનના વ્યસનનો હેતુ નથી રહેતો. એટલે વાચી વાંચી ક્હી નાંખવાનું ન મળે તો એમને વાંચન માટે આટલો ઇશ્ક નભે કે કરમાઇ જાય એ એક પ્રશ્ન છે. એકલતામાં મઝા લેનાર છતાંયે એ મિલનસાર છે. મધુ સુરંગે જનાર મધમાખી જેવા સંગ્રાહક ઉપરાંત એમનામાં તુલનાત્મક શક્તિ પણ ઓછી નથી. તહમારો જવાનો વખત ચૂકાવે એટલા વાતોડિયા એમને ઘેર એ થઇ શકે છે. આમ સમુદાયથી એ વિખૂટા રહી શકે એમ નથી લાગતું. એમનું દિલ ખહેલાવે એવા તો એમને થોડાજ મળ્યા હશે. પણ સામાની દૃષ્ટિએ જોવાની ટેવ ધીમે ધીમે એ પાડતા હશે એમ લાગે છે. નજીવી બાબતોમાં ક્ષણ માટે પણ વધારે પડતો રસ લઈ લેતા હોય એમ તહમને કદાચ લાગે, તે ઘણું કરી આવી ભાવનાને લીધેજ.

ને ગુજરાતી ભાષાના હિતસ્વીઓ એ ગુજરાતીમાં બોલતા થઇ જાય એ જોવા માટે આતુર છે પણ એમનો અંગ્રેજીનો સતત અભ્યાસ એમની આડે આવે છે. તેથી થોડે અંશે પણ એમનું પારસીપણું એમને નડે છે. પણ સૌથી વધુ તો કદાચ ઇરાન પ્રત્યેનો જ્વલંત પ્રેમ હશે. ઐતિહાસિક સમાલોચના કરતા જ્યારે ઇરાનની વાતો કરતા હોય છે ત્યારે એમના અવાજમાં ફરક પડે છે. એમનું ચાલે તો એ ભારતવાસી મટી ઇરાનવાસી થઇ જાય. પુરાણું ઇરાન એમની કલ્પનામા ઘુમી રહ્યું હોય તો એમા આશ્ચર્ય નથી. એ પ્રેમ એમને ગુજરાતી થતા રોકતો હશે. એમની જુની ભૂમિનાં કલ્પનાચિત્રો એમને અહિંના વાતાવરણમાં રસ લેતા થતા અટકાવતાં હશે. નહિ તો ગુજરાતી સાક્ષરોના સસ્કૃતમય પુસ્તકો પણ એમણે વાંચ્યા છે. તે એમના ભાષણમા સસ્કૃત સુભાષિતોનો ઉપયોગ પણ ઓછો નથો હોતો. ગુજરાતીઓ માટે એમને માન છે. એટલું ગુજરાત ને ગુજરાતની ભાષા માટે જ્યારે થશે ત્યારે એમનાથી ગુજરાતીમાં

બોલવાની હિંમત થશે. જ્યાં સુધી ભાષાના વિખવાદ આથમ્યા નથી ને એના ગૌરવ તરફ પ્રજાનું લક્ષ ગયું નથી ત્યાં સુધી એ ભલે રાજભાષામાં ગુલ રહે.

ને નિત્યનિયમ જેવા અભ્યાસી જીવનમાંથી એ થોડોક સમય ફરવા જવા માટે કાઢી શકે છે. ફરવા તો ઘણા જણા જાય છે, પણ એમને માટે એમાંય જરી સુંદર વૈચિત્ર્ય છે. આશ્રમને રસ્તે લાંબે સુધી લાંબી ફાળે જતી વ્યક્તિ તરિકે પણ એમને કેટલાક ઓળખતા હશે. જતાં કે પાછાં ફરતાં ચાદની રહે એવી રીતે એ શુકલપક્ષમાં વહેલા-મોડા નિકળે છે.' તે વખતે એમની સાથે ભાગ્યે જ કોઇ હોય; કારણ કે એમને પહોંચી વળવું માત્ર સહેલું નથી હોતું. તે વખતે એ બધા વિચાર દૂર કરી શકે છે. તે વખતે ભિખારીનું કે સાહેલાણીનું ગીત સાંભળી આનન્દ મેળવવાનો અવસર એ ખોળી લે છે. તે વખતે દિશાઓના પલટાતા રંગ નિરખવાનો આલ્હાદ એ પામે છે. આ દોઢ-બે કલાકની સુસ્તીના આશરે એમનું જીવન લંબાય છે. બાકી હૃષ્ટપુષ્ટ થવાનો એમને ઉમંગ હશે, પણ અવકાશ જ નથી. જીંદગી વધે એના ઉપાયોથી એ પરિચિત છે, ત્યારે પેલા અભ્યાસી જીવનની ઘેલછાથી એ તરફ એમનું લક્ષ ફેરવાનું જ નથી. એમનું હૈયું કોમળ છે પણ બીકણુ નથી. દુઃખીયાંને રડતા દિલની એ સહાનુભૂતિ આપી શકે. પણ જ્યાં સ્વમાન જતું હોય ત્યાં એ ઘડીભર ઉભા રહી ન શકે. એમના પોતાના સ્વાર્થની વાત હોય, એમની આખી જીંદગી માટે દરજ્જો ઉંચો ચઢતો હોય પણ એમને ન રૂચે એવું કામ એમની પાસેથી માગો તો એજ ઘડીએ ચાલી જાય એટલો એમનામાં પ્રાણ છે. સાદી સંતોષી જીંદગીના એ પૂજારી છે. કેટલીકવાર મહત્વાકાંક્ષા માણસમાં જન્મે ત્યારે એની શક્તિઓ પુરો વિકાસ પામે છે. કોણ જાણે શાથી ગમે તેટલું ઇચ્છીએ પણ એ વાત નાનરસાહેબના સંબંધમાં બંધ બેસતી જ નથી. એ જાણે ધ્યાનિથી કરતા હોય એમ ધરિ આસ્તે પગલું ભરે છે. ને તેમ છતાંયે અમદાવાદના એક ખૂણામાં રહ્યા રહ્યા એ એમનાથી બને તેટલો અભ્યાસ કરી રહ્યા છે. જે દિવસે અમદાવાદ છોડવા એ તૈયાર થશે તે દિવસે એમનો સિતારો

ચડવાનો એ વાત નક્કી જ લાગે છે. પણ એ સાબરમતીના પુલ સાથે કોણ જાણે એમને શું નિસ્બત છે?

એમની ખાતર નહિ તો વિદ્યાર્થીઆલમની ખાતર એમણે હવે પરગામ સેવવાં ઘટે. એમની વિદ્વતાજ એ પ્રકારની છે કે એમને એક ઠેકાણે રહે પુરી સફળતા ન મળે. લાંબી રજાઓમાં પણ એમને ક્યાંયે જવાની ઉત્કણ્ઠા કે ફુરસદ હોતી નથી. ત્યારે વળી પચાસ ચોપડીઓ વધુ વંચાતી હશે. ભા. યશવંતે વાતવાતમાં એકવાર કહેલું તેમ એ ચોપડીઓ સાથે જ પરણ્યા છે. નહિ તો આટલો અભ્યાસ થઈ ન શકે—કરવાની વૃત્તિ પણ ન રહે! બીજું કે, નહિ તો પારસી સ્ત્રીઓના ખર્ચાળ સ્વભાવને ખાતર પણ, જો એ પરણેલા હોત તો, ગુજરાત કોલેજમાંથી આગળ વધવા પ્રયત્ન કરત. પણ જ્યાં લગી વિદ્યાર્થી અવસ્થાની રમણીયતા વિલીન થઇ નથી ત્યાં સુધી એ નિશ્ચિત રહી શકશે.

એમને તમે ભાષણ કરતા સાંભળ્યા હોય ત્યારે એમના બુલંદ અવાજથી આનંદ પામો. પણ એમની સાથે જ્યારે તમે વાત કરો ત્યારે એમના ધીરા મધુર સ્વર માટે તમને મોહ ઉપજે. એમનું તેજસ્વી લલાટ, ચંચલ આંખો ને રૂઆબભરી ચાલ તમને આકર્ષવા માટે પુરતાં છે. તમે સ્ત્રી હો તો તમને આશ્ચર્ય જ થાય કે. આવો શિક્ષિત જુવાન હજુ ઝડપાયો કેમ નથી? પારસી નહિ ને કોઈક હિંદુ છોકરીના મગજમા સમાજબંધનો તોડી નાંખવાનું કોઇક વાર થઈ આવેલું કલ્પવામા આપણે બહુ ભૂલ નથી કરતા. એમની એકલતા માટે આપણને લાગી આવે ખરૂં. પણ જ્યાં સુધી એમને માથે માતાના હેત છે ત્યાં સુધી એમને એની ઉણપ નહિ લાગતી હોય એ ધારવું પણ ઘણે અંશે સાચું જ હશે.

તમે કોક કોક દિવસ એમને ત્યાં જતા હો તો જેટલું એમની સ્મરણશક્તિ માટે તમને માન હશે, તેટલું જ આશ્ચર્ય એમની વિસ્મરણની શક્તિ માટે થશે. સાધારણ પ્રસંગો, ઓળખાણો, બનાવો એમને યાદ રહેતા જ નથી. કદાચ એમની દુનિયાની બહાર એમને જરીયે રસ નહિ પડતો હોય.

# નાનુ દવે

દાવરસાહેબ વિષે ઘણા વિદ્યાર્થીઓ ઝીણી ઝીણી બાબતોની નોંધ લે છે. એમની કૉલેજનો દાદર ઉતરવા ચઢવાની રીત પણ નોંધાય છે. એમની જ્યાં ત્યાં અદબ વાળી ઉભા રહેવા કે બેસવાની પદ્ધતિ પણ ઘણાનું ધ્યાન ખેંચે છે; ક્લાસમાં હસાવ્યા પછી શાંત પાડવાની રીત પણ ઘણાને યાદ રહેશે. એમને પણ વિદ્યાર્થીજીવનમાં ગણિતથી કંટાળી પાણીના પુરૂષોત્તમ મહારાજ પાસે એ મીઠાશના શબ્દો સાંભળી આવવાની ટેવ હતી; મોડી રાતે દવિના પ્રગટાવવા ચાંદનીમાં ફરવાનું તાન હતું.

દાવરસાહેબને વિદ્યાર્થીઓ જેટલું ચાહે છે તેટલું ઓળખતા નથી. એમની પાસેથી જોઇતું કઢાવવાની યુક્તિ કોઇ અજમાવતું નથી. એમને એમના શારીરિક વિકાસમાં રસ લેતા કરવા માટે કોઈ મનમા ગાંઠ વાળતું નથી. એમના અભ્યાસી જીવનની બ્હાર ડોકિયું કરાવવા કે મહાવર્ગના માણસોને એમની ઓળખાણ આપવાનું કામ પણ કોઈ હાથ ઉપર લેતું નથી. એમના જીવનની શુષ્કતા ઉડાડી દઈ રસિકતા પૂરવાનું ભાગ્ય પણ કોઈ વિદ્યાર્થિની મેળવતી નથી. કોઈ અભ્યાસની ખાતર પણ એમનું સહજીવન ઇચ્છનાર હજુ દેખાયું નથી. એ વિદ્યાર્થીઓની ધગશમાં ઉણપનાં ચિન્હો છે. હજુ એવી વિદ્યાના વિલાસ આપણા પ્રાંતમાં પ્રગટ્યા નથી

અને દાવરસાહેબને હમણા હમણા અમદાવાદ ઓળખતું થયું છે. ગુજરાત કોણ જાણે ક્યારે ય ઓળખશે ને સત્કારશે ' એ નૌજુવાન છે એ ખરૂં, ને એની મગજની ખોપરીમાં કં ઓર ભર્યું છે એ કહેવું ને કબુલવું સાર રહેલું છે. જુદા જુદા દેશના સાહિત્યોમાથી તુલના કરીને તટસ્થ રીતે આપણને કોઈ અખંડ ચીતાર આપી શકે તો અત્યારે દાવરસાહેબ પહેલા છે. બાકી એમનો શરમાળ સ્વભાવ, નમ્ર વાણી સાદું જીવન એમને સાધુ પુરૂષ તરિકે આપણી પાસે રાખી મૂકશે. એ રત્નનું જતન કરી એને મુલકના સારા દેશના કે વિશ્વના બજારમા એને લઈ જવું એ કાર્ય એનો જન્મ આપનાર ગુજરાતનું છે.

નાનુ ધીરજલાલ દવે

# અસાધારણ ડોસલો

વૃદ્ધ થયો જન એક બાપડો દિવસ જાતાં
માથે તાલ પડેલ ચાલતો વાંકો થાતાં;
બને ન આવું તોય કદિ સાચું માનીએ
એ કહેતો કે મને જન્મ આપ્યો બૈરીએ.
છે ખોટું પણ મુર્ખને, કોકે કહ્યું કે એ નં
એક દિવસ બાળક હતો પણ વૃદ્ધ કરી ગઈ ઉમ્મર

ભૂખ્યો જો કદિ થાય થતી ઈચ્છા ખાવાની
આવે જે આહાર ટેવ મુખે જમવાની;
કહેતા નહી સા લોક અહો ! એ જમતો ડોસો
તરશ લાગતી જ્યાંય તરત એ પાણી પીતો.
વળી વિસ્મય જેવું એજ છે આંખ્યો એને બે હતં
ખાતો જે જે વસ્તુ તે તે તો સૌ હાથો વતી.

જો અજવાળું ન હોય બિચારો દેખે નહિં તે
કોકે કહ્યું ખરૂં હોય સાંભળે અડધી રાતે;
જાગે દિવસે એય સુવે વળી રાત પડે તો
ઉંઘે મીંચી આંખ જમીન ઉપર વળી એ તો.
સ્હોડે નાક થકી સહુ, બોલે સઘળું જીભથી
ખાતો જે કંઇ એય, તે જતું પેટમાં મ્હોં થકી.

## ગોળમટોળ શર્મા

છાપ્યું છાપામાંય જીમ મ્હોંની જે એની
બોલે ડોસો ન્યાંય હાલવા માંડે પહેલી;
નીકળે જ્યારે બ્હાર હાલવા માંડે તેના
પગ બેને એ હાય અજાયબ જેવું છે ના ?
વળી અકળ કળા ઇશની સ્મરો જુવો તમે એની ગતિ
પહેલો પગ જો ઉપડે તો ડાબો કે જમણો નકી.

એને મુખપર નાક હોઠ ઉપર મૂકેલું
ધુને નહિ જો વદન હોય ભાગ્યેજ રૂપાળું;
હસે જ્યારે ખડખડી મ્હોડું એનું તો હાલે
રૂવે કદિ તો તુર્ત આંખમાં આંસુ આવે.
લોકો કહે તે માનીએ પણ ખરૂં ખોટું જાણે વિભુ
છે મુખ એનું દાઢીને વળી નાકની વચ્ચે ઉભું.

માંદો પડીઓ જ્યાંય મ્હને તો એમ થતું જે
ડોસો જીવશે નહિ, મરશે નહિ એ અથવા તો;
લાગે વિસ્મય મ્હને લોક છો ને કંઈ કહેતા
ઓળખે નહિ જે વૈદ્ય મફતના દવા આપતા.
આપ્યા પ્રભુએ હાથપગ હાલે નહિ મરવા પછી
તો સ્મશાનમાં શે ચાલશું; એ બ્હીકે ડોસો રહે ડરી.

ખરે ! બિચારો ગયો ઇશના દ્વાર સમીપે
કહેતા દાક્તર ગયો પ્રાણ જવાને લીધે;
ખરૂં હશે કે નહિ નકી પરમેશ્વર જાણે
દીઠા કોઇએ ન પ્રાણ અમથી ખરૂં એ ન મનાયે.
જો જીવ્યો હોત એક દિન ઠચ્ચર બિચારો ડોસલો
તો નકી કહેવાત કે એ એક દિન મોટો થયો.

ગોળમટોળ શર્મા

# સોરઠી સાહિત્યમાં નારીભાવના

એકેકના વિરોધી લાગે તેવા ભાવોને હૃદયમાં અખંડ સમતોલ-લનાથી ઉછેરવા એ મહત્તાનું પહેલું અને મુખ્ય લક્ષણ. લોકોત્તર મહાત્માઓના ચિત્ત કુસુમથીએ કોમળ અને વજ્રથીએ કઠણ હોય છે એવું ભવભૂતિનું વચન એ જ લક્ષણની સાક્ષી પુરે છે. અને મહમ્મદ-સાહેબની વીરૈકતા વર્ણવનાં પરદેશી પરધર્મી કાર્લાઇલ મુગ્ધ થાય છે તે પણ તેમના સ્વભાવમા જામેલા સુકુમારતા અને લોહ જેવી નક્કર, નિશ્ચલ સંયમશીલતાના સહવાસ પર જ.

એ ગુણ મહાનુભાવો તેમ મહાપ્રજાઓમા પણ વ્યાપી રહ્યા હોય છે સૌરાષ્ટ્રની પ્રજાનો—તેની પુરાતન સંસ્કૃતિનો, તેના પરમ અદ્ભુત સાહિત્યનો—તો એ જાણે વિશેષ ધર્મ બની રહ્યો છે. એ પ્રજાના અલૌકિક પરાક્રમો અને અશક્ય ભાસતાં બલિદાનોનું જે સાહિત્ય હમણા સતતપણે બહાર આવવા માડ્યું છે તેને સૂક્ષ્મ દૃષ્ટિએ તેમ જ સમભાવથી અવલોકનારને મહત્તાનું આ પ્રથમ લક્ષણ તેમાં સૌથી આગળ પડતુ છે એમ લાગ્યા વિના નહીં રહે.

પૃથ્વીના પડ પર અજોડ એવાં એ સાહિત્યનાં વીરવીરાંગનાના ગૌરવની પુરેપુરી સમજ તો આ મંદમતિ યુગને નહીં પડી શકે એમ ઘણી વાર લાગે છે. અત્યારે જે કૈં સંગ્રહાઇ ને પ્રકાશાઇ રહ્યું છે તેનું યથાર્થ મૂલ્ય આંકનારો વાચક તો હવે જનમવાનો છે પણ વિવેચક હવે જનમવાનો છે એમ મનમાં થાય છે. એટલે અહીં કરીશું તે એટલું જ કે અમુક અમુક વાતોઓ કે ગીતોમાં સોરઠના લાક્ષણિક

સ્ત્રીત્વની જે ભાવના ઝગમગી રહી છે તેનું સ્વરૂપ ચાર ભાગ્યાતુટયા શબ્દોમાં સમજવાનો પ્રયાસ કરવો; વચ્ચે એજ સ્ત્રીત્વની કોઇ કોઈ કુભાવનાના અંધાર પણ ઓળખવા પડશે.

*

ઉછળતું યૌવન હોય, કુણું માખણ હૈયું કુદરતે બક્ષ્યું હોય, છતાં કપરા સંજોગોમાં આપરાણી અવિચળ સંયમ સેવી રહે તેનો દાખલો 'આહેરની ઉદારતા' (પહેલી 'રસધાર')માં છે. એ વાર્તાની નાયિકા સોનબાઇને તેના પુરુષત્વથી વિહીન પતિ વિક્રમશીએ બીજું ઘર કરવાની છુટ આપ્યા છતાં એ તો તેણે ન કર્યું, પણ એ જ્યારે ત્યજી ગયો અને અંતે જ્યારે માબાપે પરાણે બીજે પરણાવી, ત્યારે પણ અખુટ સંકલ્પબળથી તે બ્રહ્મચારિણી જ રહી. ફરી વિક્રમશી અકસ્માત નજરે ચડયો ત્યારે "આમ કરવું તું?" એવા હૈયું વલોવતા ટુંકા ઠપકાથી જ તેને તેણે કરેલા ત્યાગની યાદ દેવડાવી; અને દેવીની કૃપાથી એ પુરુષાતન પામ્યો ત્યારે એની જ ભાર્યા થઈને રહી.

એ આવેશમય દીલના અજબ્બ સંયમનો એક પ્રકાર. હવે બીજા જોઇએ.

ત્રીજી 'રસધાર'માં કાઠીઆણીઓની બે કથા છેઃ 'ઘોડી અને ઘોડેસવાર' તથા 'કાઠીઆણીની કટારી.' પ્રલયનાં પૂર સમી ઘુઘવાટબંધ વહેતી શેત્રુંજીના પટ પર ભર ચોમાસે તરતાદી ત્રાપામાં બાળ-કુંવરને લઈને એ બેઠી છે; પાણીમાંથી જબ્બર એરૂ ત્રાપા પર ચઢી આવ્યો છે; તેની ફેણ બાળક પર પથરાઇ છતાં માનું તો જાણે રુંવાડુંએ ફરકતું નથી; માતાજીનું સ્મરણ ચાલી રહ્યું છે; સ્વામીએ બચાવવાના બે નિષ્ફળ પ્રયાસ કર્યા પછી "અમને મુકી ઘો, તમે તરી જાઓ; બીજી કાઠીઆણી ને બીજો છોકરો મળી રહેશે" એવું વહાલ ને અંતિમ બલિદાનના ઘેરા રંગે રંગાયલું વચન તે કાઢે છે; આખરે ઘોડી શિવાય સૌ બચે છે અને 'ઇતરીઆને ઓરડે' રાત માણવાના જુવાન વર-વહુના કોડ પુરાય છે—આ પહેલી વાતનો સાર. અને બીજીનો—રણવગડે લગભગ અનાથ દશામાં, ખોખરા શેખની કુદૃષ્ટિનો ભોગ

ચયેલી સંજુબાઈ તે શેખને યુક્તિથી પાસે બોલાવીને તેના હૈયામાં કટાર હુલાવી દે છે; અને "ખોખરાંના આંતરડાં એ જોગમાયાએ બહાર કાઢી નાંખ્યાં... ... કાઠીઆણીની લોહીઆળી કટાર ચાંદરડાંને અજવાળે તગતગવા માંડી ... વહાર પહોંચી ગઈ. અધરાતે ચંદ્રિકા મઢીને એણે જોબનના શણગાર સજ્યા. એની આંખમાં કંથ-ડાં કંક જોઈ રહ્યો".

બંને દૃષ્ટાંત ભરજોબન, કુળવાન, મૃદુતામય, તો ય વીરતાથી ઓપતાં કાઠી નારીરત્નોનાં છે. ઘરમાં સમજુ ને શાણી, આવડતાળી કલાપ્રિય ને ઘરરખુ ગૃહિણી તે બહાર આમ પ્રસંગ પડ્યે કેવી અલૌકિક શક્તિઓ દાખવીને તપસ્વિની કે સિંહણ બની શકતી! આવી પ્રજા ને આવી પ્રમદાઓ દુનિયામાં બીજે હશે ખરી?

એવી જ રીતે બેભાન બેભલવાળાને એકાંતમાં મેઘલી રાતે નિર્વિકાર મનથી હૂંફ દેનારી સાધ નેસડી; "બોખાંની પીડા સમજવા" પોતાના બત્રીસે દાંત ઘડીકમા તોડી નાખનાર અનન્ય પતિપરાયણા કમરીબાઈ—'સોરઠની ગાંધારી' (ત્રીજી 'રસધાર'); હૃદયદ્રાવક કલ્પાંતના પ્રભાવથી ખોટાબોલા ભાઈ રેશમીઆને પથ્થર બનાવીને પોતે પણ છોકરા સોતી તેવી જ બનનાર કચ્છની ચમત્કારી ચારણી (ત્રીજી 'રસધાર'); અને વાંઝણી અદેખણી નિંદાખોર શોક્ય પુનસરીને ચિતામા ચઢતાં ચઢતા પુત્રસુખનું વરદાન દેનારી આઈ જાસલ (બીજી 'રસધાર')—આ સર્વ પણ અદ્ભુત સૌરાષ્ટ્રની વંદનપાત્ર વીર રમણીઓ છે.

પણ 'રસધાર'ની પ્રભાવશાલિની નાયિકાઓમાં પણ કોઈ અનેરા વ્યક્તિત્વથી આગળ પડી આવતી તો અંજુ છે—કોડીલી, રમતીઆળ, જરા બટકબોલી અંજુ:-'પરણેતર' (બીજી 'રસધાર') ની નાયિકા. એની વિશિષ્ટતા એક બીજી બાબતમાં પણ તરી આવે આવે છે. વાર્તાના લગભગ અંત સુધી એ કેટલીક રીતે આધુનિક પાશ્ચાત્ય સંસાર કે સાહિત્યમાંથી ઉતારેલી કોઈક નિર્દોષ, તોફાની, તદન હળવાં હૈયાની આનંદમસ્ત યૌવના જેવી લાગે છે, પણ તેની

નાદાન શુકનો ભોગ બનીને જેવો તેનો પ્રિયતમ મેપો આજુ મુએ છે તેવી જ એ મનથી તો તેને વરી ચુકેલી કુંવારકા, તે કાળના દીકરાણીના સાચા આદર્શને અનુસરતી, "ગુલાબ જેવા અંગારાના ભીડાનામાં" બળી મરે છે. એ મનોહર તેટલી જ પૂજ્ય બાળાની મૈત્રી જો પ્રભુ એકાદ પળ પણ ભોગવવા દે તો જીવનની એ સૌથી ધન્ય પળ બને એમ આપણને થયા કરે છે.

'રઢીઆળી રાત'માં તો ગીતે ગીતે સોરઠી સ્ત્રીના ભાત ભાતના નમુના જડશે. અત્યારે તેમાંથી એટલું જ સમક્ષ કરીશું.

'નો દીધી' એ કરુણ ગીત તો સૌને યાદ હશે. એમાંની જનેતા મા તો, આગળ ઉલ્લેખાયલી પુનસરીની જેમ, નારીભાવનાનું આમલું પાસું છતું કરે છે. પણ તેની અદૃષ્ટ નાયિકાનું શું? કવિએ આપણી કલ્પના માટે જ એને રહેવા દીધી છે; બાર બાર વરસના વસમા વિજોગ વેઠનારી, પણ અંતે તો કલ્યાન કુંવર સરખા કોડામણા પરાક્રમી પતિની ઝંખના કરતી ફરતી, ગોઝારણ સાસુની લોહીતરસ છીપવવા જ મરણપથી એ "વિરહવિધુરી વહાલી"નું હૃદય કોણ વાંચી શકશે? એને તો હોંશ હતી પિયુ પધાર્યે તેને કંઠે ઝુલવાની, તેની સુવિશાળ, ઉષ્માવન્ત બાથમાં લપાવાની; પણ હવે નિર્મ્યું હતું કે એણે કોરીકટાક બાંધણી અને લોહીબાની ચુંદડી જ સંભારણાં લેખે મુકી જવી. કેટલી કરુણ ઘટના!

બીજાં દૃષ્ટાંતો 'મોરાં ખોરડાં' અને 'પરબ્યાના પારખા'ની નાયિકાઓનાં તથા 'લેરીઆની લુંટાલુંટ'વાળી હઠીલી નણંદના આપી શકાય. આ ત્રણેમાંનું પણ પહેલું ગીત અત્યન્ત કરુણાજનક છે. અને કાઠીઆવાડી સંસારના ઘણા કરુણ પ્રસંગોની જેમ આની પણ પ્રેરિકા નણંદ જ બને છે. એણે ચાડી ખાધી; ભોજાઈને આપે આળ ચડાવ્યાં; આંધળાંભીન સાસરીઆએ તે માન્યાં ને કસોટીકર્મ પ્રમાર્યાં, અને અંતે પરબ્યાએ ઝેર ઘોળીને રૂપાને કાળજેવડું આમળ ધર્યું "પીવો ગોરી નકર હું પી જાઉં જો." પણ ગોરી તેને એ પીવા દે? એને જીવ જરાય વહાલો નહોતો, આગળ વદાણી હતી: "ધડક દઈને ગોરીએ પી ગયાં રે લોલ." ન તેણે વિચાર્યું, ન કંઈ પુછ્યું.

એની પાંપણે અણધાર્યું મોત ભાળીને ફરકી નહીં. ને પોતાની નિર્દોષતાનો ખુલાસો, " સહેજ અમથી સુખદુઃખની વાતો જ મેં કરી " એવો, તો એ શેની જ કરે ? એને હવે મરવામાં જ મજા હતી. અમલસોમલના રગડાને અમૃત માનવાની કીમીઆગરી તેની પાસે હતી. એ ભવ તરી ગઈ; પતિ અને કુળને પણ તારી ગઈ.

ઉપર નોંધ્યાં તે પૈકીનાં એ ગીત બતાવે છે કે સોરઠી સાહિત્ય હાસ્ય રસથી વંચિત નથી. એકમાં, પરદેશમા પરણીયાની સોડે પરેલા વરને પરણેતર મરણનો ઢોંગ કરીને પાછો સ્વદેશ આણે છે ( ' માનેતીની આંખ ' એ ગીત પણ આને મળતું જ, રમુજી છે ) અને બીજામાં લાડકી ને મોંએ ચડાવેલી નાનકડી નણદી નવાં આવેલા ભાભીને મધુર કનડગત કરે છે તેનું સુંદર સ્વભાવચિત્ર છે. બંનેનાં સ્રીપાત્રો ' રઢીયાળી રાત 'ના કેટલાક સૌથી રમણીય ને આકર્ષકમાનાં છે.

૯

એ મહિમાવંતા નારીજીવનનો કે નારીભાવનાનો પુરતો પરિચય આવી અછડતી નજરનોંધમાં કેમ કરાવાય ? પણ ઉપર જે રેખાદર્શનનો પ્રયાસ કર્યો છે તે પરથી સમજાશે કે સોરઠી સાહિત્યનાં સ્રીપાત્રો ઉમદા અને અસાધારણ છે. એમને આપણે વધારે ઓળખીશું, અને જે સંસ્કૃતિએ તેમને જન્મ દીધો તેને પણ સમજતાં શીખશું, તેમ તેમ વિશ્વસાહિત્યમાં એમનું ઉંચું ને ગરવું સ્થાન છે એ પણ સમજી શકીશું,–કેમકે આવી આવી શક્તિઓ ને ચમત્કૃતિઓ જેમનામાં ભરી હોય તેમને દેશેદેશની સાહિત્યવિચારણા વખતે પણ ગણનામાં લેવા જ પડશે એમાં શક નથી.

શ્રાવણ ૧૯૮૧ — વિજયરાય કલ્યાણરાય

બહુ જ વિશાળતાથી બોલીએ તો કહી શકાય કે જે સઘળું લોકોની વાણીના વિષયરૂપે લોકોમાં પેઢી દર પેઢી ઉતરતું આવ્યું છે તે લોક સાહિત્ય છે.

જિજ્ઞુભાઈ

# પૂજનથાળ

પ્રિયા! તૈયાર થા.

આજ આપણી લગ્નતિથિ છે. તો પ્રભુને સાથે પૂજીએ.

*

પ્રભુ!

સારૂંય જગત તારૂં છે ત્યાં અમારૂં માની તને ધરવું પણ શું? માત્ર અમારાં નેત્રો તારા ચરણ નીરખતાં ઢળી પડે છે.

*

જીવનના વાવાઝોડાઓમાં ઝોલાં ખવરાવ એની ના નહિ: પણ એ કાળેય તારૂં નામ સ્મરવાની અમારી અલ્પ બુદ્ધિને મા હરી લેતો.

*

ધનના વૈભવ ને સુખનાં દાન તારે વરસાવવાં ન હોય તો અમારે એ પામવાં પણ નથી: એક તારી આરાધના અધિકારી રહેવા દેજે.

*

મોડી અજવાળી રાતે વીણાના તાર અમે છેડયા છે. પણ એક અંધારી રાતે તૂટેલા તારે કોઇ, મસ્ત બની, તારી ધૂન જગવતું હતું ત્યારે એ ગીત અશ્રુતપૂર્વ મીઠું હતું. અમારાં ગાન તે અમારાં ગાન જ: તારૂં ગીત તે તારૂં જ. ત્યાં અમારા બસૂરા બોલ......

*

**માતૃ દેવો ભવ। પિતૃ દેવો ભવ। ને તું પરમદેવો ભવ।**

*

જગની રસસામગ્રીની તું વહેંચણી આદરે: કોઇને ગુલાબ તો કોઇને ચમેલી, કોઇને મોગરો ને કોઇને ચંપો: એકએકને કંઇનું કંઈ આપે એ પળે અમારે કાજે એક તુલશીપત્ર સંઘરજે. અમારે તો તારૂં આપ્યુ તને જ ધરવાનું છે.

*

દીપકની વાટ જેવાં અમે છીએ. તારા જેવો પળે પળે સંકોરનાર કોઈ ઉભો હશે તોજ જીવનનો અર્થ સરખો પણ ઉકેલવાનાં.

*

તારૂં ચન્દનવૃક્ષ જ જેમ ઘસાય એમ ઑર સુરભિ આપે એનો શો અર્થ? જાણીને એ અમારે જીવનમાં વણ્યો છે.

*

પૂર્ણિમાના ચન્દ્રપ્રકાશમા ન્હાતાં હોઇએ ત્યારે એમ થાય કે તારૂં મુખ આટલુ જ દિવ્ય ને ભવ્ય હશે. અને પછી વળી એમ થાય કે અમે પણ પાસેનુ જ તારકવૃંદ હોત તો? તો......

*

શાહી ને શક્તિ ખૂટ્યાં: એક તારાં ગાન જ અધૂરાં રહ્યાં.

પ્રિયતમ

# ગુલાબે રમતાં'તાં*

મારી ફુલ ગુલાબની વાડી
    ગુલાબે રમતાં'તાં......મારી૰

મારો જેઠજી આણે આવ્યા
    ગુલાબે રમતાં'તાં......મારી૰

---

* પહેલી ૭ પંક્તિ લોકગીતની છે. ગિ.

## ગુલાબે રમતાં'તાં

વીજુ:
વાપિંઠ

મારી સાસુજી આવ્યાં આણે
ગુલાબે રમતાં'તાં......મારી૦

મારા સસરાજી આણે આવ્યા
ગુલાબે રમતાં'તાં.......મારી૦

મારા પરણ્યાજી આવ્યા આણે
ગુલાબે રમતાં'તાં.......મારી૦

એણે નયણાંની ભૂરકી નાખી
ગુલાબે રમતાં'તાં.......મારી૦

મને જાદુએ જકડી રાખી
ગુલાબે રમતાં'તાં......મારી૦

મારી ફુલની રમત મેં મેલી
ગુલાબે રમતાં'તાં.......મારી૦

હું તો વેલમાં બેઠી વ્હેલી
ગુલાબે રમતાં'તાં.......મારી૦

માળ ગૂંથી ગુલાબની કોટે
ગુલાબે રમતાં'તાં.......મારી૦

ધરી પરણ્યાની પાતળી ડોકે
ગુલાબે રમતાં'તાં.......મારી૦

પછી પરણ્યાને હેતડાં આવ્યાં
ગુલાબે રમતાં'તાં......મારી૦

સોનબાઈને છાતીએ સમાવ્યાં
ગુલાબે રમતાં'તાં......મારી૦

ગિરીશ

# એક પ્રશ્ન

સર્વ શાસ્ત્રીઓ કૃપા કરી અહીં આવો અને મારા પ્રશ્નનુ નિરાકરણ કરો. ધર્મના, માનસશાસ્ત્રના, સંસારશાસ્ત્રના, રાજનીતિના, પ્રમાણુશાસ્ત્રના, નીતિના, અનીતિના, સર્વ શાસ્ત્રીઓ,

આવો શાસ્ત્રી તમ પગલે પાવન થવું રે લોલ,
મારૂ રૂંધન્તા પ્રશ્ન પદે હાથવું રે લોલ.

*

હું બીજી એલ. એલ. બી. નો અભ્યાસ કરતો હતો અને વાચવાથી કંટાળીને મારે વચલે માળે જે હાથમાં આવ્યું તે પેપર વાંચતો હતો. તેમાં મુંબાઇની ચામવાડી લેઇનમા એક માળામા જરા આગનુ છમકલું થયાનુ વાંચ્યું અને કાંઇ વાત કરવા જોઇતી હતી માટે કોણ જાણે શા ભોગ લાગ્યા તે મારી બહેનને કહ્યું: " જોયું બ્હેન, આ મુંબાઇમાં આગનું છમકલુ થયુ તે. "

બહેન—કેમ છમકલુ થયું તેમાં એવું શું જાણવાનું છે? કારણ શું હતું?

હું—માળામાં ઘાટી સ્ટવ કરતો હતો અને સ્પિરિટ ઓછો પડયો છે જાણી બીજી વાર સળગતા સ્પિરિટમાં બાટલી લઇ સ્પિરિટ નાંખતાં આખી બાટલી સળગી એ તો સારૂં થયુ કે આસપાસથી માણસોએ આવીને આગ બુઝાવી.

બહેન—હા. આપણા ઘરમાં આવું બનતાં બનતાં રહી ગયેલું તે તમને ખબર છે?

હું—હા. મને ખબર કેમ ન હોય? પણ તને એની ક્યાંથી ખબર?

બહેન—વાહ! આપણો નોકર ડાહ્યો નવો નવો રાખેલો, તે પણ એવી રીતે સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાંખવા જતો હતો. પણ હું પાસે બેઠેલી તે મેં હળવે રહીને તેના હાથમાંથી બાટલી જ લઇ લીધી. જો ઉતાવળી બોલું તો કદાચ ચમકીને એકદમ સ્પિરિટ નાંખી દે.

હું—અરે ગાંડી, એ તો હું ત્યાં બેઠો હતો અને મેં જ એના હાથમાંથી બાટલી લઈ લીધી'તી. અને પછી મેં તમને બધાંને સમજાવ્યું કે—

બહેન—હ્યો રાખો રાખો. એટલું અમે નહિ સમજતાં હોઇએ? મેં ચન્દ્રકાન્તમાં વાંચેલું કે કર્ણ નિશાન પાડવા પાછે પગલે જતો હતો અને ત્યાં પછવાડે કુવો આવ્યો. જો એક પગલું પાછો ખસત તો કુવામાં પડત. કર્ણના માણસે બોલ્યા ચાલ્યા વિના પેલું નિશાન જ તોડી પાડ્યું. અને એવી રીતે તરત બુદ્ધિથી કર્ણને બચાવ્યો. ત્યારથી હું સમજતી કે એવે વખતે બૂમ ન પાડવી. પણ જાતે જ તે સ્થિતિમાં ફેરફાર કરી કાર્ય અટકાવવું.

હું—ઓ હો હો!—શું શાણપણ છે! ચંદ્રકાન્તમાંથી દાખલો આપ્યો એટલે જાણે થઇ ગયું' એ તો ડાહ્યાના હાથમાંથી મેં બાટલી લઇ લીધી હતી અને પછી તમને બધાંને મેં ઈટલીના ચિત્રકારનો દાખલો આપીને આ વાત સમજાવી હતી. એ વખતે પછી તેં કર્ણનો દાખલો આપ્યો હતો.

બહેન—કાંઇ નહિ. આમાં પંચ નીમો. બાને બોલાવો. બા કહે તે ખરૂં. બા, ઓ બા, આમ આવોને.

બા આવ્યાં.

બા—કેમ હીરા શું છે?

હું—બા, આપણા ઘરમા—

બહેન—ના; એમ નહિ ચાલે. હું જ પૂછું. તમે તો વકીલાત કરીને આડું અવળું પૂછો અને બા તો બીચારાં ભોળાં છે. હું જ પૂછું

તું. બા, આપણા ઘરમાં ડાહ્યલો નોકર હતો અને તેને આપણે કહાડી મૂકયો એ યાદ છે?

બા—હા; મૂઓ તદ્દન બેવકૂફ. એક વાર સળગતા સ્પિરિટમાં પાછો સ્પિરિટ નાંખતો હતો. હું પાસે બેઠી હતી તે તેની પાસેથી બાટલી જ મેં તો લઈ લીધી. ઠીક થયું, ગયો, નહિ તો કાંઇનું કાંઈ નુકસાન કરત.

હું—વળી આ જૂઓ. આ તો બેની લડવાડમાં ત્રીજો ખાઈ જાય. હું અને હીરાને એ જ તકરાર ચાલે છે. હું કહું છું મેં ડાહ્યલાના હાથમાથી બાટલી લીધી અને હીરા કહે છે મેં લીધી. અને તમને પૂછ્વા બોલાવ્યાં તો તમે વળી જુદું જ કહો છો.

હીરા—કાંઈ નહિ, બા! એ ભાઇ આપણને નહિ પહોંચવા દે. નાનાં ભાભીને બોલાવો. એ કહેશે એટલે સાચું માનશે. ભાભી, ઓ ભાભી!

મારી પત્ની ગૌરી આવી એટલે હીરાએ કહ્યુંઃ કેમ ગૌરીભાભી, આમ આવો. ડાહ્યલાના હાથમાંથી સ્પિરિટની બાટલી કોણે લઈ લીધી એ વાતનો ન્યાય કરો.

ગૌરી—તે કેસની હકીકત જાણ્યા સિવાય શો ન્યાય કરું? પક્ષકારો કોણ છે?

હીરા—ભાઇ કહે છે મેં બાટલી લઈ લીધી હતી અને—

ગૌરી—ત્યારે તો તમે હમણાં બેસો બા. હું જ એમની ઉલટ પાલટ તપાસ કરું છું. સાંભળો. તમે કહો છો કે તમે બાટલી લઈ લીધી હતી?

હું—પણ હું તને કયાં ન્યાયાધીશ તરીકે સ્વીકારું છું? અને ન્યાયાધીશથી તે વળી ઉલટપાલટ તપાસ થાય?

ગૌરી—ના, તે ન્યાયાધીશ નહિ, જાઓ. પણ હું વકીલ તરીકે અને છેવટ પક્ષકાર તરીકે તો પૂછી શકું ના? બોલો તમને ખબર છે? રસોડામાં ચૂલો કઈ જગાએ છે? અને સ્ટવ કઈ દિશામાં રહે છે?

હું—એટલે ત્હને બ્હીક લાગતી હશે કે રખેને હું તારા રસોડાના સ્વરાજમાં પગપેસારો કરું! તેથી આટલી જીવ ઉપર આવીને લડે છે! બધું મને ખબર છે હોં!

ગૌરી—તમે મારા સ્વરાજમાં પગપેસારો કરશો એની મને લગારેય બ્હીક નથી. તે દીવસે બહેને મશ્કરી કરી ત્યારે રોટલી સવળી કે અવળી તે પણ ઓળખતા ન હતા. પણ ખબર હોય તો જવાબ દો.

હું—પૂર્વમાં.

હીરા ( તાળીઓ પાડતાં )—ખોટું, ખોટું, હાર્યા. ભાભી, તમે ભારે કર્યું. હવે કહો કે બાટલી કોણે લીધી'તી ?

ગૌરી—કોણે કેમ ? મેં લીધી'તી. તે દીવસે બા અને તમે બહાર ગયાં હતાં. હું ઘરમાં એકલી હતી. એને મોટાભાઈને માટે ન્હા' મૂકવાનું કહેલું અને હું ઓચીંતી જઈ ચઢી ત્યાં તો એવકુફ બાટલી હાથમાં લઇને સળગતામાં રેડવા જતો હતો.

હું—જો ન્યાયાધીશ થયાં છે પોતે. આમ તેમ કરીને પોતાને માન ખાટવું છે. અને બીજાના હક્કો ખોટા કરવા બધાની ગેરહાજરીની વાતો કરે છે.

ગૌરી—મેં ક્યારે કહ્યું હતુ કે હું ન્યાયાધીશ છું ? હું તો પહેલેથી જ પક્ષકાર હતી

હીરા—કાંઈ નહિ. ત્યારે મોટાભાઈને બોલાવો. હવે આનો ફડચો તો કરવો જોઇએ.

હું—હા; મોટાભાઇને બોલાવો.

હીરા—મોટાભાઈ, જરા આમ આવશો ?

મોટાભાઈ—કેમ, છે શું ? સુખે પેપર પણ નહિ વાચવા દો ?

હીરા—તે અમારે પણ પેપર વાચતા જ મુશ્કેલી આવેલી છે માટે બોલાવીએ છીએ.

મોટાભાઈએ આવીને કહ્યું ઓહો ! આ કોલાહલ શો ? યુરોપનું યુદ્ધ ભજવો છો કાંઈ ?

હીરા—હા ! યુદ્ધ જેટલા લગભગ પક્ષકારો થઇ ગયા છે. એક બે ખુટતા હશે.

મોટાભાઈ—લ્યો ત્યારે હું પણ પક્ષકાર થાઉં. બોલો છે શું.

હીરા—ના; આમાં તો ન્યાય કરવો પડશે. પક્ષકાર થયે કામ નહિ આવે. તકરાર મોટી થઇ પડી છે. હું અને ભાઇ વચ્ચે તકરાર પડી છે.

ગૌરી વડીલને જોઈ ચાલવા જતી હતી તેને પકડી રાખી તે ફરી બોલી. લ્યો; ભાભી સાહેબનું દફતરમાં નામ ન નોંધાવ્યું એટલે એ તો રીસાઇને ચાલ્યાં. એમનો પણ દાવો છે અને બાનો પણ દાવો છે. આપણા ઘરમાં ડાહ્યલો હતો તેના હાથમાંથી બાટલી કોણે લઈ લીધી તે સવાલ છે. હું કહું છું મેં લીધી અને ભાઈ કહે છે—

મોટાભાઇ—હા, તે તમે બધાંએ ઘણી વાર એના હાથમાંથી બાટલી લીધી હશે તેમાં તકરાર શા કરો છો? મેં તો માત્ર એક વાર ડાહ્યલાના હાથમાંથી બાટલી લીધેલી. મેં તેને સ્ટવ સળગાવવાનું કહ્યું. તેણે થોડો સ્પિરિટ નાખીને સળગાવ્યો. મેં કહ્યું: 'અસ્સા ઓછો પડશે' એટલે મૂરખો સળગતા સ્પિરિટમાં સ્પિરિટ નાખવાનું કરતો હતો. મેં તેના હાથમાથી બાટલી લઇ લીધી.

હીરા—આ તો તમે પણ ખરેખર પક્ષકાર થઇ ગયા. હવે કરવું શું?

બા—હવે મોટા ભાભી બાકી રહ્યા. એ પણ કહે કે મેં સળગતું બચાવ્યું હતું એટલે થયું. નાટક પૂરૂં થાય.

બરાબર આ જ વખતે મોટા ભાભી આવી પહોંચ્યા.

હીરા—ભાભી, આયુષ્ય તો લાંબુ છેઃ બોલો આપણા ઘરમાં સ્પિરિટ સળગાવતાં ડાહ્યલાના હાથમાથી બાટલી કોણે લઇ લીધી હતી? જો જો, મે જ લીધી'તી એમ ન કહેતાં.

મોટાં ભાભી—તમે પણ એ જ વાત કરો છો! હું તો માનું જ છું કે-મનોમન સાક્ષી છે-( મારા સામુ જોઇને ) વિચાર સંદેશા ચાલે તેને અંગ્રેજીમાં શું કહે છે? તમે કાઇ કહ્યું હતું ને?

હું—ટેલીપથી ( Telepathy )

મોટાં ભાભી—હું તો ટેલીપથીને માનું છે. દીનુભાઇને ઘેર બેસવા ગઇ'તી ત્યાં ડાયલાની વાત નીકળતા મેં હમણાં જ કહ્યું કે એ મૂરખો સળગતા સ્ટવમાં સ્પિરિટ નાખવા જતો હતો તે મેં બાટલી પડાવી લીધી હતી. અને અહીં આવું છું તો તમે પણ એ જ વાત કરો છો! પૂછી આવો વળી ખોટું કહેતી હોઉં તો.

હીરા—પણ ભાભી આ તો વિચિત્ર ટેલીપથી થઈ. આવી તો

દુનીઆમાં નહિ હોય. અમે વાત તો એ જ કરીએ છીએ પણ અમે દરેક એમ કહીએ છીએ કે એ બાટલી અમે લીધેલી.

બા—શો. યુરોપીય યુદ્ધ જેટલા પક્ષકારો થઈ ગયા.

હું—પણ ત્યારે આનો નીવડો શો આવ્યો ?

મોટાં ભાભી—નીવડો એ કે બધાંએ હવે ચ્હા પીવી.

હું—પણ બાટલી કોણે લીધી ?

મોટાં ભાભી—જે ચ્હા પીએ એણે.

*

એ વખતે તો મેં એ નીવેડો સ્વીકારી લીધો. પણ તમને બધા શાસ્ત્રીઓને પૂછું છું: આમાં ખરૂં કોણ ? અને આ ગોટાળાનું કારણ શું?

મને એટલું હો એટલું કહો કથી રે લોલ.
માન્યું અમાન્યું હો સંત કાં થતું નથી રે લોલ ?
ધાર્યું અધાર્યું હો સંત કાં થતું નથી રે લોલ ?

દ્વિરેફ

'Whatever men do' is a prase which describes the theme of the story-teller.

Hugh Walker

## અપ્રગટ પત્રો

અમદાવાદ તા. ૨૦-૧૨-૧૯૭૫

પ્રસન્નકુમાર,

તમારો પત્ર મળ્યો. હું જવાબ મોડો આપી શકું છું. કારણ કે હમણાં છેલ્લાં બે અઠવાડીઆં થયા, 'મ્યુનિસિપલ ઇલેક્શન'ની ધમાલમાં છું. આવતી કાલથી મ્હારાં ભાષણો 'શ્રીઆદિત્યસભા'ના હાથ નીચે શરૂ થવાનાં છે. એટલે હાલ એકાદ અઠવાડીઉં ફુરસદ નહિ હોય. તમારા દર્શાવેલા વિચારો એટલા બધા સંકુચિત અને સૈકાઓ પહેલાનાં છે, કે હું તેમને સ્વીકારી શકું નહિ. તમારા પિતા વૃદ્ધ થયા છે, અને તેને તમારા સિવાય બીજો પુત્ર નથી. માટે એ પોતાની જુની ઢબ પ્રમાણે આપણી સાથે રહે તે ચલાવી લેવું એ વાત કોઇ પણ બુદ્ધિપ્રધાન પ્રાણી માન્ય રાખી શકે નહિ. વારુ, તેણે જુવાનીમાં, પોતાની વૃદ્ધાવસ્થા જાળવવા માટે કેમ કાંઇ ઉપાય ન કર્યો? તેણે એકથી વધારે પુત્રો ઉત્પન્ન ન કર્યો, એ દોષ કાંઇ મ્હારો નથી, કે હમેશને માટે તેની અમુક ખાસીયતો પ્રમાણે જ વર્તવાની ટેવ પાડવી! હું એવી વાતને અપમાન ગણું છું. પુરુષના જેટલો જ સ્ત્રીને સ્વતંત્ર રહેવાનો હક્ક છે. હું સમજી શકતી નથી કે તમારા પિતાને સ્વીટ્ઝર્લૅન્ડના કન્ડેન્સ્ડમીલ્ક કરતાં આપણી જ ગાયના દુધ પર શા માટે વધારે શ્રદ્ધા છે! તે દિવસે તેમણે પેલા ભિખારીને પૈસા અપાવીને, મારી પતંગની મજા જતી કરાવી, ત્યારે તો મને મન પણ થઇ આવેલું કે ડોસાને વર્તમાનજીવન પદ્ધતિ શું છે એ બરાબર સમજાવું!

# અપ્રગટ પત્રો

વીણા
વારિક

તમને ખબર છે કે આપણું ઘર મેં કેવા સંજોગોમાં છોડયું છે. અરે, ભલા માણસ, મારું ભાષણ ગોઠવેલું હતું. 'સ્ત્રી મંદિર'માં સૌ મારી રાહ જોતાં હતાં. કૃષ્ણાકુમારી પ્રમુખપદે બેસવાનાં હતાં. અને હું ભાષણ દેવા માટે ગાડીમાં નીકળી પણ ચૂકી હતી, ત્યાં ડોસાએ પાછળથી બૂમ પાડીને હો હા કરી મૂકી. બીજું કાંઇ હતું જ નહિ, માત્ર કીકીને ઘણા વખતથી તાવ આવતો હતો, ને આજે જરા વધારે પડતી પીડા હતી. પણ મેં એની સારવાર માટે એક નોકર રાકયો હતો, અને ડૉ. કિશોરલાલ જેવા બાહોશ માણસની દવા ચાલુ હતી. છતા, ડોસાએ તો આગ્રહ જ કર્યો કે 'ના, આજે તમારું ભાષણ બંધ રાખો. આજનો દિવસ કીકી કાઢે એ આશા જ નથી.' વારું, મેં તો ડોસાને મોઢામોઢ સંભળાવી દીધું કે, તમારા વખતમાં, માણસ મળતું હોય ત્યારે જાહેર કામો અટકાવવાની જૂની પ્રદ્ધતિ ચાલતી હશે. આજે વર્તમાન જીવનપદ્ધતિ એ સ્વીકારી શકે નહિ. તમે કહેશો કે, ડોસાની વાત સાચી પડી, ને કીકી તે દિવસે જ મૃત્યુ પામી. પણ હું હાજર હોત તો કીકી જીવી શકત એમ શા માટે માનવું? કિશોરલાલે તો મને ચેતાવી જ હતી, કે આજે કટોકટીનો સમય છે. અને કીકી મ્હારી હાજરીમા મરણ પામે કે ગેરહાજરીમાં મરણ પામે એમા શૂ ફેર પડવાનો હતો? તમે પુરુષો એમ શા માટે ધારી લ્યો છો કે, છોકરાની મરણ પથારી પાસે ઉભા રહેવાની, સ્ત્રીઓની જ જવાબદારી છે? અને પુરષ એ જવાબદારીમાંથી મુક્ત છે? વારુ, થોડું વિશેષ. જન્મે તે મરવાનુ તો ખરુ જ, એ જન્મ આપવાનું કામ સ્ત્રીઓએ માથે ઉપાડયું છે, માટે 'મૃત્યુ આપવાનું કારણું' એમ તો ન કહેવાય, પણ મૃત્યુ વખતે હાજર રહેવાનું કામ પુરુષોએ ઉપાડવું જોઇએ.. મને તો કીકીના મૃત્યુ માટે એવો કાંઇ ખાસ અફસોસ થયો નથી અને ડોસો તો કીકીને લાંબી મુદત સુધી 'સંભાર્યે રાખતા! જેને જાહેર કામો કરવા છે તેને એમ દરેક મૃત્યુ માટે વખત કાઢવો પોસાય કે? ઠીક, પણ આ બધાનો સાર એટલો જ કે જો તમે ડોસાને માટે કોઇપણ લૉજમા જમવા સૂવાની ગોઠવણ કરી શકતા હો તો આપણે સાથે રહી શકીએ એવી મનોદશા હું કેળવું.' લૉજની ગોઠ-

વધુનો આર્થિક સવાલ ઉત્પન્ન થાય છે. મને લાગે છે કે એટલું ખર્ચ ; વધે તે હું ખુશીથી મંજૂર કરું છું. પૃથ્વીકુમાર તમારી પાસે મજા કરતો હશે. આંહી પણ અનિલા મજા કરે છે. હા, એક છેલ્લી વાત. અનિલા આંહી મજા કરે છે પણ તેના આર્થિક હક્કો વગેરે, પૃથ્વીકુમાર જેટલા જ જળવાય, એ વગર કહ્યે સમજવાનું જ છે. હું હમણાં એક સોલીસીટરની ફર્મમાં થોડો વખત થયાં કામે જાઉં છું. ભવિષ્યમાં પૃથ્વી અને અનિલા, એ બન્ને ભાઇ બહેન વચ્ચે કોઇ આર્થિક સવાલ ઉપન્ન થશે, તો, એ કેસને અમારી ફર્મ હાથમાં લઇને મને મદદ કરશે, એ જણાવવા માટે જ આ લખ્યું છે.

ખુશી હશો. હમણાં શું પ્રવૃત્તિ કરો છો?

લીઃ નિર્મળા

તા. ક. તમે તમારા કાગળમા મારા નામની પહેલા 'અ. સૌ.' મૂકો છો એ જૂની રીત મને બિલકૂલ પસંદ નથી. જ્યારે પુરુષો એમ માનતા કે અમારાથી જ સ્ત્રીઓ પ્રકાશે છે ત્યારે એ જૂના જમાનામા, 'અ. સૌ.' ચાલી શકતુ. આજે હવે સ્ત્રીઓનું સૌભાગ્ય સ્ત્રીઓ પોતે જ છે. સ્ત્રીઓ સ્વયં પ્રકાશિત છે, માટે 'સૌભાગ્યવંતાં' લખવાની જરૂર નથી. અને પુરુષ વિના સ્ત્રીઓના સૌભાગ્યમાં ખટ પડે છે, એ હવે આ બંડ વખતે કોઈ માને જ નહિ! માટે તમે 'અ. સૌ.'નું પદ્મીદાન દેવાનું મુલ્તવી રાખજો. નહિતર તમારા નામની પહેલાં પણ, 'અ. ગૃ.' 'અખંડ ગૃહ' ઉમેરાશે. અખંડ છે ગૃહ જેનું (સ્ત્રીઓને લીધે) એવા અર્થમાં.

*

મુંબઈ તા. ૨૫-૧૨-૧૯૭૫

અ. સૌ. નિર્મળા,

તમે આપના ધારેલી, અખંડગૃહની પદ્વી સ્વીકારવામા મને કાંઈ જ વાધો નથી. અને એટલે જ તમને અ. સૌ. લખ્યું છે. હવે મુદ્દા પર આવું.

આપણા ઘરમા ઘણા વખત થયા, તમે મારા પિતાશ્રી અપ્રસન્ન રહેતાં હતાં. તમે એક ભાષણની તૈયારીમાં રહેલા હોવાથી, આપણે અથાણાના વખતે અથાણું આ વર્ષ માટે તૈયાર કરી શક્યાં ન હતા. તે દિવસે આપણે ત્યાં મહેમાન આવ્યા, ત્યારે ચંચળબેન અથાણું

આપી ગયાં તે આપણું ગાડું ચાલ્યું. તે પ્રસંગે પિતાજીએ કરેલી ટીકા તમને કદાચ સાંભરતી હશે. "આપણે ગૃહ ઉદ્યોગનો વિનાશ કરીને સ્ત્રીકેળવણીનો પાયો નાંખીશું તો છેવટે વધારે પરાધીન બનીશું." આ ટીકા હતી સાચું નાં? તમે મને સૂચના કરી હતી કે મેમાનને લોજમાં ખાસ ગોઠવણ કરીને જમાડી લેવા, અથવા 'ઇન્ગ્લીશ ફર્મ' માથી અથાણું ખરીદી લેવું. તમારી વાત સાચી હતી કે તમે પણ નોકરી કરીને પૈસા લાવો છો, અને તેથી અથાણું તૈયાર કરવાની તમારી જવાબદારી રહેતી નથી. તમે મંજૂલા બહેનનો દાખલો આપ્યો તે પણ બરાબર હતો કે તે બન્ને પતિપત્નિ જૂદી જૂદી લૉજમાં રહે છે. એક બીજાને પ્રસંગોપાત આમંત્રણ આપે છે. અને ઘર જેવું કાંઇ રાખતાં જ નથી. છોકરાં સ્કુલોમાં જાય છે. બોર્ડિંગમાં રહે છે. માંદા પડે તો ડૉ. કિશોરલાલને તેમની સારવાર કરવા સૂચના આપેલી છે. એ બન્ને જણાં દરેક ભાષણમાં હાજર હોય છે. ઘણાં વર્તમાન પત્રો વાંચી શકે છે. અવારનવાર લેખો આપે છે. જાહેર વ્યાખ્યાન પણ આપે છે. મ્યુનિસિપલ ઇલેક્શનમાં ખૂબ રસ લઇ શકે છે. એથી વિશેષ માણસને જોઇએ પણ શું? અને એથી વધારે જાહેરજીવન પણ શું?

પણ, એક વાત પર હું તમારું ધ્યાન ખેંચું છું. ઘરમાં ઘરડાં બુઢ્ઢાંઓને કેટલીક ખાસીઅત હોય છે કે જે નવા યુગને ન ફાવે. પણ તેમને કેટલોક અનુભવ પણ એવો હોય છે કે જો તેમનો સ્વભાવ થોડો ઘણો સાચવી લેવાની ઉદારતા રખાય તો એ અનુભવ ઉપયોગી થઇ પડે. બીજું, જ્યારે આપણે સંયુક્ત કુટુમ્બના વિનાશ માટે તૈયાર થયાં છીએ તો, તેનાથી મળતા લાભનો પણ ત્યાગ કરવો જોઇએ. એ રીતે, મારા પિતાનું દ્રવ્ય, મારે ગમે તે સંસ્થામાં આપી દેવું જોઇએ. ને મારે મારું જીવન–ઘર, દ્રવ્ય, વાસણ બધું છોડીને–છેક એકડે એકથી શરુ કરવાનું. હાં, પણ તમે આ વાંચીને ખીજાતાં નહિ. આ તો માબાપે આપણા માટે કરેલા પ્રયત્નનો આપણે બદલો વાળવા ઇચ્છતા ન હોઇએ તો નૈતિક બિંદુએ બીજું શું કરવું ઘટે એટલું જ કહું છું. તમે કહેશો ભલે, એમાં શું વાંધો છે?

પણ એ વાંચો, ખેડુત વ્યાપારી વગેરે વર્ગને તો છે જ. એમનું જીવન છેક એકડે એકથી શરૂ કરવું મુશ્કેલ. માટે એ બિચારા તો સંયુક્ત કુટુંબની સંસ્થાને વિશુદ્ધ બનાવે તેમાં જ તેમનું શ્રેય છે. હવે બાકી રહ્યા તમારા ઉંચા ઑફીસરો, અનુકરણ કરવા વાળા કારકુનો. પ્રોફેસરો, ડાક્ટરો, વકીલો અને વેશ્યાઓ અને એવા એવા ભણેલા ગુલામો અને તેમની સ્ત્રીઓ. ભણેલા ગુલામોના આ નાના વર્ગને, લેખ છોડીને અથાણું તૈયાર કરવામાં જીવનવિકાસ અટકતો લાગે છે. અને સાચું જ, તમે તે દિવસે કહ્યું હતું કે દસ શેર અથાણું તૈયાર કરવા કરતાં, દસ શેર વજનના કાગળ લખવામાં વધારે લોકસેવા છે. સાચું કહું છું મને તો એ તમારો બુદ્ધિવૈભવ બહુ જ ગમ્યો. તે દિવસે તમે કહેલી વાત યાદ છે કે? આપણી પાસે પેલા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના સીરેસ્તદાર રહેતા હતા, તેમનાં પત્ની તનસુખગૌરી કહેતાં હતાં કે "મારા સાસુને સવારમાં વહેલી ચા જોઇએ માટે મારે વ્હેલું ઉઠવું પડે છે, એ તો, બા, આપણને ફાવતું નથી." તમને ખબર નહિ હોય, પણ એ ડોસી બિચારા ગુજરી ગયાં અને તનસુખગૌરીને સુવાની તો નિરાત થઇ ગઇ. ત્યાર પછી એક દિવસ તનસુખગૌરી વહેલાં ઉઠીને ક્યાંઇ જતા હતાં, તો મેં પૂછ્યું કે અત્યારમાં ક્યાં જશો? તો તેમણે કહ્યું કે "હવે તો હમેશાં હું વહેલી ઉઠું છું અને સાહેબનાં વહુ પાસે જઉં છું." એમનાં વહુ સાથે તનસુખગૌરીને સારી બનતી પણ હતી. એ સાહેબ બદલી ગયા, ત્યારે બિચારા તનસુખ-ગૌરીને બહુ લાગ્યું હતું. એક દિવસ મારી પાસે અફસોસ કરતાં હતા કે સાહેબ બદલી ગયા ને અમારું પ્રમોશન ગયું! નહિતર, એમના વહુને ૭ મહિના સુધી વહેલી ઉઠીને દર્શન કરવા લઇ જતી, તે અમને જાણ્યા વિના રહેત નહિ!" ડોશીને ચા કરી દેવા વહેલાં ન ઉઠતાં ને બિચારાં પ્રમોશનની આશાએ ઉઠ્યાં. ને છતાં પ્રમોશન તો ગયું જ. પણ એ કિસ્સો વિચાર કરવા જેવો તો ખરો.

લી: પ્રસન્નવદન

*

અમદાવાદ, તા. ૯-૧-૧૯૭૬

પ્રસન્નકુમાર,

સાહેબજી ! તમારી સંકુચિત મનોદશાથી મારી અનેક પ્રવૃત્તિને ધક્કો પહોંચે છે, માટે આ પત્રથી હું તમને જણાવું છું કે હવે પછી હું તમારા બંધનમાં નથી.

તમે પુરુષોએ આજે વરસોનાં વરસો થયાં જે ગાદી ભોગવી છે તે છોડતાં હવે તમને કમકમાં આવે છે. પણ સાહેબજી, એ જમાનો હવે ગયો; પુરુષ તો રાક્ષસજ છેઃ ને સ્ત્રી તો દેવી છે. એમના વચ્ચે વળી સ્નેહ શું ? હું તમને ધિક્કારું છું અને તમને પતિ અને પુરુષ તરીકેની જવાબદારીઓ માટે નાલાયક ગણું છું. પિતા તરીકે તમારે છોકરાંને પોષવાં એ વગર કહ્યે સમજાય તેવું છે. સ્ત્રીએ નાનપણમાં છોકરાંને સંભાળેલાં હોય છે. માટે મોટપણે પુરુષોએ સંભાળવા જોઇએ. એજ.

લી: નિર્મળા

મુંબઇ: તા. ૧૦-૭-૧૯૨૬

અ. સૌ. નિર્મળા,

તમારો કાગળ મળ્યો. પૃથ્વીકુમાર ખુશીમાં છે. મને લાગે છે હું એક વખત છેલ્લું છેલ્લું મારે જે કહેવાનું છે તે સ્પષ્ટ કરૂં. જ્યારે મારો પગ દુ:ખે છે ત્યારે હું ત્યાં દવા લગાડું છું. ખડુકભાઇને હાથે રાશી થઇ ત્યારે તેમણે તેટલોજ હાથ કપાવ્યો હતો. ને શરીર બચાવી લીધું હતું. હું એમ કહું છું કે સ્ત્રીસંસારનો જેટલો ભાગ સડેલો છે તેટલાનો ઉપયોગ કરવાને બદલે, માત્ર ઢંગ ધડા વિનાના નિષ્ફળ થીગડાથી સંસાર સુધરે ?

આ થીંગડાનો અર્થ સમજવા જેવો છે. એવું બને કે, એક બાઇ ભણેઃ પછી કોઇ વકીલ સાથે કે ડૉકટર સાથે કે એવા સાથે પરણે. સારૂં. હવે એ સામાજિક હીલચાલમાં ભાગ લેતાં થાય. ઘણું સારૂં. પછી, એ કોઇ દિવસ, મજૂર જીવન જોવા જાય નહિ, ખેડુતને સંયુક્ત કુટુમ્બની પ્રણાલિથી શું લાભ છે એ સમજે નહિ, અને ખુરશી પર બેઠાં બેઠાં લખવા મંડી પડેઃ " પુરુષોએ સ્ત્રીઓને ગુલામીની બેડીમાં નોંધી રાખેલ છે, પણ હવે

બળવાનો સમય આવી પહોંચ્યો છે. પુરુષોમાં ચોખ્ખી રાક્ષસી વૃત્તિ પ્રધાનપણે છે.” જૂઓ હવે આકળાં પડતાં નહિ હો. જરા સમજાવું છું. જાણે કે મુંબઇનો ડૉક્ટર હોય, તેને સયુક્ત કુટુંબની પ્રણાલિ શોભે નહિ: તે પોતાનો ભાઇ—જે કોઇ મીલમા કારકુન હોય તેને કાઢી મુકે, બાળકને લૉજમા મોકલી દે અને મા કે બેનને અનાથાશ્રમમા સોપી દે તો ચાલી શકે, કારણ કે તે આર્થિક દષ્ટિને પણ શક્ય છે, પરંતુ સુરત પાસે કોઇ ગામડાનો ખેડૂત હોય, તેની ખેતી ઘરનાં પાચ–છ માણસોથી નભતી હોય તેને એમ કરવું પોસાય ખરૂં કે ? અને માફ કરજો, એ ઘડી ઘડીમા, અકારણ તપી જાય, વ્યક્તિત્વના વિકાસના બહાના નીચે પોતાના દોષ છુપાવવાની, પ્રથા પણ ખોટા અક્ષરજ્ઞાન સાથે જ આવે છે! એટલે આવા જાત મહેનતથી કમાઇ ખાનારા કુટુંબોમા એવા ખોટા તુમાખી સ્વભાવ માટે અવકાશ જ નથી. મને થોડા વર્ષ પહેલા, જૂનાગઢ તરફના એક ગામડામા, રહેવાનો વખત મળ્યો હતો. સવારે પાચ વાગતામા જ આખું કુટુંબ–લગભગ પંદર માણસનુ !—બેઠું થઇ જતુ. સૌ સૌને કામે વળગી જતા. ને રોંઢે બપોરે બે કલાક વાતોમાં ગાળી, પાછા દિવસ આથમ્યે ઘર ભેગા થઇ સૌ સાથે વાળુ કરવા બેસતા ! તમને એવા ઘરમાં મૂકયાં હોય કે આપણા પેલાં બેન, જે બહુ લેખો લખેછે, —તેમનું નામ શું ?—એ હું જરા ભૂલી ગયો પણ એમને જરા એ ‘ગંદા’ ઘરમાં બેસાર્યા હોય તો તોબાહ ! એ તો ફ્રુજી ઉઠવાનાં. રાત્રે વાળુમાં છોકરાંને વૃદ્ધો દુધ ખાય ! વધે તો જુવાનીયાને મળે, ને બાકી સ્ત્રીઓ માટે તો છાશ ! મને ઘણું મન થયેલું કે જો સ્ત્રી જરાક પણ અસંતોષ દર્શાવે તો તુરત એક સરસ લખાણ કે 'વિવાદ રચી કાઢું, પણ ગમે તેમ એ ગુલામીમા રચીપચી રહેલા ‘સ્ત્રીજન’ વ્યક્તિગત સ્વાતંત્ર્યમાં નહિ રાચતાં હોય તેથી કે ગમે તેમ પણ કોઇએ ફરિયાદ ન કરી. ‘પછી એક દિવસ તો મેંજ મોંએ ચડીને પૂછ્યું: ‘કંકુભાભી, આ તે શું ? તમને દુધજ નહિ મળે ? કંકુભાભી વાસીદુ વાળનાં હતાં, તે સાવરણો હાથમાજ ઝાલી રાખીને બોલ્યાં: ‘જૂઓ ભાઇ, છોકરાનાં દાડ આજે ઘડાઇ રહ્યાં છે માટે

એમને દુધ જોઇએ. અમે છોકરાં હતાં, ને આ ડોસો ડોસી, જુવાન હતાં, ત્યારે તેમણે કાંઈ થોડાં ખવરાવ્યાં છે ? ઘરડાં માણસ, હવે તો આપણા મેમાન જેવા, એટલે એમને દીધા વિના ચાલે ? ને જુવાનીઆં પણ ખેતરમાં, કામ કરીને થાકેલાં શરીરને થોડુંક દુધ હોય તો ટેકો રહે.

'અને કંકુભાબી ! તમે ખેતરમા કામ નથી કરતાં ? તમારે પણ કંક જોઇએ નાં ?

'ભાઇ ! એ તો બે દિવસ અમારો વારો નીકળે, વળી પુરુષોનો વારો આવે.'

આપણે તો હડાગાર થઇ, કંકુ ભાબીએ જેટલી વાતો કહી તેટલી 'એલન કે' મા છે માટે, તેમણે 'એલન કે' ક્યારે વાંચેલ એ તપાસ કરવા મંડી પડયા ! અલબત પરિણામે કંકુભાબી માંડ મોઢે હિસાબ ગણી શકે એટલાજ ભણેલ માલુમ પડયાં છે, પણ એ ગમે તેમ, એ તો કોઈ સ્કૂલ માસ્તર આંહી આવ્યો હોય ત્યારે તેની વાત સાભળી હોય, પણ તેમા અંગ્રેજીની અસર સ્પષ્ટ હતી !

એટલે જેમને આપણે પ્રજાના પ્રાણ લેખીયે તેવા વર્ગમાં સુધારાની જરુર છેઃ અને તદ્દન વિનાશની જરુર નથી. વળી આર્થિક દૃષ્ટિએ તેમને અથાણું, પાપડ વગેરે ઘરગતુ ઉદ્યોગો માટે ઈંગ્લીશફર્મમા જાવું પોસાય તેમ નથીઃ એટલે એમને જે જ્ઞાન ને સંસ્કારની જરુર છે તે જ્ઞાન કે સંસ્કાર તો આ કોઇ "ભણેલી ભામિની" આપી શકે તેમ નથીઃ કારણ કે એમનું જીવનરહસ્ય તો બ્રહ્મરાક્ષસ જેવા પુરુષોને માટે ભાષણો લખવામાં પૂરું થાય !—એટલે એ તો લાગે છે કે આપણી સંસ્થાઓ સચવાઇ રહે ને યુગધર્મ પ્રમાણે ખૂબ રુપાનર પામે· બાળવિવાહ જાય, નોકરી કરતી સ્ત્રીઓને, સુધરેલી કે ભણેલી ગણાવાને બદલે ઘર ચલાવતી સ્ત્રીઓ પણ સંસ્કારી મનાય, ને એવી રીતે ભાષણ કરતાં કરતાં ૫૦૦ માણસોને શબ્દાડંબરથી મોહ પમાડવાને બદલે જો સ્ત્રી પોતાનું ઘર, પોતાનો પાડોશ, એટલામાં સંસ્કાર ફેલાવી શકે તો દેશને દરેક ઘરમાંથી ત્રણચાર વીર અને વીરાંગનાઓ મળી રહે. અને સ્ત્રીજીવન માટે આ

. . . .

કામ ઓછું સુંદર કે સંગીન નથી. પણ ત્યારે શું સ્ત્રીઓએ ચૂલામાં જ રહેવાનું ? જાહેરજીવન સમજવાનું જ નહિ ?

ના, એમ તો કોઈ નહિ કહે. પણ હું તમને એક સામો પ્રશ્ન પૂછું છું. આપણે સાબરમતી પૂલની પેલી મેર રહેતું એક મજૂર કુટુંબ સારર્પિના આરા પાસે મજૂરીએ જાય છેઃ એમનુ જીવન શી રીતે જરાક સંસ્કારી અને એ જરા સમજતશો ? કે પછી સંસ્કાર, કેળવણી તમારા જેવા માટે જ રહી શકે એવી મોઘી ચીજો છે ? એ મોંઘી ચીજો સોંઘી ને સુલભ ન થાય, ત્યા સુધી સ્ત્રીકેળવણી એટલે, અમદાવાદની ત્રણુ લાખ જનતામાંથી, વીસ કે પચીસ છોકરીઓને, ટેનીસન ગોખાવવાનું એટલુ જ ના ? ઓહો ! એવી કેળવણીના પાયા પર રાચવાનો મોહ રાખનાર, કાં દંભી હશે, કા સ્વાર્થી હશે, અને કા બન્ને હશે.

ઘણા મોટા સમૂહને સંસ્કારનો–ભલે જરાક જ–પાશ નહિ બેસે ત્યાં સુધી, લેવાતી કેળવણી, વાઝણી જ રહેશે. ને બહુ બહુ તો 'ઉપર ઉપર'ની પ્રવૃત્તિમા ઉપલક દિલથી, ભાગ લઇ શકશો. તમે પણ સ્ત્રી-કેળવણી એટલે આવી પ્રવૃત્તિ એટલો જ અર્થ કરો છો ના ?

લી: પ્રસન્નકુમાર

૮

( નિર્મળાનો જવાબ જ આવ્યો નથી, એટલે પ્રસન્નકુમાર પાસેથી આટલો અધૂરો જ પત્રવ્યવહાર મળી શક્યો છે )

. . . .

They say. What say they ? Let them say.
Bernard Shaw

# ભટજી

સવારમાં ઉઠીને પહેલું
   હીપ્ટનનું દાતણ કરતા,
પાન-તમાકુ રંગ ચડે જ્યાં
   પીચકારી છાંટા ઉડતા;
નિત્ય જીવનના ઢંગ અમોલ
જય જય ભટજી ગોળમટોળ:

ન્હાયા કે ન ન્હાયા ત્યાં તો
   પીતાંબર પહેરી લેતા,
'જયહરિ,જયનારાયણ'જપતાં
   રાંધણીયે નયનો ઠરતાં;
કાકે જઇને કાંકરી ગોળ
જય જય ભટજી ગોળમટોળ.

શેઠ શેઠાણી પુત્ર પુત્રી સૌ
   જમી જમીને ચાલ્યાં જાય,
સરવાળો એ કરો એટલું
   અખૂટ નિજ ઉદરે ઠલવાય;
આ સુખનો કહો ક્યાં છે તોલ?
જય જય ભટજી ગોળમટોળ.

દસ ડગ જાવા શેઠ કહે ના
મનમાં સો સો કરે વિચાર,
પાંચ ગાઉ પણ લાડુ મળે જો
છે તૈયાર, છે તૈયાર;
ભોજનના કયમ તૂટે કૉલ?
જય જય ભટજી ગોળમટોળ.

ઉંડાં આંગળ લાંબી સુરછો
ગરદીનાં સો કામ કરે,
સાતગણી એ સપચોટલી
વાયુમાં ફર ફર ફર ફરે;
બ્રાહ્મણત્વના એ વંટોળ
જય જય ભટજી ગોળમટોળ.

પાયવાંસલા ઉપર આવ્યું,
પાંચમણીકું પુષ્પશરીર,
જનોઈતાંતણા બાદ કરો તો
અંગે પોતડી એક જ ચીર;
સ્વતંત્રતા ઝુલે હિંડોલ,
જય જય ભટજી ગોળમટોળ.

ઉંચા ઉંચા ગાલ પરે જો
ઉંડું નયયોનું રહેઠાણ,
કળીયુગની એ સત્મૂર્તિનાં
અધિકાં શાં હું કરૂં વખાણ?
ત્રિલોકમાં એ એક જ લોલ,
જય જય ભટજી ગોળમટોળ.

# પ્રેમની પરીક્ષા

જ્યાં ત્યાં જુઓ ત્યાં શરદ જ શરદ. દેવાલયની બાજુમાં તળાવમાંયે શરદ. કાંઠે ઊગેલાં વૃક્ષોમાંયે શરદ. ઊડતી એક અનિલની લહરમાં પણ શરદ જ.

વર્ષનો આ ભાગ વસંતઋતુની સાથે તુલનામાં બેસે. શોભાને અનુભવનાર કહી ન શકે કે કોણ સુન્દરતર!

પારિજાતકના વૃક્ષ પરના આજ ઘણાંય ફૂલ ઉતારી લેવામાં આવ્યાં છે. બાગ બગીચાગે સૂનો લાગે છે. બીજાં ઘણાંય ફૂલ બાગમાં ઉગ્યાં હતાં. પણ શરદનો સ્નેહી તો પારિજાતક જ.

ચારુલેખાને પારિજાતક બહુ જ ગમે છે. એક ફૂલ જોઇ દષ્ટિ આંખમાંથી ઉડી પડે છે.

આજે તેની જન્મતિથિ છે. પંદર શરદ એની કીકી ઉપર રમી ગઇ છે. આજે સોળમી છે. કાનમાં નાજુક પારિજાતકની કળીઓ ખોસી છે. ગળામાં જાદી માળ પ્હેરી છે. હાથે ગજરા બાંધ્યા છે અંબોડાની આજુબાજુ વેણી ગુંથી છે.

શોભા શી રીતે વર્ણવું? અંતરમાં રમી રહેલું ચિત્ર કેમ કરી આલેખું? યૌવનમાં પ્રવેશી હતી, રમતીયાળ હતી, ચંદ્રવદની હતી. પણ આવી તો ઘણીયે લલનાઓ હોય છે. તો ચારુલેખાને શી રીતે ઓળખાવું? ઇશ્વરે મુખના આકાર ઘણાય ઘડ્યા પણ મુખને શબ્દમાં ચિતરવાની શક્તિ મનુષ્યને ન આપી. ચિત્રકાર! આટલે દરજ્જે તું ચઢ છે.

એક હાથમાં પૂજાની તાસક છે. બીજા હાથમાં રૂપાની ઝારી છે. દેવાલયમાં પૂજાર્થે એ જાય છે. પાછળ મૂઢ અનુચર હાથમાં ડાંગ રાખી પગલે પગલે ચાલ્યો આવે છે.

ન્હોતું ઉજ્જ્વળ કે સુન્દર. માત્ર જ્યાં પ્રવેશ કરો કે શાંતિ વર્તતી. મલિનતા ગરી પડી પવિત્રતા ચડતી. ઘણાય નાસ્તિક અહીં દેવદર્શન કરી શકે છે. દેવાલયની આથી બીજી કયી હવા?

ગામની બ્હાર હતું. તેથી સમાજની કર્કશ નીતિ અનીતિ તેને ન્હોતી ચડી. ગમે તો શાન્તિને લીધે, ફૂલોના પરિમલને લીધે અથવા શંકરનું આવાસ હોવાને લીધે. પરંતુ અહીં તો શુદ્ધ, વિમળ વાતાવરણ છલાછલ ભરાઈ રહ્યું હતું.

એ વાતાવરણની અંદર ડૂબતી ચારૂલેખા જાય છે. પગથીયાં ચડે છે. ગર્ભદ્વારની અંદર પ્રવેશ કરવા જાય છે ત્યાં ૐ **વાગ્મ્લાધે, પ્રાતઘમ્લાધે**.........વિગેરે રૂદ્રાધ્યાયના મંત્રો કાને પડ્યા. બારણા આગળ અટકી. મંત્રોને સાંભળવા લાગી. મંત્રોના ભણનારને નીરખવા લાગી. પુણ્ડરિક સરખો એક કુમાર શિવલિંગ તરફ દૃષ્ટિ કરી હાથની ઝારીમાંથી જળનો અભિષેક કર્યે જાય છે. કાંઈક નવીન ઉત્સાહ, નવીન રુચિ, નવીન આનંદ અનુભવતો જાય છે. શિવલિંગ ઉપર ગુલાબનો હાર પહેરાવ્યો હતો. ચંદનરેખ પાણી પડવાને લીધે અર્ધી ધોવાઈ ગઈ હતી. દૃષ્ટિ પડતાં મૂર્તિને પથ્થર માનનારો પીગળી જઈ ઇશ્વર અનુભવી શકે એવું દર્શન હતું.

પણ આ શું? એની જલધારા દૂર કેમ પડે છે? એની દૃષ્ટિ લિંગ ઉપરથી ખસી ચારૂલેખા તરફ કેમ ફરે છે? રૂદ્રાધ્યાયના મંત્રોમાં ભૂલો કેમ થઈ જાય છે?

પણે પણ આ શું? ચારૂલેખા કમ્પે છે. એના કપોલ પર સુરખી ભરાઈ આવે છે. હૃદયમાં ધબકારો વધી જાય છે. છલાછલ ભરેલું જળનું પ્યાલું આમ ઢોળાઈ કેમ જાય છે?

મદનરિપુના મંદિરમાં મદનનો આવિર્ભાવ!

પણ એકાગ્ર ચિત્તના જપ વખતે આવા ભાવ અયોગ્ય નથી?

એનો ઉત્તર મારી પાસે નથી. એ ભાવો પ્રગટ થયા અને

## પ્રેમની પરીક્ષા

વીણા
વાર્ષિક

ઓચિંતી ચારૂના હાથમાંથી નાસક સરી ગઈ—અવંતસના હાથમાંથી ઝારી છુટી જઇ જળાધારીમાં પડી.

બસ કર, કામદેવ ! શિવ ઉપરનું તારૂં વેર વળ્યું. એમના પૂજકના હૃદયમાં, એમનાં મંદિરમાં તેં આવો કોલાહલ મચાવ્યો.

નીચું જોઇ, સત્વર પૂજા આટોપી અવંતસ ચાલ્યો ગયો. ચારૂ તળાવમાંથી પાણી લાવી અને પૂજા આરંભી.

પણ આ જ એનું ચિત્ત પૂજામાં નથી. એનું હૃદય હજુ ધડકતું મટયું નથી. એનો હાથ હજી કમ્પતો અટકયો નથી.

'મારી આ જ વર્ષગાંઠ છે. મહાદેવ પાસે શું માંગુ ? શ્રદ્ધાથી સેવા તો થતી નથી. એ કોણ હતા ? મેં એમને પ્હેલા જોયા છે ?'

આ એના મંત્રો હતા. પૂજા પુરી કરી ચારૂ ઘર તરફ વળી ગઇ.

ચારૂએ તો હવે હંમેશ પૂજા કરવા જવાનો નિયમ લીધો છે. કારણુ અવંતસ રોજ એ જ મંદિરે આવે છે.

જેટલો કમ્પ પહેલા થતો તેટલો હવે તેમને થતો નથી. ચારૂ અવનસના મામુ જોઈ રહેતી· ચારૂની નજર બીજી તરફ હોય તે ઘડીએ અવંતસ પણ ચુકતો ન હતો.

એકમેકની ઓળખાણ થઇ ગઈ. જાણે ઘણા કાળના સંબંધી હોય તેમ હૃદય હૃદયને જોડાઈ ગયુ. જો કે હજી એક શબ્દ પણ બોલ્યા નહોતાં, પરંતુ બંનેને ખાત્રી હતી કે જ્યારે બોલીશું ત્યારે આમને શરમ નહિ આવે અને પરિચિત હઇએ તેવું જ કાંઇક બોલી જવાશે.

આ જ તે દિવસ પછી પચાસમો દિવસ છે. ચારૂલેખાને ઘેર આજે એના મોટાભાઇનું લગ્ન છે કાને, હાથે, પગે, ઘરેણા સહ ચારૂલેખા પૂજા કરવા આવી હતી. આ જ પોતે પ્હેલી હતી. પૂજા કરી જતા માથા પરથી વસ્ત્ર ખસી ગયું. અને કાને પહેરેલા એરીંગમાં ભરાયુ. કેમે કર્યું નીકળે નહિ. બારણા પાસે અવંતસ ઉભો હતો. તરત જ 'જરા આટલું કાઢશો ?' પૂછ્યું. પાસે આવી અવંતસે કાનમાંથી વસ્ત્ર કાઢયુ. થઇ રહ્યું. કુમારીના કાનને અડકાયું. મુગ્ધાના

અંબોડાનો સ્પર્શ થઇ ગયો. એના કપોલની મૃદુ ધવલિમા ઉપર દષ્ટિ ફરી ગઇ.

વિદ્યુતના પ્રવાહો હાથમાંથી, આંખમાંથી, સૌના સંકેત સ્થાન તરફ–હૃદય તરફ મળી ગયા માત્ર એક મ્હોંએ પ્રવાહ અવંતસના અંતરમાંથી છૂટયો. શરીરમાં સંચર્યો. ઝણઝણાટ થયો. અવંતસને આ ખબર પાછળથી પડી. કારણ પહેલાં તો એનું ભાન જ નહોતું.

' આજે મ્હારા મોટા ભાઇનું લગ્ન છે. તમે આવશો ? હું ત્હમને આ મ્હારી શન્દની કંકોત્રીજ આપું છું. ચાલશોને ? '

અવંતસને કાંઇ સમજણું ન પડી કે શું બોલવું. એનું હૃદય તો હજી નિરવધાન હતું. માત્ર ' ચાલશોને ? ' એટલું જ સાંભળ્યું.

' શું ચાલશે ? '

' મ્હારા શન્દની કંકોત્રી. મ્હારા મ્હોટા ભાઇના લગ્ન પ્રસંગમા આવવા માટે.'

' કોનું ? પાદાબ્જનું ? '

' હા. '

' એમની કંકોત્રી તો મારી પાસે આવી છે, અમે બંને એકજ કોલેજમાં અભ્યાસ કરીએ છીએ. અને તમે જાણો છો કે આપણે એક જ્ઞાતિના છીએ ? '

' તો આવશો ને ? '

' શા વાસ્તે નહિ. ?' કહી અવંતસ મંદિરમાં ગયો. ચારુ વિદાય થઇ.

આજ તો બંને નવીનજ હર્ષ અનુભવતા હતા. ચારુલેખા વારવાર કાનના એરીંગને અડક્યા કરે છે. અવતસ પોતાની આંગળીએ વારંવાર હૃદય ઉપર મૂકે છે. ' આજતો શરમના પડદા ઉંચકાઇ ગયા.' ' ખચકાતાં ખચકાતાં પણ વાતચીત થઇ ગઇ. ' ' પાદાબ્જની બ્હેન !' ' મ્હોટા ભાઇની સાથે અભ્યાસ કરે છે ? ' આમ વિચારમાળા બંનેના હૃદયમાં ચાલે છે. દૂર થયેલા હોવા છતાં એકજ માણસ બંનેના હૃદયમાંજ ફેરવાય છે.

સંબંધ વધતો ગયો. શિવાલય એમનું સંકેતસ્થાન બન્યું. ચારુલેખાએ ને અવંતસે સાંજે ફરવા આવવાનું પણ ત્યાંજ રાખ્યું.. ચારુની સાથે એક બેનપણી આવતી. વિઘ્નરૂપ બને ન એટલા વાસ્તે હૃદયની વાત એને કહી દીધી. મહાશ્વેતાને તરલિકા હતીજ ને !

પગથીયાં પર બેસી ચારુ અને અવંતસ વાતો કરતાં. બેનપણી આડી અવળી ફર્યાં કરતી.

‘ આજે કેમ ઉદાસ છો ? એક દિવસ સાંજે ચારુએ અવંતસને પૂછ્યુ.

‘ કંઈ નહિ. અમથોજ. હું ઉદાસ લાગુ છું ? ’

‘ ત્હમારા મોં પર આટલી શુન્યતા જણાઈ આવે ,છે ને ? ’

‘ મ્હને કાંઇ સમજાણુ પડતી નથી કે કેમ હું ઉદાસ છું. કદાચ પેલા ઝાડ ઉપરથી એક ડાળી તૂટી પાણીમા પડી તે પછી મારી મનની અવસ્થા બદલાઇ ગઈ હશે. ’

‘ ઓ હો ! એમાં શું ? ઝાડ ઉપરથી ડાળી પડે તેમા ઉદાસ થવાનું શાનું ? ’

‘ મ્હને લાગણી બહુ જલદીથી થઈ જાય છે. આ ઉપરથી મ્હને એમ વિચાર આવ્યો કે મ્હારૂં કુટુંબ પણ એક વૃક્ષ છે. અમે એની જુદી જુદી ડાળીઓ છીએ. અમારામાથી કોઇ આવી રીતે અકાળે છુટું પડે તો અમને કેવું થાય ? એવું આ બિચારા વૃક્ષને નહિ થયુ હોય ?’

‘ ઓ હો ' એટલા ઉપરથી ત્હમને આટલા બધા વિચાર આવ્યા ? અને આટલી બધી લાગણી થઇ ?’

‘ ચારુલેખા ' વિચાર કરો કે મ્હારા કુટુંબમાંથી હું મરી જાઉં તો મ્હારા માતા પિતા, ભાઇઓ વિગેરે કેટલું કલ્પાન્ત કરે ! કેટલા દિવસ સુધી એમને મારો વિયોગ સાલરે ? ' આમ બોલતાં બોલતા તો અવંતસની આખમાં આંસુ આવ્યા. ચારુ તો એને બાઝી પડી. ‘ આવા તે વિચાર થતા હશે વળી ! ’

‘ વારુ, વારુ, એમાં આસુ લાવવાનુ શું કારણ ? મ્હારા મ્હોટાં ભાભીને તમે જોયાં કે ? ' વાત પલટાવવા ચતુર ચારુએ કહ્યું.

# પ્રેમની પરીક્ષા

'શો ધ્રુ. ચાલિં

'આજે સાંજે ત્યાં જઈશ જ નહિ. જોઉં તો એ કાલે મને શું કહે છે? એકાદ દિવસ હું ન જાઉં ત્યારે જ એમને ખબર પડશે કે હું આવું છું તેનો શો અર્થ છે? આજે કેટલી પ્રીતિ મારાપર એ રાખે છે; તેનું માપ મારાથી લઇ શકશે. નક્કી આજ નથીજ જવું.'

ઓ પથ્થરની ઘડેલી! આ પરીક્ષા કરવી તને ક્યાંથી સુઝે છે? તું અવંતસને વિયોગનો અનુભવ કરાવે છે પણ તું પણ તે સાથે વિયોગ અનુભવતી નથી? અને એ તારાથી કેમ સહન થાય છે! તારી પ્રીતિમા આટલી ન્યૂનતા નથી પણ આપણી બુદ્ધિ આપણા પૂર્વ કર્મને આધીન છે. લે ભોગવ એ કર્મનું ફળ.

૮

હંમેશ મુજબ અવનસ પાચ વાગ્યાથી એક વૃક્ષ નીચે લાંબા પગ રાખી તળાવ પાસે બેઠો છે. સામેની ટેકરીનો હાલતો પડછાયો જળમા જૂએ છે. નિશ્ચલ આ જળ ઉપાધિથી કેવું અનિશ્ચલ બને છે, તેનો વિચાર કરે છે. ઓચિંતો ભણકારો વાગ્યો! 'ચારૂ આવી?' એ પાછળ જૂએ છે. ચારૂ નથી.

'આજ કેમ ન આવી? સાડાપાચ થવા આવ્યા પાંચ વાગ્યાનો તો એ અહિ આવેલી જ હોય છે. કેટલી વખત તો મારા પહેલાં આવે છે. કદાચ મોડું થયુ હશે.'

વિચાર કરતો ઉભો થયો. તળાવને કિનારે કિનારે ફરવા માંડ્યું. વારંવાર રસ્તા તરફ નજર નાખતો પણ કાંઈ જણાતું ન હતુ.

'શુ તબિયત બગડી હશે? પણ આજ સવારે પૂજા કરવા આવી હતી. અને કશુ પણ થયુ લાગતુ નથી. કદાચ ઘેર કંઈક અડચણ આવી હશે. પણ ઘરના બધા તો બોટાદ છે. માત્ર એનો મોટો પાદાજ્જભાઈ અહિ છે અને એ તો હમણા જ મિ૦ ગાર્ડની સાથે સાઈકલપર ગયા.. ઓ પેલી કુમુદા જાય. પૂછું એને કે આજ એકલી કેમ?'

ઉતાવળે પગલે આગળ જતી કુમુદાને ઉભી રાખી. 'આજ એકલાં કેમ? ચારૂલેખા નથી આવ્યાં?'

'ના; આજે એમણે ના કહી છે.'

જોતો અટકાંસ ? પ્રિય ચારુ ! આજ તને આ શું સૂઝયું ? હું તારા વિના કેટલો દુઃખી છું ? એનો સાચો ચિતાર તને કોણ આપશે ? આટલું પણ હૃદય ખોલવાનું સ્થાન તે મારું નહિ ?' આંખમાં પાણી ભરાયું. કપાળપર હાથ મૂકયો. કાંઠાપર ભોંય બેસી ગયો.

સંધ્યા હવે ધીમે ધીમે પડતી હતી. શીયાળો બેઠેલો હોવાથી કંઈક ટાઢ પણ વધવા માંડી. અને આછો શીળો પવન જરા જરા વધવા માંડયો. એનાપર ફરતા લોકો હવે કોઈ જણાતા ન હતા. 'શિવાલયમાં આરતીનો સમય થયો. નગારું અને ઘંટ વાગવા માંડયાં. શાંતિમા શોરબકોર થઇ રહ્યો. વાડીનો માળી પણ દર્શન કરવા દોડયો. અવંતસને તેની દરકાર નહોતી.

'શું થાય છે મને ? શું પડું ? મારાં માતપિતા દુઃખી થશે. પણ એમનું દુઃખ મારે કયાં જોવું છે ? એ ચાર દિવસ રોઇ શાંત રહેશે. ચારુને તો ભય જ નથી એટલે એમનો તો ભય જ નથી. આટલી નિશાની મૂકતો જાઉં. મારી ટોપી અને લાકડી." ટોપી કાઢી લાકડી ખોસીને, તેનીપર ભરવી. પાણીમાં ધીમે ધીમે આગળ વધ્યો. ઢીંચણ સુધી, કેડ સુધી, ગળા સુધી એમ પાણી વધ્યે જવા માડયુ. એક પણ દુઃખનો શબ્દ બોલ્યા વગર ઉંડા પાણી તરફ ડૂબકી મારી. અવંતસ અદ્રશ્ય થયો.

'કાલે શું થયું હશે ? મને બોલાવવા મોકલી નહિ. કુમુદ મળી જ હશે તો.' સવારમા જાગ્યા પછી ચારુ વિચાર કરતી હતી. ઓચિંતા બારણું ખખડયું. ને 'પાદાબ્જભાઇ !' કહી કોઇએ બુમ મારી. પાદાબ્જ મેડીપર સુતો હતો. ચારુલેખા અને એક બ્રાહ્મ ડોશી નીચે સુના હતાં. ફાનસ લઇ ડોશીએ બારણું ઉઘાડયું.

'કોણ છે ?'

'એ તો હું દિનેશ. પાદાબ્જભાઇને કહેજો કે નવીનશંકરનાં અવંતસ કાલે તળાવમાં ડૂબી ગુજરી ગયો. કહીએ સ્મશાન આવવા-નું છે. જલ્દી જગાડીને મોકલજો,' કહી નાતનો છોકરો ચાલ્યો ગયો.

ફાનસ લઈ ડોશી ઉપર ગઇ ને પાદાબ્જને જગાડયો.

'ચારૂ !અવંતસ ઢૂબી મર્યો જાણ્યું કે ચારૂ ?' પણ ચારૂ બોલતી નથી. ડોશીએ પાસે જઇ જોયું તો ચારૂની આંખમાંથી આંસુ પડી ગાલ ભીનો થયો હતો. પણ ચારૂ બોલતી નથી. હમણા જાગતી હતી અને એટલામાં મુંગી ક્યાંથી થઇ? 'ચારૂ! ચારૂ!' કહી ડોશીએ ને પાદાજ્જે ઘણીએ બુમો પાડી. પણ માત્ર શ્વાસના ચલન સિવાય કંઇ સમજાતુ નથી. બંને જણુ દિગ્મૂઢ થયાં. એટલામાં મુખ ઉઘાડી ' ઓ પ્રિય અવંતસ ! ઓ વ્હાલા અવનસ ! મેં ભુલ કરી' કહ્યું અને પાછી અટકી ગઈ. મુખ નીચું નમાવી દીધું.

સાવચેત રહેજો ઓ કુમારિકાઓ ! તમારા પ્રિયતમની પ્રીતિની પરીક્ષા લેતા પહેલાં તેની પ્રકૃતિની પહેલી લેજો.

મલયાનિલ

I often think that not only poets, but story-writers, are born, and not made.

Sir Richard Steele

# વિશ્વબંધુત્વ

હિન્દુ અને મુસલમાનોનું ઐક્ય એવા પ્રકારનું હોવું જોઇએ કે એક બીજાની ધાર્મિક વૃત્તિને કે એક બીજાના સામાજિક કાર્યોને અડચણ કર્યા વિના બન્ને સાથે રહી શકે. આ ગાંધીજીનો મત છે. આ મત તદ્દન વાજબીયાત છે અને તેમાં અરેરું કરવાથી ગાંધીજીને થાપો અને છકડો ખાવી પડી છે એમ ઘણાએ કહ્યું છે. એવા શ્રેણીઓનો મત એમ છે કે હિન્દુ મુસ્લીમ ઐક્ય સામાજિક થવું જોઇએ. આ મતને લીધે ઘણા ફાયદાઓ થાય તેમ છે; જેમાંના કેટલાક નીચે ગણાવાનો આ પ્રયાસ છે.

૧. કોઈ હિન્દુ ગુજરી ગયો હોય અને તેને ઉપાડનાર પૂરતા ન હોય તો તે મુસલમાનને બોલાવી શકે. અથવા ગામના પ્રખ્યાત હિન્દુની ઠાઠડીમાં મુસલમાનની પોક હોય તેમજ પ્રખ્યાત મુસલમાનના કફનને ઉચકવા હિન્દુઓ હાજર હોય. આ રીતે તેમનું ઐક્ય વધી શકે એ સ્પષ્ટ જ છે. જો કે હિન્દુ લાશને મુસલમાન અડવાથી તે અભડાઈ એ ખેદ હિન્દુને અને મુસલમાન - કાફિરને અડ્યો તેની તૌબા કરવાનો ત્રાસ મુસલમાનને થાય. પણ એ વાંધો મોટો નથી.

૨. હમણા દેવળો એકજ ઢબનાં બનાવવામાં આવે છે પણ તેને બદલે મસીદના ઘાટનાં ચણાવી અંદર મૂર્તિ રખાય તેમજ બહાર હાથપગ ધોવા માટે હોજ રાખવામાં આવે. તો કલા અને સ્વચ્છતાનો ઘણો વિકાસ અને પ્રગતિ થાય. જો કે એમ કરવામાં હિન્દુનું દેવળ

બીજાને મસીદ જેવું લાગવાથી તેમાં નમાઝ પઢવા કોઈ મુસલમાન આવ્યો જાય અથવા કોઇ મશીદનો આકાર લંકેશ્વર તારકેશ્વર કે વિશ્વેશ્વરના જેવો જોઇ ત્રિપુંડ ત્રિપુંડ તાણી અઘોરીયું પહેરી શાન્ના-કાર ભુજગશયનં ગાતો ગાતો મશીદની શાન્તિમાં ખલલ કરી બેસે. પણ દુકાનની જાહેર ખબર જેવા પાટીયાં ચોડવાથી તેનું નિવારણ થઈ શકે એવાં પાટીયાં આ પ્રકારનાં હોય:

નમુનો ૧. તારકેશ્વરનું દેવળ.

દીવાં કરવા, ઘંટ વગાડવા, ફુલપરનું પાણી આંખે લગાડવા સાડત્રીશ જૂદા જૂદા આકરનાં ઘંટ ઘંટડીઓ વગાડવાનું સૌથી મોટું સાધન. દૈનિક હાજરી નગ. ૬૭૫. પહેલી અને છેલ્લી આંગળી પોહીયાના શીંગડા પર મૂકવાની ખાસ અનુકૂળતા માટે શીંગડાં ટૂકાં થયાં છે. ભસ્મ મફત અપાશે. મૃત્યુ પછી બેજ માસમા વૈકુંઠ લોકમા ગ્રાહકોને પહોચાડાશે. દૈનિક હાજરી તથા ભેટ આપનાર માટે વૈત-રણીમાં ગાય રીઝર્વ રહેશે. ભેટના દર રૂ. ૦–૦–૧ થી રૂ. ૧–૦–૦ સુધી એકી સાથે. નોટ લેવામા આવશે નહીં.

નમુનો ૨. રોકડીયા હનુમાન.

રોગીયાં, કોઢીયા, કમતાકાત, વંધ્યા સ્ત્રીઓ, અપુત્ર પુરૂષો માટે પગે લાગવાનું આસપાસના બાર માઇલમા એકલું મથક. આંકડાના ફૂલ તથા સીંદૂર મળ્યા બાદ અક્ષા કરી આપવામાં આવશે. નાળીયે-રમાથી માત્ર થોડો જ ટુકડો રાખી બાકીનું પાછું અપાશે. શુક્રવારે રૂ. ૫–૪–૦ ધરનારને ચરણથી પાવન કરેલા દાળીયા મફત અપાશે.

નમુનો ૩. જુમ્મામસીદ

નવી ઢબ પ્રમાણે બનાવેલી જેમા હોજને બદલે ગરમ તથા ઠંડા પાણીના કોઠ ૨૪ કલાક ખુલ્લા રહેશે. એકજ વખત અને એક જ મિનિટ નમાઝ પઢનાર માટે પણ ખુલ્લી રહેશે. સારી બાગ પો-કારનારને ઘી તથા ગોળનું પાણી મફત મળવાની ચિઠ્ઠી અપાશે. મકાનની અંદર હિન્દુઓને ગાળ દેવાની સખ્ત મનાઈ છે.

૩. આથી કરીને બન્ને પક્ષો દાઢી રખાવી શકશે, તેમજ

[ વધુ માટે જૂઓ પૃષ્ટ ૧૧૨ ]

[પૃષ્ઠ ૧૧૧નું અનુસંધાન]

હિન્દુઓ માથાના આગલા ભાગમાં અને મુસલમાનો પાછલા ભાગમા વધારેલા કેશ રાખવા માગતા હશે તો રાખી શકશે. જેમાં હિંદુઓ તેને શિખા કહેશે અને મુસ્લીમો બાબરી કહેશે. વ્હોરાને મૂછો જ કરાવાની અને પંચકેશને નાલકું બાદ કરવાની છૂટ રહેશે.

૪. આથી કરીને મુસલમાનો વેવાઈનાં જમણ, લાડચૂરમાની નાત કરી શકશે અને પોતાના મૌલવી, મુરશદ દાઇ ફકીર સાઇ વગેરેને ખેરાતને બદલે દક્ષિણા આપી શકશે. તેજ પ્રમાણે બ્રાહ્મણો હિન્દુઓ ગોર સમક્ષ નેકા પઢી શકશે અને મવાલાન અને મહેફીલ કરી શકશે. નાગર વરરાજાઓ ઝીકનાં જાકીટ પહેરી શકશે.

૫. પાંચમો અને સૌથી મોટો ફાયદો એ થશે કે આજ કાલ હિન્દુઓની આગળ વધેલી જ્ઞાતિઓમાં પોતાના સંતાનોના નામ પાડવામા જે મુશ્કેલી ઉભી થાય છે તે ઘણે અંશે દૂર થશે એથી જેમ અંગ્રેજોએ હિન્દુસ્તાનની ઘણી જગ્યાનાં નામ ને ઘણાં માણુસોનાં નામ પોતાને ફાવે તેમ ગોઠવ્યા છે—જેમ કે દાર્જીલીંગ, કલકત્તા, બોમ્બે, નવરોજી, સામળદાસ—તેમ મુસલમાનો અને હિન્દુઓ પણ એક બીજાના નામો છૂટથી વાપરીને પોતપોતાને અનુકૂલ કરી શકશે. આથી હિન્દુઓના મોહનદાસ કરમચંદ ગાંધી તે મુસલમાનોના મોહીયુદ્દીન કરમાલા ગાંધીના થશે અને ભવિષ્યમા જો તેમાં પારસી અંગ્રેજના નામો પણ વપરાશે તો અશ્રુતપૂર્વ નામો સાંભળવાના મળશે. વીણાબ્હેન તે સૌ. વેલેન્ટાઇન તુલજાશંકર ખેરાજ ત્રિવેદી થશે. તેમજ નિર્મલઉદ્દીન રહીમકુમાર પૅટસન કે મોતીલાલ પીરોજશા કીચલુ, એડવર્ડભા કમળશા જાડેજા, કમળાબીબી નરગીસકાન્તા, પીરોજાકુમારી વગેરે નામો દાખલારૂપે સૂચવ્યાં છે. રશીદાગૌરી ટોમલીજસન મિરઝા, નરેન્દ્રખાન પેસ્તનસિંહ કર્ઝન, ગિલ્બર્ટ અલી સૈયદશંકર મર્ઝબાન, તૈમબસિંહ નરેન્દ્રહુસેન જોશી વગેરે નામોનો ઉપયોગ પણ વિપુલ થશે.

અને આ પ્રમાણે વિશ્વબંધુત્વની ભાવના વિસ્તરશે.

મુનિકુમાર મણિશંકર ભટ

# વ્રતસાહિત્યનું લોકધન

ઋષિઓએ તપોવનોને સરિતા-તીરેથી પ્રકૃતિને જે પ્રતાપભર્યાં પદ્ય-સ્તોત્રોવડે આરાધી તે વેદ કહેવાયા, અને લોકોએ પોતાની જે સાદી કવિતામય પણ ચાલુ વાણીમાં ગ્રામ્ય-દેવતાનું આવાહન કર્યું તે વ્હેમ કહેવાયા! વેદના ગાનારાઓએ પણ પોતાની જ અમુક કામના સાધવા માટે ઇંદ્ર, વરુણ, ઉષા આદિ દેવતાઓને સબોધ્યા. ગ્રામ્ય-જનતાએ પણ અમુક ફલની પ્રાપ્તિને કાજે જ પોતાના ઇષ્ટ દેવોને ઉદ્‌બોધ્યા. બન્નેએ પ્રકૃતિનાં રમણીય વા ભીષણ સત્વોને સજીવારોપણ કર્યું. સૌમ્ય અને વિકરાલ વિભૂતિઓને પોતાની અનુકૂલતા મુજબ પૂજી પ્રસન્ન કરી. એટલું જ નહિ પણ વેદના સૂક્તો વાટે તપોધનોએ કરેલી સ્તુતિઓ તો આત્મલાભની એટલી હદ સુધી જાય છે કે

"હે દેવ, તું અમારા વૈરીઓને સંહારી નાખ. તો અમે તને દહીં દૂધથી તૃપ્ત કરીશું."

બન્નેના ગર્ભમાં વ્હેમ પ્રધાન વસ્તુ છે. છતાં વેદ આપણા આર્યાવર્તનું અમુલખ ધન મનાયું તે એક જ દૃષ્ટિથી કે એણે આપણી પ્રજાના બાલ્ય-સમયનું જે જીવન, તેનું પ્રતિબિમ્બ જાળવી રાખ્યું છે; એણે આપણી આર્યતાની શૈશવની વાણીને અમલ જેવી ગુંજી ઉઠેલી તેવી જ સંઘરી રાખી છે. અને આપણા પ્રથમ પ્રભાતનું ગંભીર ગાન, પ્રથમ સંગીત, પ્રથમ સાહિત્ય, ભવ્ય કલ્પના, પચરંગી માનસ, અતૃપ્ત કામનાનું પૂજન-અર્ચન, અને જીવનનો એકેએક

આશ્વાસનિઃશ્વાસ એ તમામને અમર ગાથામાં બાંધીને વિશ્વમાં વ્હેતાં કરી નાખ્યાં છે. એ આપણું સાહિત્ય છે.

આજે એ જ પ્રકારની ન્યાયબુદ્ધિને સાદ કરી, હું આપણા લોક–જીવનનું વ્રત સાહિત્ય નિહાળવા સાહિત્યકારોને નિમંત્રણ કરું છું. માટીમાં બાઝેલા સુવર્ણની મિસાલે એક મુલ્યવંત સાહિત્ય લોક–વ્હેમ અને લોક–વૃત્તિઓની અંદર ચોંટી રહ્યું છે. કોઈ સુધારકની તર્કદષ્ટિને એમાં રસ નહિ પડે. બધી વાતમાં તર્ક નથી પાલવતો. જીવનમા તર્કથી યે વિશેષ દિશાઓ–વિવિધ વાટિકાઓ પડી છે. તર્ક વડે કસાઇને સાચું સાહિત્ય, પેદા થતુ નથી. અંતરના ઉંડાણમાંથી, જીવનના ગર્ભમાંથી સ્ફુરતી કાવ્ય–ગાથા તો સમસ્ત જીવનને સ્પર્શીને વ્યક્ત કરે છે. પશુ ને પંખી, દેવ ને દેવી, ઝાડ ને પવન, નદી ને સમુદ્ર, સહુ સજીવ બનીને લોકસાહિત્યમા પોતાનું સ્થાન લે છે. સહુ સામસામાં હસેરડે છે, રીઝેખીજે છે, સહાય કરે છે ને કોપે છે, અને એ કેવલ સાહિત્યની કથા નથી. આજના વ્હેમો આવતી કાલે વિજ્ઞાનનાં સત્યો બની સિદ્ધ થતા શું આપણે નથી જોતાં ? ગઈ કાલના ગપ્પાઓ શું આજે જીવન્ત ચમત્કારો તરીકે નથી નોંધાઈ રહ્યા ? અને એક એવું શોધક–પ્રજ્ઞનું મોજું આપણે ન જાણીએ તેમ ચાલ્યું આવે છે, કે જે આવતી કાલે જ આપણે ત્યજી ફેંકી દીધેલાં અનેક વ્હેમોને વૈજ્ઞાનિક સત્ય–જીવંત સત્ય રૂપે જગત કને કબુલ કરાવશે. એટલે કે કૈં શતકોના ઘા ઝીલીને જીવનમાં જીવતી રહેલી અનેક ક્રિયાઓને વ્હેમ કહી ફગાવી ન દેતાં એક સંશોધનના અભ્યાસી તરીકે પણ આપણે કોમલ અંગૂલિ–સ્પર્શ કરી એનાં પોપડાં તપાસીએ ને એ સૃષ્ટિનાં નિવાસી બની લોક–હૃદયનાં રહસ્યો ઉકેલીએ.

વ્રતોનું સાહિત્ય આપણે ત્યાં બે જાતનું છે. એક પુરાણનો આધાર ધરાવતાં વ્રતોની વિધિઓ; ને બીજાં લોક–જીવનમાથી ઉદ્દભવેલાં સ્વતંત્ર વ્રતોનું વાર્તાસાહિત્ય.

### પૌરાણિક વ્રતો

પૌરાણિક કથાઓને આધારે સરજાયલાં, પ્રત્યેક માસની અંદર દસ દસ પંદર પંદરની સંખ્યામાં ટોળે વળેલા, ક્રિયાકાંડના જટિલ વિધિ-

જાળમાં અટવાયેલાં, આડંબર ભરપૂર સંસ્કૃત વિવેચનો અને વર્ણનો વડે ગુંગળાવી દેતાં, માનવ-જીવનનો સાચો શ્વાસનિઃશ્વાસ જેમાં વ્યક્ત નથી થયો, જન-સમાજનો ઇતિહાસ જેમાં અંકાયો નથી, જીવનનું અંતરમય વેદનાગાન વા હર્ષગાન જેમાં કદી સંભવાતું નથી, તેવાં સૈંકડોને હિસાબે ગણાતાં વ્રતોઃ 'વ્રતરાજ' નામનો એક દળદારગ્રંથ ૪૮૩ પૃષ્ઠોમા એ વ્રતોની પુરાણ-કથાઓ અને વિધિઓ વર્ણવે છે. અમુક એકાદ વ્રત પણ કરનારી યા ભાંગનારી હિન્દુનારીને એ પુરાણ-સત્તા પરભારી કાં તો કરોડો યજ્ઞોનું પૂન્ય આપી દે છે, અથવા તો કુંભીપાકની સજા ફરમાવે છે. એ તો "ફક્ત સ્ત્રીઓને માટે"નું એક કારાગ્રહ છે. એમા લોક-સરજેલું સાહિત્ય નથી. બંગાલાના વિશ્વવિખ્યાત કલાધર અવનીન્દ્રનાથ ઠાકુરનો પણ એ જ ઉદ્‌ગાર છે કે "શાસ્ત્રીયવ્રતો તો અનુર્બર, નિરાનંદ અને નિષ્પ્રાણ છે."

## લોક-વ્રતોનું સાહિત્ય

એને પુરાણની એક પણ ઘટનાનો આધાર નથી. એમા ક્રિયાકાંડની જટિલ અટવી નથી. બ્રાહ્મણ-પુરોહિત ઘણે ભાગે એમા ગેરહાજર છે. હાજર હોય તો પણ તે પુરોહિત તરીકે નહિ, પણ લોક-કવિ તરીકે. એની કથાઓ જીવનની ઘટનાઓમાથી સ્ફુરિત છે. એમાં કવિતા, કલ્પના, કૌટુમ્બિક, સામાજિક અને વિશ્વસ્પર્શી સ્નેહ-વ્યથા, ઉપકાર-પ્રત્યુપકાર અને નિર્દોષ મોહ-મૂર્છનાઓ મ્હેકે છે. અવનીન્દ્રનાથ ભાખે છે કે એનો ઉદ્‌ભવ વેદકાલથી યે વ્હેલેરા સમયમાથી થયો છે. પ્રાચીનથી યે પ્રાચીન કોઈ સંસ્કૃતિનું એ ગુપ્તપણે ચાલ્યું આવતું ઝરણુ છે. આર્યપ્રજાના અંત:પૂરની વાટેથી જ એ વ્હેતું રહ્યું છે. સકલ પ્રજાનું પ્રાચીન ધન સદા અંતઃપૂરોમાં જ સચવાતું આવ્યું છે. આજ પણ ઘરનાં પૂરાણાં ઓસરીવાની કોથળીઓ ને ચીંથરીઓ, નાનપણનાં રમકડાં ને કપડાંઓ, ઘરેણા ને રાચરચીલાંઓ ઘરની ડોસીઓ વિના બીજું કોણ સંઘરે છે? કેમકે અંત:પૂરને જ બહિર-જગતના શોર-બકોર મુંઝવતા નથી.

જેમ બંગાલમાં તેમ ગુજરાત-કાઠિયાવાડમાં, લોકવ્રતોના બે વિભાગો છે. એક કુમારિકાનાં વ્રતો, ને બીજાં સૌભાગ્યવંતી સ્ત્રીઓનાં વ્રતો.

## કુમારિકાનાં વ્રતો

એ તો જાણે કે વ્રતો નથી, પણ વર્ષોવર્ષ, ઋતુ યે ઋતુના રંગ અનુસાર, નાની કન્યાઓની સાથે રમવા આવતી તેવતેવડી સહીયરો છે. માનવ-દેહ ધરીને કુદરતમાતાની કન્યાઓ જાણે કે પળવા ઉતારી છે. એને મળતાંની વાર જ કુમારિકાઓનાં ઉલ્લાસ કવિતારૂપે પ્રગટ થાય છે. એ કુમારિકા–વ્રતોનું સાદામાં સાદું એક સ્વરૂપ લઈએ: કોઈ પણ સાંજરે નાની કન્યાઓ રમવા નીસરે, એમાંની જે કન્યા પહેલવહેલું ચાંદરડું આકાશમાં ઉદય પામતું નિહાળે, એટલે તુર્ત જ હાથની કલ્પિત કુંકાવટી કરી, કલ્પિત છાંટા ઉરાડી સૂત્ર સમું જોડકણું બોલવા લાગે:

પે'લું ચાંદરડું મેં પૂજ્યું
પછી મારા વીરે પૂજ્યું,
આભલું ડાભલું
ફરડીમાં સાકર
ભાઇ બાપ ઠાકર
દરિયામાં દીવા
ભાઇ બાપ જીવો
સૂડી વચ્ચે સોપારી
મારો ભાઇ વેપારી
ધાન ખાઉં ધૂળ ખાઉં
ભાઇ ઉપરથી ઘોળી જાઉં.

બસ! વર્ષની ત્રણસેં ને પાસઠ સંધ્યાઓનું એક અમર વ્રત ચાલુ થઈ ગયું. એક બાજુ પ્રકૃતિનું પૂજન: બીજી બાજુ કૌટુમ્બિક પ્રીતિ: આભનો તારો; દરિયાનો કોઈ દીવો અને પોતાનો ભાઇ: એ ત્રણે વચ્ચે કંઇક અગમ્ય સામ્યની દષ્ટિ! અને સહુ ઊર્મિના શિરપર– કુટુંબ પરથી ન્યોછાવર થઇ જવાની બલિદાનવૃત્તિ.

એવું જ વ્રત લો આભરડાફોફરડાનું, પોષીપૂનમનું, કે તુલસી–વ્રતનું. કન્યા સમજણી થાય કે તુર્ત જ કાર્તિકના શુક્લપક્ષની વ્હેલી પરોડે, છતે ચાંદરડે ઠંડા પાણીનું સ્નાન કરી અંધારામાં ને અંધારામાં ચાર નાના ફૂલો લઇ દેવમંદિરે દોડે, અને સાથીઆ કરતી કરતી પશુ–જીવનની કેવી કરૂણાજનક કલ્પનાનું જોડકણું ગુંજવા લાગે!

આય રે જા
તું મોરી મા
નત નત ચારો ચરવા જા
ચરી કરી પાછી વળી
જંગાજી પાણી પીવા ગઇ
સામો મળીયો સિંહ ને વાઘ
વાઘ કે મા તને ખાઉં
ના રે ભાઇ મને તો ખવાય
મારા છાણનો ચોકો થાય
મારા ઘીનો દીવો બળે
મારૂં દુધ મહાદેવને ચડે

પશુઓ પ્રત્યેની પ્રત્યુપકારબુદ્ધિ, જીવનની વિશુદ્ધિ, અને કલ્લોલ કરતી તિતિક્ષાઃ એ બધું સ્વયંપ્રેરિત–કશું બલાત્કારમાંથી ઉદ્‌ભવેલું નહિ. મોળાકત, અલૂણીપલૂણી ઈત્યાદિ કુમારિકા–વ્રતોમાં પણ એ જ કૌટુમ્બિક ભાવનાને એવી જ કાવ્યમય કલ્પના વિલસી રહી છે. મોળાકત તો 'ગૌરી'નું–ગોર્યનું વ્રત છે. પણ 'ગોર્યમા'ની એ ખાસ –કલ્પનામાં કશું ભયંકર, ડાકભર્યું, ભવ્ય, કે કઠોર તત્ત્વ નથી. 'ગોર્યમા' તો જાણે કોઈ ફોસલાવી શકાય, ખોળામાં રમી શકાય, ને અંતર ખોલીને જેની કનેથી

કંથ દેજો કહ્યાગરો
નણંદ દેજો સાહેલડી
સાસુ દેજો ભૂખાળવા
સસરો દેજો સવાદીઓ

એવી બક્ષીસો માગી શકાય તેવાં બાળાંભોળાં જ કલ્પાયાં છે.

એટલું જ બસ નથી. જ્યારે જ્યારે કોઇ પૌરાણિક વ્રતને પણ આ કુમારિકાઓનાં લોક–વ્રતોમાં પેસી ગયેલું આપણે જોઇયે છીએ, ત્યારે પણ લોક–કવિએ એ વ્રતની અસલની તમામ કઠોર રેખાઓને ભૂંસી નાખી, ફળ અને શિક્ષાના અતિશયોક્તિ ભર્યાં ભયાનક ખ્યાલો અળગા મેલી, પાંડિત્યની બધી પરડ ચુંટી કાઢી, પોતાની કલ્પનાના કોમલ સ્પર્શવડે કેવું સૌમ્ય સ્વરૂપ ઘડી કાઢ્યું છે! 'તુલસી–વ્રત' લો. તુલસીવ્રત એટલે કાર્તિક શુદ એકાદશી–દેવદીવાળી. 'વ્રતરાજ'– માંનું એનું પૌરાણિક વર્ણન અસહ્ય થઈ પડે તેવું છે. હવે એને લોક–

કન્યાઓએ કેવી રીતે સાદું બનાવી કાઢ્યું! તુલસીને જેમ શ્રીકૃષ્ણ સરખો સ્વામી મળ્યો, તેમ મને પણ મળો, સંસારમાં હું સામાન્ય સુખી રહું, એટલી જ સાદી સરલ વાંછનાથી પ્રેરાઈને કન્યા કહે છે:

તુલસી મા તુલસી મા
વ્રત દો, વરતોલા દો.

ત્યારે તુલસીમા કહે છે કે

તમથી વ્રત થાય નહિ
ને વ્રતનો મહિમા પળાય નહિ

ફરીથી કુમારીકા કહે

થાય તો ય દો
નો થાય તો ય દો.

ત્યારે સુંવાળી વાણીમાં માતાજી સમજાવે છે:

આષાઢ માસ આવે
અંજવાળી એકાદશી આવે
સાતે સૂર્યે સાત આંટે દોરો લેવા
નરણા ભૂખ્યાં વાર્તા કહેવી.
વાત ન કહીએ તો અપવાસ પડે.

વાર્તા કહેવાની પ્રથાને ચિરંજીવ કરવા માટે કેવું હળવું છતાં કડક બંધન મૂકી દીધુ! અને કાવ્યમંથના તો હવે આવે છે; વાર્તા કોને અને શી રીતે કહેવી ?

પીપળાને પાન કહેવી
કુંવરીને કાન કહેવી
તુલસીને ક્યારે કહેવી
ધીને તો દીવે કહેવી
બ્રામણને વચને કહેવી
સૂરજની સાખે કહેવી

આટલા શબ્દોમા જ આર્ય-ગૃહજીવનની રમ્ય વિશુદ્ધિનો-મર-જાદી ચોકખાઈનો નહિ-સર્વાંગ સુંદર આભાસ થઈ જાય છે. આપણી આસપાસ જાણે એ જીવન-શુદ્ધિની સુવાસ ફોરે છે. અને એ વ્રતનું ઉજવણું કેવું સાદું! વ્રતની પાછળ રહેલી કામના પણ કેવી સાંસારિક! કોઈ દેવને વસમી ન પડે તેવી.

પે'લે વરસ લાડવો ને ધાડવો
આવે ચોખો જનમારો
બીજે વરસ મગનું ફૂંદું
આવે રે એવાતણુ ઉંદુ
ત્રીજે વરસ શાળ સુપડું
ચોથે વરસ ચરણાં ચોળા
આવે ભાઇ પૂતરની ટોળી
પાંચમે વરસ ખારે ખાંડે ભર્યાં ભાણાં
આવે શ્રીકૃષ્ણનાં આણાં!

પોષી પૂનમના વ્રતમાં પણ પ્રકૃતિ-પૂજન, અને કૌટુમ્બિક મમતા કાવ્યની વાણી વાટે વ્યક્ત થાય છે. આઠ આઠ વર્ષની કન્યાએ નદી-એથી સ્વહસ્તે માંજીને નાનું બેડું ભરી આવવું અને અલાયદો ચૂલો કરીને ઉઘાડા આભ નીચે-છાપરા વિનાની જગ્યાએજ રસોઈ કરવીઃ બનતાં સુધી અગાસીજ પસંદ કરવી.

"પોષ મહિનાની પુનમે રે
અગાસે રાંધ્યાં અન વા'લા."

અને પછી એક ચાનકી કરી, તેમાં કાણું પાડી તે ચંદ્રમા આડી ધરી, કાણા વાટેથી ચંદ્રને નિહાળી કાવ્ય સંબોધવું કે

ચાંદા તારી ચાનકી
મારે ચુરમુ
ભાઇ જમ્યો
બેન ભૂખી!

અને પછી

ચાંદા તારી ચાનકી
કુતરા તારી રોટલી
આજ મારી પોષી પૂનમ!

એટલું કહી કુતરાને રોટલી નાખવી. અને પછી

પોષી પોષી પૂનમડી
અગાસીએ રાંધ્યાં અન
ભાઇની બેન જમે કે રૂમે?
જમ બે'ન જમ!

એમ ભાંઇની રજા લઇનેજ પોતાનું રાંધેલું અન્ન પૂર્ણ ચંદ્રોદયની

અંદર બેઠાં બેઠાં જમવું: એ બધી ક્રિયા કોઇ શાસ્ત્રીય વ્રતમાંથી નહિ જડે. એ વ્રતના ગર્ભમાં શી શી ભાવનાઓ વિલસી રહી છે: સંપૂર્ણ સ્વાશ્રય: એક દિવસનો સ્વતંત્ર ગૃહ સંસાર: ઉઘાડા ગગન સાથે મહોબ્બત: ચંદ્રિકાની તેજ—ઔષધીઓનું રસોઈમાં ઝીલાવું: આભના ચંદ્ર અને ધરતીના 'ભાઇ' વચ્ચે સામ્યની દૃષ્ટિ: અને પશુજગતનાં પ્રતિનિધિ તરીકે કૂતરાનો પણ એ અન્નમાં હિસ્સો: એક નાની કન્યાના અંતરમાં આટલી એકસામટી પ્રેરણા પૂરવાનું કેટલું સહજ કાર્ય આ વ્રત કરી આપે છે! આ વ્રતને આપણે એક કાવ્યજ કાં ન કહીએ? બાલ-સમુદાયમા રસના ઉલ્લાસ જગવવાની આ વિરલ સામગ્રીઓ આજે આપણે ગૂમાવી બેઠા છીએ.

## બંગાળાનું કુમારિકા વ્રતસાહિત્ય

એ બંગાળાનાં સાચા લોકવ્રતો: શુષ્ક શાસ્ત્રીય વ્રતોથી જુદાં પાડેલા એ વ્રતોને "મેયેલી વ્રતો" એવું નામ દેવાયું છે. "ઠાન દિદિર થલે"—બ્હેનનો થાળ—એ નામના પુસ્તકમા લોક સાહિત્યના સુવિખ્યાત સંશોધક શ્રી દક્ષિણારંજન મઝમુદારે, રવીન્દ્રનાથ ઠાકુરની પ્રેરણાથી, આ વ્રતોનો શુદ્ધ કંઠસ્થ શૈલિમાંજ સંગ્રહ કર્યો છે. અનન્ય વફાદારીથી એણે સ્ત્રીના મુખમાંથી એનો શબ્દે શબ્દ ઝીલ્યો છે. અને ત્યારપછી એ સાહિત્યની છલોછલ ભરેલી ચિત્રકલા, નાટ્યકલા, કલ્પનાવૈભવ, ઇતિહાસ તેમજ ઉર્મિઓનું પ્રકટીકરણ વિશ્વવંદ્ય કલાધર અવનીન્દ્રનાથ ઠાકુરે "બાંગ્લાર વ્રત" ગ્રંથમાં વિરલ ઝીણવટથી કરેલું છે. આ ગ્રંથ ફ્રેંચ ભાષામાં ઉતરીને આંતર્-રાષ્ટ્રીય મહત્તા પામેલો છે. આજે આ લેખમાં આ બંગીય કુમારીવ્રત સાહિત્યની સુદીર્ઘ સમાલોચનાનો અવકાશ નથી. એ યત્ન તો સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણીના આગામી પુસ્તક—"આપણી વ્રત કથાઓ"—ના પ્રવેશકમાંજ થશે. પરંતુ સંક્ષેપમાં કહી દઇએ કે આ વ્રત સાહિત્યનું પ્રધાન અંગ રંગોળી ચિત્રકલા છે. જે સો જાતનાં ચિત્રો બંગીય કુમારિકાઓ કેવળ આંગળીઓ વડેજ હાથમાં રંગ લઈને રમતી રમતી કરે છે, તેમાંનું એકજ, કમ્પાસ અને મેટ રૂલરની સહાયથી ચિતરવા જતા એક નામાંકિત યુરોપી કલાધરને પણ પસીનો ટપક્યો

હતો. અને અવનીન્દ્રનાથ ભાખે છે કે "આ અણુશીખાઉ છોડીઓનાં ચિત્રોએ તો આર્ટ-સ્કુલના સિદ્ધહસ્ત ચિત્રકારોને પણ હાર કહેવરાવી છે." અને ચિત્રકલા ઉપરાંત જે ઉચ્ચ કાવ્યકલા અને કલ્પના તેમાં છે તેની બરાબરી તો આપણું ગુર્જર વ્રતસાહિત્ય પણ કરી શકે તેમ નથી અવનીન્દ્રનાથ એને "ઋતુઓના ઉત્સવો" કહે છે. અને બીજું શું શું કહે છે?

"એ જોડકણાં વાચતાં વાંચતાં તો ગ્રામ્ય જગતની જીવન-યાત્રાની એવી એક સ્વચ્છ છબી આપણા અંતરમાં જાગી ઉઠે છે કે જે કોઇ પણ શાસ્ત્રીય વ્રતોમા નહિ જડે. એ તો જીવન્ત દસ્ય-કાવ્ય છે."

"પ્રત્યેક ઋતુમાં પુષ્પો, પત્રો, આકાશ, અને વાયુની સાથે આ અશાસ્ત્રીય છતા અલૌકિક રસ-સૌન્દર્યે અને ચિત્રે ભરપૂર બંગાળી વ્રતોનો એવો ઉંડો યોગ દેખાય છે. કે આ વ્રતોને તે ધર્મમાં અનુષ્ઠાનો કહેવાં કે ઋતુઓના ઉત્સવો કહેવા; તે કહેવું મુશ્કેલ છે."

"આ કુમારિકા-વ્રતોમા દેવ દેવી પણ તદ્દન નિર્મલ દેખાય છે."

"એકજ વાકયમાં કહીએ તો આ વ્રતો ગાન વાટે ચિત્ર વાટે ને નૃત્ય અભિનય વાટે વ્યક્ત થતી માનવ-કામનાઓ છે."

આપણાં ને બંગાલના કેટલાએક વ્રતો મળતાં પણ આવે છે. આપણા 'મોળાકત' જેવુંજ એનું 'શસ્પાતા વ્રત' છેઃ એમાં જવેરા છે, અને જાગરણ પણ છે. એ કુમારિકાઓના ઉચ્ચારોમાં આપણીજ માફક, કૌટુમ્બિક સુખની યાચના, પ્રવાસે મળેલાં સ્વજનોની મંગલ-વાંછના, ગાય, પીપળા અને ધરતીને વંદના છે. વેદગાથાને વિસરાવે તેવો કલ્પના વૈભવ છે. બારે માસનાં ભિન્નભિન્ન ઋતુસ્વાગતો છે.

## પરિણિતાઓનાં વ્રતો

બંગાળામાં આ વ્રતો શાસ્ત્રીય આડમ્બર અને બ્રાહ્મણી ક્રિયા-કાંડમાં ગુંગળાઈ ને પોતાનું લોક-સ્વરૂપ ખોઇ બેઠા છે મહારાષ્ટ્રની વ્રત-કથાઓ અતિ સામાન્ય કોટિની અને એકજ બીબાંમા ઢળાયલી હોય તેવી પરસ્પર મળતી છે. પણ ગુર્જર વ્રતો તો વૈવિધ્ય, ભાવના, કલા, વાણીની મીઠાસ, અને ઉચ્ચ વસ્તુ-ગુંથન વડે લાખો લાખો મ્હેકી

ઉકતી નવીનતાનો ગુણ ધરાવે છે. એ એવરત, બોળચોથ, નાગપાંચમ, શીતળાસાતમ, વીરપસલી વિગેરે વ્રતોને દિવસે ડોસીમાને કંઠેથી કોઈ પીપળાને છાયડે અથવા નદીને તીરે સંગીતમય લ્હેકાથી કહેવાતી અને વ્રતધારિણીઓના વૃંદ વચ્ચે ઝીલાતી વ્રતકથાઓએ આપણા નારી–જીવનને નિર્મલ, ત્યાગમય, કાવ્યમય અને બલિદાનમય બનાવવામાં મદદ હિસ્સો આપ્યો છે. એ આખી સૃષ્ટિ લોક–કલ્પનામાંથીજ શતદલની માફક સરજાયલી છે. એ બધા તો માનવી, કુદરત, દેવદેવી અને પશુપંખી વચ્ચેની સ્નેહગ્રંથિઓ છે. એવરતની કથા તપાસીએ તો તેમાં લોક–નારી કોઈ પણ શાસ્ત્રની આજ્ઞા મુજબ નહિ પણ સ્વયંભુ સ્નેહભક્તિથી પ્રેરાઈ, પોતાના મૃત પતિની પાસે ઉભી રહે છે. અને પોતાના ચાર પુત્રોનું બલિદાન દઇ પતિનું આયુષ્ય મેળવે છે. લોકજીવનની એ સાવિત્રી પુરાણની સાવિત્રી કરતાં અધિક વંદનીય છે. 'વીરપસલી' મા બ્હેન ભાઇઓની કૃતઘ્નતા તેમજ કૃતજ્ઞતા પ્રત્યે સર્વ બ્હેનોને સહજ એવી સૌમ્યતા દાખવી, કેવળ બંટી દેનારા ભાઈને કાજે પણ

"વરસજો વાદળી વીરના ખેતરમાં"
"બંટીનું ઢેબરૂં બેનના પેટમાં."

એવી આશિષ ઉચ્ચારે છે. 'બોળચોથ'માં ગાયો પ્રત્યેનો સ્વાભાવિક પ્રેમ, 'નાગપાચમ' સર્પોના ભુવનનું રૂપકથા–સર્જન, શીતળાસાતમમાં ગામડાંની civic life–સામાજીક જીવનવ્યવહારનાં આવશ્યક સંબંધો ઉપર આગ્રહ, 'નોળી નોમ'માં નોળીઆ પ્રત્યે પુત્રવત પ્રેમ, અને એક રાજાની અણમાનેતી રાણીના દીકરાને મૃત્યુમાંથી ઉગારી સંતાડી રાખનાર, ધરોનું ઘાસ, પીપળો, ગાય, વગેરેને પણ માનવના સહજ કૌટુમ્બિકતા વડે નવાજતી 'ધરો આઠમ'.ની કથા એ તમામ કથાઓ લોકજીવનની છાયા ઝીલીને અમર ઉભી છે. એમાં વિરલાં દેવદેવીઓ પણ ભદ્રિક, ગુણુજ્ઞ, અને સુંદર છે. કુટુમ્બી જનો સરીખાં છે.

એ કથાઓની શૈલી સમતોલ વાક્યોવાળી, સચોટ શબ્દોવાળી, તરલ ગતિવાળી અને અમુક ચોક્કસ આકારવાળી છતાં, જુદાં જુદાં કહેનારાંની વ્યક્તિમત કલ્પના શક્તિ નવા રંગોને પણ છૂટથી ઝીલનારી છે. એક ડોસી પાસેથી સાંભળીએ તે પછી બીજી પાસેથી,

તો સમજાય કે વ્યક્તિગત કલાવિધાનને રમવાની તેમાં કેટલી છૂટ છે. સદાય નવી નવી શૈલીઓ વાટે વ્યક્ત થતું એનું એ વાર્તા-વસ્તુ આપણને યુગયુગો સુધી પણ નિત્ય નવપલ્લવિતજ લાગ્યા કરે છે. લોક-હૃદયનું કવિત્વ એ વાર્તા શૈલીમાં એક સામટા અલંકારોના કે વાણી વિલાસના ઢેરા કરવાને બદલે સુપ્રમાણ ચમકારા flashes નાખ્યાં કરે છે. જેમ બંગીય વ્રતસાહિત્યની વિશિષ્ટતા રંગોળીમાં છે તેમ આપણા વ્રત-સાહિત્યનું અનેરૂં તત્ત્વ આ કથાઓ છે. એને ધાર્મિક તત્ત્વજ્ઞાનની તુલામાં તોળવાનું ન હોય. એને તો આપણું સાહિત્યધન સમજીને કસવું ઘટે છે.

એનાં સૌન્દર્યનાં અંગો સમજવા માટે નીચે એક કથા ઉતારીએ છીએ:

## એવરત-જીવરત

[ એવરત એટલે આષાઢી અમાવાસ્યાનો દિવસ, પરણીને આવેલી હિન્દુ નારી તે દિવસે ઉપવાસ કરે; ન્હાઇ, ધોઇ, નીતરતી લટે બ્રાહ્મણને ઘેર જઈ ધીને દીવે, એવરત-જીવરવ નામના દેવીઓ આલેખ્યાં હોય તેનાં દર્શન કરે, સાંજે ફળાહાર કરે; રાત બધી ઉજાગરા કરે, એવું વ્રત ચાર વર્ષ સુધી કરે; પાંચ વરસ પૂરાં થાય એટલે ઉજવણું કરે

ઉજવણું કેવી રીતે કરે ? પહોંચ હોય તો પાંચ ગોરણીઓ નોતરીને લુગડાં કરે; ન પહોંચ હોય તો પાંચ ટોપરાના વાટકા, પાંચ પૈસા; પાંચ સોપારી; પાંચ નાડાછડીના કટકા; પાચ ચાંદલા; :એટલી ચીજો આપે. આ વ્રતનો ઉદ્દ્ભવ નીચે લખી ઘટનામાથી થયો છે. ]

બ્રામણ અને બ્રામણી હતાં. એને પેટ જણ્યું ન મળે. બ્રામણ તો રોજ મા'દેવની પૂજા કરીને માથે ફુલ ચડાવે. એટલે મુસલમાન રોજ બ્રામણની પૂજા ભૂંસીને મા'દેવજીને માથે માછલાં ચડાવે.

બ્રામણને તો વિચાર થયો છે કે

અરર ! આ ન કરવાનાં કામાં કરનારો મુસલમાન-એને ઘેરે ઘેરો એક જણ્યાં, ને મારે ઘેરે ઘોડીયું બાંધવા યે છોરૂ નહિ !

દેવળમાં જઇને બ્રામણ તો પેટ છરી નાખવા તૈયાર થાય છે. ત્યાં તો મૂર્તિના મોંમાંથી માકારો થાય છે કે

મા ! મા !

બામણ કહે, "કાં!"

મહાદેવજી પૂછે છે કે "પેટ કટાર શીદને નાખ છ ભાઇ?"

અરે મહારાજ! ઓલ્યો મુસલમાન રોજ માછલાં ચડાવે એણે ઘેરો જણ્યાં; અને મારે ઘેરે ઘોઠીયું બાંધવા યે છોરૂ ન મળે!

એને ઘેર જઇને જોઈ આવ તો ખરો!

બામણ તો મુસલમાનને ઘરે જઇને જોઈ આવ્યો છે. મા'દેવજી તો પૂછે છે કે "ભાઈ તેં શું જોયું?"

મા'રાજ, મેં તો છાણનો પોદળો જોયો. ને માલીપા કીડા ખદબદતા જોયા!

"હે ભાઇ, એના ઘેરો જણ્યાંની દશા તો એ પોદળામાં ખદબદતા કીડા જેવી જાણજે. જા, તને એક દીકરો દઉં છું. પણ દીકરાને ભણાવીશ મા, ને ભણાવ તો પરણાવીશ મા."

બામણને તો વિચાર થઇ પડયો છે, એના મનમાં તો થયું છે કે "ઠીક જીતવા, અટાણે તો દીકરો લઇ લેવા દે! પછીની વાત પછી જોવાશે."

સ્વસ્તિ કહીને બામણ ઘેરે ગયો છે. ગોરાણીને તો મહિના રહ્યા છે. નવ મહિને દૂધમલ દીકરો આવ્યો છે. દીકરો તો દિ'એ ન વધે એવો રાતે વધે છે ને રાતે ન વધે એવો દિ'એ વધે છે; અડાડે ઉઝર્યો જાય છે; હાં! હાં! કરતા તો દીકરો છ મહિનાનો, બાર મહિનાનો, બે વરસનો થયો છે. એને તો રમાડે છે, ખવરાવે ને પીવરાવે છે. દીકરો તો શો મોંઘો! શો મોંઘો! કોઇ વાત નહિ એવો મોંઘો! સાત ખોટયનો એક જ દીકરો!

એમ કરતા તો દીકરો પાંચ વરસનો થયો છે. માબાપને તો વિચાર થયો છે કે અરેરે, દીકરાને નહિ ભણાવીએ તો પેટ ખાશે શું? ને નહિ પરણાવીએ તો વસ્તી રે'શે શું?

દીકરાને તો નિશાળે બેસાર્યો છે. દીકરો બાર વરસનો થયો ત્યાં તો ભણી ગણીને બાજંદો થયો છે. એને તો નાળીએર ઉપર -નાળીએર આવતાં થયાં છે. પણ મા'દેવજીની તો દુવાઇ છે કે

દીકરાને ભણાવીશ મા, ને ભણાવ તો પરણાવીશ માં.

ગોર ગોરાણી તો વિચાર કરે છે, કે પૂતરને નહિ પરણાવીએ તો વસ્તી રે'શે શું ?

ઠીક ! જે થાય તે ખરૂં ! વધાવી લ્યો નાળીએર.

નાળીએર વધાવી લીધું છે. એમ કરતાં તો લગન આવ્યાં છે. દીકરાને તો પરણાવવા ચાલ્યાં છે. જાડેરી જાન જોડી છે. બેન્યુ, કાકા, મામા, કળશી કટંબ જાનમાં સોંડયું છે.

પરણાવીને જાન પાછી વળી છે. સાંજ પડયે ગામનો સીમાડો આવ્યો છે. મા'રાજ મેર બેઠા છે. અને આભમાં વાદળાં ઘેરાણાં. અનરાધાર મે તુટી પડયો.

બરાબર શ્રાવણ મહિનાની અમાસ અને એમા ભળ્યો મે. અંધારૂં ! અધારૂં ! ઇ તો કાંઇ અંધારૂં ' અને ધરતી માથે તો પાણી ! પાણી ! પાણી ક્યાંય માતા નથી.

હાંકા હાલતા નથી. એટલે સહુ ગાડામાથી ઉતરી જાય છે. વરઘોડીયાં કહે, અમે ય ઉતરી જાઇએ. ઉતરીને વર વહુ એમ હેડે હાલવા મંડયાં છે.

એમા વરના જમણા પગને અંગૂઠે સરપ—ડંસ થયો. વિજળીના અંજવાસમાં જોયું તો પાણીના વ્હેનને માથે વેંત એકનો પટો પડયો જાય અને કાળોતરો એરૂ હાલ્યો જાય.

વર કહે, મા ' બાપા ! મારાથી હલાતું નથી. મારી આંખે લીલાં પીળાં આવે છે.

એમ કહીને વર તો બેસી ગયો છે. એનું તાળવું ફાટી ગયું છે. એ ટાણે ત્યાં તો ધા પોકાર થઈ રહ્યો છે.

જાનૈયા બોલ્યા, અરે ભાઈ, આ માથે મેની રમઝટ ! આટ અનગળ પણી પડે છે ! આ અંધારી રાત ! અટાણે આંહી રોઇને શું કરશું ! આપણે ય જીવના જાશું. અટાણે આ મડદું ભલે આંહી પડયું ! આવીને આપણે અગનદાહ દેશું. હાલો સૌ ગામમા.

સૌ ગામમાં હાલ્યાં છે. વહુ એકલી થંભીને ઉભી થઇ રહી છે. સાસુ સસરો તો બોલ્યા કે,

અરે માડી ! વહુ દીકરા ! હવે એની માયા મેલી દ્યો. અને હાલો.

વહુ કહે, હવે તો હાલી રીયાં ! જ્યાં ઈ ત્યાં જ હું.

માવતર અને સગાં વાં'લાં તો મડદાને મેલીને હાલી નીકળ્યાં છે. બાઇ એકલી મડદાનું માથું ખોળાંમાં લઇને બેસી રહી છે. અઘોર રાત જામી છે. મેનાં પાણી તો માતા નથી.

બાઈ તો વિચાર કરે છે કે, અરે જીવ ! આંહી બેસી રહીશ તો નાર ઓરને સાવઝ દીપડા આ મડદાને ફરડી જશે. મારા પંડની તો બે' નથી, પણ મડાની બે' છે. મડાને જો જાનવર તાણશે તો બામણના દીકરાની અસર ગતિ થશે. પણ હું શું કરૂં ? ક્યાં લઇ જાઉં ?

એમા વિજળીનો એક અંજવાસ થયો છે. અંજવાસમાં આઘેરૂં એક દેરૂં કળાણું છે.

હા ! કાંઇક દેરા જેવું લાગે છે. મડાને લઇને ત્યાં પહોંચી જાઉં તો મડું ઉગરે. મડાને પગેથી ઢરડું તો તો મારા સ્વામીનાથનું માથું રગદોળાય. માટે માથું જ ઝાલીને ઢરડું. પગ ભલે ઢરડાતા આવે. એનો વાંધો નહિ.

બાઈ તો ધણીનું માથું ઝાલીને મડું ઢરડવા માંડ્યું છે. વિજળીનો અંજવાસ રહે એટલી ઘડી હાલે છે. વળી અંધારૂં થઈ જાય એટલે ઉભી થઈ રહે છે. વિજળીને સબકારે સબકારે દેરાની દસ્ય સાધે છે.

એમ કરતી કરતી તો બાઇ દેરે પહોંચી છે. મડાને માલીપા લઇ ગઇ છે. અંદરથી બાર બીડીને સાકળ ચડાવી છે. અને એકલી સ્વામીનાથનું માથુ ખોળામા લઇ બેઠી છે.

હાશ ! હવે બે' નથી. હવે મારૂં ગમે તે થાઓ !

૨

અધરાત થઈ ત્યા તો એવરત મા આવ્યાં. જોવે તો દેરૂં માલીપાથી દીધેલું ! અરે આ મારા થાનકની સાંકળ કોણે વાસી છે ? ઉઘાડ, ઝટ ઉઘાડ ! નીકર બાળીને ભસમ કરૂં છું.

બાઇએ તો બાર ઉઘાડ્યાં છે. આંખો તો માતાજીના તેજમાં અંજાઇ જાય છે. અંધારી રાતે અજવાળાં સમાતાં નથી.

અરરર ! એલી તુ કોણ ? ડેણ છો ? ડાકણ છો ? આ મડદાને દેરામા આણીને અમને આભડછેટ લગાડનારી તુ છો કોણ ? બોલ, નીકર બાળીને ભસમ કરી નાખું છું.

માતાજી, ખમૈયા કરો. હું નથી ડેણ કે નથી ડાકણ. પરણીને આવતાં અંતરીયાળ મારા સ્વામીનાથને એરૂ ડસ્યો. જાનવર બીકે રાત કાઢવા તમારો આશરો લીધો છે.

તારો ધણી સજીવન થાય તો? તો મારે બોલે પળાશ?

અરેરે માતાજી, એવાં ભાગ્ય ક્યાંથી?

તારો કોલ છે?

હા, કોલ છે.

ત્યાં તો મડાના જમણા પગનો અંગૂઠો હલ્યો છે. ઔતરત મા અંતરધાન થયાં છે.

બીજો પહોર થયો ને જીવરત મા આવ્યા છે. દેરાનાં બાર માતાજીએ તો બંધ દેખ્યાં છે.

ઉઘાડ! ઉઘાડ અમારા થાનકમાં બેસનાર તું જે હો તે ઝટ ઉઘાડ. નીકર બાળીને ભસમ કરૂં છું.

બારણાં ઉઘાડીને બાઇએ તો બીજાં માતાજીને જોયાં છે. તેજના અંબાડ પથરાણા છે. મેથલી રાતે જાણે ચંદરમા ઉગ્યો છે.

અરરર! એલી તેં અમારૂં થાનક અભડાવ્યું? બોલ. તું કોણ છો? ડેણ છો? ડાકણ છો? બોલ, નીકર સરાપ દઉં છું.

માતાજી, હું ડેણ નથી, કે ડાકણ. હું તો કાળા માથાનું માનવી અને વખાની મારી આંહી આવી છું. મારા સ્વામીનાથનું મોત બગડે નહિ, માટે બેઠી છું.

તારો ધણી જીવતો થાય તો? અમારે બોલે પળ્ય?

પળું.

કોલ દઇશ?

કોલે દઉં છું.

એટલું કીધું ને મડાનું જમણું પડખું ફર્યું છે. જીવરત મા તો અંતરધાન થયા છે.

ત્રીજો પહોર મંડાય છે. ત્યાં વળી અજૈયા માતા આવે છે. ઉઘાડ! ઉઘાડ! કહીને કમાડ ઉઘડાવે છે.

અજૈયાએ તો દેરામાં મટ્કું દીઠું છે. ડોળા ફાડી ફાડીને બાઇને ડારા દીધા છે. કીધું છે કે ઝટ બહાર નીકળ, નીકર બાળીને ભસમ કરીશ.

બાપ તો કહે કે નહિ નીકળું, સળગાવી દો તોય મારા સામી-નાથના મડાને નહિ રઝળાવું.

અજેપાળે ય બામણને સજીવન કરવાનાં વરદાન દીધાં છે. બોલે પળ્યાના કોલ લીધા છે. લઇને અંતરધાન થાય છે. બામણનું ડોળું અંગ હલવા માંડે છે.

ચોથે પહોરે વજયાટ્ટ પધાર્યા છે. એણેય કોલ લીધા છે. વરરાજા આળસ મરડીને બેઠો થયો છે. વહુને પૂછે છે.

અરે હે અસ્ત્રી! આપણે આંહી દેરામાં ક્યાથી? મારાં માબાપ ક્યાં? જાનૈયા ક્યાં?

હે સ્વામીનાથ! રાતે મૂરત સારૂં નહોતું. તમને નીંદર આવી ગઇ'તી. સવારે સારૂં ચોઘડીયું આવે ત્યારે સામૈયું કરવાનું કહીને મા બાપ ગામમા ગયાં છે.

વાટ જોઇ જોઇને તો પરોઢ થયું છે. સોનાનો સૂરજ ઉગ્યો છે.

હે અસ્ત્રી! મને ભૂખ લાગી છે ને થાક લાગ્યો છે, વાટ જોતાં વેળા ખુટશે નહિ. હાલો આપણે નવકુંકરી રમીએ.

દેરાને ઓટે, પ્રભાતને પો'ર, વર–વહુ નવકુંકરી રમે છે.

વહેલી પરોઢ્યે બે ગોવાળીઆ એનાં વાછરૂ ખોવાણાં તે ગોતવા નીકળ્યા છે. બેય જણાએ વર–વહુને નવકુંવરી રમતાં દીઠાં છે. બેય વાતો કરવા મંડ્યા છે.

એલા એય! ઓલ્યાં મુરખ્યાં બામણીયાં તો જો! ઘરે આરડ બેરડ કરી રીયા છે. દીકરાને ફૂટી રીયાં છે. અને આ તો મારાં દીકરાં બેય જણા નવકુંકરી રમે છે.

હાલ્ય હાલ્ય, જઇને વાત કરીએ.

બેય ગોવાળીઆએ પગરખા હાથમાં લઇને હડી મેલી છે. ઘેરે જઇને બામણને વાત કરી છે. રોકકળ થંભી ગઇ છે.

ડોસો કહે છે કે "અરે ભાઈ, તમે શીદ મારી ઠેકડી કરો છો?"

ડોસો તો ભાગ્યે પગે દેરે જાય છે. જઇને જોવે ત્યાં તો સાચોસાચ વહુ–દીકરો નવકુંકરી રમે!

વરઘોડીયાને તો ગામમાં આવી વાજતે સામૈયું કર્યું છે.

### ૩

એમ કરતાં કરતાં આસો માસ આવ્યો છે. બાઈને તો દસૈયાનું આણું આવ્યું છે. પણ ચારે માતાજીએ તો બાઈને કહી રાખ્યું તું કે 'પીર જાઇશ નહિ.'

બાઈ બોલી કે "કે'નારા કહી રહ્યા; મારે પીર નથી આવવું. મારે આવવું હશે ત્યારે વાવડ મેલીશ. આણું પરિયાણુ બધું એ ટાણે કરજો."

પીયરીયાં તો પાછાં ગયાં છે. ને બાઇને તો આશા રહી છે. દિ' ચડયે જાય છે.

નવ મહિને દૂધ જેવો દીકરો આવ્યો છે.

રાત પડી છે. રાંધી ચીંધી, વહુના ખાટલા હેઠળ શેક નાખી સાસુ ઓસરીમાં સૂતી છે. છોકરો માચીમાં સૂતો છે. ઝડસ્તો દીવો બળે છે.

અધરાત થઇ ત્યાં એવરત માતા આવ્યા.

"દીકરી! દીકરી! સૂતી છો કે જાગછ?"

"જાગું છુ માતાજી!"

"કોલ દીધો'તો ઈ સાંભરે છે?"

"સાંભરે જ તો!"

"માગું ઇ આપીશ?"

"આપીશ જ તો."

"તારો છોકરો દઈ શ?"

"દઇશ જ તો!"

એમ કહીને બાઈએ તો બાળોતીયું લીધું છે. બાળોતીઆમા વીંટીને છોકરાનો ધા કર્યો છે: "આ લ્યો માતાજી!"

છોકરાને ઝીલીને એવરત મા તો અલોપ થયા છે.

સવાર પડયું છે. સાસુ જુએ તો માચીમાં છોકરો ન મળે'

"અરે વહુ, છોકરો ક્યા? કોઈ કૂતરું મીંદડું આવ્યું'તુ?"

"મને કાંઈ ખબર નથી."

વહુએ તો ટુંકો જવાબ વાળ્યો છે. એને તો કાંઇ ફાળ ફડકો નથી. સાસુને તો વ્હેમ પડયો છે.

હાય! હાય! નભાઇ સમશાનમાં રાત રહી આવી ને ડાકણ થઇ આવી! છોકરો ખાઈ ગઈ!

વહુ કહે, "હા. હું ખાઇ ગઇ હું!."

આખા ગામમાં તો હાહાકાર બોલી ગયો છે કે બામણની વહુ તો સમશાનમાં જઇ આવી ને ડાકણ થઇ આવી!

ધાવતું છોકરું હોય તો ઉવેલ હોય. ધાવતું છોકરું ન હોય તો તરત આશા રહે. એટલે બાઇને તો તરત ઓધાન રહ્યાં છે. દિ' ચડવા માંડયા છે. નવ મહિને બીજો દીકરો આવ્યો છે.

આજ તો નભાઇ ચૂડેલને ખાતા દઈ જ નહિ! એની પાસે છોકરાને સુવરાવું જ નહિ!

એમ કહીને સાસુએ તો બીજા ઓરડામાં માચી મૂકી છે. માચીમાં છોકરાને સુવાડયો છે. પોતે પડખે સુતી છે. માલીપાથી ઓરડાને તાળું માર્યું છે.

અધરાત થઇ ત્યા તો જીવરત મા આવ્યાં છે.

"દીકરી દીકરી! સુતી છો કે જાગચ?"

"જાગુ છું માતાજી'"

"બોલે પળવું છે ને?"

"હાજ તો માતાજી'"

"તો લાવ્ય તારો દીકરો!"

'દીકરો તો સાસુએ સંતાડયો છે!"

"પણ તું તો આપજ્ને!"

"હા જ તો માતાજી, હું તો આપી ચુકી છું ને!"

"તો લાવ્ય બાળોતીયું."

બાઈએ તો બાળોતીયું ફગાવ્યું છે. જીવતર માએ તો સાસુને ઓરડેથી છોકરો બાળોતીઆમાં ઉપાડયો છે. ઉપાડીને પોતે અલોપ થઇ ગયા છે.

સવાર પડ્યુ છે. હાય હાય! માચીમાં છોકરો ન મળે! નક્કી વાલામુઇ વહુ જ ડાકણ થઇને ગળી ગઇ. સાસુએ તો વહુને એમ વગોવી છે.

બાપલીઆ! બામણી તો બન્ને ખાઇ ગઈ!

ગામ આખામાં ફે' ફાટી ગઇ છે.

વળી પાછી બાઇને તો આશા રહી છે. નવ મહિને દીકરો આવ્યો છે.

સાંજે દીકરાનો જલમ થયો છે ને અધરાતે દીકરા ઉપડી જાય છે. આ વખતે તો પહેલી રાત બરાબર જાળવવી છે.

આડોસી પાડોશી આવ્યાં છે. સગાં વ્હાલાં આવ્યાં છે. કોઇ ઓસરીમાં બેઠાં, કોઈ ફળીમાં બેઠાં, કોઇ ડેલીમાં બેઠાં છે. કોઇએ તરવાર લીધી છે ને કોઇએ બંદૂક લીધી છે.

સહુ જાગે છે. માચીમાં દીકરો રમે છે. કોઈ પાંપણનો પલકારોય કરતું નથી.

બરા...બર મધરાત થઇ ને અજેપા ગા ગાન્યાં છે. બધેં માણસ બેઠ'તું એની આંખામાં ધારણુ મૂકી દીધું છે. કોઇ બોલે કે ચાલે! સડેડાટ માતાજી ઓરડામાં ગયાં છે.

" દીકરી, સૂતી છો કે જાગ છ ?"

'જાગુ છું માતાજી !'

'બોલે પળવું છે કે ?'

'હાજ તો માતાજી !'

'તો લાવ્ય દીકરો.'

'મારી આગળ ન મળે.'

'પણ હું તો દઇ ચુકી ને ?'

'હા જ તો માડી !'

'તો લાવ્ય બાળોતીયું.'

બાઇએ બાળોતીયું દીધું છે ને માતાજીએ લઇ લીધું છે. દીકરાને ઉપાડયો છે ને માતાજી અલોપ થયાં છે.

હાય હાય ! આ તે ભગવાનના ઘરનો કોપ જાગ્યો ! કે વઢુ ડાકણુ જાગી ! બામણના ત્રણ ત્રણ દીકરા ચોરાયા ' ગામમાં તો હાપકારો બોલી ગયો છે.

ગામના રાજાને ખબર પડી છે.

રાજા કહે કે " આ ફેરે તો હું પંડે જ ચોકી દેવા આવું છું. ભાર શા છે કે બામણનો દીકરો ભરખાય ?"

બાઇને તો ચોથી વારનું આધાન રહ્યું છે. નવ મહિને બેટો જન્મ્યો છે. રાજાને બામણે ખબર દીધા છે.

ફળીયામાં માચી, માલીપા દીકરો, અને ફરતી સાતથરી ચોકી મેલી છે. રાજા પંડે ઉઘાડી તરવારે માચી આગળ બેઠો છે.

ગામને પણ રોણું જોણું ને વગોણું થયું છે. ફળીઆમાં ને ઓસરીમાં તો આખા ગામડાનું માણસ હલક્યું છે.

માણસ! માણસ' માણસ! ઈ તો મનખો ક્યાંય માતો નથી.

બર...બર અધરાત થઇને વજૈયા માતા આવ્યાં છે. અરે સાતથરી શું, સોથરી ચોકી મેલો ને! માતાજીએ તો દાણા છાંટીને સહુને ધારણ વળી દીધું છે. સડેડાટ પોતે ઓરડામાં હાલ્યાં ગયાં છે. જઇને સાદ દીધો છે,

'દીકરી, સૂતી છો કે જાગ છ?'

'જાગું છું માતાજી!'

'વચને પળવું છે ને?'

'તો લાવ્ય દીકરો'

'મારી પાસે ન મળે.'

'પણ તું તો આપી ચુકી ને?'

'તે દિ'ની જ.'

'તો લાવ્ય બાળોતીયું.'

બાળોતીયું લઇ, માતાએ દીકરાને તેડી લીધો છે. તેડીને અલોપ થયા છે.

આખ મીંચાણી ને ઉઘડી! ત્યાં તો દીકરો અલોપ!

સહુ ખોઈ જેવા મોઢા લઇને પોતપોતાને ઘેર ચાલ્યું ગયું.

બીજા નવ માસ થયા અને બાઇને દીકરી આવી છે. દીકરીને તો પથરો ય પડતો નથી. સાસુ સુવાડે તોય સૂઈ રહે છે, ને વહુ સુવાડે તોય સૂઈ રહે છે. સૌ બોલે છે કે:

'નભાઈ ચુડેલ! ચાર ચાર દીકરા ભરખીને હવે છોકરીને જીવાડે છે!'

## ૪

ચાર વરસનાં ચાર વ્રત પૂરાં થયાં છે. બાઈ કહે છે કે 'બાઈજી મારે ગોરાણીયું જમાડવી છે. વ્રતનાં ઉજવણાં કરવાં છે.'

સાસુ કહે, 'તને ફાવે તેમ કરને ભા!'

બાઈ તો નાહી ધોઈ, નીતરતી લટ મેલી, કંકાવટી ને ચોખા લઈ સડેડા...ટ નદીને સામે કાંઠે દેરે ગઈ છે. જઈને ચાર ચાંદલા કર્યા છે. કરીને બોલી છે કેઃ

એવરત જીવરત!
અંજૈયા વજૈયા!
ચારે બેન્યું મારે ઘેરે જમવા આવજો
ચારેને ગોરણીયું કહી જઉં છું

ઘરે જઈને બાઈએ તો લાપસી રાંધી છે. સાસુ તો આડોસી-પાડોસીમાં પૂછી આવી છે કે "મારી વહુ કોઈને ગોરણુ નોતરી ગઈ છે?"

સૌ કહે, "ના રે બાઈ!"

ત્યારે વાલામુઈ કોને કહી આવી હશે?

જમવાનું ટાણું થયુ છે. ત્યાં તો ચારે દેવીઓ ચારે દીકરાને આંગળીએ વળગાડીને હાલી આવે છે.

સાસુડી તો જોઈ રહી છે! ઓહો! શા રૂપ ને શાં તેજ! આ તે શું વહુ ગરાસણીયુને ગોરણી કહી આવી હશે!

ચારે માતાજીના પ્રથમ તો પાણીએ પગ ધોયા છે. પછી દૂધે પગ ધોયા છે. અંગૂઠાનાં ચરણામૃત લીધાં છે. ચારેને કંકુએ પીળેલ છે. પછી જમવા બેસારેલ છે.

ચારે માતાજી જમ્યાં જૂઠયાં. જાવા તૈયાર થયાં ત્યાં ઘોડીયા-માંથી છોકરીએ રોવું આદર્યું છે.

ચારે બેન્યું પૂછે છે કે "ગગી કેમ રોઈ?"

દીકરી કહે છે કે "સૌને તો એક ભાઈ, ને મારે એકેય નહિ!"

"આ લે ને માડી તારો ભાઈ!" કહી એવરતે આંગળીએથી દીકરો સોંપ્યો. વળી ચોફેર હાસ્યાં. વળી દીકરી રોઈ.

'ગગી કેમ રોઇ?'

'સહુને બબ્બે ભાઇ, ને મારે તો એક જ!'

'આ લે ને બીજો ભાઇ.'

એમ કરીને જીવરતે ભાઈ દીધો છે. વળી આગળ હાલ્યાં ત્યાં દીકરી રોઈ છે.

'ગગી કેમ રોઇ?'

'સહુને તો ત્રણ ત્રણ ભાઈ, ને મારે તો બે જ!'

'આ લેને આ ત્રીજો ભાઈ!'

એમ કહીને અજૈયા માએ ત્રીજો ભાઈ દીધો. વળી આગળ હાલે ત્યાં છોકરી રોઇ.

'કેમ રોઇ માડી?'

'સહુને તો ચચ્ચાર ભાઈ, ને મારે તો ત્રણ જ!'

'આ લે આ ચોથો ભાઈ.'

એમ કહીને વજૈયા માએ ચોથો છોકરો આપી દીધો. ચારે જણીઓ ચાર દૂધમલીઆ દીકરા લઇને ચાલી ગઈ.

બાઇને થાનેલેથી તો ધાવણની ધાર વછૂટી છે. પોતાના ચારે દીકરાને ઉછેરીને માતાજીએ પાછા દીધા છે.

ગામમાં તો આખી વાતનો ફોડ પડયો છે. ધણીને સજીવન કરવા બાઇએ ચાર ચાર દીકરા ચડાવ્યા'તા' અરે બાઇ! સગાં માવતર દીકરાને ધમધોરી રાને મેલીને હાલ્યાં આવ્યાં'તાં! અને દીકરો જીવ્યો તે તો વહુને પુન્યે!

વહુનાં વ્રતની તો જે! જે! બોલાણી છે. સાસુ સસરો વહુને પાયે પડયાં છે.

એવરત જીવરત ને અજૈયા વજૈયા એને ફળ્યાં એવાં સૌને ફળજો!

ઝવેરચંદ મેઘાણી

Literary simplicity is one of the most difficult of all things to attain.

Hugh Walker

---

* જયા વિજયા.

# સુન્દિર સરિતા

રૂડી સુન્દિર સરિતા રે નિર્મળ ઝરણું વહેતી
સ્નાન કરવાને ચાલ્યાં રે મળી સહુ સાહેલી.
પહેર્યાં વસ્ત્ર પવિત્ર ને જળની ઝારી હાથ,
વૃત્તિ નિર્મળ રાખીને આનંદ ઉર અથાગ.
ચાલ્યાં પૂજન કરવા રે મળી સહુ હરખાતાં
લઇ કુમકુમ અક્ષત રે વિધિમંત્ર ઉચ્ચરતાં
—રૂડી•

કરવા પૂજન પ્રેમથી જળથી કીધાં સ્નાન,
ચંદન અક્ષત પુષ્પથી શીવનાં કર્યાં વિધાન.
ફળ નૈવેદ્ય ધરિયાં રે મુખવાસ સોહમ કાજે
ધૂપ, દીપ ને આરતી રે વળી જપ તે સાથે.
—રૂડી૦

પૂજનવિધિ થઇ રહી પુષ્પાંજલિ અપાય,
ભક્તિ મુક્તિ માગીને થયાં સહુ વિદાય.
ઉરે આનંદ લેતાં રે વૃત્તોના નિયમકારી
કીધાં પારણાં પ્રાતે રે થઇને સહુ ભાગી.
—રૂડી૦

મંજુબહેન મહેતા

# જીવન, યૌવન, પ્રેમ

સનમ! આ આંસુ શાનાં?

જીવન ને યૌવન માત્ર એક સ્વપ્નાં છે એના તરંગ આવ્યા કે શું?
તો—તો આપણો પ્રેમ અનંત ક્યાં નથી?

સ્વયંભૂ હશે!

૧૨૯–૬




વીણા

ચિત્રકાર. જગમોહન મિસ્ત્રી

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આનંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

ગુર્જર મિસ્ત્રી: અમદાવાદ

મેદાનમાં અમુક ચોક્કસ જગ્યાએ બેસી જતો. એ જગ્યાની પસંદગી ઘણુંખરું તે ભદ્ર અને ખાનપુરની વચ્ચેના કોઇ સારા જેવા રેતીના પટમાં કરતો. આજે કઈ જગ્યા પસંદ કરવી તેનું ધોરણ ઘણુંખરું ટીપુ પાસે જ રહેતું. અને એના એ હક્કમાં. તેના બે મિત્રોએ ક્યારેય વાંધો ઉઠાવેલો નથી.

તેના બે મિત્રોમા એક પેન્શનખાતું કુંભારનું લંગડું ગધેડું હતું. તેનું નામ ગોટી હતું. છેલ્લાં પાચ વર્ષ થયાં તે પેન્શન પર હતું, અને ટીપુ સાથે તેણે મૈત્રી સાધી તે પહેલાં પણ સાબરમતીના વિશાળ પટમા, સાંજે ઝાંખા ઉજાસવાળી રાત્રિમાં તે એકલું જ ફર્યા કરતું. તેને બહુ વહેલા ઉઠવાની ટેવ ન હતી એટલે તે સૌથી મોડું સુતું. ત્રીજા મિત્રને, આ બે મિત્રના જેવી સ્વતંત્રતા મળી ન હતીઃ કારણ કે તે અશક્ત અને કાઈક તેજસ્વી હતો. ઘણુંખરું તે સાંજે ચોરી છૂપીથી આઢી આવી જતો અને સવારમાં માણસના અવરજવર થાય તે પહેલાં ચાલી નીકળતો. એ કોઈ બેદરકાર શેઠનો જુવાન પાડો હતો. એનું નામ રાણો હતું. તે ઘણો આળસુ, શોખીન, ગમતી અને તોફાની હતો. સાજ પડે એટલે હમેશાં તે પોતાનું જાડું માથું ધૂણાવતો આ મિત્રોને મળવાને માટે એક કે બીજે રસ્તેથી, આવતો હોય.

એ ત્રણ મિત્રો ખરેખર સુખી હતા. ટીપુ અને રાણો હમેશાં લડતા અને ભાર ઉપાડી ઉપાડીને ડાહ્યો થયેલો ગોટી તેમના પ્રત્યે જાણે શિખામણના શબ્દો બોલતો હોય તેમ મુંગો મુંગો જોયા કરતો. ટીપુ રાણાનું પૂછડું ખેંચતો અને રાણો ટીપુને પોતાને હજી તો ઉગતા આવનાં શીંગડાથી ખોટી શિક્ષા કરતો! ગોટી ચુપચુપ ઉભો ઉભો એ જોયા કરતો અને જ્યારે પેલા બન્ને જુવાનીઆ થાકી જઇને નીચા બેસે ત્યારે તેમની સોડમાં લપાઈને હુંફ લેવા માટે તે પણ છાનોછાનો બેસી જતો.

એ ત્રણે મિત્રો એ પ્રમાણે એક દિવસ બેઠા હતા ત્યાં એક ગરીબ માણસ આવ્યો.

ત્રણે જણાએ નવા આવનાર પ્રત્યે બેદરકારીથી જોયુંઃ આવનારમાં બધા દોષ હતાઃ નબળું ને કદરૂપ શરીર હતુંઃ રોગથી તે વધારે

કુરૂપ લાગતું હતું. માથામાં ઉંદરી હતી. પણ આટલા અંધારામાં આ ત્રણ જણને જ ત્યાં બેઠેલા જોઈ તે પણ તેમનાથી બહુ દૂર નહિ, ચણ પોતાનું માન સચવાય તેટલે છેટે બેઠો.

તેણે એક કાણું ઠીબકું કાઢ્યું. ઘણા સ્વાદ મળવાથી બેસ્વાદ ચયેલો ખોરાક તેણે કાઢ્યો. ધરાઇને સંતોષથી તેણે તે ખાધો અને પછી પાણી પીને, પેલા મિત્રો પાસે થોડે દૂર રેતીમાં સૂતો.

આ ત્રણ જણાને એક નવો મિત્ર મળ્યો. પછી તો એ મંડળ હમેશાં સાંજે ત્યાં ભેગું થતું. ને ત્રણે મિત્રો સાથે પેલો નવો મિત્ર પણ વધારે ને વધારે ભળતો ગયો. ગમે તેમ પણ, જ્યાં પોતાને છાના વિરોધથી દંભ ભરેલા વિવેકથી, ખોટી શ્રેષ્ઠતાથી કે અધુરા પ્રેમથી કોઇ ઠગતું નથી, ત્યાં મનુષ્યને એક જાતનો આનંદ મળે છે. જ્યારે આખું ગામ નિરાતે ઘોરતું હોય, અને સવારે એક બીજાનાં ગળાં વધારે તેજસ્વી જુસ્સાથી કાપી શકાય માટે જ માણસો આરામ લેના હોય, ત્યારે આ મુગાં ચાર પ્રાણીઓ, બોલ્યા ચાલ્યા વિના, માત્ર એક બીજાની પાસે બેઠા છે એટલા જ જ્ઞાનથી સંતોષ માનીને સુખમાં રાત્રિ ગાળતાં.

૨

ચાર પ્રાણીઓ અને વાત તદ્દન જ સાચી હતી. પેલો માણસ પણ પ્રાણી જેવો જ હતો. એને માણસ કોણ લેખે ? જ્ઞાનશૂન્ય હતો: જડ હતો: ભિખારી હતો અને વધુમાં જરાક રોગી પણ હતો. એક માણસ આવી સ્થિતિમાં હોય છે પછી તેને સમાજમાં કાંઈ સ્થાન નથી. એ જાનવર નથી એટલા માટે માણસો ઘણી વખત એને નિભાવે છે, પણ તેને માટે સારો રસ્તો તો નવા મિત્રો શોધવાનો જ છે. એટલે આ નવાં પ્રાણીને પોતાના ભાઇઓ સાથે ધીમે ધીમે ગોઠી ગયું. એના તરફ થોડાક ટૂકડા ભુકડા બેદરકારી અને ધિક્કારથી માણસો ફેંકી દેતા: તે એ ખાઈ લેતો. ઇશ્વરે આપેલું સાબરમતીનું પાણી, ઠંડી મીઠી રેતીની બિછાત, અને ઉપર ભરતી અને નીચે આકાશ. પણ એ સ્થિતિમાં આ ભિખારીદાસને એક આનંદ આવવા લાગ્યો. પેલો પાડો ને કુતરો લડતા હશે, અને અકાલે વૃદ્ધ બનેલો,

ગધેડો એમને ઠપકો આપતો હશે અને એ બધું પોતાને જોવા મળશે એ વિચારથી ઘણી વખત આ ભિખારીને હવે ગામમાંથી બહાર આવતાં જાણે ઘેર આવતો હોય તેવું લાગતું. એટલે ઘર નહિ છતાં ઘરના જેવો આનંદ ભોગવવાની મીઠાશ એના જીવનમાં વણાટની માફક ગુંથાવા લાગી.

અને અંતે જીવન પણ ઘણી વખત તો મીઠાશનું જ બનેલું છે નાં ?

તેથી ન માની શકાય તેવો એક ફેરફાર એના જીવનમાં થવા લાગ્યો. એ રાણુને અને ટીપુને લડતા જોતો ત્યારે હસ્યા જ કરતો. એને મોટેથી હસતો જોઇને ઘણી વખત તો ગોટી તેના તરફ ઠપકા-ભરી આંખે ડાહ્યો બનીને જોઈ રહેતો. માણસને આટલો આનંદ કરતો જોઇ, પોતે એના કરતાં વધારે ડાહ્યો છે એમ પણ કદાચ મનમા આવતુ હોય. ઘણી વખત સારા ગંભીર માણસો એવી જ રીતે ઉગતી જુવાનીને જૂએ છે.

ગમે તેમ પેલા માણસ માટે તો આ મજા હીટ નીવડી. ટીપુ ઘણી વખત તો એને પણ છેડતો. અને એ બન્ને વચ્ચે પણ પકડ દોડની હરિફાઇ જામતી. એનુ શરીર ધીરે ધીરે સુધરતું ગયું.

પછી એને એક નવો બુટ્ટો સૂઝ્યો. એ કેમ સૂઝ્યો; એ તો કોને ખબર ? પણ આ ત્રણ જણા માટે કાંઈને કાંઈ લાવવાનું એને મન થવા લાગ્યુ.

એક દિવસ તે સ્ટેશન તરફથી પાછો ફરતો હતો ત્યારે એક લારીવાળો ભાર ભરીને ચાલ્યો આવતો હતો. લારીમા ભાર ઘણો હતો અને એ તથા એનું બૈરુ બન્ને ખેંચતા હતાં છતાં પાછળના ધક્કાની જરુર વારંવાર લાગ્યા કરતી હતી.

ભિખારીદાસે આ જોયું અને પોતે તેમના કહ્યા વિના ધીમે ધીમે પાછળથી ધક્કો મારતો ગયો. આટલી મદદ મળવાથી આગળ ખેંચનારને એકદમ રાહત મળી, અને તેમણે પાછળ જોયું તો પોતા-નવા મદદગારને દીઠો. કાંઇ પણ બોલ્યા વિના ઇશારતથી ઘણી-ધણીયાણીએ પોતાના મજુરીમા આ માણસ પાછળથી હિસ્સો તો

નહિ માગે નાં; એમ એકમેકને પુછી લીધું. અને હિસ્સો માગશે તો શું માગશે;–કાંઇ નહિ, પછી જોઈ લેવાશે, એવી ધણીની એકરકાર ઇશારતથી ધણીયાણી શાંત રહી. અને લારી સુખરૂપ વધવા લાગી.

લારી અટકી. માલ ઉતર્યો. ભીખારીદાસે તેમાં પણ મદદ કરી અને પછી જેવો વેપારી પાસે પેલો મજૂર પૈસા લેવા ગયો કે તરતજ તે મુંગો મુંગો ચાલતો થઈ ગયો.

પણ તેને રકઝક વિના કે ભાગ માગ્યા વિના જતો જોઇને પેલા મજૂરને પોતે તેના કરતાં પણ હલકો છે કે શું; એવી લાગણી થઇ આવી. અને પાછળ દોડીને પેલા ભીખારીદાસને પકડી પાડયો.

'લે આ ચાર પૈસા' કહીને તેણે પોતાનો હાથ આગળ ધર્યો. જેણે કોઇ દિવસ પૈસો આવી રીતે આવે છે એ અનુભવ્યું ન હતું તેની દૃષ્ટિ આગળ આ એક નવી સૃષ્ટિ ખડી થતી લાગી. તેણે હાથ ઉપર જરા જેવી નજર ફેરવી; તેમાં એક પૈસો, કોરો, ચળકતો, નવા ત્રાંબાનો–ઇ. સ. ૧૯૨૬ નો હતો. તેનો હાથ આ પૈસા પર સહજ જ પડયો.

બીજી ક્ષણે તેના હાથમાં પેલા મજૂરે ચારે પૈસા મૂકી દીધા.

આજે એના મનમાં પહેલવહેલી માલિકી એટલે શું; એનું સહજ ભાન આવ્યું. એ ચાર પૈસાનો માલિક હતો. ગમે તે દુકાન પર જઈને, એ સત્તાથી ઉભો રહી શકશે એવું એને લાગ્યું. અને હવે રસ્તે ગમે તેવા ઉજળાં લુગડાવાળા માણસ પાસે પણ માગવા માટે તેની જીભ કે હાથ જાણે નકાર ભણી રહ્યા હોય તેમ તેને લાગ્યું.

હમેશા જે બીખમાથી બચાવતો તેણે આજ આલમદેનનથી બચાવ્યું. તેની નજર આગળ નવા જીવનનું પ્રભાત ધીમે ધીમે ઉઘડતું જતુ હતુ. તેણે એ ચારે પૈસા વાપરી નાખ્યા. એક પૈસાના ફૂલ લીધા અને ત્રણ પૈસાના ગાંઠીઆ લીધા. હવે સાયંકાળે પોતાના મિત્રને આ ભેટ ધરી શકશે, એવા ઉલ્લાસમાં તે પોતાના ઘર તરફ વળ્યો.

*

તે જ્યારે સાયંકાળે સાબરમતીના પટમાં પહોંચ્યો ત્યારે વાદળાં

ઘેરાઈ વરસાદ પડવો શરુ થયો હતો. અને અમદાવાદનાં ખાળનાં ડોળાં પાણી સાબરમતીને મળવા ચાલી નીકળ્યાં હતાં. પણ જ્યારે તે સાબરમતીને કાંઠે પહોંચ્યો ત્યારે તો ઘસારા દેતી સાગર જેવી સાબરમતી ખળભળી રહી હતી. મોટો લાગતો એલીસબ્રીજ તો નાના નેવા જેવો બની ગયો હતો. પાણીની છોળો કોટ સાથે ભટકાઈ રહી હતી. અને હંમેશની શાંત સાબરમતીમાં પણ ઘુઘવી દેતાં ડોળાં પાણી એવાં વેગથી વદી રહ્યાં હતાં કે જાણે હવે અબઘડી બધું પાણી ખલાસ થઈ જશે. પણ પાછળ કે આગળ જ્યાં નજર ફેરવે ત્યાં પાણીના ડુંગરા એટલા જ વેગથી ચાલ્યા આવતા હોય ! લોખંડ, લાકડા જાણે નાનાં સાંઠીકડા હોય તેમ સપાટાબંધ ઘસડાતાં હતાં; અને માણસ, પશુ, ઝાડ, જે કાંઇ ઘસડાતું આવે તે જૂઓ ન જૂઓ ત્યા તો, જાય ઘુમરી ખાતુ, ચકરી ખાતું, કોઈ મોટા પાણીની ઘુનામાં.

બાબારીદાસે આ જોયું ને તે કાંઠે થંભી ગયો. તેનું ઘર તો પાણીના સાગરમાં લુપ્ત બની ગયુ હતું.

આખી રાત તેણે ઘૂઘવતો સાગર જોયા કર્યો. અને સવારે પાણીનો વેગ નરમ પડ્યો, કાંઠો ઉઘડ્યો, ત્યારે ધીમે પગલે તે પોતાના ઘર તરફ ગયો. પણ ત્યાં કોઇ હતું નહિ.

સાંજે તે ગામમાંથી વહેલો પાછો ફર્યો. પેલા ગાંઠીઆ ને મૂળા એક ચીંથરા જેવા કપડામા બાંધી રાખ્યા હતા. અને આજે પણ ચાર પૈસા કમાઈને તેમા તેણે વધારો કર્યો હતો.

પણ તે પોતાને ઘેર પહોંચ્યો ત્યારે ત્યાં કોઈ હતું નહિ. અકાલે ડાહ્યાં બનેલા ગોદી, પેલા રાણુને અને ટીપુને ઠપકો આપતો બેઠો હશે, એ જોવા તે હોંશથી જલ્દી દોડતો આવ્યો હતો. પણ ટીપુ કે ગોદીનું તો નામ નિશાન પણ હતુ નહિ.

તે છેક દૂર દૂર દ્રષ્ટિ ફેરવવા લાગ્યો. સાંજ પડતી હતી. અંધારૂં વધતું હતું. એલીસબ્રીજના દીવા વધારે પ્રકાશવા લાગ્યા.

*

ઉપર દૂર એલીસબ્રીજ પાસેથી તેણે રાણુને આવતો જોયો: તે પણ ધીમે પગલે એ જગ્યાએ જ આવ્યો.

પશુએ અને મનુષ્યે એક બીજાના સામે જોયું. રાણાએ જરાક અવાજ કર્યો: ભિખારીદાસે તેના માટે લાવેલા મૂળા આગળ ધર્યા. પણ તે એક પછી એક નીચે પડી ગયા. રાણાએ ડોકું નીચે નમાવ્યું. પોતાની ઉગતી શીંગડીઓ, ભીખારીદાસના પગમાં ભરાવી અને એક રણુકાર કર્યો.

ન સમજી શકાય તેવી નિશાનીથી બન્ને સમજી ગયા કે ગોરી અને ટીપુ, વેગભર્યાં પાણીમાં, કોણ જાણે કેટલે દૂર ઘસડાતાં હશે.

ભિખારીદાસ એ રણુકાર સાંભળતાં જ ધબ દઈને નીચે બેસી ગયો. તેનું ઘર, આરામસ્થાન, વિનોદભવન, શાંતિનું ઠેકાણું, જેને માટે એ મજૂરીમાં આનંદ લેતા શીખ્યો તે મિત્રો: સર્વસ્વ આજે હતું ન હતું થઈ ગયું.

અંધારું વધ્યું ને થોડાક જુવાનો રેતીમા લલાટ મારતા હશે તે ચાલ્યા ગયા. ભીલના ધૂમાડા જરાક ઓછા થવા લાગ્યા. ત્યારે ભીખારીદાસે, હૃદય ચીરી નાખે તેવા સાદે એક બૂમ પાડી: 'પાણી ! પાણી! અમારા મિત્રો પાછા દે !'

આછા પડઘા સિવાય કાંઈ જવાબ આવ્યો નહિ. માત્ર રાણો, એનું કહેવું સમજ્યો હોય તેમ કરુણ રણુકારથી, તેની ગોદમા વધારે ને વધારે પાસે સર્યો. ને પોતાની ઉગતી શીંગડીઓથી તેને ખજ્વાળવા લાગ્યો.

ધૂમકેતુ

While it is true that the story is, or may be, simple, it is a profound mistake to suppose that it can be told by any one and without art.

Hugh Walker

# પ્રયાણ

ગગનમાં સળગે શગડી સદા,
અવનિના ઉર આ મૃદુ ડામતી;
મુજ ઉરે સળગ્યાં સ્મરણો બધાં,
અનલલાહ્ય નિરંતર એ થતી.

મરણ તો ચૂશસે વિષ ડંખનું.
સ્મરણ ડંખ રહે પછી ના જરીઃ
ફુલક સંસ્મૃતિનું વણ રંગનુંઃ
સ્મરણ ધન્ય અધન્ય જશે ખરી.

ઉદય અસ્ત તણી ન પ્રદક્ષિણા!
પ્રલય માટ બધું જગ થાકશે,
હૃદયકંપ અહીંજ વિચક્ષણા,
ભય ન એ મુજને જરીએ હશે!

જીવન-અંત-પ્રયાણ હવે કરૂં,
ભગિનિ! રૂપ હવે નવું હું ધરૂં.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

# આવતી કાલનાં લોકગીત

ગુજરાત ઉપર કવિતાદેવી પહેલેથી પ્રસન્ન છે. નરસિંહ મહેતાએ ગુજરાતી ભાષામાં પહેલી કવિતા કરવા માંડી ત્યારથી આજ સુધીમાં ગુજરાતી ભાષાની કાવ્યસમૃદ્ધિ તપાસીએ તો જરૂર એમ લાગે કે નરસિંહ મહેતાની બોણી બહુ સારી. લાંબા કાવ્યો, ટૂંકા કાવ્યો, આડાં કાવ્યો, પહોળાં કાવ્યો, ખંડ કાવ્યો, ગદ્ય કાવ્યો વગેરે ભાત ભાતનાં કાવ્યો આજ લગીમાં ગુજરાતી ભાષાના ભંડારમાં જમા થઈ ચુક્યાં છે. ચ્હાની હોટેલોની દિવાલો પર કાવ્યો, રેલ્વેમાં વ્હેંચાતી જાહેર ખબરોના દસ્તપત્રોમાં કાવ્યો, માસિકોમાં આવતી જાહેર ખબરમાં કાવ્યો, રાજકીય ચળવળના સરઘસોમાં કાવ્યો, બોગીવાળાના ભાષણોમાં ચાલુ કાવ્યો: એમ ચોપાસ કવિતાદેવીની સમૃદ્ધિ વિપુલ પથરાઈ ગઈ છે.

છતાં, એટલેથી બસ ન થતું હોય તેમ નવી–રોજ તાજી તાજી બનતી, દર માસે ઢગલાબંધ માસિકોમાં, દર અઠવાડીયે ઢુંઢી બંધ સાપ્તાહિકોમાં, અને અને દૈનિકોમાં, ખાસ અંકોમાં અને દસ્તપત્રોમાં ક્ષણે ક્ષણે દેખાવ દેતી–કવિતાથી સંતોષ જાણે ન થતો હોય તેમ આજકાલ કેટલાક ઉત્સાહીઓએ જુના ભંડાર ખોલી ખોલીને, આજ સુધી છાપખાને ન ચઢેલાં, ચોપડીઓમાં ન લખાયલાં, ડોશીઓ કે છાપાંઓમાં ન છપાયલાં એવાં કેવળ કંઠોપકંઠ ચાલ્યાં આવતાં લોક–ગીતોને મુદ્રાયંત્રમાં પુનર્જન્મ આપવાનો, ગળા મારફતે લોકોના કાને પહોંચાડવાનો, અને એ રીતે પ્રસિદ્ધિ પામવાનો પ્રયાસ આદર્યો છે.

## આવતી કાલનાં લોકગીત



નાવાં જુનાં ગીતોને લોકગીતો કહે છે. આ "લોકગીત" શબ્દની નોખી નોખી વ્યાખ્યાઓ કરવામાં આવે છે. ભાવનગરની સાહિત્ય પરિષદ્ વખતે "કાઠીયાવાડના લોકગીતો અને ચારણી સાહિત્ય" માટે પરિષદ્‌ને છેલ્લે દિવસે (મંત્રીઓની બહુ મરજી ન હોવા છતાં) મહા પ્રયાસે એક ખાસ મિજલસ મેળવી શકાઈ હતી. મિજલસ મળ્યા પછી એ મિજલસનો હેતુ મંત્રીઓથી માંડીને 'મહાજનીઆઓ' (વગર નોતરે સભામા ઘુસી જનારા સત્પુરુષોને 'મહાજનીઆઓ'ના નામથી ઓળખવાની કાઠીયાવાડની "લોકભાષા"માં પ્રથા છે) સુધીના તમામ માણસો ભુલી ગયા હોય એમ લાગ્યું. થોડાક ચારણોએ ચારણી સહિત્યના કેટલાક નમુનાઓ બતાવ્યા, શ્રી મેઘાણીએ કૈંક બંગાલી સાહિત્યની પ્રસાદી આપી, અને પછી બૉઝવેલ અને જોનસેન સમી શ્રી રાયચુરા અને શિવજીભાઇની અદ્વિતીય જોડલીએ કોઇ અનેરાં ગીતો ઝીકવા માંડ્યાં. શ્રી રાયચુરાને એ વખતે આવડતું એકજ ગીત—"કેર કાંટો વાગ્યો:" ચવાઇને કુચ્ચા જેવું કરી નાંખેલું એ એક જ ગીત—કાઠીઆ-વાડને ગામડે ગામડે જાણીતું છતાં પોતે જાણે કે બહુ ભીષ્મ પ્રયાસે પ્રાપ્ત કરેલું હોય તેવી પ્રસ્તાવના અને તેવા દમામ સાથે ફેંકી દીધું અને પછી તેમનો લોકગીતોનો ભંડાર ખુટતા તેમના બૉઝવેલ ઉર્ફે શ્રી શિવજીભાઈએ પોતાના જોનસન સમા રાયચુરાના કેટલાંક કાવ્યો "લોકગીત"ને નામે ચડાવવા માંડ્યાં. "આ પણ એક લોકગીત" કરીને "પ્રિયતમ પ્રેમીને પૂછું: જગત પ્રેમી થશે ક્યારે?"ની મશહુર કવ્વાલી ફેંકી સભાજનોની તાળીયો ઝીલી નાખી. રાયચુરા કાવ્ય રચે, અને તે કાવ્ય તેના ઉપરના ભાષ્ય સાથે, કર્તાની અત્યુત્તમ શક્તિપ્રભાની પ્રશંસા સાથે શિવજીભાઈ કોઇ પણ સભામાં તક મળ્યે ગાઈ બતાવે એ ક્રમ વીલેપારલેની સભાઓમાંથી શરૂ થઇને છેક ભાવનગરની સાહિત્ય પરિષદ સુધી ચાલુ રહ્યો હતો. એટલે, લોકગીતની એ બૉઝવેલ સમા શિવજીભાઈની એક વ્યાખ્યા.

ત્યાર પછી શ્રી મેઘાણીએ લોકગીતની બીજી વ્યાખ્યા કરી. "કોઈ કવિના નામ વગરનાં, કંઠસ્થ સાહિત્ય રૂપે જળવાઇ રહેલાં, ગામડાઓની 'રઢીયાળી રાત' ને આનંદી બનાવનારાં, છેક

સામાન્ય કોટિનાં સ્ત્રીપુરુષોએ પોતાનાં નિત્ય જીવનની પ્રતિમા રૂપ, આપોઆપ ઊર્મિથી રચી કાઢેલાં, સાદી ભાષાનાં અને સાદા ભાવોનાં ગીત તે લોકગીત એવા કૈંક અર્થની વ્યાખ્યા એમણે રચી. એ વ્યાખ્યામાં જેનો સમાવેશ થઇ શકતો હોય તેવાં પુષ્કળ સુંદર ગીતો એકઠાં કરી, પુસ્તકાકારે બહાર પાડી, સ્થળે સ્થળે જઇ, જાતે ગાઇ બનાવી, ગૂજરાતકાઠીયાવાડની પ્રજાને એમણે એનો પરિચય કરાવ્યો. લોકગીતની એ એક બીજી વ્યાખ્યા.

એ બીજી વ્યાખ્યા સામાન્ય રીતે તો ગમી જાય તેવી, ખરી લાગે તેવી હતી, પણ તેમાંયે મતભેદ, કે સુધારો 'ના' થઇ શકે તેવું ન રહ્યું. થોડા વખત ઉપર ભાવનગરની સામળદાસ કોલેજમાં એક મિજલસ થઇ હતી, જેમાં વક્તા તરીકે શ્રી પરભુભાઇ બ્હાલાભાઇ શર્મા "લોક સાહિત્ય (કેટલાક સંગીત સાથે)" વિશે વિવેચન કરનાર હતા. શ્રી મેઘાણીના લોકગીતો અને લોકવાર્તાઓનાં રંગે રંગાઇ ગયેલ ભાવનગર કોલેજ તો એ પ્રકારનું બીજું કૈંક સાહિત્ય શ્રી પરભુભાઇ પાસેથી મળશે એવી આશા બાંધાઇ. પણ લોકગીતો— બલ્કે લોકસાહિત્યની શ્રી પરભુભાઇની વ્યાખ્યા કૈંક નવીન નીકળી. રેડીયા વિશેનું પોતાનું એક કાવ્ય, કવિ ન્હાનાલાલના રાસ, શ્રી રાયચુરાનો એક રાસડો: આ સામગ્રી તેમણે પુષ્કળ ધાર્મિક, આર્થિક, રાજકીય અને સામાજીક ચર્ચાઓ સાથે "લોકગીતો" રૂપે રજુ કરી દીધી.

એટલે એકંદર રીતે, "લોકગીત"નો સર્વે ગુજરાતીઓ સ્વીકારે તેવો એક ચોક્કસ અર્થ થવો હજુ બાકી છે. અને એ કામ આપણે આપણા ધુરંધર સાક્ષરોને માથે રહેવા દઇએ. શ્રી મેઘાણી જે એક વસ્તુને લોકગીત કહે છે, તે ઉપરાંત પોતાના કાવ્યોને પણ શ્રી રાયચુરા લોકગીતમાં ગણે છે, અને એ બન્ને ઉપરાંત શ્રી પરભુભાઇ પોતાનાં કાવ્યોને લોકગીતમાં ગણે છે; વળી બીજા કેટલાયે કવિઓ, લેખકો, ગાયકો, સાક્ષરો, વિવેચકો અને બજુચકો લોકગીતમાં કેવાં કેવાં પ્રકારનાં સાહિત્યનો સમાસ કરતા હશે એ તો પુરી શોધખોળ કરનારને જ માલમ પડે.

પણ વાતનો મુદ્દો એ છે કે, ગમે તે કારણથી પણ હમણાં ગુજરાતની પ્રજાની લોકગીત તરફની અભિરુચિ દિવસે દિવસે વધતી જતી દેખાય છે. "સોનીડા રે ઘડજે રૂડા ઘાટ" અથવા તો "સમજાવશો કો શીસ્તુરી ઉન્હાં ઉન્હાં ચુંગન તણી (કે ભજીયાં તણી?)" એવી એવી અનેક કાવ્ય ચમત્કૃતિઓથી ધરાઇ ગયેલ ગુજરાતી પ્રજાને, જેમ હંમેશાં મિષ્ટાન્ન ખાઇ ખાઇ ઓખરી જનારા શ્રીમંતોને ક્યારેક વાસી રોટલો ખાવામાં આનન્દ લાગે તેમ, રોજે રોજની તાજી બનતી અવનવી કવિતાઓને બદલે હાલ જુના લોકગીતો ગાવા સાંભળવામાં રસ પડતો જાય છે. જન-સમુહને જે વસ્તુ રુચતી હોય, તેજ વસ્તુ તેને પુરી પાડવામાં વેપારીની બુદ્ધિનું ખરું કૌશલ્ય રહેલું છે અને ગુજરાતની પ્રજા તો વેપારી બુદ્ધિ માટે પ્રખ્યાત છે. નાટકશાળામાં છેલ્લા વર્ગમાં બેસનારા પ્રેક્ષકો સૌથી વધારે પૈસા ખટાવનારા હોય છે, તેથી તેમની વૃત્તિઓને રુચે તેવા નાટકો રજુ કરવા માટે નાટક રચનાર જે પોતાને પણ કદાચ ન રુચતું હોય તો પણ સ્થળે સ્થળે અમુક પ્રકારના અશ્લીલ શ્રૃંગારની તેને રચના કરવી પડે છે, અને એવી રચના માટે જ ગુજરાતી નાટકો પ્રખ્યાત છે. અસહકારનો ને ખાદીનો યુગ ચાલ્યો ત્યારે ખાદીની ટોપી પહેરનારા કેટલાયે વેશધારીઓએ વ્યાપારી-બુદ્ધિએ પોતાના ખુબ સ્વાર્થો સાધી લીધા, એજ પ્રમાણે હવે જ્યારે લોકગીતનો યુગ શરૂ થવા લાગ્યો છે, ત્યારે દ્રવ્ય નહીં તો છેવટ કીર્તિ પણ મેળવવાની આકાંક્ષા ધરાવનાર વેપારીઓએ ગમે ત્યાંથી ઉભાં કરી કરીને પણ લોકગીતો સ્થળ કે પ્રસંગનો વિવેક વિચાર્યા વગર પણ, જનસમુહ પાસે મોટી સંખ્યામાં મુકી દેવાં તેમાંજ તેમની કારીગીરી છે. પછી એ લોકગીત "મેમણ વાડામાં છાનામાના છુપાઇ રહીને, માર ખાવાના કે જીવ ખોવાના જોખમે પ્રાપ્ત કર્યું હોય," "ગામડામા ફરતે ફરતે ૯૦ વરસની કોઇ ડોસી પાસેથી ઉતારી લીધું હોય," કે "ન્હાના ન્હાના રાસ"માંથી ગોખી કાઢ્યું હોય કે છેવટે પોતે જ નવું જોડી કાઢ્યું હોય; પણ તે ગીતને લોકગીત કહેવું જોઇએ, અને એવાં લોકગીતો કોઈ પણ

પ્રકારની મિજલસ મળી હોય તેમાં તક શોધીને, અને નહીં તો એ માટે ખાસ મિજલસ મેળવીને પણ એમાં ગમે તેવા કર્કશ કંઠે પણ ગાઇ બતાવવાં જોઇએ.

સુભાગ્યે કે દુર્ભાગ્યે એ તો ઇશ્વર જાણે, પણ હજુ અત્યાર સુધીમાં આ વણિક બુદ્ધિનો ઉપયોગ કરનારાઓની સંખ્યા બહુ ઓછી રહી છે. પણ એથી કંઇ અડસટ્ટો બાંધવાનો નથી. લોકવૃત્તિનો પ્રવાહ એક દિશામાં એકાએક વળવા માંડે પછી કેટલી ઝડપે તેનો વિસ્તાર થાય છે એ તો ઇતિહાસમાં ઠેર ઠેર દાખલાઓ જોતાં જણાઈ આવે તેમ છે. કદાચ ટુંક વખતમાં જ એવો પણ સમય આવી પહોંચે કે જ્યારે પ્રત્યેક સભામાં શરૂઆતના મંગલાચરણમાં લોકગીત ગવાય, પ્રત્યેક માસિકની શરૂઆતની કવિતાઓનો વિભાગ લોકગીત વડે ભરાઈ જાય, અને પ્રત્યેક કવિ (જેમની સંખ્યાનો ગુજરાતમાં તુટો નથી) નવી કવિતા રચતો જાય તે સાથે લોકગીતો પણ ગમે ત્યાંથી ઘસડી લાવીને પ્રજાને ભેટ કરતો જાય. આ વસ્તુસ્થિતિ છેક કાલ્પનિક નથી. અને કોઈક વાર આપણે ધાર્યું યે નહીં હોય તેવામાં આવીને ઉભી રહેશે. એ વેળાએ, જુના કાળમાં જેમ શેરીએ શેરીએ ગામડાંની સ્ત્રીઓ અજવાળી રાતે એકઠી મળીને ઘરણી ગુંજાવતી ગરબાઓ અને રાસડાઓ ગાતી; નવરાત્ર ઉત્સવમાં પુરુષોના અને સ્ત્રીઓનાં ટોળાં મળીને (ક્યાંક ઉભય સાથે અને ક્યાંક નોખા નોખા) માતાજીના ગરબાઓ ગાતાં ને દાંડીઆ રાસ ઝીલતા, તેને બદલે હવેના કાલમાં કોઇક ટાઉનહોલમાં, કે સમીયાણામાં, કોઇક થીએટરમાં કે આનન્દવિનોદના ખાનગી જલસામાં બસો પાંચસો માણસોની મેદની તાળીઓ પાડતી ને ઝોકાં ખાતી હોય તેની વચ્ચે એકાદ મેઘાણી, એકાદ રાયચુરા કે શિવજીભાઈ, એકાદ પરધુભાઈ કે અન્ય કોઇ પણ "શામજી, બાળજી ભટ્ટાચાર" લોકગીતો લલકારતા થશે.

પણ પ્રશ્ન એ રહે છે કે, એ સર્વને માટે લોકગીતો લાવવા ક્યાંથી? મેઘાણીના "રઢીયાળી રાત" જેવો ન્હાનકડો સંગ્રહ તો ટુંક વખતમાં ગુજરાતમાં જુનો થઇ જશે. અને પછી તો, શરૂઆતમાં ભજીયાં ચટણી ખાવાથી જેની ભુખ ઉશ્કેરાઇ હોય તે ખાનાર વધુ ને

વધુ વસ્તુઓ પીરસાવાની રાહ જોયા કરે, તેમ લોકગીત પીપાસુ ગુર્જરપ્રજા નવાં ને નવાં–વધુ ને વધુ–લોકગીતો માગ્યાં કરશે. ને લોકગીતોની કાંઇ આપણા વડવાઓએ ક્યાંયે ખાણુ ખોદી રાખી નથી. ગામડાંઓમાં હજુ ઘણે ઠેકાણે પુષ્કળ નરનારીઓની જિહ્વાએ ઢગલાબંધ લોકગીતો હયાતિ ધરાવી રહ્યાં છે ખરાં, પણ ત્યાં ફરી ફરી, તેમની પાસેથી અનેક કષ્ટો સહન કરી કરીને એ વસ્તુ મેળવવાની આપણા આજના જમાનાના ઉદ્યોગી સાક્ષરોને ફૂરસદ ક્યાં છે ? આજે તો છાપેલાં પુસ્તકોમાં લોકગીતો જોઇએ, અને કોઈ તૈયાર સામગ્રી બનાવીને આપે તો પછી એ પીરસવાનો જશ લેવા માટે સ્વયંસેવકો ખુબ મોટી સંખ્યામા નીકળી આવશે.

કારણ કે આજનો જમાનો જ ત્વરાયુગ છે. ત્રણ કલાકે દસ શેર અનાજ દળાય તેવી ઘંટીઓને બદલે કલાકમા ત્રણ મણ અનાજ દળી આપે તેવા સંચાઓનો, આખા દિવસની મહેનતને અંતે એક વાર કપડું વણાય તેવી શાળોને બદલે કલાકમા કેટલાયે વાર કપડું વણાઇ જાય તેવી મીલોનો આ જમાનો છે. એટલે, આટો બાંધવો, તેની રોટલી વણવી, શેકવી અને ચોપડવી, તેનાં કરતાં તૈયાર બીસ્કીટનો ડબ્બો તોડી ખાવામાં જેટલી સહેલાઇ છે તેટલી સહેલાઇથી લોકગીતો પ્રાપ્ય થવાં જોઈએ.

અને એ કામ બહુજ સહેલું છે. થોડાક વરસો પહેલાં ગુજરાતમાં એક કવિતા કરવાનું કારખાનું ખુલ્યું હતું. કોણ જાણે શાથી યે, જેમ અનેક લીમીટેડ કમ્પનીઓ સવાર પડતા સ્થપાઈને સાંજે બંધ થઇ જાય છે તેમ એ કારખાનું પણ હાલ તો હયાતિ ધરાવતું હોય એમ લાગતું નથી. એ કારખાનું ચાલતું હોય, તો આજે એમાંથી કેટલીએ કવિતાઓ બની બહાર પડી હોત. પણ એ બહાર નથી પડી તો તેથી ગુજરાતની કવિતાસમૃદ્ધિ લેશ કંગાલ રહી નથી.

પણ, એ જમાનો હવે ગયો હોય, તો લોકગીતો માટે એવું એક કારખાનું—એક નહીં, પણ અનેક કારખાનાઓ કાઢવાની ગુજરાતમા હાલ જરૂર છે. એવી ફેક્ટરી અથવા ફેક્ટરીઓમાં લોકગીતો પુષ્કળ સંખ્યામાં તૈયાર થઈ શકે. એકાદ નવું કાવ્ય લઈ, તેને

ફેક્ટરીમાં મુકી દેવું, ભાષામાં જ્યાં જ્યાં જોડણીના કપરા પ્રયોગો વિવાદ ઉપજાવે તેવું હોય ત્યાં જોડણી છોડી નાખવી, 'સ' હોય ત્યાં 'હ' કરી નાખવો, છેવટે 'રે' કે 'લોલ' એવું કંઈક મુકી દેવું, અને એમ આખો ઓપ ફેરવી નખાય તો છેક નવોજ કાવ્યનું પાંચસણુમાં ત્રણ સૈકા પહેલાનું જુનું લોકગીત બની જાય. દૃષ્ટાંત તરીકે, એક ચાલુ દોહરાનું પદલાલિત્ય, તેને 'લય'ના દુહામાં પલટાવી નાંખવો હોય, તો તેના ચરણો બદલી નાખવાથી એ કામ તત્કાલ બની શકે છે:

બેઠો માળો બાંધવા આવ્યો કાળો કાગ,
બે પાખાળો બોલતો નહીં રૂપાળો રાગ

ને બદલે

આવ્યો કાળો કાગ, બેઠો માળો બાંધવા,
નહીં રૂપાળો રાગ, બે પાખાળો બોલતો

એ પ્રયોગથી 'દોહરા'નો 'દુહો' કેવી સહેલાઈથી બની શકે છે ?

એજ પ્રયોગ બધા દોહરા ઉપર અજમાવી શકાય. પણ લોક-ગીતોનો વિસ્તાર દોહરા પુરતો નથીજ. શ્રી મેઘાણી એમ બતાવે છે કે 'લોકગીતો'માં પુષ્કળ રાગ. રાગણીઓ અને નૈસર્ગિક સંગીત હોય છે. આ હકીકત તો ફેક્ટરીનું કામ ઉલટું વધારે આસાન બનાવે છે. હાલની આપણી કવિતાઓમાં અવનવા રાગો ને રાગણીઓનો તુટો નથી. કેવળ શબ્દપ્રયોગ અતિ સંસ્કૃત અને ઉચ્ચારકઠિન હોય છે તેને જો બદલી નાખી શકાય, તો કોઈ પણ પ્રકારની "તકરમચી"ના દોષ વિના સહેજે અનેક લોકગીતોની શોધ કર્યાનો જશ મેળવી શકાય, અને જેવી રીતે લૅંકેશાયરના બનેલા ધોતીયા ઉપર "હિંદુસ્તાનમાં બનેલો માલ" એટલા અક્ષરો પાડીને તેને અમદાવાદની મીલનાં સ્વદેશી ધોતીયાં તરીકે, કે જપાનમાં બનેલી ખાદીને સત્યાગ્રહઆશ્રમ-ની ખાદી બનાવીને વેપારીઓ વેચી શકે છે, તેવીજ રીતે આવા અનેક કાવ્યોને ઉપર 'લોકગીત'નો સિક્કો મારીને અનેક સાક્ષરો તેના ઉપર કીર્તિ ખરીદી શકશે.

આ યોજના કેટલી વ્યવહારૂ અને કેટલી સરલ છે, તે બતાવવા માટે હવે અંતમાં આ નીચે એવી 'ફેક્ટરી'માં ઉત્પન્ન કરી શકાય તેવાં કેટલાંક લોકગીતોનાં નમુનાઓ આપવામાં આવે છે.

(૧)

(ચંદ્રીયે અમૃત મોકલ્યાં —એ રાગ)

ભાભીએ આટા બાંધીયારે લોલ,
ભજીયાં કચોરી તળી લાવ્ય, મારી વ્હાલુડી રે લોલ.
ભજીયાં વિના આ ભૂખ નહીં શમે રે લોલ

ભજીયાંમાં રાણપુરી મરચાં રે લોલ,
ભજીયામાં ડુંગળીનાં કંદ, મારી વ્હાલુડી રે લોલ,
ભજીયાં વિના—૦

જમશુ નહીં તો ઠરી જશે રે લોલ,
જમશું તો દુઃખશે પેટ, મારી વ્હાલુડી રે લોલ,
ભજીયાં વિના—૦

કચોરીમાં મસાલો, સંભાર છે રે લોલ.
સંભારી કચોરી તળી લાવ્ય, મારી વ્હાલુડી રે લોલ,
ભજીયાં વિના—૦

આવાં ગીત ઉપર વિવેચન કરતા એમ કહી શકાય કે, મરચાં રાણપુરમાં સારાં મળે છે વગેરે બાબતોનું લોકગીતો રચનારી આપણી નિરક્ષર બ્હેનોને જ્ઞાન હતું તેમને એ ભુગોળ આવડતી. ભજીયાં વધારે ખાવાથી પેટ દુખે છે એટલું વૈદકનું જ્ઞાન પણ તેઓ ધરાવતી.

(૨)

(તમે મારા દેવના દીધેલ છો-એ હાલરડાંનો રાગ)

તમે મારા માંટી વાળેલ છો,
તમે મારા લોહીના પીવેલ છો,
આવ્યા ત્યારે ઝખ મારીને રૂડો.
કેણુંયે પુરવે પાપ કીધા હશે એ ન જાણું લેશ
આપ આ ઘરમાં અવતર્યાં ત્યારથી જોઉં છું રોજનો કલેશ.
તમે મારા કુલ લજામણ છો,
તમે મારા નાક વઢામણ છો,
આવ્યા ત્યારે ઝખ મારીને રૂડો.

અનેક આશાઓથી ઉછરેલ સપુત જ્યારે કોઈવાર વિધવા માતાને પોતાની અખાડા "તાલીમબાજ"થી સંતોષ આપતો હોય તેવી વેળા

કોઈક દુઃખી માતાના દિલમાંથી ઉપજેલ કાવ્ય તરીકે આ લોક–ગીતને, ખુબ અસર કરાવી શકે તેમ, ગાઈ શકાશે.

(૩)

( આવી રૂડી રઢીયાળી રાત —એ રાગમાં )

આવી રૂડી નાટકની રાત, સાહ્યબોજી પીવા નીકળ્યા રે માણારાજ.
પીમાં પીમાં ગ્લાસ બે ગ્લાસ, ગોરાંદે તેડાં મોકલે રે માણારાજ.

ઘરે આવો નણદીના વીર, અમારે સુવું સેજમાં રે માણારાજ.
આવો રૂડો આંડી ગ્લાસ, ઉઠીને ગોરી નહીં આવું રે માણારાજ

ગોરાંદેને ચડીયલ રીસ, કંઈ સાળુ ધાબીગો રે માણારાજ.
લીલી પીળી ગવન રે ગોરાંદે ચાલ્યાં સ્ટેશને રે માણારાજ.

ઘોડી આરઘો સાળુનો છેડો રે, અમોયે જવા નહીં દઉં રે માણારાજ.
મેલો મેલો સાળુનો છેડો રે ટરેન પહોચી યાર્ડમાં રે માણારાજ.

મને ગોરી ગંજીફાની હોસ, ગંજીફો રેશમી સદ્દનો રે માણારાજ.
રહો રહો આજુની રાત, ગંજીફો તમે ખેલવો રે માણારાજ.

મેલો મેલો સાળુનો છેડો, ટરેન પેગી સ્ટેશને રે માણારાજ.
મારે નથી ભાઇબધ કે દોસ્ત, કોની રે સંગે ખેલશું રે માણારાજ.

તમારે છે દારૂડીયાનો સાથ, તેની રે સંગે ઢીંચજો રે માણારાજ.
ચરુમાં ફેક્યા દાદરની પગથાર, ફરેમ ફેંકી બારીયે રે માણારાજ.

રીસાઇ ચાલ્યાં રેલને સ્ટેશન ઘણીયે બળ્યુ બવા ટળી રે માણારાજ.
આવી રૂડી નાટકની રાત, સાહ્યબોજી પીવા નીકળ્યા રે માણારાજ.

આ લોકગીત છેક અર્વાચીન હોય તેવું લાગે છે. અંગ્રેજી ભાષાના પ્રચાર પછીનું, અને રેલ્વે ટ્રેનના ખુબ પરિચય પછીનું છે ધણીના વ્યસનથી કંટાળી જનાર કોઇ સતીના નારીહ્રદયના અદ્દભૂત દાખલા તરીકે, "લોકોના નિત્યજીવન"ની કોઇક "પ્રતિમા" રૂપે હ્રદયમાં આબાદ કોરાઇ રહે તેવું મઝાનું છે.

(૪)

( રઘુપતિ રામ રૂદેમા રહેજો—એ રાગનું )

સખિ, પડવે તે પાપડ ખાધા રે,
સીતા ક્યાં ક્યાં ખાવા માગ્યાં રે,
ત્યા તો સુલોચના• ખાઇ રાખ્યાં—
રતિપતિ કામ રૂદેમાં રહેજો રે.

## આવતી કાલનાં લોકગીત

વીણા
વાર્ષિક

સખિ, બીજે તે બીસ્કીટ મંગાવ્યા રે,
ડંટલી પામરના મન ભાવ્યાં રે,
જેને રેડીંગે અમર બનાવ્યાં—રતિ પતિ કામ૦—

સખિ, ત્રીજે તમાકુ તમતમતી રે,
રામે ચપટી ભરી મનગમતી રે,
નાકે છિંકો બહુ છણછણતી—રતિ પતિ કામ૦—

સખિ ચોથે તે સોડો મંગાવ્યો રે,
લક્ષ્મણ આઠ આનાનો લૈ આવ્યો રે,
બધો કૈકેયીએ જ ગડાવ્યો—રતિ પતિ કામ૦—

સખિ પાંચમે પંચ બનાવ્યા રે,
બરફ સાથે મજેથી હલાવ્યા રે,
પીને પાન સોપારી ચાવ્યાં—રતિ પતિ કામ૦—

લોકગીતોમા રામ અને કૃષ્ણ જેવા મહા પુરુષોનાં નામો મુકી મુકીને, તે નામે સામાન્ય મનુષ્યોનાં ચરિત્રો વર્ણવ્યાના અનેક દાખલાઓ "રઢીયાળી રાત"ના સંપાદકે આપેલા છે, તેવો આ એક દાખલો છે. આમા આજકાલના સામાન્ય માણસોના નિત્યજીવનના કેટલાક પ્રસંગો રામ અને સીતાના નામે વર્ણવેલા જોવામાં આવે છે.

રામુ ઠક્કર

Often, too, comic-handling is morally most effective and it is for this reason that humour has always been the most potent intrument for the correction of manners and castigation of vice.

W. Hudson

---

• ઈંદજીવની શ્રી

# ચંબેલીને

મધુર કુમળી ચંબેલી હો ! ખીલી તું, ભલે ખીલી !
સુરભિ સુરભિ ક્યાં રેલી હો ! ખીલી તું, રહે ખીલી !
મૃદુ મૃદુ કળી કાલે તું તો હતી·રમતી કંઇ,
પ્રમદ ખીલતી યુવા આજે તને નમતી કંઈ.

## ચંબેલીને



સૌંદર્યની નવીનતા કળીમાં હતી ત્યાં,
જામી રહી નવલ મોહની કંઇ રતિમાં;
જો નિત્ય તું નવીન, તું નવલીજ રહેજે,
સૌંદર્યની ખુબી અખંડ નવીનતા છે.

આ વેલ નીલ કરપલ્લવ આંગળી એ,
દોરે તને શીખવતી કંઇ રમ્ય નૃત્ય;
ખોબા ભરી પદ્મપરાગની તુજ રેણું,
આ વેરતો અનિલ વિશ્વમહીં વખાણી.

તવ રજતણી ખુશબો સુંઘી દ્વિરેફ પ્રશંસતા,
"સુરભિ, સુરભિ ક્યાં છે?" કહી કહી ગુંજતા,
પદરજ તણા દંભે ખેંચ્યા અધીન બનાવતા;
જહીં તહીં ભૃંગો જો આ અહીં અહીં આવતા.

ચોમેર એ ઝઝુમતી વિનવે ચમેલી,
શ્વેતાસ્વયંવર મહીં ઘનશ્યામ ટોળી;
ચંબેલી માનિનિ! અહીંથી ખસે તહીં તું,
ભૃંગોતણા હૃદયભાવ કસે હજી તું.

આ ઉમટે ભ્રમરવાદળ થઈ અધીરૂં,
ગુંજારવે હૃદયસ્રાવ કરે છ ભીરૂ!
ઘેરે છ મેઘદલ ઉજ્જ્વલ ચંદ્રિકાને,
રેડે શિરે ગરજતાં ઉર સાર જાણ્યે.

કવણ જીવિતે ચંબેલી હો! થશે અધિદેવી તું!
કવણ જીવને વ્હેશે સાથે અમીરસરેલ તું!
સુમનસુરભિરાણી તું તોઃ નક્કી નિર્માણ એ,
પતિ તવ હશે સૌગંધીનો રસજ્ઞ સુજાણ એ.

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી

# વસુલાતી અધિકારી

"ગમે એ થાય, તમારે મહેસુલ તો આપવીજ પડશે."

"બાપુ! આ વરસ ખમી ખાવ, કંઈ પાક્યું નથી. આવતે વરસે બમણો ભાગ ભરી આપશુ."

"આતો રાજદરબારનાં કામ છે, પટેલ. સમજ્યા? અમારે ઉધારીનો વેપાર ન ચાલે."

"શું કરું? રાતી પાઇએ ભરવાની નથી," નિશ્વાસ મૂકી આભા પટેલે કહ્યું.

"કરે શું? જમીન વેચી દો. ઘરેણાગાંઠાની હરરાજી કરી મહેસુલ આપો. નહિ તો ટાંચ આવશે, સમજ્યા?" પૂરા રુવાબથી વસુલાતીએ જવાબ આપ્યો.

"બાપુ! અમે તો છોરૂ કહેવાઇએ. અમારી આનાકાની કરગાલી અમારો બાપ રાજી ન થાય. સાચુંજ કહું છું: ઘરમાં કંઈ એ નથી. નીકર કંઇ મહેસુલ આપવાની ના પાડું?" પટેલની આંખ દયા માગી રહી હતી. એણે ધીરા અવાજે કહ્યુ.

"કશુંય માનવાનો નથી. ચોવીશ કલાકની મહેતલ આપુ છું. દેવાના કરી પણ મહેસુલ આપો. જૂઓ; પછી પાછું મ્હારે નગર જવાનું છે. એ પહેલાં આ વાતનો નીકાલ આવી જવો જોઇએ. નહિતર જપ્તી આવશે." દયાનો અંશ દુનિયા પરથી સાવ નાબુદ થઈ ગયો હોય ને પછી જ માણસ કંઇએ ઉચ્ચારે એવા શબ્દો સંભળાયા.

"અરે બાપા શું કરૂં? આવું ન્હોતું ધાર્યું" કરગરતો અવાજ નીકળ્યો.

"પટેલ! ઉતારે દૂધ પહોંચ્યું? જો, જો, વેળાસર ઘોડાને માટે ચંદી મોકલાવી દેજો. નીકર ચામડું ફાટી જશે, સમજ્યા?" વસુલાતીએ એક વધારે ફરમાન બહાર પાડ્યું.

આંબા પટેલનું હૈયુ ધ્રુજી રહ્યું હતું. હવે તો શરિરે ધ્રુજવા માડ્યું. થરથરતો અવાજ નીકળ્યોઃ "સમજ્યાં મ્હારા બાપ."

## ૨

ગોપાળ કોણ; ને ક્યાંનો; એ કોઇએ જાણ્યું નહોતું. થોડાંક વર્ષો પહેલા કોઈ યુરોપીયન અમલદારના હમાલ સાથે એક છોકરો આવેલોઃ સાહેબ ગયાઃ હમાલ ગયોઃ પેલો છોકરો રહ્યો. પેટ ભરવા ખાતર નગરની હોટલમા પ્યાલા વીછળવા એ રહ્યોઃ ને દિવસો ગુજારવા લાગ્યો. હોટેલમાલિક મહિને દહાડે બે ત્રણ રૂપીયા આપે એ પર એ ગુજારો કરતોઃ ખાવાપીવામા એને ઝાઝો ખર્ચ લાગતો નહિ. ચ્હા પીવા આવતા લોકોના વધેલા નાસ્તા પર એ મારો ચલાવી ભૂખને થઠી પાડતો. આમ વરસો વીત્યા. નસીબની ચક્રી લાગી ગઇ.. શરીરે દેખાવડો ને મજબુત બાંધાનો હતો. ઉંચા હોદ્દાના અમલદારને ત્યાં એ પટાવાળામા દાખલ થયો. એ સમયે છેલ્લા વિગ્રહની શરૂઆત થઈઃ પેલા અમલદારને ફ્રાંસની રણભૂમી ઉપર જવાનું ફરમાન મળ્યુંઃ તેમણે સાથે પેલા છોકરા ગોપાળને લીધો. શું એ નશીબમાં લખાવી લાવ્યો હશે તે એ ઠેઠ રણભૂમી સુધી પહોંચ્યો? પોતાના અમલદાર સાથે એ યુરોપીય સિપાઇઓના ઘોડાના તબેલામાં પડી રહેતોઃ ત્યાં આપ ઉકલતે એ ઇંગ્રેજીભાષા ને થોડીએક તોછડાઇભરી સુધરેલી રીતો શીખી ગયો. બીજેત્રીજે વર્ષે અમુક કામ કરવા જતાં એની નાલાયકી પુરવાર થઇ. ને પાછો હિંદ તરફ મોકલી દેવામાં આવ્યો.

એકલો મુંબઇને બારે ઉતર્યોઃ ગમે એ રીતે થોડો સમય આમ-તેમ એણે કાઢી નાખ્યો. એવામાં નગરના મત મહારાજના પુત્ર યુરોપમાથી મોટી સરકારનું રાજા તરીકેનું પ્રમાણ લઈ મુંબઈ આવેલા. તેમને એ મળી ગયો.

ગોપાળે પોતાના રૂવાબથી તેમને છક્ક કરી નાંખ્યા. રાજાએ નોકરી આપીશ એમ કહ્યું ને રસાલો નંદનગર પહોંચ્યો. રાજ્યમાં એડમીનીસ્ટ્રેશન ગયેલું એટલે સંપૂર્ણ અંધાધુધી જાગેલી: સહુ સહુ પોતાને રાજ્યના થાંભલા માની બેઠા હતા. નસીબના પાધરા એ નવા રાજા આવતા રહ્યા ને બીજાઓને 'પાણીચાં' પકડાવવામાં આવ્યાં.

ગોપાળ–યુરોપ જઈ અનુભવ મેળવી આવેલા ગૃહસ્થ—ને વસુલાતીની જગ્યાએ નીમવામાં આવ્યા—એટલા જ પ્રમાણપત્રે કે એ યુરોપ જઈ આવ્યા છે.

*

ગરીબીની મજા માણ્યા પછીની નિરંકુશ સ્વતંત્રતા માણસને સ્વાભાવિક રીતેજ ઉચ્છૃંખલ બનાવે. ગોપળને ગરિબો પ્રત્યે ગુસ્સ થઇ. નવાબી હાથ લાગતાં પેલી ગરિબી વીસરી ગયો. તેની નજર સામે તો હવે રૂપાસોનાના નાણાંની કોથળીઓનુંજ નૃત્ય દેખાતું. 'ગમે એમ અસ પૈસા લાવો' એજ એનો મુદ્રાલેખ થઈ પડયો. નગરમાં એની ઉમ્મરનાં માણસો હજી જીવતા હતા. ગોપાળને હોટેલમા પ્યાલા સાફ કરતો એમણે જોયો હતો. પણ હવે એ લોકોના ભાર ન હતા કે ભૂતજીવન સ્હેજે યાદ કરી શકે. ગોપાળનો કેરડો ફાટતો. એને ઝપાટે ચડતા એ કાં તો ન્યાલ ગઈ જતા યા તો ધૂળની કિંમત આંકવા મંડી જતા. પ્રભુ તો ન્યાયે કે અન્યાયે એને હાજરાહજુર હતા. રાજા ગોપાળ શીવાય અન્યને દેખાતજ નહિ. ને એ રૂએજ એનો આબાદ વકર જામી જતો. દિવાન હતા પણ એ રાજ્યના થાંભલારૂપ વસુલાતીની મોરલીપર નાચવાવાળા. ગોપાળ એનો જીવનદસ્તો મનાણો હતો.

આખા રાજ્યની વસુલાત એ એકલે હાથે વસુલ કરતો. ને એમાં એ ગમે એ ગોટાળો કરવાને પૂરેપૂરો સત્તાવાન હતો. કોઈ એને વાર્ષિક આવક પૂછવાને હિંમત ન કરતું. ફક્ત રાજાસાહેબને એ સાચાખોટા આંકડા પાડી સમજાવી દેતો. એ બધાના પરીણામરૂપ નંદનગરના એક ખૂણે એણે 'ગોપાળ વિલાસ' ઉભો કર્યો હતો. ગામનો મજુર વર્ગ કહેતો કે, "હરાગ છે જો રાની પાઈ મજુરીની

લીધી હોય, કે એણે આપી હોય તો." શેઠ આવતી ત્યારે રાજશાહી ઠાઠથી એ વસુલાત એકઠી કરવા નીકળતો. ને જ્યાં જ્યાં જાય ત્યાં ગામને પૈસે મનમાન્યા વિલાસ મ્હાણી લેતા. ભોળી કણબી જનતાની પાસેથી તેમના બાપદાદા વતીના પૈસા લેણા છે કહી બમણા ત્રમણા કઢાવતા. કણબી વર્ષો હાથજોડ કાઢી જતો. શેઠની બાબતમાં એનો ન્યાય બિલાડી જેવો હતો. આંધળા જેવા ખેડુતા એની 'હા' એ 'હા' ભણતા. એક કટકા જોય માટે એને એતર આપી દેતા. વસુલાતી એજ ઘડીએ એ બેના મનમાન્યાં નાણાં લઇ અન્ય ખેડુતના ગળામાં પહેરાવી દેતા.

૩

ઉપરાઉપરી વરસ નબળાં આવવા લાગ્યાં. રાજ્યની તિજોરીમાં તળીયું દેખાયું: વસુલાતીને ફેરવી ફરી મહેસુલ જેમ બને એમ જલ્દી ઉઘરાવવાનો તાકીદનો હુકમ મળ્યો. બિલાડીને દુધ જોતું હતું ને હાંવ્યું. વસુલાતીએ, ગામ પછી ગામ, જાણે કોઈ વિજયી એક પછી એક ગામ સર કરી ચાલ્યો ન જતો હોય એમ ફરવા માંડ્યું 'બસ પૈસા લાવો. નહિતર જપ્તી' આ જ સવાલ હતા.

આજે સરતાનપરા મુકામ હતો. ગામના આંગા પટેલને હમ ભરાવ્યો. એની પાસે પૈસા આપવાના ન હતા. 'ગમે એમ કરી પૈસા ભરી આપો,' એવું નિર્દય ફરમાન સંભળાવી દીધું હતું. એ સાથે પોતાની સગવડ માટે પણ ચાર પાંચ હુકમો છોડી મૂક્યા હતા. ઘરના છોકરાને દુધ માટે રોતરાવી દરબારી ઉતારે પહોંચાડવું પડે, ચાકરોપર ઘડાને એમને એમ રહેવા દઇ કુંભારને નદીએથી પાણી ભરવા દોડવું પડતું. દરબારી પટાવાળાઓ ગામના ગામે એ લોકવર્ગને ત્યાં ખાવા જતા ને ત્યાં ખાવા જવાનો જન્મસિદ્ધ હક્ક લેખતા. ભલે ને પછી રાજ્ય પાસેથી એનું ભથ્થું લેતાનું હોય! આવી બાબતો તો સાધારણ દેશી રાજ્યો માટે પ્રણાલિકાજ ગણાય છે.

આજા પટેલને ત્યાં રો કકળ થઇ રહી. વરસ નબળું હતું. આવતી કાલે ખાવા જેટલું અન્ન પણ ઘરમાં ન હતું. જોધારમલ જેવો દિકરો આજે છ મહિનાથી ખાટલે પડ્યો હતો. સાથીએ માંગ્યાં

શહેરમાં પેટ ભરવા ચાલી ગયા હતા. પટેલને જતી ઉમ્મરે બધુંયે એકલે હાથે કસ્તાપણું હતું. વસુલાતીનો ઉતારો થયો એટલે શું! દુધ, દહિં, ઘી, ઘોડાના ચણા ને એવી તો કેટલીયે વસ્તુઓ ગામમાં દેવું કરી એમને મોકલવી પડી. એ બધુંયે છતાં 'ટાંચ, ચોવીશ કલાકમાં ટાંચ' એ શબ્દનો પ્રતિધ્વનિ એને પળે પળે થતો હતો.

વાણીયાને ત્યાં ગયા. પૈસા માટે કોઇ દિ નહિ ને પટેલે આજ લાંબો હાથ કર્યો. વાણીયો પવન પ્રમાણે ફરનારો માણસ સમો વીચારી ગયો. પૈસા આપું ને સાહેબને ખબર પડે ને એના ઉપર ઝપાટો કરે તો? પટેલને એણે 'ના' પાડી. સાંભળતાંજ પટેલને થયું કે ધરતી મારગ દે તો સમાઇ જાય.

પટેલ ગામનું નાક, આજ ગામનેજ વાણીયે પટેલને ના પાડી! એને નામે પરગામમા પણ નાણાં ધીરાય. સાજ પડતાં ફરી વસુલાતી સમક્ષ એને હાજર થવું પડ્યું.

"કેમ પટેલ? શું વિચાર્યું?"

"બાપુ! એક પાઇએ આપવાની મારી પાસે હોય તો પ્રભુ મને પૂછે."

"એ કશુંયે નહિ ચાલે. રામશંકર! આવતી કાલે પટેલના ઘરની જડની સેજે ને પોલીસનો જાપ્તો રાખજે. જો કંઈએ નીકળે ને આપવાની 'હા, ના' કરે તો એના ઘર-બાર-ખેતર દરબાર દાખલ કરજે."

છેલ્લું ફરમાન બહાર પડ્યુ કે આખા પટેલની આંખમાંથી દડદડ આસુની ધાર ચાલી. શ્વાસ ભર્યો એક શબ્દ બહાર પડ્યો: "બાપુ........."

"જાવ ચાલ્યા જાવ." ફાટને અવાજે વસુલાતીએ ફરમાવ્યું.

૪

બીજે દિવસે સવારે રામશંકર પટેલને ત્યાં એકલે પંડે ગયો. પટેલને તો પોલીસની રાહ હતી એકલા રામશંકરને ભાળી જરા નિરાંત થઇ. ફળીયામાં ખાટલો નાખ્યો. બન્ને બેઠા. જપ્તી ન લાવવા ને પટેલનું નાક રાખવા રામશંકરે વસુલાતીને સમજાવ્યા છે એમ

પટેલના જાપ્યામાં આવ્યું. છેવટે મુદ્દાની વાત પર આવ્યા.

"સારે પટેલ, એય વાત કહું. મને તો એકજ રસ્તો થાય એમ લાગે છે."

"એક શા માટે? બાપ! એ કહોને?"

"બીજું કંઈ નહિ......સમજ્યાને...આ તો હાથગરણા જેવુંજ ગણાય. સમજ્યાને? આ તમારી વાડી છે ને? સાહેબને નામે ચડાવી દ્યો......સમજાયું ને?" મેલાં ચશ્મામાં આંખ ફરકાવતા ને ભાંગને સુંઘતા વસુલાતીના હથીઆર સમા રામશંકરે સમજુતી આપવા માંડી.

"અરેરે! વાડી તો મારી જીવનદોરી છે. એના એક પાકે મ્હારૂં આખું જીવતર સુધરી જાય. એ આપી દઉં? મ્હારો માઠો દિ બેઠો. કંઇ બીજો ઉપાય?"

"વાહ, રસ્તો બતાવીએ ત્યારે ગળગળા થઈ આનાકાની કરો છો. એ તે કંઈ પરવડે? ઠીક છે. આ તો મ્હારા મનના ઘોડા છે. સાહેબને કાને વાત નાખીશ. સમજાયું ને? માને તો ઠીક છે. નહિ તો પછી તમારા નસીબ. તમારી વાડી સાહેબ રાખી લે ને આ વરસની મહેસુલ એ એમને પૈસે ભરે. સમજાયું ને? કંઈ નહિ. કાલે તો સાહેબ જશે. તમે નગર આવી આ વાતનો ફેંસલો પાડી દેજો. આ તો તમારા માટે મને લાગે છે એટલે જરા રસ્તો બતાવું છું." સમજ્યાને. રામશંકરે માર્ગ દેખાડયો. પટેલના મ્હો પર આવતા દુઃખની રેખાઓ અંકાઇ.

તમાકુ સુંઘતા રામભાઈ ચાલી ગયા.

છ સાત મહિનાથી ખાટલે પડેલ પટેલના છોકરા કરશને આ વાત સાંભળી એનું ચિત્ત બહેકી ગયું પરિણામે એનો કષ્ટ પામતો દેહ વધારે દુઃખી થયો. ને એ આ દુનિયાપરથી બીજી દુનિયાને માર્ગે પળ્યો.

આભા પટેલની આંખની કીકી સમાન દિકરો ગયો. જીવનમાં હવે કોણ રહયું? છોકરાની મા તો આજથી સાત વર્ષ પહેલાં મૃત્યુ પામી હતી. આંભા પટેલને પીંડ પહોચાડનાર હવે કોઇ રહયું નહિ. હળહળતે હૈયે બારમું કરી પટેલે નગરનો મારગ લીધો. હવે એનો વિચાર

તો વાળી લખી આપવાનોજ હતો. પાણી વાપરનાર કોણ હતું? નમર જોઈ વસુલાતીની ઇચ્છા પ્રમાણે એ વર્ગોઃ મગજની અસ્થિર સ્થિતિમાં એણે રામશંકરે લખેલા અક્ષરો પર સહી કરી આપી. વસુલાતીની આંખમાં વિજયનો મદ ઘેરાયો. મૂછપર હાથ ફેરવ્યો. પટેલ ગયો. ક્યાં? વિશાળ પૃથ્વીના કોઈ ઘાડા જંગલમાં.

૫

કોણે સદાયે જીવનમાં એકધારૂં સુખ ભોગવ્યું છે? દુનિયા ભલે માને કે સ્વર્ગ ને નર્ક એ મૃત્યુદ્વાર ઓળંગ્યા પછીનાં વિશ્રામ-સ્થાનો છે. પણ ના,-એ બન્નેજ આ પૃથ્વીપર છે.

વૃદ્ધ દિવાન હૃદય બંધ થવાથી અચાનક ગુજરી ગયા. વસુલાતીની ઉમેદ હતી કે રાજ્યમા એ સ્થાન પૂરવા માટે તેની માંગણી કરવામાં આવશે. પાપપ્રારબ્ધ ખરે જ હવે એની ધારણાઓથી ઉધું ફરતું હતું. ગરીબડાંઓની હાય ખરેજ હવે પગભર થઇ હતી. મોટી સરકારે કોઇ નવોજ જુવાન અધિકારી પસંદ કરી નગરના દિવાન તરીકે ધકેલી દીધોઃ ને રાજાને રમકડા તરીકે એ સરકાર લેખે છે એમ પૂરવાર કર્યું.

નવો દિવાન એટલે મીજાજનું ખોખું. પોતાનુ ધાર્યુંજ કરવાવાળો નીકળ્યો. એક પછી એક એમ ખાતાની તપાસણીઓ શરૂ થઇ વસુલાતી ખાતાના દફતરો જોવાયા. થોડીક વસુલાતી વિરૂદ્ધની અરજીઓ ઉપર ધ્યાન આપવામા આવ્યુઃ વર્ષોના હિસાબના ગોટાળા હતાઃ બધીયે જુમેદારી વસુલાતીને તથા રામભાઇને શીર ઉતરી. પૂરેપૂરી લાંચ દિવાનને ધરાઇઃ પરિણામ ન ધાર્યું આવ્યું. રામભાઇને સીધી કેદ મળીઃ વસુલાતીને ચોવીસ કલાકમા સરહદ છોડી દેવાની સજાદ મળી.

હજીયે ગોપાળ પૂરેપૂરા સજ્જન તરીકે ઢોંગ રાખી રહ્યો છે. સફેદ પોષાકમા, નાકે ચશ્મા ને હાથમાં લાકડી લઈ હજીયે એ સાંજના સમયે એક કોઇ શહેરના તળાવને કિનારે ફરતો ફરે છે.

કાન્તિ મ. જોશી

The artist of the short story makes the reader's thought spring out of the story and open wide.

Barry Pain

# '૮૨નું અક્ષરસર્જન

જગતવ્યવહારમાં સફળતા મેળવવા માણસે પોતાનાં કાર્યોનું વર્ષને અંતે નિરીક્ષણ કરવું એ સર્વમાન્ય વાત છે. આખા વરસની વિવિધ પ્રવૃત્તિઓની સમીક્ષા કરવાથી માણસને પોતાની ઊણપો તથા સબળતાનું ભાન થાય છે. અને એ ભાનને આધારે એ નવા વર્ષમાં ઉત્સાહથી કામ કરી શકે છે અને આ ઉદ્દેશથીજ '૮૨નું સર્જનાત્મક સાહિત્ય સમીક્ષવાનો આ પ્રયાસ કરવામા આવે છે.

## કાવ્યસાહિત્ય

કાવ્યસાહિત્ય પ્રથમ હાથમા લેતા તે આશાભર્યું લાગે છે. 'કલિકા' 'અજલી' 'યમલ' 'ખંડકાવ્યો' 'શાપસંભ્રમ' અને 'રામકથા' આ વર્ષનો નોધવા યોગ્ય ફાલ છે. પ્રથમ ત્રણ કૃતિઓ ખાસ ધ્યાન ખેંચે છે; પહેલો મથ હાથ બેસી ગયેલા કવિનો છે: બીજો મધ્યકક્ષાના અનુભવીનો છે, અને ત્રીજો કાવ્યસાહિત્યમા પ્રવેશ કરતા આશાભર્યા યુવકનો છે.' બીજા વિભાગના ત્રણ ગ્રંથો સાધારણ પ્રકારના હોવા છતાય એમા એમનું વ્યક્તિત્વ છે. પ્રથમ વિભાગ જેટલાં ઉંચાં તત્વો એમા આપણને જડશે નહિ છતા પણ સર્જનાત્મક કૃતિઓ તરીકે એ ઠીક ભાત પાડે છે. 'રામકથા'મા એક મોટે ભાગે નિબંધકાર રામાયણનો પદ્યમા સાર આપે છે. એટલે આ કાવ્યમાં સ્વતંત્ર વિચાર બહુ ઓછા જડે. પરંતુ સરલતાથી વર્ણનાત્મક કાવ્ય લખવાની રા. રંજીતલાલની શક્તિ છે. અને વર્ણનાત્મક ( narrative ) કાવ્ય

તરીકે જ એની કિંમત છે. 'ખંડકાવ્યો' એ એક બહેન પ્રસાદી છે. અ. સૌ. દીપકબા દેસાઈની આ કાંઇ પહેલી કૃતિ નથી. એથી આમાં એમનો હાથ જામતો જતો દેખાય છે; અને સ્ત્રી લેખકો ગુજરાતી સાહિત્યમાં વધતી જાય છે એમાં એમણે પોતાનું નામ નોંધાવી દીધું છે. એમના 'સ્તવનમંજરી' કરતા આમા સારો વિકાસ થયેલો જણાય છે. ભાષાડંબર કે કૃત્રિમતા એમનામાં નથી, અને સાદાઇ તરફ એમનું વલણ વધારે છે.

'શાપસંભ્રમ' સ્વ. નર્મદાશંકર ભટ્ટનું છે. આ ગ્રંથને પ્રવર્તમાન યુગ સાથે સંબંધ નથી. પરંતુ આ કૃતિથી સ્વ. ભટ્ટની કવિ તરીકેની શક્તિ સ્પષ્ટ જણાઈ આવે છે. એમનામા વર્ણનશક્તિ પણ છે. સંસ્કૃતનો અભ્યાસ 'પુષ્પબાણવિલાસ'ના ભાષાન્તરમાં જણાય છેઃ અને બોટાદકરના જેમ સંસ્કૃત સમાસોના ઉપયોગ પરથી પણ એ અનુભવ બાંધી શકાય. અંગ્રેજી સાહિત્યનું જ્ઞાન બાયરનના ભાષાન્તર-માથી અનુમાનાશે. આમ આ કૃતિમા જૂના યુગના તેમ જ નવા યુગનાં તત્વો જણાય છે.

આપણે હવે પ્રથમ વિભાગના ગ્રંથોને અવલોકીએ. એ ત્રણે ગ્રંથોમાં પોતાનું નવીન તત્વ છે. 'કલિકા' તથા 'યમલ'માં અંગ્રેજી સાહિત્યને આધારે દેહમાં ફેરફાર કરવાના સ્વતંત્ર વિચારો દેખાશેઃ અને 'અંજલી'માં ગેય તત્વ જૂના જમાના પ્રમાણે ચાલ્યું આવતું દેખાશે. 'કલિકા'મા રા. ખબરદાર નવો જ છંદ યોજી સ્વતંત્રતાથી એકવિધતા આવ્યા વિના લખાય એમ સરળતા કરવા માગે છે. એ ગુજરાતી કવિતામા નવું તત્વ ખોળી કાઢતા લાગે છે. એમનો મત એમ છે કે ગુજરાતી ભાષામા અંગ્રેજી પ્રમાણે પ્રયત્ન છે અને એ પ્રયત્ન પર આધાર રાખી નવો જ છંદ એમણે યોજ્યો છે. મનહર છંદમાં ફેરફાર કરી આ છંદની યોજના પ્રયત્ન તત્વોને આધારે કરવામાં આવી છે.

. 'કલિકા'નો હવે આત્મા તપાસીએ. 'કલિકા' એટલે ૩૬૫ નાનાં કાવ્યોનું બનેલું એક મોટું કાવ્ય. આ કાવ્ય મુખ્યત્વે વસ્તુ વિનાનું કહી શકાય. આવા વિષય પર તો માત્ર નાના કાવ્યો જ

માત્ર અસરકારક નીવડી’ શકે. લાંબું કાવ્ય અસરકારક બનાવવું હોય તો એને મજબૂત કરોડની જરૂર પડે છે, કારણ એકલી કલ્પનાઓ માત્ર હવામાં જ ઉડી’ અક્ષર વિનાની નીવડે છે.

આ કાવ્યને આમ કરોડ નથી અને તેથી એક સળંગ કાવ્ય તરીકે હાથમા લેનારને અંતે આંખો મીચવી પડે છે. વચમાં વચમાં એકની એક કલ્પનાનો અતિરેક કંટાળો પણ આવે. આથી આ કાવ્યનું મહત્વ એનાં છૂટાં કાવ્યો ઉપર જ આધાર રાખશે. અને પ્રેમના વિષયમાં તો નાનાં કાવ્યો જ ઉત્તમ નીવડે છે. ‘ કલિકા ’માં ઘણુંય નાનાં કાવ્યો ઉત્તમ છે. એ કાવ્યોમાં લેખકની કલ્પના, અલંકાર તે વર્ણુશક્તિ: દરેક છે. આ ગ્રંથ આમ પ્રેમકાવ્યોમા સારો વધારો કરે છે.

રા. ચંદ્રવદનની ‘ યમલ ’ એ પહેલી જ કૃતિ છે એટલે એમાં ઉઘડતા પુષ્પની અપૂર્ણતાઓ જણાશે, પરંતુ એ અપૂર્ણતાઓમાં પણ સૌન્દર્ય વિલસે છે. લેખકમાં કવિત્વ શક્તિ છે અને ભાવ તથા પ્રસંગને પણ એ બરાબર વર્ણવી શકે છે.

પરંતુ પહેલેથી એક સૂચના આપવી ઉચિત લાગે છે. ‘ જોડીઆ ભાઈબેનની અર્ધી આછી કથા’ જેવો વિષય લઇ માત્ર સોનેટ ખાતર એક ઉત્તમ કાવ્ય લેખકે ખોયુ છે. અને લેખક ઉર્મિથી કે વિષયની ઉત્તમતાને લીધે કાવ્ય બનાવવાને બદલે રૂપમા જ લીન બની, એ માટે વિષયનો ઉપયોગ કરે છે: અને તેથી કાવ્ય રૂપપ્રધાન બને છે. એ પોતાની કવિત્વશક્તિને જંજીર પહેરાવે છે. “ અંગ્રેજી સોનંટ બંધના મોલમાં, એ સુંદર કાવ્ય, કલામય રચના કંઇક અંશે ગુજરાતી કવિતામાંયે ઉનાઇ એવી લાગણીથી પ્રેરાઇને આ ઇતિહાસ જેવો આવે તેવો સોનંટમાલામાં ઉતારવા મથ્યો છું. ” ( પાનું ૮ ) આ ઉપરથી લેખકનો મુખ્ય ઉદ્દેશ સોનેટ ઉતારવાનો છે અને એક રૂપબંધો ખાતર એક ઉત્તમ કાવ્ય લેખકે જતુ કર્યુ છે.

રૂપમા નવીન વિચારો મૂકના બે કાવ્યો છોડી આપણે હવે ગેયતત્વને પ્રાધાન્ય અર્પતા ‘અંજલી’ને જોઇએ. જ્યા ગેયતત્વ હોય અને સાથે કવિના પણ ઉત્તમ ગુણો વાળી હોય ત્યાં અસર આહ્લાદ ઉત્પન્ન થઈ શકે: આવુ મુખ્યત્વે નાના જ કાવ્યમા બને છે. અને

એ પ્રકારના દાખલા રા. નાનાલાલ કવિમાંથી આપણને મળી આવે છે. 'અંજની'માં પણુ એ રસ્તે ધપતાં કાવ્યો નજરે ચઢે છે. કે. હ. રોઠ શુદ્ધ ગુજરાતી કવિતા આમાં આપણુને આપે છે. સ્ત્રીઓના સાહિત્ય માટે રા. નાનાલાલ તથા બોટાદકર પછી રા. કે. હ. રોઠ તુરત જ આવી શકે છે. ગેયત્વ ને ભાવનાઓ માટે રા. કવિની એમના પર ખાસ અસર છે. અને વિષય બાબતમાં ગાંધીયુગની છાયા પણુ આવી જાય છે. આમ બેનું મિશ્રણ એમનાં કાવ્યોમાં આપણુને જણાશે. કેટલીક કેટલીક કાવ્યમા ગેયત્વ નીચે વિચાર દબાઇ જતા લાગશે પરંતુ ઘણાં નાના ઊર્મિપ્રધાન કાવ્યો હોવાથી અસર સાદી ઉત્પન્ન થાય છે. આ અનુભવીનો પ્રયાસ આવકાર પાત્ર છે.

## લોકસાહિત્ય

બે ચાર વર્ષથી શરૂ થયેલી લોકસાહિત્યની પ્રવૃત્તિ આ વર્ષે પણુ ચાલુ જ રહી છે. પરંતુ આરંભ થયાપછી ઉત્સાહને લીધે મધ્ય ગાળો તેજસ્વી જાય ને અસ્ત શરૂ થાય એમ આમા પણુ થયું લાગે છે. આ વર્ષમાં બહાર પડતુ લોકસાહિત્ય તળીએથી ઘસાઈ ને આવે છે. રસધાર ભાગ ૪ મા મોટીથી તે કે નાની વાતો પુરેપુરી આપી દેવામા આવી છે. અને રઢીયાળીરાત ભાગ ૨ મા પણુ એજ સ્થિતિ આવી પહોંચી છે. રા. મેઘાણી એમની પ્રવૃત્તિ આટલેથી બંધ ન કરે એમ દરેક ઇચ્છશે જ. રા. મેઘાણીની દિશામા કામ કરતા રા. રાયચુરાએ પણુ આ વર્ષમાં લોકસાહિત્ય બહાર પાડયુ છે. 'કાઠીયાવાડની લોક વાર્તાઓ' એમની સેવાનું પરિણામ છે.

રાષ્ટ્રીય પ્રવૃત્તિઓએ આપણામાં અંગ્રેજોના આગમન પહેલાંની આપણી ઉચ્ચ સંસ્કૃતિ જાણવાની ઉત્કંઠા પેદા કરી. એ જમાના જાણવા લોકસાહિત્ય સંગ્રહવા માડયું. આ લોકસાહિત્યમા આપણે મુખ્યત્વે લોકોના વિચાર વર્તન અને વાતાવરણ જોઇએ છીએ.

આ પહેલાં પ્રચલિત વાર્તાઓ માત્ર વાંચવાના શોખને પુરો પાડવા એકત્ર કરવામાં આવતી. મત સંસ્કૃતિમાથી પ્રેરણાઓ લેવાનું તત્વ એ વખતે સમજાયુ નહોતું. કે ૧૮૭૫મા 'ગુજરાત અને કાઠીયાવાડ દેશની વાર્તાઓ' ફરામજી બમનજીએ પ્રસિદ્ધ કરેલી.

'ગુજરાતની જુની વાર્તાઓ, એ જ ઉદ્દેશે પ્રસિદ્ધ થયેલી. પરંતુ ત્યારપછી 'કચ્છની જુની વાર્તાઓ' તેમ જ ૧૯૨૨માં 'કાઠીયાવાડની જુની વાર્તાઓ' પ્રસિદ્ધિમાં આવી. છેલ્લા પુસ્તકમાં નવા જમાનાની આગાહી, શૈલી તેમ જ લેખનપદ્ધતિમાં જોવામાં આવે છે. અને લોકસાહિત્ય તરીકે એમાં ભાર મૂકવામાં આવે છે.

પછી તો એ દિશામાં વિજયધ્વજ ફરકાવનાર 'રસધાર' આવે છેઃ અને 'રસધાર'નું આકર્ષણ વિષય ને શૈલી લે છે. રા. મેઘાણીની વાર્તા લખવાની ને રસ જમાવવાની શૈલીથી વાર્તાની અદ્દભુતતામાં વધારો થાય છે અને એને કાઠીયાવાડી જુના જમાનાનું વાતાવરણ બરાબર મળે છે આ શૈલી વિના રસધારના પહેલા ભાગો પાછલા કરતા રસમાં ઉતરે છે.

આટલી ઉત્તમ શૈલી 'લોકવાર્તાઓ'ની નથી. પરંતુ પ્રસંગોનું, આધુનિક જમાનાની અસર નીચે, આલેખન કરી આપણને રસ આપવા પ્રયત્ન કરવામા આવ્યો છે· અને એમાં પણ રા. રાયચુરાનું વ્યક્તિત્વ વાર્તાઓમા આકર્ષણ લાવે છે.

'રસધાર'મા એક ધ્યાન ખેંચતી બાબત છે. કેટલીક વાતોમાં એક જ પ્રસંગો ફરી ફરી આવતા જણાય છે; અને આ એકવિધતાને લીધે વાચતા કેટકીક વખત કંટાળો આવે છે. એક જ વાત જૂદા જૂદા જીલ્લામાં જૂદા જૂદા રૂપે પ્રચલિત હોય તો એમાંથી સરસ જ વાર્તાઓ લેવી જોઇએ. બીજું દરેક વાત મુખ્યત્વે પ્રેમશૌર્ય ઉપર ઘડાઇ હોવાથી 'રસધાર'માં વિષયની વિવિધતાની ખામી છે.

આટલા દોષ જોયા પછી 'રસધાર' અમૂલ્ય છે એમ કહ્યા વિના ચાલે જ નહિ. આના જેવો પ્રયાસ હજુ ગુજરાતી સાહિત્યમા બીજો થયો નથી અને રા. મેઘાણીનું કાર્ય અદ્વિતીય છે. એ વાર્તાઓમાં જૂનો જમાનો નજર સમક્ષ તરવરે છે. આપણી કલ્પનાઓ અને ભાવનાઓ ઉંચી ઉડે છે. એ વીર સ્ત્રીપુરૂષોના જગતમાં આપણે આદર્શ શીખવા વિહરતા હોઇએ એમ લાગે છે.

'રસધાર' પછી હાથમા શૈલી ને કલાનાં લક્ષણોને લીધે 'લોકવાર્તાઓ' લેવી ગમે. પરંતુ એ જ દિશામાં જૂદી રીતે પ્રયાસ

કરતા રા. અડાલજાની 'વીરની વાતો' (ભા. ૨) તો વાંચતાં કંટાળો આવે છે. આને આપણે આ વિભાગમાં લીધી એનું કારણ એમાં ઇતિહાસ ને દંતકથાને આધારે લખાયલી કાઠિયાવાડની વાતો છે એટલું જ. ૯૯ ઉપરાંતનું લખાણને શુષ્ક ઇતિહાસ એનાં લક્ષણ. વિષય સરલ ત્યારે લખાવટ શુષ્ક. આ વિષયમાંથી ઉત્તમ અને અદ્‌ભૂત કથાઓ પેદા થઈ શકે અનેવા આદર્શો અર્પી શકાય. પરંતુ રા. અડાલજાની રગશીયા શૈલી રસ ઉત્પન્ન કરી શકતી નથી. અને આ વાર્તાઓ પ્રચલિત લોકવાર્તાઓનો સંગ્રહ નથી, કારણ ઇતિહાસ અને દંતકથાને આધારે લેખકે ઉપજાવી કાઢી છે. આટલો 'રસધાર' અને એમાં ફેર ધ્યાનમા રાખવો જોઇએ.

રણજીતરામે આરંભેલા લોકગીતના સંગ્રહનું પરિપક્વ પરિણામ 'દ્દળીઆળા રાન'માં છે. ગતયુગની સંસ્કૃતિ દર્શાવનાં ને લોકહૃદયો રજુ કરતાં આ લોકગીતો વાચવા યોગ્ય છે.

### નાટક અને નવલ

આ બે માટે એક જ વિભાગ રાખવો પડે છે એ એમની પડતી દર્શાવે છે. પડતી પડતીનું ચક્ર ફરે છે એ પ્રમાણે આ વર્ષ નાટકનવલની પડતી જુએ છે. કયા ગયા વર્ષની આ વિભાગની ઉત્તમ કૃતિઓ અને કયા નાટકને નામે આ વર્ષે મીંડું અને નવલમા ત્રીજી કોટીની ત્રણચાર નવલો ' અધમ વૃત્તિને પોષના સંપ્રક નાટક ને નવલ પ્રસિદ્ધ થયાં હોય તેના નામનિર્દેશ આપીને શો ફાયદો ?

### નવલિકા

કાવ્યસાહિત્ય ને લોકસાહિત્યની માફક આ દિશામાં '૮૨ નું વર્ષ સરસ પ્રગતિ કરે છે; અને એ માટે ધન્યવાદ 'તણખા'ને છે. સાહિત્યની પ્રથમ પંક્તિની જૂજ કૃતિઓમાની એ એક છે અને નવલિકાસાહિત્યમાં તેમજ સર્જનાત્મક સાહિત્યમાં એ અનેરીજ ભાત પાડે છે. આ કથાન્વિત કૃતિ સાથે બીજી અધકચરી કૃતિઓ પણ આગળ ધપવા ડોકીયાં કરે છે અને તે 'કુમારનાં સ્ત્રીરત્નો' અને 'ઓલીયા જોશીનો અખાડો'. આ કૃતિઓને 'તણખા' સાથે કશાસંબંધ તદન નજીવો છે; કારણ 'સ્ત્રીરત્નો'એ મોટે ભાગે કુમારના

વાર્તામાં વિચારોજ દર્શાવે છે, અને 'અખાડો' તો એ બન્ને કરતાં જુદુંજ રૂપ છેઃ કારણ એમા મુખ્ય ઉદ્દેશ વાર્તા નથી હાસ્ય દ્વારા સુધારો દર્શાવવો યા ફક્ત આનંદ આપવો એ એનો ઉદ્દેશ છે.

'કુમારનાં સ્ત્રીરત્નો'માં છ વાર્તા દ્વારા વર્તમાન હિન્દુસમાજમાં સ્ત્રીઓની શી સ્થિતિ છે; તથા એમાં શા ફેરફાર થવા ઉચિત છે; તે કુમારે રચેલી સ્વપ્નસૃષ્ટિ પ્રમાણે જણાવવામાં આવ્યા છે. આવું પુસ્તક પહેલાં પુસ્તમા લખાયેલુ છે તેથી આ છૂટીછૂટી છે અને વાર્તાઓ મા આવતા પાત્રો ઉપરાંત એ કુમારનું પાત્ર પણ વાર્તાએ વાર્તાએ નવુંજ રૂપ લે છે. આ કુમાર વકીલ તે રા. ઇન્દુલાલ હો કે ગમે તે પણ એને સ્ત્રીઓ– કુમારીકાઓથી તે પ્રૌઢાઓ સુધીનો કુસુમકુમારીઓથી તે 'શાન્તિસુંદરી'નો અનુભવ લીધા પછી–પ્રત્યે માન ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓનાં દુઃખ એમના આદર્શો એ કચરાઈ જતા 'કુસુમ' મા જૂએ છેઃ અવિભક્તિ કુટુંબમા 'મધુરી'ને એ સહન કરતી દેખાડે છે–અને સ્ત્રીરત્નોનું નાક એ મધુરીજ છે. મધુરીનું બલિદાન હૃદયદ્રાવક છે અને એના પ્રસંગો વાંચતાં ગુણસુંદરી યાદ આવે છે. 'મધુરીનું બલિદાન'માં કરૂણરસ જમાવવાની ખુબી પણ કુમારે કરી છે; અને કંઇક કલા સાથે ચિતાર ને વિચાર લાવતી તો એ બે પ્રથમ કૃતિઓજ છે. પછીની કૃતિઓમા વિચાર પ્રાધાન્ય લે છે. આમ પાછલી વાર્તાઓ માત્ર એકલા નિબંધ વાંચતાં કંટાળો ન આવે એ માટે સુગરકોટેડ નિબંધો બને છે અને નવલિકા તરીકેના લક્ષણ સમૂળગા છેવટે ઉડી જાય છે. પણ આ માટે લેખકને દોષ દેવો ઉચિત નથી. કારણ નવલિકા તરીકે ઉચ્ચ પદ અપાવવા એમનો પ્રયાસ પણ નથી.

આમ ગંભીર નવીન વિચારો ચર્ચ્યા પછી જરા એ ગાંભીર્ય છોડીએ. 'અખાડો' શબ્દોદ્વારા ને પ્રસંગોદ્વારા કુપ્રયાસોને હસનીય રીતે ચીતરી આનંદ આપે છે. 'સામાજીક' વિભાગમાં વાર્તાઓ ગંભીરતાથી જે પરિણામ લાવવા પ્રયત્ન કરે તે હાસ્યદ્વારા કરી શકાય છે. અને મશ્કરીથી ટોણો બરાબર મારી શકાય છે તેમ ઉપર કટાક્ષોને દાબવા હાસ્યનો ઉપયોગ કરવાથી સુધારો સરસ થઈ શકે છે. આક્ષેપલખાણોમાં હાસ્યનો ઉપયોગ બહુ જ ફલદાયક છે. અને રા.

ઓલીવર જોનીની હાસ્યપૂર્ણ વાર્તાઓમાં આ ઉદ્દેશ જ્યાં છે તે ત્યાં ઠીક અસર ઉત્પન્ન થાય છે. કારણુ એ બરાબર પ્રથાઓ પર ટીકા સચોટ શબ્દોમા કરી શકે છે.

આ વાર્તાઓમાં આપ મુખ્ય હાસ્ય પ્રવર્તનુ હોવાથી એમા પાત્રાલેખન કે વસ્તુસંકલના લેખકો છોડી દે છે. જો આનો પણુ બરાબર ઉપયોગ કરવામાં આવે અને હસનીય પ્રસંગોના વર્ણુન કરતાં મનુષ્યસ્વભાવનાં લક્ષણો જોઈ હાસ્ય ઉત્પન્ન કરવામા આવે તો એની અસર સાર્વજનિક અને ચીરકાલીન થવા સંભવ છે. નર્મ કરતા મર્મ સાર્વજનિક અને ચીરકાલીન છે આથી જ આપણે શેકસપીયરની 'કોમેડીઝ'માંનો કેટલોક નર્મ માણી શકતા નથી, જ્યારે 'ફોલ્સટાફ'નો મર્મ સર્વ ગમ્ય છે.

'૮૨ નું વર્ષ નવલિકાનું એક ઉત્તમ પુસ્તક આપણુને આપે છે.' 'તણખા'થી નવલિકા સાહિત્યમા નવી જ પ્રવૃત્તિ હાથ ધરાય છે. રશીયન અને ફ્રેન્ચ સાહિત્યની Naturalism–Realismના આંદોલનને મળતી પ્રવૃત્તિ ગુજરાતી સાહિત્યમા અત્યારે પ્રસરી રહી છે તેનુ આમા પ્રતિબિંબ પડે છે અને રા. ધૂમકેતુ ઉપર એ લેકોની અસર થઇ હોય એવો સંભવ છે. પાશ્ચાત્ય સાહિત્ય અને ખાસ આંગ્લસાહિત્યમા જોવામાં આવતી હેતુકૃતિઓ તરફ પણુ રા. ધૂમકેતુ વળ્યા છે. અને આમ પ્રવર્તમાન સાહિત્યના મુખ્ય આંદોલનો આપણુને આ પુસ્તકમાંથી બરાબર મળે છે.

નવલિકા સાહિત્યમા આનું સ્થાન બરાબર સમજવા એનો વિકાસ જરા જોઇએ. કલાદષ્ટિએ નવલિકા જોઇએ તો વીસમી સદીનું એ ફળ છે અને એમા પણુ પાશ્ચાત્ય અસર ભાગ ભજવે છે. એ ઉપરથી અમે એમ નથી કહેવા માગતા કે આપણા સાહિ-ત્યમાં વાર્તાઓ જ નહોતી. સંસ્કૃતમાં 'બૃહત્કથા'' કથા સરિત્ સાગર' 'પંચતંત્ર' ની વાર્તાઓ તથા ગુજરાતીમાં લોકવાર્તાઓમાં આપણું વાર્તાસાહિત્ય જળવાશે. પરતુ આથી પશ્ચિમની અસરનો ઈન્કાર ન કરાય.

દરેક દેશમા કોઈ કોઇ અસરથી સાહિત્ય ખીલે છે. આંગ્લ-

નવલિકા પણ ગુજરાતી નવલિકા જેવો જ વિકાસ દર્શાવે છે. એ ૧૯ મી સદીમાં આરંભે છે અને વિકસે છે. પરંતુ ત્યાર પહેલાંય સીધા સ્વરૂપે એ જૂના જમાનાથી જોઈ શકાય. ઠેઠ બાઈબલની વાર્તાઓમાં આંગ્લ નવલિકાનાં મૂળ જોઇશું. Prodigal Son વાર્તા, એમા રહેલી સાદાઈ, વાર્તાલાપ પરથી જૂનું વાર્તા સાહિત્ય સૂચવે છે.[૧] અને હુ વોકરના શબ્દો ખાસ એ તરફ પ્રકાશ પાડે છે. "While however the short story as a literature of immemorial antiquity, that particular type of it with which we have here to deal, namely the short story told in prose and in the English language is of quite recent growth."[૨] આજ શબ્દો ગુજરાતી નવલિકા સાહિત્યને બરાબર લાગુ પડે છે. કારણ શામળની કવિતામા વાર્તાઓ જોવામાં આવશે. પરંતુ ઇલીઝબેથ યુગમાં વાર્તાસાહિત્યની પ્રગતિ જોવામાં આવતી હતી એવી ગુજરાતી સાહિત્યમા નથી. ગદ્ય સાહિત્યનો જ્યારે પુર્ણ વિકાસ થાય છે ત્યારે જ આ નવલિકાઓ આગળ ધપે છે.

આપણી નવલિકાઓ ૨૦ મી સદીમાં માસિકસાહિત્યની પ્રગતિ સાથે આગળ ધપે છે. 'વસંત' કે 'બુદ્ધિપ્રકાશ' આ સદીના આરંભે હતા છતાં પણ એનાથી આ દિશામાં કામ થયું નથી. ત્યાર પછી ૧૯૧૨ પછી 'સાહિત્ય' તથા 'સત્ય'માં કંઇક કંઇક વાર્તાઓ શરૂ થતી ગણી આપણે એનું પરિપક્વ સ્વરૂપ 'વીસમી સદી' માં ૧૯૧૬ થી ગણીએઃ અને એ માસિક-સાહિત્યમાથી જ આધુનિક નવલિકા પેદા થઇ છે. સ્વ. મલયાનિલ, રા. નારદ એ આ કલામાં આરંભના લેખકો છે. પરંતુ વાર્તામા હાસ્યરસ આલેખતા રા. જાગીરદાર, રા. ઓલીયા જોષી, રા. મસ્તફકીર પણ કંઇક કંઇક વાર્તાસાહિત્યની સેવા કરી તે માસિક-

---

૧ Alfred C. Ward.

૨ Introduction "The Short Story in English"

સાહિત્યને લીધે જ ગણી શકાય. રા. ધનસુખલાલની વાર્તાઓ પણ એ જ દિશામાં કામ કરે છે.

૧૯૧૬ પછી તો વાર્તા સાહિત્ય નવા અભ્યાસો ને નવા તત્ત્વોની અસરથી ખીલવા પ્રયત્ન કરવા લાગ્યું. રા. મુનશી, રા. ઉમરવાડીઆ, રા. ધનસુખલાલ, રા. બળવંતરાય વિગેરે આગળ ધપના તત્ત્વો સુચવે છે. આ નવલિકામાં હાસ્ય તથા વાર્તાના કલા તરફ જવાના પ્રયાસો જોવામાં આવે છે. 'દર્શનિયા' મા તો મુખ્યત્વે ભાષાન્તરો છે અને આરંભના પ્રમાણે ઉપદેશ આપવાની રીત પણ છે. બીજી નવલિકાઓમા પણ ઉપર ઉપરના વિષયો ચર્ચતી ફક્ત વિનોદ માટેની વાતો છે.

આ નવલિકાનું સાહિત્ય ૧૯૨૧ પછી બહુ જ ખીલ્યુ છે. નવલિકા આ જમાનાનું ખાસ અંગ છે કારણ આ જમાનો ત્વરાનો છે અને માણસ ટુંક વખતમા અસર કરે એવું સાહિત્ય માગે છે. લેખકો પણ એ દિશા તરફ પ્રયાણ કરે છે. આજ પ્રમાણે અંગ્રેજી સાહિત્યમા નવલિકાનો વિકાસ થાય છે. આંગ્લ સાહિત્યમા નવલિકા ૧૯મી સદીમા પેદા થઈ અને એનો આરંભ અમેરીકામાથી થાય છે. વોશીંગટન ઇરવીંગથી અંગ્રેજી નવલિકાની શરૂઆત માને છે. એની Sketch Book' (૧૮૧૯)મા અધકચરે સ્વરૂપે નવલિકાઓ સાહિત્યના જગતને આકર્યું છે અને 'Rip Van Winkle'થી એ દિશા બરાબર ખુલ્લી મુકાય છે. ત્યાર પછી હોથોર્ને 'Tanglewood Tales'મા આ અધકચરા સ્વરૂપને નવા તત્ત્વોથી પૂર્ણ બનાવવા પ્રયત્નો કરે છે; અને મોટે અંશે આધુનિક સ્વરૂપમાં મળી જાય છે. પછી અમેરીકામાં આ કલા બ્રેટહાર્ટ ઓ. હેન્રી વિગેરે ખીલવે છે.

પરંતુ સાહિત્યના દરેક અંગ પર અસર થાય એમ એનાપર ડૉડેટ અને મોપાસાની અસર થઈ છે. પરંતુ જાણવા જેવી વાત એ છે કે ફ્રાન્સમાં પો અને હોથોર્નેની માફક મેરીમી અને બાલ્ઝેક romantic વાતાવરણની જ નવલિકાઓ રચતા. પરંતુ ત્યાર પછી ફ્રાન્સમા ઝોલાની અસરથી Naturalism ની શાળા ઉભી થઈ અને મોપાંસા વિગેરે એ તરફ વળ્યા.

આમ ફ્રાન્સ અને અમેરીકામાં નવલિકાનો વિકાસ ચાલુ હતો ત્યારે ઇંગ્લેન્ડમા R. L. Stevenson થી કલાન્વિત કૃતિઓ નવકાઓ બહાર પડવા માંડી. “At any rate Mastered the art of the short story.” આમ ઇંગ્લેન્ડમા સ્ટીવનસને નવલિકાને ખરૂં સ્વરૂપ આપ્યું.

આમ અંગ્રેજી અને ગુજરાતી સાહિત્યમાં નવલિકાની ઉત્પત્તિનાં તેમ જ વિકાસના કારણો સર્વથા જણાશે. પરંતુ આપણી નવલિકાઓને હજુ કોઇ સમર્થ વ્યક્તિએ હાથ ધરી નહોતી તેથી માત્ર વિનોદ પુરતી જ ઉપયોગમા લેવાતી. આરંભની નવલિકાઓમાં નવલિકાનાં તત્વો ઉપર પણ ખાસ ધ્યાન આપવામાં નહોતુ આવતુ એટલે એની અસર પણ ન થાવ. આપણા લેખકો નવલિકાને નવલનું તાજું રૂપ સમજી એમા જેટલું ભરાય એટલું ભરે છે, એમા કાંતો આડકતરા પ્રસંગો ઉમેરશે કે પાત્રો વધારશે અને એમ અસર ઉત્પન્ન નહિ કરી શકે.

નવલિકા માટે આ નિયમ ખાસ સર્વમાન્ય છે: “A short story must contain one and only one informing idea, and that this idea must be worked out to its logical conclusion with abolnte singleness of aim and directness of mothod”× આ નિયમપરથી નવલિકાના દરેક નિયમો સમજાશે. નવલિકા ટુંકી હોવી જોઈએ એટલી બેઠકે વંચાવી જોઈએ. ‘Easily read at a single sitting.’ એમા ઐક્ય જાળવાવવું જોઇએ. એમાં જરાપણ નકામું કહેવું ન જોઈએ, અને લાંબી લપછપ વિના એની શૈલી પોતાના ધ્યેય તરફ સોંસરી ચાલી જાય. “In the whole composition there should be no word written of which the tendency direct or indirect is not to the one preestablished design.” આમ હોથોર્નની વાર્તા પર ટીકા કરતા પો ‘ગ્રેહામ મેગેઝીન’મા ૧૮૯૨ મા લખે છે. આજ મુખ્ય નિયમ ધૂમકેતુ ‘તણખા’ માં બરાબર પાળે છે અને તેથી જ

× Hudson ‘Intro to Lit’. 454.

'તણખા' ની અસર મગજ પર ખસે નહિ એવી પડે છે. અસર ઉત્પન્ન કરવા માટે એમાં આડકતરા પ્રસંગો કે છૂટા પાત્રો ન જોઈએ: અને એ બાબતમાં એને ગ્રીક નાટક સાથે સરખાવી શકાય. કેટલાક નવલિકાને ઉર્મિ કાવ્ય સાથે સરખાવે છે અને ડાઉન્સ કહે છે: " A short story may be regarded a prose lyric in which emotional experience is made dramatic in concrete narrative " આમ ધ્યેય તરફ વળતું વસ્તુ સચોટ અસર કરે છે એમ સૌ માને છે.

અને આ કલાતત્ત્વ રા. ધૂમકેતુએ 'તણખા' માં બરાબર જાળવ્યું છે એમ કહ્યા વિના રહેવાતુ નથી. એક વિષયપ્રસંગ વા પાત્રાલેખન વા વાતાવરણ લાંબી વા આડીઅવળી વાત વિના અક્ષરે અક્ષર અર્થપૂર્ણ લખી આપી દેવામાં આવે છે. મોટે ભાગે ગુજરાતી નવલિકાઓ આ તત્ત્વ ધ્યાનમાં રાખતી નથી એટલે નિષ્ફળ જાય છે.

આ કલાતત્વ ઉપરાત વિષયપસંદગી તથા વિચારમાં રા. ધૂમકેતુ તેવો જ ચીલો પાડે છે અને એમા એમને ગાધીયુગની પૂર્ણ છાયા છે. શૈલીમાં એ મુનશી શાખાના છે અને આત્મા એ ગાધી-શાળાનો ધારે છે. 'તણખા' પહેલાની નવલિકાઓમાં મુખ્યત્વે એક જ પ્રકારના વિષયો ચર્ચાતા. નવપરિણિત દંપતી—તેમાં વળી નાયક ગ્રેજ્યુએટ હોય અને શિક્ષીત કન્યાના પ્રેમમા હોય અને સ્થિતિને લીધે અંત-કાલ આવે એટલે છેવટે પરણે. શહેરમા જ આનું સ્થળ હોય. વાર્તાનો અંત સાદો જ હોય. આ પ્રકારની વાતોમાથી છેવટે પ્રેમલાપ્રેમલીની વાતો આવી અને રસકસ વગરનું ખાતુ ચાલતુ હતું. વિનોદ અને ઉપરછલા પ્રસંગો ચીતરવા એજ એમનુ ધ્યેય. બીજું એમા આડીઅવળી ઉપદેશની કે બીજી ટીકારૂપ વાતો પણ ચાલે. આમ એકતરફી વાતાવરણ નવલિકામા હતું ત્યાં સર્વ ક્ષેત્ર અને સર્વ પ્રકારનાં મનુષ્યોને પોતાના માનનાર, ગરીબમાં પણ મનુષ્યત્વ જોનાર રા. ધૂમકેતુ આવ્યા. એમણે નવલિ-કાના વિષયમા વિવિધતા આણી તથા સ્વાતંત્ર્ય દર્શાવ્યું. ગ્રેજ્યુએટને બદલે એમના નાયક 'અલી ડોસો' 'ભીસ્તી' 'મોચી " ભીખુ ભિખારી'

'ભૈયાદાદા' જેવાં ઉતરતી કોટીનાં પાત્રો છે. આનું કારણ ગાંધીજીની જનસમાજને માટે ચર્ચતી પ્રવૃત્તિ પછી મનુષ્યને મનુષ્ય તરીકે એના હૃદયથી જોવાની એમનામા શક્તિ આવી છે. એ ગરીબહૃદય કે તવંગરહૃદય આધુનિક કે પ્રાચીન દરેક આલેખી શકે છે.

આવો વિષય ને ફેરફાર અંગ્રેજી સાહિત્યમાં આપણે રોમેન્ટીક મુવમેન્ટમાં રૂસ્સોના 'Natural Man'ની પ્રવૃત્તિ પછી જોઇએ છીએ. ગાંધીજીની પ્રવૃત્તિ પછી ધૂમકેતુની નવલિકાઓમાં પણ ભેદ વિના એ હૃદયને માન અપાતું દેખાય છે. ૧૮ મી સદીમાં ડ્રાયડન અને પોપ 'classical' યુગના અધિષ્ટાતાઓ શહેરીજીવનને જ પ્રાધાન્ય આપતા. એમની કૃતિઓમાં ઉચ્ચ સ્થિતિને જ માનઃ કુદરત પણ એ પુસ્તકોમા વાંચેલી તે આલેખતા અને આમ કૃત્રિમના હદ ઉપરાતની આવેલી. આ સ્થિતિ વર્ડ્ઝવર્થે 'Lyrical Ballards' મા કાઢી એણે કાવ્યના નાયકો રાજામહારાજાઓ વા ઉચ્ચ પુરૂષો કરતાં કોઇ 'Lucy Gray' કે 'Solitary Reaper' ને જ બનાવવા માડયા અને એમ મનુષ્યહૃદય તરફ એ વળ્યો. ગરીબ થયો એટલે એને હૃદય ન હોય એમાનવું જ ભૂલ ભરેલું છે. અને આ વર્ડ્ઝવર્થની રીત બરાબર 'તણખા'મા અમલમા મૂકાયલી જોવામાં આવશે.

બીજુ વાર્તાને ધૂમકેતુ વધારે અસરકારક બનાવવા કરૂણાન્ત જ બનાવે છે. માત્ર 'મદભર નૈના'જ સુખી અંત વાળી ખાસ કહી શકાય અને એમા પણ એ નવુંજ પગલું ભરે છે. પછી કેટલીક નવલિકાઓમા એ અંત ખેંચીતાણીને પણ આણેલો તે અતિરેકવાળો પણ જણાશે; પરંતુ આ ખાસ આ નવલિકાઓનું લક્ષણ છે.

નવલિકાઓમા મુખ્ય ત્રણ વસ્તુ હોય છેઃ ૧ પાત્ર, ૨ વસ્તુ અને ૩ વાતાવરણ. અને આ ત્રણેમા જેને પ્રાધાન્ય તેની નવલિકા બને[1]. પાત્ર મુખ્ય લઈ એને સમજાવવા પ્રસંગો આપો તો પાત્રપ્રાધાન્ય નવલિકા બનેઃ વસ્તુ લઇ એનો જ અંત પાત્રોદ્વારા દર્શાવો તો વસ્તુનવલિકાઃ અને વાતાવરણ લઇ એમાં પાત્ર પ્રસંગ યોજો તો એ વાતાવરણનવલિકાઃ અને આ ત્રણે પ્રકારની નવલિકા 'તણખા'

1 Grahm Balfour 'Life of Stevenson.'

માં આપણને મળશે. 'આત્માના આંસુ' 'સોનેરી પંખી' 'કલ્પનાની મૂર્તિઓ' એ દરેક વાતાવરણ કલ્પી, એમાં પાત્ર પ્રસંગો યોજી એને તાદશ કરવા મથે છે. આવી નવલિકાઓમાં વાતાવરણ કલ્પી એવી અસર ઉત્પન્ન કરી શકાય છે. પાત્રનવલિકાઓ, 'ભૈયાદાદા' 'પોષ્ટઑફીસ' 'મદભર નેના' વિગેરે છે અને 'તારણુદ્દાર' તથા કેટલેક અંશે 'એક ભૂલ'માં વસ્તુનવલિકા આપણને મળે છે. નવલિકાના આ ત્રણ વિભાગ ખાસ પાડવા પ્રયત્ન કરવામાં આવતો નથી. 'એક ભૂલ'માં વસ્તુ જેવું છે, એનું કારણ એમાં અંત વસ્તુભાવ છે પ્યારેમોહન અને બંસી છેવટે જૂદા પડે છે એનું કારણ પ્રસંગ છે; નોકર ભૂલ કરે છે.

"પરણેલા લાગે છે."

"કેમ નહિ! નાનો છોકરો નેડયો છે ને?" અને બંસી હતાશ થાય છે. છેવટે "અતે પડોશીનો છોકરો હતો હું તો એકલો જ છું" એવી વાર્તાનું ખરું સ્વરૂપ જણાય છે

આપણે ઉપર જોયું કે નવલિકામાં માથી સોસરી વાત જવી જોઈએ અને ઐક્ય હોવું જોઈએ અને ધૂમકેતુના દરેક પાત્રો પણ એવાજ એકતાન છે. દરેક પાત્ર એકતાન બની મોટે ભાગે મૃત્યુ પામે છે. અલીડોસો પોસ્ટમાં કાગળની રાહ જોઈ પુત્રીપ્રેમમાં લીન બને છે: ભૈયાદાદા એમના સ્થલ પ્રત્યે ઐક્ય સાધે છે: બીરતી એના પાડા જોડે: વિધુશેખર કલ્પનાની જલસુંદરીમાં લીન બને છે· મોચી સ્થલનો પ્રેમી છે: મશહૂર ગવૈયો એની કલામાં લીન છે· અને દોલત પોતાની માતાના પ્રેમમાં લીન બને છે. આમ કોઈ કલ્પિત કે આદર્શ કે સ્થૂલ પૃથ્વીપરની વસ્તુ સામે પાત્રો ઐક્ય સાધી લીન થાય છે: અને લીનતા તૂટે છે વા એ કલ્પિત આદર્શ અનુભવ કરવા જતા દરેક પાત્ર મૃત્યુ પામે છે. 'તણખા'નું પાનુએ પાનુંએ ફરી વળો અને આજ લક્ષણ જણાશે. એક વાઘજી મોચીને પોતે જગ્યા છોડી તેથી લાગણી પેદા થાય છે· અને એમાં હૃદયદર્શન એ જ 'તણખા'નો હેતુ દેખાશે.

કાંઈક હેતુ સિદ્ધ કરવા નવલિકા લખવી અને એ હેતુ

ચોખ્ખો જણાવવો એ કલામાં ખામી લાવે છે. ચીરકાલીન અને શિષ્ટ પુસ્તકોમાં એવા વિષયો ગુહ્ય રીતે ચર્ચેલા હોય પણ ઉપર પાદરીવેડા વા નિબંધરૂપ એમાં ન આવે. 'તણખા'માં કાંઇક કાંઇક જગ્યાએ આ દોષ આવતો જોવામાં આવે છે. 'કેસરી વાઘા' અને 'અખંડ જ્યોત'માં લેખક પુનર્જન્મમાં માને છે અને એ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. વાસના રહ્યાથી ભૂત થાય અને ત્યાર પછી જ મોક્ષ પ્રાપ્ત થાય છે એમ એમાં ચર્ચેલું છે. 'અખંડ જ્યોત'માં મરતી વખતે એ જ પતિ મળો કહેતી સ્ત્રી બીજા અવતારે એને જ પરણે છે. આ સર્વમાન્ય વાત નથી એની એથી અસર ટુંકા પ્રમાણમા થાય. જો કે એથી વાર્તામાં અદ્દભુત તત્વ આવે છે અને રસ ઉત્પન્ન થાય છે. બીજું પ્રચલિત સામાજીક સ્થિતિ પર એ કટાક્ષો કરે છે. 'ગોવિંદનું ખેતર'મા મોટે અંશે આ જણાય છેઃ અને એ નિબંધ જેવું જ છે. પછી એ કટાક્ષો 'લૈયાદાદા'માં યંત્ર જગત પર તથા 'જન્મભૂમિનો ત્યાગ'માં અમલદારો પર કર્મકઃ 'ભીખુ'માં ભીખારીઓને મોજશોખ માટે તથા 'પોસ્ટઓફીસ'માં સ્થિતિનો ખ્યાલ ન કરવા માટે. આમ આ દરેક પ્રશ્નો ચર્ચા અને એ ઉપર વિચારો હેતુ સાધવા ચાલે છે અને કલાને ખામી થાય છે.

'તણખા'મા realism અને romance બન્નેના અંશો જોવામાં આવશે. અદ્દભુત અંશો સાથે સમકાલીન ચિત્ર પણ કલ્પનાને બળે એ લાવી શકે છે. કલ્પિત વાતાવરણ તેમ જ તાદશ ચિતાર બન્ને આમાં આપણને જડશે. 'સોનેરી પંખી' 'આત્માનાં આંસુ' 'કલ્પનાની મૂર્તિઓ' 'કેસરી વાઘા' 'પૃથ્વી અને સ્વર્ગ' 'અખંડજ્યોત' આટલામા જોઇએ એટલા અદ્દભુત તત્વો તથા દૂર દૂરનાં જમાનાનાં ચિત્રો વા કલ્પિત વાતાવરણ મળી આવશે. આથી વિરૂદ્ધ તાદશ ચિતાર, આંખ આગળ ખડા થતા દરરોજના બનાવો 'જૂમો ભીસ્તી' 'ભીખુ' 'લૈયાદાદા' 'ગોવિંદનું ખેતર' 'એક ભૂલ' વિગેરેમાં દેખાશે અને કોઈ કોઇ વાતમા તો આ બે અંશો ભેગા મળી સરસ અસર ઉત્પન્ન કરે છે.

'તણખા'ના વિષયમાં વિવિધતા છેઃ કારણ ઉચ્ચથી નીચ, દેદ વેદકાલથી તે આજસુધીનો ઇતિહાસ, કાશ્મીર કે અમદાવાદ ગમે તે

જગ્યાએ એ કલ્પનાને બળે વિહરે છે. અને આમ વિષયની ભિન્નતાને લીધે રસ ઉત્પન્ન થાય છે. 'તણખા'નું આટલાં નવીન તત્વોને લીધે ગુજરાતી સાહિત્યમાં મહત્વ છે. પરંતુ હજી નવલિકાસાહિત્યમા અનેક દિશાઓ ખીલવવાની જરૂર છે. ડોમલ, ફ્રીમેન ને એઇલા જેવી ભેદ-વાર્તાઓ આપણે ત્યાં કયાં છે? આ દિશા તરફ તો હજુ કોઇએ પ્રયાસ પણ કર્યો જોવામાં આવતો નથી.

## જીવની અને રેખાચિત્ર

'ઝંડાધારી' અને 'દેશબંધુ'થી આ વર્ષે આપણા નજીવા જીવની સાહિત્યમાં વધારો થાય છે; અને આ એમાંય પહેલા કરતાં બીજું સારી શક્તિઓ દર્શાવે છે. રા. જયંતકુમારની ગદ્યશૈલિ એ જીવનીમા વધારે રસ રેડે છે અને સાહિત્યમા એ સારૂં કામ કરી શકશે એમ આ એમનો પ્રયાસ સુચવે છે. આ બન્ને જીવનીમાં વીર-પૂજનના અંશો છે. પરંતુ જીવનીને પ્રથમ પંક્તિની બનાવવા જોઇતા અંગત સબંધ ને હકીકતને અભાવે એ મધ્યમ કક્ષાએ બીરાજે છે.

જીવની સાથે સંપૂર્ણ તો નહિ પણ કંઇક અશે સબંધ ધરાવતું અંગ રેખાચિત્રોનું છે. અ. સૌ. લીલાવતીના 'રેખાચિત્રો' અમુક અમુક વ્યક્તિઓની રેખાઓ દર્શાવી આપણને જીવની આપે છે. અને 'સ્મરણમુકુર'માં આવતા સંસ્મરણો મુખ્યત્વે વ્યક્તિઓ પરત્વે હોઇ આછુંવત્તું ચરિત્ર જ આલેખે છે. 'મુકુર'માં જેના જેના પ્રસંગમા રા. નરસિંહરાવ આવેલ તેમના આછાં ચિત્રો છે. મોટા પુરૂષોના છિદ્રો જોવાની ટેવ આમા જણાય છે. પરંતુ એ સમય ઘડ-વામા આ લોકોનો કેટલો હિસ્સો હતો તે રા. નરસિંહરાવ ઠીક સમજાવે છે. એમના સંબંધમા આવેલા લોકો વિધવિધ છે અને ઉચી કોટીના પણ છે.

'રેખાચિત્રો' કરતા 'મુકુર'મા કંઇક વધારે તત્વો છે. કારણ પ્રસંગો ઉમેરી પોતાની હાસ્યવૃત્તિને બળે એમણે એ રસમય બનાવ્યાં છે. એમાં આત્મલક્ષી પ્રસંગો ને સૂચનો પણ ઘણાં છે: કારણ એક વ્યક્તિના આ સંસ્મરણો છે. આ આત્મલક્ષી તત્વ ચિત્રો પાછળ વહી મહત્વનું તત્વ 'મુકુર'માં ઉમેરે છે, અને

એમાં જ એનું ખાસ વિશિષ્ટત્વ છે. તદ્દન હૃદયને લગના પ્રસંગો આવે છે ત્યારે રા. નરસિંહરાવ ઉચ્ચ કોટીએ પહોંચે છે. આવું પુસ્તક આપણા સાહિત્યમાં નવીન ભાત પાડનારૂં છે અને એને વરેલી થોડી ક્ષતિઓ બાદ કરતાં રા. નરસિંહરાવે સારૂં કર્યું છે એમ કહવું પડશે. દરેક લેખકમા કાંઇક ખાસીયત હોય છે એમ રા. નરસિંહરાવમાં નકામી બાબતોને મહત્વ આપી પોતાનો અહંભાવ દેખાડવાની ટેવ છે. દુન્યવી બાબતોને લક્ષ્યમાં લઈ મોટા માણસોને નીચા પાડવા એ સારૂં નથી અને આજ 'મુકુર'મા એ દોષ આવી ગયો છે. ગદ્યસાહિત્યમાં પણ 'મુકુર' થી સારો વધારો થયો છે. 'મનોમુકુર'ના વિદ્વતા-ભર્યા લેખોના નિરસ ગદ્ય કરતા આત્મલક્ષી પ્રસંગો આવવાને લીધે આ ગદ્ય કાંઇક ભાવવાહી બને છે. અને છેલ્લુ 'મુકુર' તો સંતાનો વિરહના પ્રસંગો નોંધતું હોવાથી હૃદય ઉપર ન ભુસાય એવી અસર કરે છે.

આ સસ્મરણોના ચિત્રો છોડી આપણે 'રેખાચિત્રો' જોઇએ. 'રેખાચિત્રો'ની વ્યક્તિઓ આજ ફરી પણ ગઇ છે. પરંતુ આ ઉપરથી આપણે માણસમા શાં શાં પરિવર્તન થાય છે એ જાણી શકીશું. એમને રેખાચિત્રો કહ્યા છે એનું કારણ જ આ પ્રમાણેના અપૂર્ણ ચિત્ર રચ્યા છે માટે. દ્રૌપદી, પાર્વતી વિગેરેમા એ પાત્રો ગત યુગોના હોવાથી આ પરિવર્તનનાં પરિણામ આવતા નથી. અને એ રેખાચિત્રો બરાબર અસર કરે છે. એ રેખા-ચિત્રોમા વિચાર વા દૃષ્ટિબિંદુની ભિન્નતાને લીધે રસ ઉત્પન્ન થાય છે.

આ રેખાચિત્રો લખવામા તીક્ષ્ણ નિરીક્ષણ શક્તિની જરૂર પડે છે રેખાઓ બરાબર માપની જોઇએ અને એના વળ પણ વિચારવા જોઇએ. જેટલી ઓછી નિરીક્ષણશક્તિ એટલી એમાં અપૂર્ણતા આવે. સૌ. બેન લીલાવતીનો પ્રયાસ આ ક્ષેત્રમા નવીન જ હોવાથી અને એમા નવા વિચારના લક્ષણ હોવાથી એ મોટે ભાગે ફળીભૂત થયો છે: અને એ માટે એમને ધન્યવાદ ઘટે છે.

### ગદ્યપ્રવાહ: અન્યકૃતિઓ

અને '૮૨મા તો ગાંધીજી અને મુનશીજીની શાખાઓએ મોટો હિસ્સો આપ્યો છે. ગાંધીજીની ત્રણ સમર્થ કૃતિઓ 'આત્મ-

કથા' 'ત્યાગમૂર્તિ' અને 'દક્ષિણ આફ્રિકાનો ઇતિહાસ' ભા. ૨, આ વર્ષમાં ગુજરાતી સાહિત્યને મળે છે. 'ત્યાગમૂર્તિ' ગાંધીજીને નવી જ દિશામાં મૂકે છે. એમાં રાજકીય પ્રવૃત્તિ છોડયા પછી હિન્દનો મહા પ્રશ્ન એમણે હાથમાં લીધો છે. હિન્દ રૂઢીમાં જકડાઈ ગયુ છે અને લોકોના વિચારો એ જૂના વિનાશપૂર્ણ ચીલેથી પાછા નહિ હઠે તો સ્વરાજ્ય નજદીક નથી. સમાજ શિક્ષિત હોય તો જ સ્વરાજ્ય સુગમ છે. અને એથી જ સમાજ સુધારવાનો પ્રશ્ન ગાંધીજીએ હાથમાં લીધો છે. અને એ સુધારા તરફ ને બહોળા વિચારો તરફ ફેરવવાના પ્રયાસ કરતું 'ત્યાગમૂર્તિ' તો અમૂલ્ય પુસ્તક છે. એમા નવીન અને સ્વતંત્ર વિચારો છેઃ સ્રીપુરુષના સમાન હક્કની વાત પણ એમા આવી જાય છે; અને 'Plain living and high thinking'નો સિદ્ધાંત તો એમા દરેક સ્થળે નજરે ચઢે છે. લોકોને સમજાવવા ગાંધીજીની મધુર સરળ દાખલા દલીલોવાળી શૈલી ગમે તેને પણ આકર્ષે. વિચારોની દૃષ્ટિએ આમ ઉત્તમ હોવા છતાંય અને કેટલાક લેખોમા નિબંધસ્વરૂપ હોવા છતાંય શુદ્ધ સાહિત્ય તરીકે 'આત્મકથા' તથા 'ઇતિહાસ' જેટલું એનું મૂલ્ય નથી.

એક નોંધવા જેવી વાત એ છે કે ગાંધીજીએ જેલમાંથી આવ્યા પછી રાજકીય પ્રવૃત્તિ ઓછી કરી છે અને મહાન પુરુષ પોતાની ગત પ્રવૃત્તિનું નિરીક્ષણ કરી પોતે ક્યા છે તે તપાસે એમ કરવા માંડયુ છે. 'આત્મકથા' અને 'ઇતિહાસ'મા એમની ગત જમાનાની વાતો છે. આ બે ગ્રંથો ઉપરથી ગાંધીજીની સ્મરણશક્તિ માટે આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. પ્રસંગોને નામો એ યાદ રાખી શકે છે અને તાદૃશ ચિતરી શકે છે. પ્રસંગવર્ણનમા એ હાસ્યવૃત્તિને લીધે તથા મનુષ્યસ્વભાવના જ્ઞાનને લીધે રસ મૂકી શકે છે સંવાદ-આલેખન તેમ જ વર્ણનશક્તિ પણ પાછા પડતા નથી. સરખામણી માટે એક જ પ્રસંગ લઈએ: 'નારાયણ હેમચંદ્ર'પરનાં ગાંધીજી તેમ જ રા. નરસિંહરાવનાં સંસ્મરણો. બન્ને લેખકોમાં મર્મશક્તિ છે: પરંતુ ગાંધીજીએ આપેલું એ નાનું રસિક ચિત્ર આપણી આંખ આગળ ખડું થાય છે. સાધારણ પ્રસંગો વર્ણવી એમાં એમણે કેટલો

રસ મૂક્યો છે! સાહિત્યમાં એમનું સ્થાન ન કળનારાઓને એમની આ વર્ષની સેવાઓ પ્રથમ કક્ષામાં મૂકવી પડશે.

ગાંધીજીની સેવાઓ જોયા પછી મુનશીશાળાનો ફાળો જોઈએ. એ શાળા પણ પોતાના નવીન વિચારો જોસથી આપી વિસ્મય જગાવી રહી છે. મુનશીજીના 'કેટલાક લેખો'મા ખાસ કાંઈ આકર્ષણ નથી, કારણ આમાં એમના મધ્યાન્હ પહેલાંના કેટલાક લેખો છે. આ લેખો વાચતાં આપણે મુનશીજી કઈ સ્થિતિમાંથી લેખનકાર્યમા કઈ સ્થિતિએ પહોંચ્યા તેનું માપ કાઢી શકીએ. અને 'જયોનિર્ધરો' તો માત્ર મહાપુરૂષોના રા. મુનશીને ગમ્યાં તેમ યશોગાન કરતું આક્રમ છે. નવીન અસર દર્શાવતું મુનશીજીનું કોઈ ખાસ પુસ્તક આ વર્ષે બહાર પડ્યું નથી; પરંતુ દરેક પ્રવૃત્તિનું મધ્યબિંદુ તો એ જ છે.

આ શાળાના ભાન પાડના લેખો—શૈલી તેમ જ વિચારમાં—તો સૌ. બેન લીલાવતીના જ છે. જરા પણ અચકાયા વિના છૂટથી એ પોતાના વિચારો સચોટતાથી રજૂ કરે છે. પુરૂષો પ્રત્યે તિરસ્કાર એમા લખવામા આવેલો દેખાશે તેમ જ પોતાની જાતિનું માન વધારવા પુરતા વિચારો પણ એમા છે. આ સ્વતંત્ર વિચારો ઉપરાંત એ શૈલી નિબંધોને રસિક બનાવે છે. આવી શૈલી સહજ નથી. બરાબર કટાર પેઠે સીધી સોંસરી પેસતી એ અર્થવાહી શૈલી છે. એમાથી બુદ્ધિ ઝરે છે, અને એ બુદ્ધિ આપણને એ ઘડી સ્થંભિત કરે છે. એમની શૈલી પર રા. મુનશીની ચોખ્ખી અસર છે.

પુનર્જીવન (Renaissance) પછી ગુજરાતી સાહિત્યની સેવા કરતી સ્ત્રીઓમાંથી એમને પ્રથમ પદ ઘટે છે. અન્ય સ્ત્રીઓ ઉપયોગ પુરતું સાહિત્ય સર્જન કરતીઃ સાહિત્યસેવા એમનું ધ્યેય નહોતું. એથી એમા શુદ્ધ સાહિત્યના લક્ષણો બહુ જ ઓછાં હતાં. સૌ. બેન લીલાવતીએ શુદ્ધ સાહિત્યમા વિચરી રહ્યાં છે, અને ભવિષ્યમાં ગુજરાતી સાહિત્ય એમના તરફથી આથી પણ વધારે આશા રાખે તો નવાઈ નથી.

આખા ગદ્યસાહિત્યની શૈલીનો વિકાસ સમજવો હોય તો રા. મગનલાલ ભટ્ટનું ‘ગદ્યનવનીત’ જોવું જોઇએ. ગદ્યસાહિત્યનો આવો આ પ્રથમ જ સંગ્રહ છે એમ કહી શકાય. પદ્યમાં તો અર્વાચીન કૃતિઓના સંગ્રહ રા. હિંમતલાલ અંજારીઆએ તથા રા. રામનારાયણ પાઠકે કર્યો છે પરંતુ ગદ્યમાં તો માત્ર શાળોપયોગી પુસ્તકોમાં કોઇક કોઇક સંગ્રહ હતા. સરસ ચૂંટણી કરી રા. ભટ્ટે શિષ્ટ ગદ્યનો ઠેઠ આજ સુધીનો સંગ્રહ બહાર પાડી સાહિત્યની સેવા કરી છે. સંગ્રહ પૂર્ણ છે એમ તો ન જ કહેવાય અને બે ભાગ કર્યાં હોત તો સારૂં એમ લાગે છે. પરંતુ આ પ્રવૃત્તિ આટલેથી અટકવી ન જોઇએ ગદ્યસાહિત્યની દરેક દિશા ખાલી છે એટલે એ દિશાઓમાંથી ચૂંટણી કરી સરસ સંગ્રહો થવા જોઇએ વિવિધ લેખકોના નિબંધસંગ્રહ તથા વિવેચનના નિબંધ સંગ્રહના કામ હાથ ધરવા જોઇએ.

રામચંદ્ર શુકલ

માનવજીવનના ઇતિહાસ પંચાંગોથી નથી ઘડાતા તો પણ એક વર્ષ દરમિઆન થયેલી પ્રવૃત્તિની નોંધ લેવામાં આવી હોય તો ભવિષ્યમાં તવારિખનવેશનું કામ સરળ થઇ જાય.

**રણજીતરામ**

## અભ્યર્થના

સખે ! સૃષ્ટિ આજે અનુપ મીઠડાં હાસ્ય કરતી,
રુડા શૃંગારો શા તનદીપવતા અંગ ધરતી;
ખીલે પુષ્પો રૂડાં સુરભિ ઝરતાં વિટપે,
તરંગો ઉછાળી વહતી સરિતા ગાન કરીને.

ભૂરાં ઉંચાં ઉંચાં ગિરિવર તણાં શૃંગ ઉપરે,
ભમી વૃક્ષે વૃક્ષે અનિલ મધુરી બંસી ગજવે;
ઉંચે ઉડે પક્ષી રમત કરતાં વ્યોમઘુમટે,
ગજાવે કોકિલા અમિત સૂરથી રમ્ય જગને.

સખે ! આવા રુડા સુભગ દિનની ધન્ય ઘડી એ,
અંહી આવી મ્હારી નિકટ રહીને ગાન કરીને !
અને તંત્રીકેરા ઝણુ ઝણુ સૂરે વિશ્વ ભરીને,
મ્હને ખેંચી લેને પ્રિય પ્રિય સખા ! તુજ સમીપે !

અમીધારા ત્હારા નયન તણી હું નાથ ! ઝીલતાં,
સુધામંત્રો બોલી વહવીશ જગે સ્નેહ ઝરણું !
બધાં કાર્યો મ્હારાં ક્ષણભર ભૂલી નાથ ! જઇ હું,
અહા ! સંગે ત્હારી રમીશ કરતાં ગાન મધુરૂં !

સદા મ્હારી પાસે અચળ ધ્રુવ શો સ્નિગ્ધ બને રૂહે,
અને સેવાકેરા શીખવ મધુરા પાઠ મુજનેઃ
મ્હને સ્વીકારીને જીવન મુજ તું તુંમય કરી,
સખે ! દોરી જાને વિમળ પથમાં સ્વાર્પણ ભણી !

સ્નેહરશ્મિ.

# આરામગાહ

તારકો ?

તારકો શું છે એની તમને ખબર છે ?

એ તો કોઈ દિવાનાએ વસ્લની રાતને માટે બીછાવેલાં ફૂલો છે.

કોઈ આશકે જુદાઈની રાતમાં પાડેલાં આંસુઓ છે.

કોઈ શરીરના અંતરમાં સળગતી આગના તણખા છે.

પૃથુલાલ શુક્લ

# ચિત્તશાસ્ત્રનાં* દષ્ટિબિંદુ

આપણે આપણા વિષયમાં જઇએ તેના પહેલાં કાંઇક સારો વિચાર કરીએ. સાધારણ રીતે રસ્તે જતા કોઇ પણ માણસને આપણે પૂછીએ કે ફીલસુફી શું છે તો તે આપણને એટલું કહેશે કે જે વિચાર આપણે સમજી શકીએ નહિ તેવા વિચારો ફીલસુફીમાં હોય છે અને ફીલસુફી એ એક તદ્દન નકામો વિષય છે.

આમાં એક મોટી ભૂલ છે. સાધારણ માણસ હમેશાં વિચાર વગર માન્યતાઓ બાંધી તેમાં પોતાનું જીવન ગાળે છે, એવી જ આ વિચાર વગરની એક માન્યતા છે. ફીલસુફી એ એક નકામો વિષય છે એ માન્યતાને જે તરફથી થોડું ઘણું પણ બળ મળે છે તે આપણે તપાસીએ. ઇતિહાસમાં એમજ બન્યું છે કે બધાં વિજ્ઞાનશાસ્ત્રો પહેલાં ફીલસુફીમાં સમાયેલાં હતાં. ગ્રીસનો તત્ત્વવેત્તા થેલીસ એ એક ફીલસુફ જ નહિ પણ ગણિતશાસ્ત્રી અને ખગોળવેત્તા પણ હતો. દુનીઆ જેમ જ્ઞાનમા આગળ વધતી ગઇ તેમ આ વિજ્ઞાનશાસ્ત્રો તો ફીલસુફીમાંથી જૂદાં પડયાં. અસલ વિશ્વના ઇતિહાસમાં વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે તે પ્રમાણે એક નેબ્યૂલા હતી. તેમાંથી ધીમે ધીમે સૂર્યો અને તારાઓ જૂદાં જૂદાં બિંદુએ પડાતાં ગયાં. ફિલસુફી એ વિચાર વિશ્વની નેબ્યૂલા છે, અને તેમાંથી બીજાં શાસ્ત્રો વખત આવ્યે જૂદાં પડતાં જાય છે. સાધારણ માણસ જેને નેબ્યૂલા માટે

*ચિત્તશાસ્ત્ર: Psychology. જુઓ 'ચિત્તની પાંચ વૃત્તિઓ,' પુરાતત્ત્વ પુ. ૧, અં. ૨.

દરકાર નથી તે તો એમજ કહે કે વિજ્ઞાન જેમ જેમ આગળ વધશે તેમ તેમ ફીલસુફી પાછી હઠતી જશે. છેવટ વિશ્વનું આખું ક્ષેત્ર તે પોતાને હાથ કરી લેશે અને ફીલસુફી રહેશે જ નહિ. વિજ્ઞાનના ક્ષેત્રમાં પોતાની ફતેહોથી ઉન્મત્ત થઇને વિજ્ઞાનશાસ્ત્રીઓએ આ માન્યતાને ગયા સૈકામાં ખુબ ફેલાવી. મેકોલે સાહેબે કહેલું કે જેમ જેમ સુધારો આગળ વધશે તેમ તેમ કવિતા નષ્ટ થશે. આ માન્યતા જેટલે અંશે મુર્ખાઇ ભરેલી છે તેટલી જ ઉપરની માન્યતા પણ છે. સત્ય તો એ છે કે દુનીઆમાં જેમ સંસ્કૃતિ આગળ વધશે તેમ બધું જ કવિતામાં રસબોળ થશે અને જેમ વિજ્ઞાન આગળ વધશે તેમ બધુંજ ફીલસુફીમય થશે.

આના ઉપર આપણે જરા વધારે વિચાર કરીએ. વિજ્ઞાન વધારે ને વધારે ફીલસુફીમય કેમ થતુ જાય છે તે આપણે જો જૂદાં જૂદાં વિજ્ઞાન-શાસ્ત્રોનાં દૃષ્ટિબિંદુઓ તપાસીશું તો એકદમ માલુમ પડશે. દરેકે દરેક વિજ્ઞાન એકલક્ષ્યી ( abstract ) હોય છે. એક વિજ્ઞાનશાસ્ત્ર જે નિયમો માંડે છે તે બીજા વિજ્ઞાનની દૃષ્ટિએ સાંકડા અને ખોટા લાગે છે. ફીઝીક્સમાં ફક્ત પરમાણુ કેવી રીતે આકાશમાં ગોઠવાય છે તે તરફ આપણે લક્ષ આપીએ છીએ. બે રંગ મળી એક રંગ કેમ થાય છે? બે તત્ત્વો મળી એક તદ્દન નવું તત્ત્વ કેમ થાય છે?—આવા સવાલોને એ વિજ્ઞાનશાસ્ત્રી બીલકુલ ગણકારતો નથી. રસાયનશાસ્ત્રી એ બધું ઉકેલવા મથે છે. રસાયનશાસ્ત્રીનું દૃષ્ટિબિંદુ જ્યારે આપણે જીવનના પ્રદેશમાં આવીએ છીએ, ત્યારે તદ્દન અસત્ય કે એકદેશી લાગે છે. આપણી દુનીયામાં જીવનનું તત્ત્વ કેવી રીતે આવ્યું એ વિષે વિચાર કરતાં લૉર્ડ કેલ્વીન જેવો વિજ્ઞાનશાસ્ત્રી પણ કોઇ કવિની માફક કહે છે કે—આપણી ક્ષુદ્ર અને નજીવી પૃથ્વીની ઉપર એક ખરતો તારો જીવનનું તત્ત્વ લઇ આવ્યો.

હવે આપણે બીજી રીતે આ બધાં શાસ્ત્રોને તપાસીએ. ખાલી આકાશમાં જેમ કશો ગુણ નથી (આકાશને શબ્દગુણાત્મક કહ્યું છે તે ન ગણકારતાં) તેમ પરમાણુમાં કશો ખાસ ગુણ નથી. એક પરમાણુને બદલે બીજું પરમાણુ મૂકવામાં આવે તો ભૌતિકશાસ્ત્રીને કશો ફેર પડે

નહિ: પણ રસાયનશાસ્ત્રી ગુણોનું વિવેચન કરે છે. વળી જીવનશાસ્ત્રમાં આપણે જેને એક અવયવી (Organism) કહીએ એને ઉપરનાં બે શાસ્ત્રોમાં કશું સ્થાન નથી. અવયવીમાં ખાસ વ્યક્તિત્વ મનાતું નથી પણ આ બધાં શાસ્ત્રોથી દૂર જઈ આપણે જ્યારે ચિત્તશાસ્ત્રની નજીક આવીએ છીએ ત્યારે જ પહેલી વાર વ્યક્તિત્વને પૂરેપૂરું સ્થાન મળેલું આપણે જોઈએ છીએ.

હાલમા વિજ્ઞાનવાદીઓ પોતાનો હક સાબીત કરવામાં જરા મોળા પડ્યા છે. જ્યારે તેઓ ભેગા થઈને પરમાણુ ઉપર વિચાર કરે છે ત્યારે તેનો ભૌતિક સ્વભાવ ગળી જતો હોય તેમ લાગે છે અને છેવટ પરમાણુઓ અમુક શક્તિનાં ફક્ત કેન્દ્ર છે એમ એમને કહેવું પડે છે. વિજ્ઞાનનો અહંકાર દિવસે દિવસે ઓછો થતો જાય છે. વિજ્ઞાનનું દૃષ્ટિબિંદુ બાહ્ય છે. એ પરમાણુના બાહ્ય સ્વરૂપનો વિચાર કરે છે. આતરિક દૃષ્ટિથી પરમાણુમાં કંઇ પણ વ્યક્તિત્વ હોય તો તેને છોડી દે છે. એ દૃષ્ટિબિંદુ રસાયનશાસ્ત્ર સુધી નભી શકે છે. પણ જીવન શાસ્ત્રમાં તે તદ્દન તૂટી પડે છે. તે વિશે આપણે વિચાર કરીએ.

આપણે એક અવયવી પ્રાણી લઇએ. તેના જૂદા જૂદા અવયવોના જૂદા જૂદા ધર્મો હોય છે. અવયવોની સમજ અવયવોના ધર્મોથી જ પડે છે. બધા અવયવોને ભેગા મૂક્યાથી કોઈ એક પ્રાણી ઘડાય નહિ. પ્રાણીમાં જીવનનું તત્ત્વ એક છે અને તેટલા માટે જે વ્યક્તિત્વ આપણને કોઈ પણ એક અવયવમાં મળતું નથી તે વ્યક્તિત્ત્વ એ પ્રાણીમાં હોય છે. એ વ્યક્તિત્વ પ્રાણીના અવયવોમાં અમુક ઐક્ય સાધે છે. અવયવો એક બીજાને અનુકૂળ થઇને કામ કરે છે. પેટ બેઠું બેઠું ખાય અને પગ, હાથ, આંખ વગેરે એની અદેખાઈ કરે એ તો માત્ર "એક હતો રાજા" એવા વાર્તાના જ પ્રદેશમાં સંભવી શકે.

આ ઉપરથી આપણને માલુમ પડશે કે ભૌતિક વિજ્ઞાનના અને રસાયનશાસ્ત્રના સંકુચિત બાહ્ય દૃષ્ટિબિંદુને બદલે જીવનશાસ્ત્રમાં પ્રાણીના અવયવોના ઐક્યને સમજવા આંતરિક દૃષ્ટિબિંદુથી જીવનશાસ્ત્ર લખાય છે. પણ એ સમજવા પુરતું જ દૃષ્ટિબિંદુ

આંતરિક હોય છે. એ પ્રાણી પોતાના દરેક પ્રકારના અનુભવનું કેન્દ્ર છે એમ ગણવામાં આવતું નથી. જ્યારે ચિત્તશાસ્ત્રમાં એ જ સત્ત્વ-વીને–ખાસ કરીને મનુષ્યને–એના પોતાના અનુભવના કેન્દ્ર તરીકે ગણવામાં આવે છે.

આ પ્રમાણે વિચાર કરતાં આપણે સમજી શકીશું કે ભૂમિતિ અને ભૌતિક વિજ્ઞાનનાં જેવાં શાસ્ત્રો આપણા અનુભવથી દૂર વસેલાં છે. ભૂમિતિનું આદર્શ વર્તુળ આપણે કોઇ દિવસ દોરી શકતા નથી. એવું આદર્શ વર્તુળ સર્વસમ્મત છે કારણ તેમાં ઓછામાં ઓછું વ્યક્તિત્વ છે. એક પાને એક વર્તુળ દોર્યું હોય અને બીજે પાને તેવુંજ બીજું દોર્યું હોય, તો તે બેમાં એટલો જ ફરક છે કે પહેલું વર્તુળ એક જગ્યાએ છે અને બીજું બીજી જગ્યામાં આવેલું છે. ખાલી આકાશમાં જે સ્થિતિભેદ હોય છે તેને લઇને એ બન્નેમાં નજીવું વ્યક્તિત્વ ઉતરે છે અને એટલા માટે આપણા અનુભવથી દૂરમાં દૂર કોઇ વિજ્ઞાન હોય તો તે ભૂમિતિ છે. પછી આપણે જેમ જેમ ઉપર જઇએ તેમ તેમ વિજ્ઞાન આપણા અનુભવ પાસે આવતું જાય છે. એનું એકદેશીયત્વ ( abstractness ) ઘટતું જાય છે અને એ વ્યક્તિત્વ તરફ એટલે કે આપણા જીવન્ત અનુભવ તરફ ઢળે છે. આ રીતે આપણે કહી શકીએ કે આપણા બધા અનુભવોનું શાસ્ત્ર તે ચિત્તશાસ્ત્ર છે.

ઉપર આપણે કહ્યું કે જેમ વ્યક્તિત્વ ઓછું તેમ તે વસ્તુ વધારે સર્વસમ્મત હોય છે. ચિત્તશાસ્ત્રનું દષ્ટિબિંદુ વ્યક્તિગત અનુભવો પરત્વેનું છે તો તે સર્વસમ્મત કેમ હોઇ શકે એ સવાલ સાધારણ રીતે ઉભો થાય છે. કોઇ એમ કહે કે–આપણા અનુભવમાં આપણા વ્યક્તિત્વનો પડઘો પડે છે. જેમાં વ્યક્તિત્વ હોય તે સર્વસમ્મત હોઈ શકે નહિ, વ્યક્તિનો અનુભવ એ એની ખાનગી મીલ્કત છે, અને જે સર્વસમ્મત હોઇ શકે નહિ–એટલે કે જેને ગણિતના આંકડા-માં દેખાડી શકાય નહિ–તે વિષયને વિજ્ઞાનના ક્ષેત્રમાં લઇ શકાય નહિ–તો ચિત્તશાસ્ત્ર જેવું શાસ્ત્ર દુનિઆમાં હોઇજ શકે નહિ. આનો જવાબ આપતા આપણે તત્ત્વજ્ઞાનના ઊંડા પાણીમાં ઉતરવું પડે; પણ તે હાલ આપણો વિષય નથી. એના જવાબમાં આપણે

હાલ એટલું કહીશું કે એ વાંધો તદ્દન સાચો છે. પણ સદ્‌ભાગ્યે આપણું વ્યક્તિત્વ સંપૂર્ણ નથી. આપણા અનુભવો જેટલે અંશે પરિપૂર્ણ નથી તેટલે અંશે આપણામાં વ્યક્તિત્વ ઓછું છે. એટલે કે મનુષ્યના અનુભવો વિશે (અનુભવોમાંથી નહિ) આપણે કેટલાંક તો લગભગ સર્વ-સમ્મત સત્યો શોધી શકીએ. ભવિષ્યમાં મનુષ્યનું વ્યક્તિત્વ વધારે ને વધારે ખીલે અને એના અનુભવો લગભગ પરિપૂર્ણ થાય, તો પરિપૂર્ણ વ્યક્તિના ચિત્તશાસ્ત્રને કદાચ સર્વસમ્મતતાની જરૂર પણ ન પડે.

વળી દરેક વ્યક્તિનો અનુભવ ભલે એનો પોતાનો જ રહ્યો, પણ મનુષ્યનું વ્યક્તિત્વ સમાજમાં ઉગે છે અને ખીલે છે, તો બીજી વ્યક્તિઓના અનુભવ સાથે સરખાવતા પણ કેટલાક સામાન્ય નિયમો ઉપજાવી શકાય.

જીવનશાસ્ત્ર અવયવીનું વર્ણન કરતાં એમ કહે છે કે દરેક અવયવી પ્રાણીના અવયવોના જૂદા જૂદા ધર્મો હોય છે. અવયવને તેના ધર્મને ધ્યાનમાં લીધા વગર પૂરેપૂરો સમજી શકાય નહિ. હવે જે સંબંધ અવયવ અને તેના ધર્મ વચ્ચે રહેલો છે તે જ સંબંધ ગમે તે વિજ્ઞાનનું ક્ષેત્ર અને તેના દૃષ્ટિબિંદુ વચ્ચે રહેલો છે. આથી જો કે અત્યારે આપણો વિષય નથી પણ એટલું કહી શકીએ કે કોઇ પણ વિજ્ઞાન ગમે તેટલું એકદેશી હોય તોપણ તે અવયવી છે. કારણ વિજ્ઞાન આપણું કરેલું છે અને આપણો સ્વભાવ સાવયવી છે અને આપણા જ્ઞાનમાં આપણા સ્વભાવનું ચિત્ર અમુક અંશે ચીતરાય છે.

ત્યારે જેમ અવયવને એનો ધર્મ સમજ્યા સિવાય સમજી શકાય નહિ તેમજ કોઈ પણ વિજ્ઞાનનું ક્ષેત્ર એનું દૃષ્ટિબિંદુ સમજ્યા સિવાય નિર્મિત થઈ શકે નહિ. એટલે કે દરેક સાયન્સનું ક્ષેત્ર એના દૃષ્ટિબિંદુથી નિર્મિત થાય છે. આપણે ઉપર જણાવેલાં ઘણાંખરાં વિજ્ઞાનનાં દૃષ્ટિબિંદુઓ જોયાં, તો હવે તેમનાં ક્ષેત્ર શા છે તે તપાસીએ અને ચિત્તશાસ્ત્રનું ક્ષેત્ર એના દૃષ્ટિબિંદુને લઇને બીજાં વિજ્ઞાનશાસ્ત્રોના ક્ષેત્રથી કેટલે અંશે જુદું પડે છે તે પણ જોઇએ.

આપણે ઉપર ટુંકામાં કહી ગયા કે ભૌતિકવિજ્ઞાન અને

રસાયનશાસ્ત્રનાં દષ્ટિબિંદુઓ તદ્દન એકદેશી હોય છે. માટે તેમનું ક્ષેત્ર પણ ઘણે અંશે પરલક્ષી રહેશે. ભૌતિક વિજ્ઞાન વસ્તુઓના બાહ્ય સ્વરૂપનું જ અવલોકન કરી તેમાંથી નીપજી શકે તેવા સામાન્ય સિદ્ધાન્તો શોધી કાઢે છે. એની દષ્ટિએ વિશ્વમાં રૂપ સિવાય જે કંઇ રસ કે ગન્ધ છે એ તમામ ઉપાધિરૂપ છે. એ બધા ગુણોની અવગણના કરી શુદ્ધ ગણિતના આંકડામાં આખા વિશ્વને મૂકવાનો તે પ્રયત્ન કરે છે. રસાયનશાસ્ત્રી તત્ત્વોના ભેદને માને છે, જડ અને ચેતનના ભેદને માનતો નથી. જડ તત્ત્વોમાં જે કંઇ સામાન્ય રસાયનિક ફેરફારો થાય તે ઉપરથી જ ચેતનના વ્યાપારો કે રૂપાંતરો પણ છેવટ સમજી શકાશે એવી અંતિમ શ્રદ્ધાથી* એ પોતાના પ્રદેશમાં ઉદ્યુક્ત થાય છે. તત્ત્વો તદ્દન ભિન્ન છે કે એક છે, એક તત્ત્વનાં અંતિમ પરમાણુનું બીજા તત્ત્વના પરમાણુમા રૂપાન્તર થઈ શકે કે કેમ–જડ તત્ત્વોમાંની રસાયનિક ક્રિયાઓ× અને ચેતનના અધિષ્ઠાન નીચે થતી એનાં એ જડ તત્ત્વોની પ્રક્રિયાઓ–એ બન્ને વચ્ચેનો તફાવત વગેરેને પોતાની દષ્ટિએ એ ઉકેલવા મથે છે. સંખ્યાપરિણામ ઉપરાંત ગુણપરિણામને 'રસાયનશાસ્ત્ર માને છે, પણ તે ગુણપરિણામ જડ મનાતાં તત્ત્વોના આઘાતપ્રત્યાઘાતના પરિણામ રૂપ જ મનાય છે. ગુણોમાં માનવા પૂરતું રસાયનશાસ્ત્રનું ક્ષેત્ર ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્ર કરતા આપણા અનુભવની નિકટ છે. માત્ર બાહ્ય સ્વરૂપનું જ અવલોકન ન કરતાં અંદરના ગુણોનું પણ વિવેચન એમાં કરવામા આવે છે.

પરંતુ રસાયનશાસ્ત્રમાં ચેતન વ્યાપારોનું પૃથક્કરણ કરવામાં આવતું નથી–અથવા તો જે કંઈ પૃથક્કરણ કરવામાં આવે છે તે વિશ્વમાં ચેતન જેવું કંઇ નથી એમ માનીનેજ કરવામાં આવે છે. આથી પ્રાણીઓમાં જે શુદ્ધ ચેતને જ પ્રકટાવેલી ક્રિયાઓ છે તેને રસાયનશાસ્ત્ર બાજુપર મૂકે છે. એ ક્રિયાઓને રસાયનશાસ્ત્રના

* Methodological Postulate.

× Inorganic Chemical Processes અને Organic Chemical Processes.

ક્ષેત્રમાં કશું સ્થાન મળતું નથી. માટે જીવન વ્યાપારોને જ પોતાના શુદ્ધ વિશિષ્ટ વિષય તરીકે માનનાર વિજ્ઞાન જીવનશાસ્ત્ર+ ઉત્પન્ન થયું. અધિભૌતિક કે રસાયન ક્રિયાઓથી ન સમજી શકાય એવા જીવનવ્યાપારો હોય છે એમ એ શાસ્ત્ર માને છે; અને ભૌતિકશાસ્ત્ર કે રસાયનશાસ્ત્રના કરતાં જીવનશાસ્ત્ર જેટલે અંશે ઓછું એકદેશી હોય છે, એટલેજ અંશે એ શાસ્ત્રની દૃષ્ટિ બાહ્ય મટીને સાવયવી પ્રાણીના જીવનવ્યાપારોને સમજવા પૂરતી આંતરિક થાય છે.

આ રીતે આપણે જોઈએ છીએ તો સમજાય છે કે વિજ્ઞાન જેમ જેમ પોતાનું એકદેશીપણું છોડીને પોતાના ક્ષેત્રની બધી બાજુઓને તપાસવા જાય છે તેમ તેમ એની દૃષ્ટિ બાહ્ય મટીને આંતરિક થાય છે. જીવનશાસ્ત્રમાં ચેતનના વ્યાપારો જેટલે અંશે જ્ઞાનતંતુઓ દ્વારા બાહ્ય ચેષ્ટામા પરિણમે છે તેટલે અંશે જ તેમને સ્થાન આપવામાં આવે છે. સુખદુઃખની લાગણીનું પૃથક્કરણ પણ શરીરની ચેષ્ટા દ્વારા મુખ્યત્વે કરવામાં આવે છે.

ભિન્ન ભિન્ન જીવનવ્યાપારો વચ્ચે ઐક્ય સાધનાર એક જીવન તત્ત્વ છે એમ માની લેવામા આવે છે, પરંતુ તેના સ્વરૂપનું નિરૂપણ કરવામા આવતું નથી. વળી જીવનવ્યાપારોનું પ્રેરક બળ ચેતનામાંથી મળે છે કે કેમ એ પ્રશ્ન પણ ત્યા ભાગ્યેજ ચર્ચવામાં આવે છે અને જો સામાન્ય ચેતનાને સ્થાન ન હોય તો સ્વસંવેદીચેતના,* આંતરિક કે અર્ધચેતના, નોચેતના વગેરેને તો એમાં સ્થાન હોઇ જ ન શકે એ સ્વાભાવિક છે.

પરંતુ આ બધા પ્રશ્નો એટલે તો આપણે સમસ્ત અનુભવ થયો. જીવનશાસ્ત્રમા પ્રાણી પોતે પોતાના અનુભવનું કેન્દ્ર છે એમ ખાસ મનાતું નથી. જેટલે અંશે એનું દૃષ્ટિબિંદુ એકદેશી તેટલે અંશે તે પોતાના ક્ષેત્રનું નિરૂપણ બાહ્ય દૃષ્ટિએ જ કરવાનું. જીવનશાસ્ત્રથી પણ આગળ જતાં, જો કોઇ વિજ્ઞાનની શાખાએ સંપૂર્ણ રીતે આંતરિક દૃષ્ટિ કેળવી હોય તો તે ચિત્તશાસ્ત્ર જ છે. બીજી રીતે જોતાં

+ Biology . . .

* Self-consciousness, sub-consciousness, unconsciousness.

પણ વિજ્ઞાનની બીજી કોઈ શાખા ચિત્તશાસ્ત્ર જેટલી આંતરિક દૃષ્ટિ કેળવી શકે જ નહિ, કારણ આપણા પોતાના અનુભવ વિષે જ આપણે એ દૃષ્ટિ કેળવી શકીએ. મનુષ્યબુદ્ધિને જો પૂરેપૂરો–સીધેસીધો કશાનો અનુભવ હોય તો તે–પોતાના અનુભવનો જ છે.

આ વિધાનમાં આપણે કશું નવું નથી કહેતા એમ લાગે છે; પરંતુ વિકાસવાદની દૃષ્ટિએ પણ જે સૌથી પહેલું હોય છે એનું જ્ઞાન સૌથી છેલ્લું જ આવે છે. બાળકને પણ જ્યારે બાહ્ય સૃષ્ટિનું સારું એવું જ્ઞાન પ્રાપ્ત થાય છે,+ પછી જ એ પોતાને વિષે પહેલા પુરુષ એક વચનમાં વાત કરે છે, અને હું, મારું, મને વગેરે વાપરે છે. આ રીતે સ્વસંવેદી ચેતના સૌથી છેવટ આવે છે, અને એનું શાસ્ત્ર પણ સૌથી મોડું ઉદ્ભવ પામે છે. આ શાસ્ત્ર તે ચિત્તશાસ્ત્ર છે.

ચેતના, આંતરચેતના, નોચેતના, સુખદુઃખ (આંતરિક દૃષ્ટિએ) ઇચ્છા, ઈહા, (will) વિચારવ્યાપાર, જ્ઞાન, કલ્પના, સ્મૃતિ, સ્મરણ-વ્યાપાર,* મનોભાવ, મનોવિકાર, સ્વત્વનું ભાન, સ્થલ અને કાલનું દર્શન કે ઉપલબ્ધિ× (Perception) અને બાહ્ય સૃષ્ટિનું જ્ઞાન–કે ઉપલબ્ધિ, નિદ્રા, સ્વપ્ન–આ બધી વિગતોનુ નિરૂપણ ચિત્તશાસ્ત્રમાં આવે છે. આપણા અનુભવ સમસ્તને અનુભવ તરીકે એમા સ્થાન છે, અને અનુભવ એ કોઈ વ્યક્તિનો જ હોઇ શકે માટે ચિત્તશાસ્ત્રમા વ્યક્તિત્વના પ્રશ્નને પણ સ્થાન હોય છે, અને મનુષ્યના વ્યક્તિત્વની પાછળ આત્મા જેવું અમરતત્ત્વ છે કે નહિ તે વિષે પણ ચર્ચા કરવામાં આવે છે.

વ્યક્તિગત ચિત્તશાસ્ત્ર પરથી ગાંડાઓના ચિત્તનો, સમાજના માનસનો, બાળકોનો, જંગલી લોકોનો, પ્રાણીઓનો–વગેરેનો અભ્યાસ કરવામાં આવ્યો છે, અને દરેક શાખાના ક્ષેત્ર અનુસાર ચિત્તશાસ્ત્રના

+ લગભગ છ વર્ષની ઉમરે

* સ્મૃતિ અને સ્મરણના ભેદ માટે જુઓ સ્મૃતિ પરનો નિબંધ દક્ષિણામૂર્તિ પુ ૧. અં. ૨

× Perception માટે ઉપલબ્ધિ શબ્દ સારો છે. કારણ દર્શનનો આપણી પરિભાષા પ્રમાણે જુદો જ અર્થ થાય છે ષડ્દર્શન. વળી દર્શનમાં જોનાર પોતે નિષ્ક્રિય એમ લાગે, જ્યારે ઉપલબ્ધિમાં સક્રિય લાગે.

જુદાં જુદાં નામો પણ આપવામાં આવ્યાં છે. આ ઉપરાંત ચિત્તશાસ્ત્રના ક્ષેત્રમાં પ્રયોગો પણ કરવામાં આવે છે, અને યુરોપમાં પ્રયોગશાળાઓ ( laboratories ) પણ ચાલે છે.

ઉપરનાં વિવેચન પરથી એટલું સ્પષ્ટ થાય છે કે ચિત્તશાસ્ત્રનું દષ્ટિબિંદુ આપણા અનુભવનું જ છે, અને એ રીતે એ શાસ્ત્ર સર્વદેશી છે, જ્યારે બીજાં બધાં શાસ્ત્રો બાહ્ય દષ્ટિએ પોતાના વિષયનું નિરૂપણ કરતાં હોઇને એકદેશી ( abstract ) છે. કોઇ મિથ્યા વસ્તુનો ખ્યાલ પણ આપણા ચિત્તમાં છે એ બાબત ચિત્તશાસ્ત્ર માટે પૂરતી છે. વસ્તુતઃ એ બાબત છે કે નહિ એ સવાલ ચિત્તશાસ્ત્ર માટે ઉત્પન્ન જ થતો નથી. આ રીતે હરકોઈ વસ્તુ ચિત્તશાસ્ત્રનો વિષય બની શકે છે.

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

•

The standpoint of Psychology is Individualistic: by whatever methods, from whatever sources its facts are ascertained they must...be regarded as being part of some one's consciousness. In this sense 'the choir of heaven and furniture of earth' may belong to Psychology.

J. Ward

# તંત્રીના ચશ્માંમાંથી

**ભવિષ્યવાણી**

ભવિષ્યવાણી સાચી ઠરી છે. એક આખા વર્ષના કાળ પહેલાં આ સ્થળેથી એવી કલ્પના થએલી કે આવતે વર્ષે 'વીણા'નો બીજો અંક બહાર પડવા સંભવ છે. અત્યારે એ કલ્પના અનુભવ થતાં ને એ સંભવ સત્ય બનતાં જણાવવાની રજા લઉં છું કે ભવિષ્યવાણી સાચી ઠરી છે.

**'વીણા' અંક ૧**

'વીણા' સાહિત્ય ઉત્તેજક સમાજ તરફથી પ્રગટ થાય છે. એ સમાજના ૧૯૨૬ના નિવેદનમાં 'વીણા'નો હિસાબ નીચે મુજબ અપાયો છે:

"આ વર્ષે 'વીણા' વાર્ષિકની અમે ૫૦૦ નકલો કાઢેલી, તેની છપામણી વિગેરેનું કુલ ખર્ચ રૂા. ૪૧૫) આવેલું છે.

"સમાજને અંગે એકંદર નીચે જણાવેલી ૨૨૩) નકલો બીન વેચાણે કાઢવી પડેલી છે:

| | | | |
|---|---|---|---|
| સમાજને | ભેટ | નકલ | ૯૫ |
| લેખકોને | ” | ” | ૪૮ |
| શુભેચ્છકોને | ” | ” | ૪૨ |
| જાહેર ખબર | | ” | ૧૧ |
| નુકસાનીની | | ” | ૨૭ |
| | | | ૨૨૩ |

"આમ વેચાણને માટે ૨૭૭ નકલ રહેતી હતી જે પૈકી ૬૦ નકલ અમારી પાસે આજ વેચાણ માટે સીલીક ખાતે છે. આ ઉપરથી જોઇ શકાશે કે વર્ષ દરમ્યાન રૂા. ૨૧૭) નું રોકડ વેચાણ કરેલું છે. વેચાણના આ રૂા. ૨૧૭) માં જાહેર ખબર પેટે મળેલા રૂા. ૬૭) ઉમેરતાં 'વીણા' ખાતે અમારી આવક રૂા. ૨૮૪) ની થાય છે.

"રૂા. ૪૧૫) ના એકંદર ખર્ચમાંથી રૂા. ૨૮૪) ની એકંદર આવક બાદ કરતાં 'વીણા'ને અંગે આ વર્ષ આગે રૂા. ૭૧) ની ખોટ બતાવેલી છે."

પરંતુ ચોકસાઈથી તપાસતાં ઉપરનો હિસાબ જરા આડોઅવળો હોતા સુધારાપાત્ર છે. એ સંબંધી સમાજના કાર્યવાહક મંડળે જે ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો છે તે, 'વીણા'નો કોઈ પણ વાચક એની આવકજાવક વિષે ખોટા ખ્યાલમાં ન રહે એ ખાતર, નીચે રજૂ કર્યો છે:

"૧૯૨૭ના કાર્યવાહક મંડળની તા: ૯-૧-'૨૭ ની બેઠક એમ ઠરાવે છે કે સમાજના ૧૯૨૬ના નિવેદનમાં 'વીણા'નો જે હિસાબ રજૂ થયો છે તે અમુક રીતે ભૂલભરેલો હોઈ, ખરો હિસાબ 'વીણા'-૧૯૨૭ મારફત જાહેર કરવો. તે નીચે મુજબ છે:

"કુલ નકલ ૫૦૦ જાવક ખર્ચ રૂા. ૪૧૫

"નકલ ૫૦૦માંથી ૪૮ લેખકો, ૧૧ જાહેરખબરકો ને ૨૭ ઉધઈ મળી ૮૬ ભેટ ને નુકસાની પેટે ગઈ છે. ખર્ચના હિસાબમાં જાહેરખબરની રૂા: ૬૭ની આવક થઈ હતી. પરીણામે આમ ૫૦૦-૮૬=૪૧૪ નકલ રૂા. ૪૧૫-૬૭= રૂા. ૩૮૪ મા પડી ગણાય. એમાં ૨૧૭ નું રોકડ વેચાણ, ૯૧ સભ્યો ખાતે ને ૪૨ ગુમેચ્છકોને મળી ૩૫૪ નકલના રૂા. ૩૫૪ સમાજ તરફથી 'વીણા' ખાતે જમા થાય છે. ઉપરાંત જે ૬૦ નકલ બીન વેચાણ પડી છે તેના રૂા. ૬૦ થાપણ તરિકે સ્વીકારતા 'વીણા'ને રૂા. ૬૬ નો નફો રહે છે."

ઠરાવ ચોકખો ને ચટ છે એટલે તંત્રીને વિદ્વતા વાપરવાનું-ઉર્ફે ડહાપણ કરવાનું-રહેતું નથી. તોય બે શબ્દો લખાય નહિ તો એ તંત્રીપદ્દુ શાનું? એક ભૂલ થયા પછી એની કબુલાત અને પરીણામે દિલગીરી: આથી વિશેષ કશો વિધિ ન થાય તોય વીસમી સદી માટે એ પૂરેપૂરો વિવેક છે. સાહિત્ય ઉત્તેજક સમાજની ઉપરસ્થાપિત શુદ્ધિ, પોતાના ઇતિહાસમા ઉણપ નહિ પણ ઉચ્ચતાનાં દર્શન કરાવે છે.

અંગ્રેજ પાયમીઠી ફાડવાના પ્રસંગ હશે ત્યારે એ બાબુ

**અમે ને હું**

ગોખેલું કે જ્યારે કોઈ છાપાનો તંત્રી નોંધ લખવા બેસે ત્યારે એને એકમાંથી અનેક થઇ જવું પડે અને 'હું' 'મને' ઈત્યાદિને બદલે 'અમે' 'અમને' લખવું પડે. એ માનનો ઉપયોગ, અનેક અંગત આંકડા રજૂ કરવાના હોઇ, અહિંઆથી થઇ શકશે એટલું સશોક સ્પષ્ટ કરું છું. એ પ્રયોગ ખોટો જ હોય-ભલે હોય-તો વાંક તીવ્ર અજ્ઞાનનો નહિ પણ નમ્ર આત્મનિવેદનનો છે.

યશવંત પંડ્યા

## ...અકસ્માત ?

વાતમાંથી વાત જન્મે તેમ ભૂલમાંથી ભૂલ સાંભરે છે. 'વીણા' અંક ૧લા માટે લેખોની મહા મારામારી હતી. ત્યાં જાણે નારદજીએ જ મોકલી હોય એમ, અકસ્માતવશાત એક પ્રસિદ્ધિવાંચ્છુ લેખક નામે રા. ગજાનન જોશીની મદદ આવી મળી. સ્વ. દામોદર બોટાદકરનો એક અપ્રસિદ્ધ શંકરાભરણ-ઝૂલણા રાસ અમને એમના તરફથી મળ્યો અને 'શૈવલિની'ના અન્ય રાસ સાથ સરખાવતા એમાં અનેક સામ્ય હોવાથી વિનાશંકા છાપ્યો. એ છાપ્યો તો છાપ્યો પણ કેટલાક દિવસે રા. અમૃતલાલ દાણી તરફથી સમાચાર આવ્યા કે એ રાસ સ્વ બોટાદકરનો હોઇ શકે નહિ. સંપાદક સાહેબને પૂછાવ્યું તો કહે રાસ આપ્યો છે જ ક્યાંઃ ને વાત જાણે છે જ કોણ ?

ઠી...ઇ...ક. પણ એમનાથી એક પાપ થઇ ગયું હતું. 'વીણા'નો અંક બહાર પડ્યો એ અરસામા એમની સુન સલાહ આવેલી કે સ્વ. બોટાદકરનાં પત્નીને 'વીણા'ની નકલ નહિ પણ રોકડ રૂપિયો તંત્રીએ મોકલી આપવો. જોગજોગે એક પત્તું મોજુદ હતુ એટલે વધુ પડતું ન લખતાં એટલું જ એમને જણાવ્યું કે એ પત્તું ને અત્યારનો ઉત્તર બન્ને સાથે છપાશે એટલે એમની કિંમત ને રાસની હકીકત મફત પ્રગટ થઇ જશે.

હવે સીધા થયા વિના છૂટકો નહોતો. એકદમ કબુલ્યું કે એ રાસ તો એમનો પોતાનો હતો. આમ સ્વર્ગસ્થ દામોદર બોટાદકરને નામે નોંધાયલો રાસ વસ્તુતઃ પૃથ્વીસ્થ ગજાનન જોશીનો હતો.

આમાં એક વાત રહે છે. એ રાસ 'શૈવલિની'ના રાસ સાથે ખૂબ મળે છે; ટૂંકમાં રા. ગજાનન જોશીએ ૫-૬ લીટીઓ તો સ્વ. બોટાદકરની પરબારી ઉપાડી છે. બાકીનીમાં વાતાવરણ સ્વ. બોટાદકરનું છે. એટલે રા. ગજાનને તો આડકતરી કે સીધી રીતે રાસમાં પોતાનું કશું રહેવા દીધું જ નથી-દર્શાવે હોય તો માત્ર અપશુકનકલા.

આ બધી વાત જૂદા શબ્દોમા, આછી રીતે 'સાહિત્ય'ના મે ૧૯૨૬ના અંકમા છપાઇ ગઈ છે. પણ ઘરની વાત ઘરનાંએ તો પહેલી જાણવી જોઇએ એ ન્યાયે અહિં ઉતારી છે-જો કે કેટલાય તંત્રીઓ તો રા. ગજાનન જોશીનું નામ આ ઉપરથી ગોખી લે તોય નવાઈ નહિ.

## એક ચર્ચાપત્ર

એક ચર્ચાપત્ર આવી ચડ્યું છે. ચર્ચાપત્રીને 'સાહિત્યમાં' એ છાપવા મોકલવાની સૂચના કરી–એ પાછું વાળતાં એમ લખી મોકલીને કે 'સાહિત્ય' ને 'ચર્ચાપત્ર' એ બે શબ્દોને કોઇ પુરાણા કાળનું તળપદી સગપણ છે એટલે 'ચર્ચાપત્રો' તો 'સાહિત્ય'માં જ શોભે–તો વળી ત્રીજે દિવસે બપોરે એનું એ ચર્ચાપત્ર ટપાલમાં પાછું આવ્યું: એવી દલીલ સાથે કે 'ચર્ચાપત્રો' 'સાહિત્ય'માં જ છપાય છે એ વાત હડહડતી જૂઠી છે; રા. નરસિંહરાવ એમનાં ચર્ચાપત્રો મુખ્યત્વે 'વસંત'માં જ ક્યાં નથી છપાવતા?......ને હાલહાલમાં રા. બલવંતરાયે 'ગુજરાતી'ને ક્યાં નથી હાથમાં લીધું?......ને રા. મુનશી...ને રા. વિજયરાય......વાહ! કેટલા ગણાવું? એટલે એ ઐતિહાસિક ચર્ચાપત્ર હવે તો છાપ્યા વિના છૂટકો નથી. તે આ રહ્યું:

'વીણા'ના તંત્રી,×

એકાદ બે ઘડી મોજ આપવાના બહાને મુંબાઇમાંથી એક અઠવાડિક છપાઇને બહાર પડે છે તે આપ જાણો છો?* એના એક જ અંકની એકબે લીટીએ મારા સાહિત્યજ્ઞાનપર એવો અજનવો પ્રકાશ પાડ્યો છે કે એની જાહેર નોંધ લેવાને હું લલચાઉં છું. તમે તે છાપશો ખરા?

એમાં એમ હતું કે અગાઉ 'સેહેની' સંજ્ઞાથી જે કવિતાઓ આવતી તે આપણા પ્રો. બલવંતરાયની છે, વસ્તુતઃ એ સંજ્ઞા જ પ્રો. બલવંતરાયની છે.

તંત્રીજી, મને યાદ આવે છે. 'સુદર્શન,' 'ચંદ્ર,' 'જ્ઞાનસુધા' વિગેરેના અંકો જ્યારે મેં વાંચેલા ને જ્યારે જ્યારે 'સેહેની'નાં કાવ્યો હું વાંચતો ત્યારે એનું લખનાર કોણ એ જાણવા અતિશય ઉત્સુક રહ્યા કરતો. આજ આટલા વર્ષે એ અજ્ઞાન દૂર થયું એ ઓછા આનંદની વાત ન ગણશો.

પછી થયું કે જ્યારે મારું અજ્ઞાન ખસ્યું ત્યારે મારા જેવા અન્યોનું મારે કેમ ન ખસેડવું? એટલે જેનાં જેનાં કાવ્યોએ મારાપર અસર કરેલી એના ખરા લખનાર કોણ છે એની સતત શોધ ચલાવી, અરે! ગામે ગામ રખડ્યો, ને પરીણામે જેટલું જાણ્યું તેટલું જણાવું છું.

× તંત્રીજી, 'વીણા' એટલે જ 'તંત્રી' નહિ?+ —ચર્ચાપત્રી

+ હાજી. પણ 'તંત્રીજી' એટલે 'વીણાજી' નહિ. —તંત્રી

* શું કામ નહિ? રા. પ્રમોદનુની 'સેધાકાદા' નવલિકા મેકસીમ ગોર્કી 'The Signal' પરથી છે એ પત્ર વગરનું જય ત્યાંથી જ ઉડ્યું હતું.–તંત્રી

| સંજ્ઞા લેખક | લેખક પોતે |
|---|---|
| કલાપી | સ્વ. સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ |
| કાન્ત | સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ |
| પ્રેમભક્તિ | રા. ન્હાનાલાલ દલપતરામ કવિ |
| મકરંદ | સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ |

બીજા સંજ્ઞાધારોનાં ખરાં નામોની શોધમાં છું. જડશે એટલે ' વીણા ' ના આવતા અંક માટે મોકલીશ. મોડામાં મોડું ક્યાં સુધી ચાલશે તે જણાવશો.

૨-૨-૧૯૨૧ લી૦ મુનિકુમાર મણિશંકર ભટ્ટના વંદે

**આભારમાળા**

એક ઉપકારની દરખાસ્ત મૂકું છું. ' વીણા 'ને લેખ લખીને, ચિત્ર દોરીને કે અન્ય કોઇ રીતે જેણે જેણે મદદ આપી છે તે સૌનો આ સ્થળે એકસામટો આભાર માનુ છું. તોય તે, અમુક વ્યક્તિઓનો વ્યક્તિગત આભાર માનવાની જરૂર જોઉં છું: તો બાકીનાને એટલીજ વિનવણી છે કે આનો અર્થ એ નથી જ કે એમના આભારને હું લેશમાત્ર પણ ઉતરતો ગણું છું–( નેપથ્યમાંથી અવાજ આવે છે કે તંત્રીએ એટલું જાણવું જોઇએ કે લેખકો એટલું જાણેજ છે )–અસ્તુ.

સ્વ. મણિભાઇની પત્રધારા સંબંધી રા. બલવંતરાય ઠાકોરનો આભાર નોંધવાનો લાભ લઉં છું. સ્વ. મણિભાઇના મળ્યા એટલા પત્રો એમને સુપ્રત કરતા એમાંથી તારવણી કરી કરી, તારવેલા પત્રોમાંથી વળી વાક્યોની તારવણી કરી એમણે, મુખ્યત્વે માત્ર અનુવાદનું કામ બાકી રાખી, કેટલીય ધ્યાનયોગ્ય સૂચના સાથે એ પત્રો પાછા સોંપ્યા. એ તારવણીને સંપૂર્ણપણે વળગી રહેવાનું મારાથી બન્યું નથી. તોય એમની મદદનું મૂલ્ય એથી કાંઇ ઘટતુ નથી. એ પત્રધારાનો પ્રવેશક પણ એવી જ મમતાનું પરીણામ છે.

અનુવાદની દિશામા પણ મુખ્ય મહત્વનો ધર્મમન્થનનો પત્ર તો પ્રસંગવશાત્ રા. રામનારાયણ પાઠકે અનુવાદી આપ્યો છે. એટલે એમનો આભાર પણ સ્વીકારી લઉં છું.

આ પત્રધારાને પ્રસિદ્ધિ આપવાની રજા માટે રા. લાભશંકર લક્ષ્મીશંકર ભટ્ટ અને રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટનો ગુજરાતે આભાર સ્વીકારવાનો છે–હું તો સ્વીકારૂં જ છું.

એક બીજી વાત. સદ્‌ભાગ્યે સ્વ. મલયાનિલની ' એક એ કૃતિ ' વીણા 'ને મળી છે. સ્વ. મલયાનિલની નવલિકાઓ એ ' વીસમી સદી 'નું અજબ આકર્ષણ હતું. એવો ' ગોવાળણી 'નો લેખક ફરી વાર મળવો મુશ્કેલ છે. એવા નવલિકાકારની અપ્રસિદ્ધ કૃતિઓ આપવા બદલ શ્રી. ભાનુબહેન મહેતાનો સહૃદય આભાર માનતાં માનતાં એક સૂચના કરવાનું સાહસ કરું છું. સ્વ. મલયાનિલની પ્રસિદ્ધ ને અપ્રસિદ્ધ નવલિકાઓનો જો એઓ સંગ્રહ બહાર પાડે તો આપણા ખીલતા જતા નવલિકાસાહિત્યમાં એક એવો ઉમેરો થાય કે જે માત્ર પોતાના વિભાગનું જ નહિ પણ આખા ગદ્ય-સાહિત્યનું પણ અનન્ય અંગ બની રહે.

શ્રદ્ધા છે કે ઉપલી દરખાસ્તને વાચકવર્ગનો ટેકો મળી રહેશે.

**એક વિનતિ**

આખર એક વિનતિ. ' વીણા 'ના લેખક, ચિત્રક, શુભેચ્છક, જાહેરખબરક, ગ્રાહક ને વાચક: એકેએકને નમ્ર વિનતિ છે કે આ અંક વિષેનો પોતાનો વ્યક્તિગત મત લખી મોકલવા જરૂર તસ્દી લે. ખાત્રિબંધ કહેવાની રજા લઉં છું કે ક્યાંઇ ' વીણા 'ની જાહેરખબરમાં એનો સદુપયોગ નહિ જ થાય. દાનત એટલી જ છે કે જાહેર પ્રજાનો અંગત અવાજ આમ સુણી શકાય તો ભવિષ્યમાં આપમેળે સુધારા વધે ને કુધારા ઘટે.... પછી તો જેને જેવી બીક.

**વિદાય**

એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દસ, અગિયાર, બાર. ઘડિયાળના આ ગતના ટકોરા છે. તંત્રી એને ચશ્મા ઉતારવાની [illegible]રી તરીકે માની લે છે.

યશવંત સવાઇલાલ પંડયા

The little that is done seems nothing when we look forward and see how much we have yet to do.
Goethe

# વીણા

૧૯૨૮

વાર્ષિક

તંત્રી
સનાતન જન્મશંકર બુચ

એક બીજી વાત. સદ્ભાગ્યે સ્વ. મલયાનિલની એક બે કૃતિ 'વીણા'ને મળી છે. સ્વ. મલયાનિલની નવલિકાઓ એ 'વીસમી સદી'નું અજબ આકર્ષણ હતું. એવો 'ગોવાળણી'નો લેખક ફરી વાર મળવો મુશ્કેલ છે. એવા નવલિકાકારની અપ્રસિદ્ધ કૃતિઓ આપવા બદલ શ્રી. ભાનુબહેન મહેતાનો સહૃદય આભાર માનનાં માનતાં એક સૂચના કરવાનું સાહસ કરું છું. સ્વ. મલયાનિલની પ્રસિદ્ધ ને અપ્રસિદ્ધ નવલિકાઓનો જો એઓ સંગ્રહ બહાર પાડે તો આપણા ખીલતા જતા નવલિકાસાહિત્યમાં એક એવો ઉમેરો થાય કે જે માત્ર પોતાના વિભાગનું જ નહિ પણ આખા ગદ્ય-સાહિત્યનું પણ અનન્ય અંગ બની રહે.

શ્રદ્ધા છે કે ઉપલી દરખાસ્તને વાચકવર્ગનો ટેકો મળી રહેશે.

**એક વિનતિ** — આખર એક વિનતિ. 'વીણા'ના લેખક, ચિત્રક, શુભેચ્છક, જાહેરખબરક,ગ્રાહક ને વાચકઃ એકેએકને નમ્ર વિનતિ છે કે આ અંક વિષેનો પોતાનો વ્યક્તિગત મત લખી મોકલવા જરૂર તસ્દી લે. ખાત્રિબંધ કહેવાની રજા લઉં છું કે ક્યાંય 'વીણા'ની જાહેરખબરમાં એનો સદુપયોગ નહિ જ થાય. દાનત એટલી જ છે કે જાહેર પ્રજાનો અંગત અવાજ આમ સુણી શકાય તો ભવિષ્યમાં આપમેળે સુધારા વધે ને કુધારા ઘટે... પછી તો જેને જેવી બીક.

**વિદાય** — એક, બે, ત્રણ. ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, દસ, અગિયાર, બાર. ઘડિયાળના આ રાતના ટકોરા છે. તંત્રી એને ચશ્મા ઉતારવાની હજૂરી તરિકે માની લે છે.

યશવંત સવાઇલાલ પંડયા

The little that is done seems nothing when we look forward and see how much we have yet to do.
Goethe

અંક ૩ વીણા ૧૯૨૮

# વીણા

## વાર્ષિક





## વીણા

વાર્ષિક

**પ્રથમ અંક**

એક પણ નકલ બાકી રહી નથી.

મહેરબાની કરી કોઇએ મંગાવવો નહિ




મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય

મુદ્રક: ચીમનલાલ ઈશ્વરલાલ મ્હેતા

ઘીકાંટા રોડ :: અમદાવાદ




# વીણા

:: વાર્ષિક ::

: અંક ત્રીજો :: ઈ. સ. ૧૯૨૮ :

∵ તંત્રી મંડળ ∵

રા. રા. ચીનુભાઇ નારણભાઇ પરીખ
રા. રા. રતિલાલ મણિલાલ દલાલ
રા. રા. મુકુન્દરાય ચીમનલાલ પંડ્યા
રા. રા. નટવરલાલ ચીમનલાલ ચોક્સી
રા. રા. સનાતન જન્મશંકર બુચ (તંત્રી)

સાહિત્ય ઉત્તેજક સમાજ
: રાયપુર :
અમદાવાદ

वर्षि:

विन्देम देवतां वाचममृतामात्मनः कलाम् ।

---

अहं राष्ट्री संगमनी वसूनां चिकितुषी
प्रथमा यज्ञियानां । तां मा देवा व्यदधुः
पुरुत्रा भूरिस्थात्रां भूर्यावेशयंती ॥ ३ ॥

अहमेव स्वयमिदं वदामि जुष्टं देवेभिरुत
मानुषेभिः । यं कामये तं तमुग्रं कृणोमि
तं ब्रह्माणं तमृषिं तं सुमेधां ॥ ५ ॥

अहं रुद्राय धनुरा तनोमि
ब्रह्मद्विषे शरवे हंतवा उ । अहं जनाय समदं
कृणोम्यहं द्यावापृथिवी आविवेश ॥ ६ ॥

ऋग्वेद-वाक्सूक्तम्

હું ઇશ્વરી છું, વસુઓની ભેગી કરનાર છું, વિદુષી છું, યજ્ઞિઓમાં પ્રથમ છું. તે મને દેવોએ બહુમાં રહેલીને, બહુમાં પ્રવેશ કરતી ને બહુસ્થાનોમા મૂકી.—૩—

હું જ સ્વયં આ બોલું છું—દેવો અને માણસોને ગમે એવું—, હું જેને ઇચ્છું તેને તેને ઉગ્ર કરું છું—તેને કવિ, ઋષિ, સુમેધાવી કરું છું—૫—

હું રુદ્ર માટે બ્રહ્મદ્વેષી હિંસકને હણવા માટે ધનુષ તાણું છું. હું માણસને સમદ કરું છું. મેં દ્યાવાપૃથ્વીમાં પ્રવેશ કર્યો.—૬—

ઋગ્વેદ ૧૦–૧૨૫ વાક્સૂક્ત

(રા. રા. રસિકલાલ પરીખની વૈદિક પાઠાવલીમાંથી એમની જ સૂચનાથી.)



# સદ્‌બોધ

પરમ પૂજ્ય મહાત્માજી

૧ ઉત્તમ વિદ્યા કઈ? . . . . આત્મજ્ઞાન
૨ યૌવનનું ભૂષણ શું? . . . . બ્રહ્મચર્ય
૩ પ્રજાની સંસ્કૃતિનું શ્રેષ્ઠ લક્ષણ કયું? . . સત્યનિષ્ઠા
૪ જીવનની સાર્થકતા શેમાં? . પોતાને ઓગાળવામાં
૫ જીવનનો શ્રેષ્ઠ આદર્શ કયો? . . . સત્યાગ્રહ
૬ સ્ત્રીનું પ્રશંસાયોગ્ય લક્ષણ કયું? . . . પવિત્રતા
૭ પુરુષનું પ્રશંસાયોગ્ય લક્ષણ કયું? . . પવિત્રતા
૮ આપનું પ્રિય પુસ્તક કયું? . . . ગીતાજી
૯ આપને સૌથી પ્રિય શું? . . . . સત્ય
૧૦ સહી . . . . . મોહનદાસ

ગુજરાત મહાવિદ્યાલયના કેટલાક વિદ્યાર્થીઓ 'અંજન' નામનું ત્રૈમાસિક હસ્તલિખિત પત્ર ચલાવે છે તેને માટે ઉપરના પ્રશ્નોદ્વારા મહાત્માજીનો સદ્‌બોધ ખાસ મંગાવેલો. 'વીણા'માં તે પ્રસિદ્ધ કરવા લખી પૂછ્યું હતું.

-તંત્રી

# કાળની ખંજરી

ન્હાનાલાલ દલપતરામ કવિ

કાળની ખંજરીના ઝણુકાર
ઝીલજો, ભવરણના રમનાર!

રજની આથમે, દિવસ ઉગે છે, દિશા ઉઘાડે બાર;
યુગ ઉતરે, નવયુગ બેસે આ; એના મહાઉચ્ચાર—
એહવા વીરના ધનુટંકાર
ઝીલજો, ભવરણના રમનાર!

શીંગી વાગી, શંખ પૂર્યા દુંદુભિ દે છે વિધિકાલ;
અવની ઉરમાં, ગગન ગુફામાં ગાજે યુગના બોલ;
ભૂત ભવિના એ ભણકાર
ઝીલજો, ભવરણના રમનાર!

રુદ્ર ન્હોતર્યા, જોગણી ન્હોતરી, ન્હોતરિયા યમદેવ;
ભાગ્યબોલ બોલે છે આજે કાળપુરુષ સ્વયમેવ;
ઝીલજો, ભવરણના રમનાર!
કાળની ખંજરીના ઝણુકાર

કાળની ખંજરીના ઝણુકાર
ઝીલજો, ભવરણના રમનાર!

# સબસીડિયરી સિસ્ટિમ

કાકા કાલેલકર

"તમે તસ્દી નહિ લેતા,

તમારું કામ અમે કરીશું"

એમ કહેનારાઓથી ચેતજો. અંગ્રેજો એજ રીતે વેપારમા અને રાજ્યમા આપણા ઉપર સવાર થયા.

ધર્માચાર્યોએ પણ એજ ભાગ ભજવ્યો મનાય; અને દુનિયાના કેળવણીકારો પણ આજે એ જ વચન ઉચ્ચારે છે

यथस्परयशं दुःखम्

તિરૂપુર, દિવાળી.

# ચિન્તન સૌન્દર્ય

મોહિનીચન્દ્ર

( અંજની ગીત )

૧

દિન-રજનીના કુડા ઢોળી,<br>
કનક કિરણુની પીંછી બોળી:<br>
સન્ધ્યાની સુન્દરતા ઘોળી,<br>
જીવન ચીતરજે,

૨

નવ આશાનો શીતળ વાયુ-<br>
ઉજમાળું કરી દે અમ આયુ:<br>
પ્રફુલ્લતાથી ઉર ઉભરાયું<br>
ઉર્જ્વળ બળ દેજે,

ચન્દ્ર ઉગે આકાશે જ્યારે-<br>
ઉદધિ આ ઉછાળા મારે:<br>
અન્તર આ ઉલ્લાસે ત્યારે<br>
નભમાં વિલસજે.

૩

ફુલ-ફુલની મકરંદ વછૂટે:<br>
સૂર્યરાજની ટશરો ફૂટે.<br>
ઇન્દુતણી અંગુલિઓ છૂટે:<br>
ઘર-ઘરમાં આજે.

પવિત્રતાને મ્હેલ ગુલાબી-
પથરાવી કુમકુમની ગાદીઃ
પ્રેમભરી ચાદર બિછાવી
સુહવજે આજે.

૪

ઇચ્છાની વેલડીએ ચડતો-
આત્મા મારો રમતો ભમતોઃ
દશે દિશાએ શોધી વળતોઃ
દર્શન તું દેજે.

૫

સચરાચરની ચૉકી કરતોઃ
અણુ અણુમાં દીવો બની બળતોઃ
બ્રહ્માંડે ખોળ્યો ના જડતોઃ
સૂક્ષ્મ બધે રાજે.

સાગરની ગંભીરતા માપી-
પૃથ્વીની પણ સીમા માપી-
વ્યોમ-ભવ્યતા માંહી વ્યાપી-
સૂક્ષ્મ બધે રાજે.

કાંકરની કોમળતા કરતોઃ
શુષ્ક ભૂમિમાં રસ રેલવતોઃ
અવકાશે સૌરભભરી રમતોઃ
સૂક્ષ્મ બધે રાજે.

નેત્ર તણાં પરિમિત અજવાળાં
ઓળંગી તુજ પગલાં પડતાંઃ
દિવ્ય દિવ્ય કંઈ હસી હસવતાંઃ
સૂક્ષ્મ બધે રાજે.

રુદનમાં કલ્લોલ મચાવી,
ભીતિમાં નિર્ભયતા લાવી,
મોહ મહીં પ્રીતિ ફેલાવી.
સૂક્ષ્મ બધે રાજે.

આંખોથી જોવાય નહિ તું:
કાનોથી સુણાય નહિ તું:
મોઢેથી બોલાય નહિ તું:
સૂક્ષ્મ બધે રાજે.

માગું માગું હોય મળે નહિ:
જાગી જોઉં હોય જડે નહિ:
નિદ્રામાં સ્વપ્નાં આવે આઘ:
સૂક્ષ્મ બધે રાજે.

અનન્ત આનન્દે છલકાતો,
વિરાટ થઇ લઘુતામાં વસતો;
ચૌદ ભુવનના પ્રાણ નચવતો:
સૂક્ષ્મ બધે રાજે.

૬

તારકગણુ તુજ તેજસ આંખે-
ભાવિ તણી મુજ કથની ભાખે:
પરમ ધામનો મારગ દાખે:
ધીમે દોરવજે.

દૂર દૂર ઉંચે રહી ગાજે:
મૂર્તિ ત્હારી હૃદય બિરાજે:
હાથે હાથ મિલાવી આજે.
સ્નેહે દોરવજે.

પત્થરમાં ચેતન પ્રગટે ત્યાં,
કંટકમા ગુલાબ ખીલે ત્યાં,
મૃત્યુમાં અમૃત વિલસે ત્યાં,
અમને દોરવજે.



# અમે—એ અને હું

મધુકર

જીન્દગીની ઉણપે પૂરવા જ કલ્પના અને સ્વપ્નાં આવે છે એવું વાચનાર! ત્હમને નથી લાગતું? કેટલાક કલ્પનાજીવી ને સ્વપ્નજીવી હોય છે. જીન્દગીમાં નથી ત્હેની જ-તેઓ સુન્દર કલ્પના કરી શકે છે. મ્હારો મિત્ર વણપરણ્યે પ્રેમના સર્વાંગ સુન્દર કાવ્યો રચે છે. કલ્પનાની મિઠાશ જ ઓર નથી?

In some close corner of my brain:
There I embrace and kiss her:

આજ હું નિદ્રામાં સ્વપ્નહિંડોળે હિંચકતો હતો ત્હાં પરોઢિયે પવનદેવનાં પગરણ થયાં ત્હેની યે મ્હને ખબર ન પડી. એને મ્હેં જોઇ, અમે જરા બોલ્યાં ત્હારથી જ મ્હને એનું કામણ લાગ્યું હતું. મ્હારી આંખ આગળ જ એ હમેશાં તરવરતી. રાત્રે સ્વપ્ને પણ આવીને મ્હને કરાંગુલિથી રમાડતી. સવાર પડે ને

જાગીને જોઉં તો સુન્દર દીસે નહિ!

એમ હું સુતો હતો ને પવનની મીઠી લહેરે ન જાગ્યો. મોગરિયા ને ડોલરો ટહુકી: દૂર દૂર વનમાં જાણે દિવ્ય સંગીત શરૂ થયું ને

હું જાગ્યો. પણ આજ તો હું ઉઠ્યો તે પ્હેલાં જ મ્હારી ઉપર ફૂલડાં વેરાયાં. મ્હારી બારીમાંથી કોઈકિનું કિલકિલાટ હાસ્ય વરસ્યું. હું ઝબ-કીને બારીએ ગયો ત્યાં કોઈયે ન્હોતું. કલ્પના ઉડી ગઈ.

હું બારીએ ઉભો ને આસપાસ ઉંચેરૂ જોવા માંડ્યો. ક્યહાં ઉડી ગઇ? હું કલ્પનાની પાછળ ઉડ્યો ને સારૂં યે વિશ્વ ફરી વળ્યો. ક્યહાંક મોહની ઝાંખપ ન્હડી; ફીકી જેવડા હાથ પડ્યા પણ ઉડ્યો. અન્તે થાક્યો. ક્યહાંય ન જડી. પાછો બારીએ આવ્યો ત્યહાં મ્હારી જ વાડીમાં દૂર દૂર એનાં દર્શન થયાં. મ્હને મ્હારી મૂર્ખાઇ ઉપર હસવું આવ્યું.

કલ્પના ને સ્વપ્ના આખર તો જુઠ્ઠાં જ ને? સાચ્ચી તો એ જ.

* * * *

પ્રાતઃકાલે દેવનું પૂજન કરીને હું મ્હારી રસમૂર્તિનાં દર્શને જતો.

કોઇકવાર છતે દિવસે અંધારે ચાલતો. મ્હને ખબર ન પડતી કે મ્હારી દેવી મ્હારી જ વાડીમાં છે.

જીન્દગીમાં ઉણપ લાગે છે ત્યહારે જ કલ્પનાઓ આવે છે.

મ્હારા બાગમાં જ આજ વસન્ત પ્રફુલ્લી હતી. મ્હારા અન્તરમાં યે એમ જ હતું. એનો મઘમઘાટ મ્હને આનન્દઝોલે આજ ઝૂલાવતો હતો.

વાંચનાર૦! ત્હમારૂં કોઇ પ્રિયજન છે ને? એમને ત્હમે મળ્યા છો? એ મળ્યા ત્હારે ત્હમારા હૃદયના ભાવ હતા એ જ આજ મ્હારા હતા. એ શી રીતે લખું? કોઇથી લખાયા છે?

ઓધવજી! છે અળગી રે વાત એક પ્રેમતણી.
એ વાતો કોઇ લખી શક્યું છે? એ તો
અનુભવી જાણે રે.

અને હું ચાલ્યો. આજ મ્હારી રસમૂર્તિનું પૂજન કરવાનું હતું.

વાડીમાં એક ન્હાનકનું વૃક્ષ હતું ત્હાં તે ઉભી હતીઃ જાણે કૌમારની વેલડી! એ કુમારિકાનું યશોગાન તો મહાકવિએ એક જ શ્લોકમાં ગાયું છે :

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै
रनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम्
अखंडं पुण्यानां फलमिव च तद्रूपमनघम्

[ શાકુંતલ ]

એ અનઘ રૂપવાળો પવિત્ર કુમારિકા અણસૂંઘ્યાં ફૂલ સરાખડી ત્હાં ઉભી હતી. ગૌરાંગી નહિં ત્હોયે ગૌરવભરી એ સુન્દર કુમારી ઉભી હતી.

ઘણીવાર બહુ ગોરાં ફૂલમાં સુગન્ધ થોડી હોય છે. આ કુમારિકા તો મોરસલ્લી જેવી હતીઃ પરિમલનો તો જાણે ફુવારો!

* * * *

એ જ મ્હારી દેવી.

આછી ત્હોયે અંગઅંગને લજ્જાએ ઢાંકતી નીલેરી ઓઢણી ત્હેણે પ્હેરી હતી. ત્હેની સોનેરી કોર જમણા ગાલ ઉપરથી સરતી સરતી હૈયા ઉપર ઢોળાતી હતી. જમણી કટિએથી જલધોધ શો શ્વેત ચણિયાનો રેશમી ઘેર ધરતી ઉપર ઢોળાતો હતોઃ જાણે કૌમારની ઊર્મિઓની સંકેલેલી કલા! ચોળીમાથી નીતરતી જાણે અન્તરની પવિત્ર રસધારા! ઉરદેશ ઓઢણીનો છેડો વારંવર ઉંચો લઇ લઇને એ કંઈક સંતાડતી. શું સંતાડતી તે કૌતુક હતું. કોઇ કહે ત્હાં મનોજદેવ પધાર્યાં છે, કોઈ કહે ત્હાં પ્રેમનું મન્દિર છે, અને એમ અનેક કલ્પના થતી, મ્હેં તો પાછળથી જાણ્યું કે ત્હાં કોણ છે.

લાવણ્યભર્યા કંઠે એક સુવર્ણાભરણ ફરતું ઢળતું હતું ને હૈયે સરી જતું હતું. ઉષાને મુખડે શુક્રતારક સમી હીરાની શ્વેત ચૂંક ઝબક ઝબક થતી હતીઃ જાણે વીજળીનો ફુવારો! ત્હેની ચપળ કીકી શા લોલવિલોલ કર્ણફૂલ કાને ઝૂલતા હતાં. કેશકલાપની અલકલટાવલી લ્હેરીઆં પાડતી અંબોડામાં સુમાતી હતી.

ભ્રમ્મરનાં સિંહાસન હજી તો રચાતાં હતાં.

## અમે—એ અને હું

વીણા
વાડીલાલ

જેમ કો નવીન દેવમન્દિરમાં દેવને પધરાવવા તૈયારી થાય તેમ ત્હેને દેહમન્દિરે—એ દેહમન્દિરને ખડે ખડે વસન્તદેવ અને મદનદેવની મિત્રજોડલીના સ્વાગત માટે સામગ્રી તૈયાર થતી હતી. અંગઅંગે કોકિલા ટહૂકતી ને વસન્તને ન્હોતરતી. રોમરોમ પ્રેમપરિમલ મ્હેકતો ને મદનને ન્હોતરતો.

પગનાં ન્હાનાં નૂપુરની ઘુઘરી ઘમકતી: જાણે અન્તરની સિતારીના તાર ઝણઝણ્યા ! અદીઠ ને અનુપમ.

નવમધુ સરીખડી ત્હેની મિઠ્ઠાશ તો મ્હેક–મ્હેક મઘમઘી ઉઠી હતી. એ મધમધાટ લેવા હું પાસે ગયો.

* * * *

સોટીઓ વાળીને નીચે વદને એ ઉભી હતી. હું પાસે ગયો. એટલે ભમ્મર સરસાં બે નયતીર મ્હારી ઉપર ફેંકયાં: જાણે શરમની સેર ફૂટી. બે કટાક્ષ ફેંકી નયનને વાળી લીધાં, મુખની તો જાણે ગુલાબની કળી બનાવી દીધી !

એ કટાક્ષમા ને એ ગુલાબીમાં મ્હેં ત્હેના અન્તરનો થનગનાટ વાંચ્યો.

જોયું જોવાય નહિં આંખના તારાની સ્હામે,
બોલ્યું બોલાય નહિં ઉરના આરામ સ્હામે;
કૈંક જોઉં, કૈંક બોલું;
ઉરે એમ થાય છે,
ને હસી પડાય છે :
વ્હાલાં પ્રાણ સમાં પ્રિયજનને જોતાં કૈંક થાય છે,
( લલિત )

ગુલાબની સૌરભ લેવા ભ્રમર જાય તેમ હું ચાલ્યો. પણ ત્યહાં તો એક ભમરો આવ્યો ને ત્હેને પજવવા માંડયો; એ ત્હેને ઉડાડવા મંડી. ગાભીર્ય ભાંગી પડ્યું. એટલે હું હસ્યો. એ યે કિલકિલાટ હસી પડી: મુખનું ગુલાબ ખાલ્યું. મ્હેં ત્હેનું અમૃત લીધું.

મ્હારા એક મિત્ર સંસ્કૃતના ખાં છે. તેઓ મ્હને કહેલું :

अधरमधु वधूनां भाग्यवन्तः पिबन्ति ।

મ્હને થયું કે આજથી હું ભાગ્યશાળી બન્યો.

* * * *

પુરુષ જીવનનો જુગારી છે. એ જીવનમાં જુગાર જ રમ્યા કરે છે. સંસારના અટપટા શેતરંજ ઉપર દાવના દાવ ખેલ્યે જાય છે. હારે છે ને જીતે છે. પણ જ્યારે તેઓ થાકે છે ત્હારે સુન્દરી ત્હેને અમી પાઈને સ્વસ્થ બનાવે છે. સુન્દરી જીવનનું અમૃત છે, મિષ્ટતા છે, સૌન્દર્ય છે, સંગીત છે. એ બધું એની પાસેથી મ્હેં જાણ્યું. એ મ્હારા ઝેર ઉતારે છે, મ્હને સૌન્દર્યનું દર્શન કરાવે છે, મ્હને મીઠાશ પીરસે છે, મ્હારી કર્કશતા ટાળે છે, મ્હારું જીવન એના પરિમલથી જ પવિત્ર ને ઉજળું બનાવી દે છે.

તે દિવસે મ્હેં પ્રણયમધુ પીધું અને
સુધાનાં સત્ત્વોનું મધુર મધુ કોને નવ ગમે?

કાન્ત

એ પ્રણયમધુ જગતનું જીવન છે, ચૈતન છે, સર્વસ્વ છે. એ કોને ન ગમે? પ્રેમનાં મધ પી પીને તો મસ્ત પ્રેમીલાઓ જગતમાં આનન્દમાં રાચે છે. એ સુધાનાં સત્ત્વો સારવેલું સાત્ત્વિક મધ પીને ગોપિકાઓ માતી કે :

મધ પીને મસ્તાની થઈ.

મ્હને યે આજે એ અમીનાં સત્ત્વભર્યું પ્રણયમધુ મળ્યું ને હું તે દિવસથી મસ્ત બનીને આનન્દમાં હાલું છું. મ્હેં પ્રણયમધુના આસ્વાદ સદૈવ લઉં છું. એનો સંતોષ થયો નથી—થતો નથી—થશે યે નહિ.

અત્યારે ને હવે તો મ્હને
સુધાનાં સત્ત્વોનું મધુર મધુ એ એક જ ગમે.



# સ્ત્રીઓના લેખો

***એક પત્ર.**

પ્રિય ભાઈ,

"વીણા" માટે ત્હમારૂં આમંત્રણ મળ્યું.

x x x x

અને ત્હમે લખો છો કે ત્હમારી પાસે એક પણ સ્ત્રીનો લેખ નથી તો મોકલી આપો. પણ પ્રથમ તો હું ક્યાં લખું છું જ એ ત્હમે સારી રીતે જાણો છો. અને બીજું એ કે ત્હમને સ્ત્રીઓના લેખો વિષે

* એક પ્રસિદ્ધિમાં નહિં આવેલાં વિદ્વાન બ્હેનને "વીણા" માટે આમંત્રણ આપેલું. 'લેખ નથી લખતી' એમ દલીલ કરીને લેખ ન મોકલ્યો. પણ એમના વિગતવાર પત્રમાં જ લેખ જેવું ઘણું છે તેથી અંગત કે એવો ભાગ બાદ કરી તે અત્ર પ્રસિદ્ધ કર્યો છે. -તંત્રી.

આટલો બધો મોહ શા માટે છે એ મ્હને નથી સ્હમજાતું. અત્યારે ગુજરાતમાં એક અપવાદ સિવાય કઇ સ્ત્રી ચિન્તનશીલ ને ઉત્કૃષ્ટ પ્રકારનું લખાણ લખી શકે છે? અપવાદ તે શ્રી. તારાબ્હેન મોડકનો. બીજાં બધામાં તો ત્હમારા જેવા લખે કે લેખ મોકલો ને મ્હારા જેવી કોઈ હોય તે વખત હોય ન હોય તો પણ એકાદ બે અંગ્રેજી ચોપડીઓ વાંચી હોય ત્હેના જ વિચારો મૂકીને મોકલી આપે એ વિચારો આપણા સમાજને અનુકૂળ છે કે નહિં તે નહિં જોવાનું. ત્હમારા જેવા વળી સ્ત્રીનો લેખ માટે પ્હેલો છાપે. મ્હને તો ઘણીવાર લાગે છે કે વગર વિદ્વત્તાએ વિદ્વાન ગણાવું હોય તો કોઈ પણ બી.એ. થએલી સ્ત્રી માટે એ અત્યંત સુલભ છે. અને આજનાં સ્ત્રી-લખનારાં કહો તો ત્હમને ગણાવું ને કહું કે કોનામાં કેટલું છે. ચાલો, ગણાવું–

× × × ×

તેટલા માટે એમ માનશો નહિં કે હું પણ બી. એ. થઇ છું તેથી લખનારી પણ થઈ ગઈ. એવો સ્ત્રીના લેખો માટે હવે ત્હમારો મોહ જવા દો. કોઇ સ્ત્રીના લખાણથી ત્હમારૂં “વીણા” સમૃદ્ધ થઇ જશે એમ ન માનશો.

પણ એક ચેતવણી આપું છું. સ્ત્રીઓ લેખો ન લખી શકે એમ કોઇ માનતું હોય તો મ્હારો સખ્ત વિરોધ છે. માટે મ્હારા ઉપરના કહેવા ઉપરથી ત્હમે એમ ન માનશો.

× × × ×

મ્હને તો એમ લાગે છે કે અમારૂં એ ક્ષેત્ર નથી. મ્હારા જેવી ભણેલી તરફથી આ વાક્ય વાંચી ત્હમને આશ્ચર્ય થયા વિના નહિં રહે. પણ મ્હને તે ખરેખરૂં એમ લાગે છે. યૂરપના સ્ત્રી સમાજ ઉપરથી કેટલીક સ્ત્રીઓ એમ માનવા મનાવવા ભલે મથતી હોય કે આપણા સમાજમાં પણ પુરુષની સાથે હરીફાઇ થવી જોઇએ. પણ એ બધી આપણા સમાજને પૂરેપૂરો જોયા વિનાં જ કહે છે. પશ્ચિમનો સમાજ અને પૂર્વનો સમાજ એ બન્ને તદ્દન ભિન્ન ક્ષેત્રો છે. એકમાં થાય તેજ બીજામાં થવું જોઇએ એ માન્યતા જ આછકલી છે. મ્હેં પણ

પશ્ચિમના સ્ત્રી સમાજ વિષે થોડાંક પુસ્તકો વાંચ્યાં છે. પણ ત્યાં પણ અસંખ્ય સ્ત્રીઓ એવી છે જે એમ દૃઢતાથી માને છે કે સ્ત્રી પોતાનું જ કાર્ય કરે તો ત્હેને બીજા કાર્ય માટે અવકાશ પણ ન રહે. "ગુણસુન્દરી" માં ન્હાનાલાલનો સન્દેશ હમણાં જ આવ્યો છે ત્હેમાં એ જ માન્યતા જોઇને મ્હને આનન્દ થયો. અને ખરેખર, સ્ત્રી જો પરણે તો પછી ઘરનું કાર્ય એ ત્હેને માટે whole time job છે. ન પરણે તો પછી ભલે બીજી ધાંધલ કરવી હોય તે કરે. ત્હેમાં યે લેખો લખવાથી સ્ત્રીઓની ઉન્નતિ થાય કે ત્હેમનામાં શિક્ષણ પ્રચાર થાય એમ પણ હું નથી માનતી. પાકશાસ્ત્રનાં લેખ લખવાથી રાંધણકળા પ્રચાર ન પામે. પ્રત્યક્ષ શિક્ષણ એ જ સ્ત્રીનો વિષય ને પ્રવૃત્તિ છે. સ્ત્રી હવામાં રહે તે જ પ્રથમ ન ચાલે. ત્હેને તો ડગલે ને પગલે પ્રત્યક્ષ પ્રવૃત્તિ જ કરવાની છે. અને તે માટે સ્ત્રીઓનાં મંડળો કાર્ય કરે છે તેમ વધારે થવું જોઇએ.

પણ આ બધું પત્રમાં શા માટે લખ્યું? ત્હમે મ્હને હવે કોઇ દિવસ લેખ માટે આમંત્રણ ન આપો તે માટે જ આ વિગતથી મ્હારા વિચાર ત્હમને લખું છું. ગૃહકાર્ય એ મ્હારે માટે તો whole time job છે. એટલે મ્હને લેખ લખવા વખત જ નથી મળતો. તો હવેથી લેખ માટે ન લખશો.

અને જુઓ! લેખ લખવામાં હું તો મ્હારી ફરજ ભૂલી જ જાઉં એમ લાગે છે. આ પત્ર જરાક એવો લખાયો ત્યાં તો મ્હારાં ભાભીને છેક જ ભૂલી ગઇ. મ્હારા તરફથી એમની માફી માગશો અને કુશળતા પૂછજો. × × × × ×



## "પરસેવાના પાકીટમાં"

### ઓલિયા જોશી

'સત્યમેવ જયતે' અને 'સત્યાન્નાસ્તિ પરોધર્મ' કે 'સત્યંપર ધીમહી' ઇત્યાદિ ઇત્યાદિ પુરાણાં સૂત્રો કે વૃત્તાંત પથીકાં વાળાને ધર્મ-સ્થાપકમાંજ રહેવા દયોની! આજે કોઈ સત્યવાદી હરિશ્ચન્દ્રનો સાથો પહેરવા જાય તો કયી તારામતિ કે કયો રોહિતકુમાર ઘરબાર વેચીને સાથે તીરથ કરવા નીકળશે? નીકળે, અને માણેકચોકમાં એસ છોકરાં સુદ્ધાં વેચાય, તોપણ કયો વસિષ્ઠ કે કયો નારદ આકાશમાંથી ઉતરીને બ્હારે ધાય તેમ છે? ઇસ્વીસન અગ્યાર હજાર સૈકા અગ્નલના કહેવાતા સત જુગની રહેણી કહેણી પ્રમાણે આ વીસમી સદીમાં વર્તન રાખવા જાય તો-સુખે રહે અને ભુખે મરે-ભીજું શું!

ડ્રોઇબાએ નામ પાડયું વિકમશી. વિકમશી એટલે વિકમસિંહ; સી. આઈ. ડી. ના શિરોમણી રાજા વીર વિક્રમને પણ હંફાવે એવો વઢસિંહ. વિકમશી એટલે મહમદ છેલ. ગમે તેવી નાનીશી ચીજ-સમજો કે તમારું સુવર્ણ કોલર બટન-હોળ પડયું, અને વિકમશીની નજર પડી તો, ચપ દેતે ગેબ.

હાથ ચાલાકીમાં ચબરાક આપણા વિકમશી બે પાંદડે નહીં થવાનું મુખ્ય અને મહત્વનું કારણ મને તો એમ લાગે છે કે, આપણા લોકોને ખીસા-પાકીટ છાતીએ દાબીને બહાર નીકળવાની ખરી ટેવ પડી ગયેલ

છે. ફક્ત અજમાયશ દાખલ તમારા ગજવામાં જરા કાણું રાખો, અને પછી જોઈ લ્યો કે પાકીટને પાંખ આવે છે કે નહીં! કહેવાય છે કે બકરું ન મેલે કાંકરો અને ઉંટ ન મેલે આકડો, તેમ આપણા વિક્રમશીને પણ કોડીયે હલાલ અને બચકીયે હલાલ હતી. ·

વિક્રમશીએ સોળે સરાવ્યા હતા. જેવો ચીજ સેરવવામાં હાથ હળવો, તેવા જ છક્કા પંજામાં પણ હાથ પાવરધો. લુણ વગર જેમ તરકારી લુખ્ખી, તેમ વીરપુર–સરદારગઢ કે વઢવાણના મેળા વિક્રમશી વિનાના મોળા. એકના છ કે એકના બાર લેવા એતો એને મન બચ્ચાંના ખેલ હતા.

એક રોજ વિક્રમશીએ શ્રી વર્દ્ધમાનપુરના મેળામાં હાથમારી, રૂપીયા પાચસેહની નોટોનો ઉસરડો કરી, હસતે મુખડે અમદાવાદ એક્સ-પ્રેસ પકડી અમદાવાદ સ્ટેશન બહાર ઉપાહાર ગૃહમાં પેટપૂજન કરી. પાનબીડું મુખમાં ઓળવી, પાંચ કૂવા તરફનો રસ્તો લીધો.

મોઢા આગળ કોઈ મુસ્તાની જેવો ચાલ્યો જતો હશે, તેના ખીસ્સામાંથી પાકીટ હેઠળ સરી પડ્યું. મોરાકદો ચર્મનું મોટું પાકીટ વિક્રમશની દૃષ્ટિએ ચઢ્યું; પછી! બકરું વાઘની દૃષ્ટિએ પડે પછી જીવતું જાય કે! વિક્રમશી એવો ક્યાં વાંગડ હતો કે મોઢે આવેલો કોળીઓ પાછો વાળે! વિક્રમશીએ–વળી યુદ્ધિષ્ટિર હોવાનો કયે દહાડે દાવો કર્યો હતો કે, પોલિસ ચોકીએ જઈ–'લ્યો. સાહેબ! રસ્તા ઉપરથી આ પાકીટ જડ્યું છે'–કહી પોલિસને સ્વાધીન કરે! વિક્રમશીએ તો આમ તેમ ખાત્રી કર્યા પછી ચુપચુપ પાકીટ ઉપાડીને સેરવ્યું પોતાના ગજવામાં. વિક્રમશીનું ગજવું–એટલે–આપણા કવિવરની ભાષામાં બોલીએ તો–ગોદરેજની પહેલા નંબરની ત્રીજોરી; આવા પાંચ દશ પાકીટ સાચવવાનું નિર્ભય સ્થાન.

'જેસલ કરીલે વિચાર–' વાળો દુહો લલકારતે લલકારતે વિક્રમશી કાળુપુર દરવાજામાં પ્રવેશ્યો. જરા બીડી સળગાવી. કોણ જાણે શું કામ તેણે પાછું વાળીને જોયું; અને કોણ જાણે યા કારણે તેના માથાના વાળ એકાએક ઉભા થઈ ગયા; અને વિચારમાં પડ્યો.

પચીસેક ડગલાં પાછળ પાછળ એક પોલિસને આવતો વિક્રમશીએ જોયો. સુથારનું મન બાવળીયે, તેમ ચોરનું મન ચાવડીએ. રખે! રસ્તેથી પાકીટ ઉપાડતા આ ક્ષેત્રપાળે જોયું હશે! અને રખે પોતાને પકડવા પાછળ આવતો હશે!

બેબાકળા બની બસ કે ટેક્ષી માટે આમ તેમ ટગર ટગર જોવા લાગ્યો; પણ ભિખારી આડી ઉતરે ત્યારે મોટર બસો પણ ખીચોખીચ ભરાઇને–દોડયે જતી હોય; ઉભા રહેવાની તસુ એક જગ્યા હોય તો ચોમેર! વિક્રમશીએ પગ ઉપાડયા; રીચીરોડને મોટે રસ્તે માંડયું ચાલવા. રક્ષક દેવનો પડછાયો પણ પુંઠે જ પડયો. શું સીપાઇ દાદો નજીક આવ્યો! વિક્રમશીની છાતી ધડકવા લાગી; અને હાંજા ગગડવા માંડયાં.

તેણે ઝુકીવાળી દડીમેલી. વિક્રમશી દોડયો, એટલે પોલિસ પણ દોડયો. રીચીરોડ ઉપરથી વિક્રમશીએ ખાડીયાને રસ્તે વળાંક લીધો. પાછળ 'પકડો–પકડો' એવી બૂમ પણ તેણે સાંભળી.

એક શખ્શ વિક્રમશી આડો ફર્યો, પણ વિક્રમશી ક્યાં ગાંજ્યો જાય તેવો હતો! તેના પગમાં જરા આંટી લગાવતાં અમદાવાદી ગડથોલું ખાઈ ગયો, તેવો વિક્રમશી હરણની પેઠેમ છલાંગ મારતો ભાગ્યો. 'પકડો પકડો' પોકારતું પોલિસોના માણસોનું ટોળું પણ પાછળ પાછળ દોડયે જતું હતું.

પાટનગરમાં જાણે ધાડ પડી હોય, અને હથીયારબંધ બારવટીયાઓ આવ્યા હોય, અગર હિન્દુ–મુસ્લમાનનું હુલ્લડ થયું હોય, તેમ લોકોમા નાશ ભાગ થવા લાગી. દુકાનો અને હાટો ટપોટપ બંધ થવા લાગ્યાં. આખા શહેરમાં ચેં–મેં થઇ રહી.

ખાડીયાના ચોકમાં ઉભેલી એક ખાલી ટેક્ષીમાં વિક્રમશીએ ઠેકડો માર્યો; અને 'એકદમ ચલાવ! ક્રોયરબ પાસડી!' એમ અંદર પડતાં આજ્ઞા કરી. ગજવામાં છુટા દશ દશના ત્રણ કાગળ હતા. તે શોફરના હાથમાં સેરવતા, હાંકનારના અંગમાં ગરમાવો આવ્યો, તેવી એનજીનની પણ એવી સ્ફુર્તિ વધી કે મોટર માંડી ગજગજ ઉછળવા.

# "પરસેવાના પાકીટમાં"

વીણા
વાષિક

વિક્રમશીનો જીવ ખોળીયામાં હશે, પણ આંખો તો પછવાડે જ ફાટી રહી હતી. સિપાઈ દાદાએ પણ એક ચાલતી મોટરને ઉભી રખાવી, તે ઉપર કુદકો મારી, પાછળ ચાલુ કરી. 'ચલ.વ–હાંકયે રાખ્ય–પાછળ વાળો ન પોંચે તો દોસ! બીજા પાંચ કામ ઇનામ–હાંક એકદમ!' એમ વિક્રમશીએ–પ્રોત્સાહન દેવા માંડયું.

રાજનગરને જાણે ભૂકમ્પના આંચકા આવતા હોય, તેમ મોટરોના ધડધડાટથી આખી પોળો ધ્રુજી ઉઠી. રાહદારીઓ દોડમદોડીમાં કોઈ કચરાયા, કોઇ ભચકાયા, કોઈ રંગાયા, કોઇ મુંડાયા. માણેકચોકની ભીડમાંથી જુમામસ્જિદ વળોટી, ઇમ્પીરીયલ મેહલની ઝડપે વિક્રમશીની ટેક્ષી રીચીરોડ ઉપરથી ત્રણ દરવાજામાં દાખલ થતાં ટાયરમાં કાંણુ પડતાં પિસ્તોલ જેવો ભડાકો થયો, અને ફટ દેતે ટેક્ષીનો ટાંગો લુલો થઇ ગયો. વિક્રમશીએ ઠેકડો મારી, સંસ્સેકા તીન પાઉં કરી માંડયું દોડવા.

પાછળની મોટર આવી પોંચતા, પોલિસે ઉતરીને શોફરને માંડયો પકડવા.

'દાદા! એ નહીં. ઓ—ચોર ભાગ્યો જાય,' કહી શૉફરે આંગળી ચીંધી. સિપાઈ દાદાના જીવનની આજે ધનઘડી હતી. મોટા મીરખાન ડાકુ હાથ કરી જમાદારની પાયરી મેળવવાની સુન્દર તક તેને પ્રાપ્ત થઇ હતી તે શી રીતે જવા દયે! એટલે તેણે પણ વિક્રમશીનો બરાબર પીછો લીધો. 'પકડો—પકડો'ના પોકાર થયા કરે, પણ પાટનગરમા કોની માથે શેર સુંઠ ખાધી હોય કે વિક્રમશી ઉપર હાથ નાંખી શકે! ભદ્રનો કીલ્લો વળોટી એલિસ પૂલ ઉપર વિક્રમશી પોંચ્યો, ત્યારે સિપાઈ દાદા વચ્ચે પોતાને માત્રને વિસેક ડગલાનુ જ અંતર હતું.

ઓ—પોલિસ પોંચ્યો! ઓ—ઘેરશે! વિક્રમશીને ભણકાર લાગવાથી ગજવામાથી લાગુંહું પાકીટ ખેંચી કાઢયું, અને હોમ્યુ સાબરમતિમા જે હરીની આરતી! ભય થા સો ડાલ દીયા. સાભ્રમતી માના પાકીટ ગળી ગયા. બસ ખલાસ.

'ઉતાવળી ગતીએ સરીયામ રસ્તા ઉપર ચલન ક્રિયા કરવી' એવા ગુન્હાની કોઇ કલમ ફોજદારી કાયમાં દાખલ થયેલ છે જ નહીં. તે કારણસર પોલિસ પોતાને પકડે તોપણ શું! કેદી પાસે કબુલત કરાવવાની કળ વિક્રમશી ઉપર ફેરવાય તો પણ શું? વિક્રમશી કાંઇ કબુલ કરે એવો કાચો પોચો હતો જ નહીં. પુરાવો શું? રસ્તા ઉપરથી ન ધણીયાતી વસ્તુ ઉપાડેલી તે તો તેણે સાભ્રમતિ માતાને અર્પણ કરી દીધેલી. ઉતાવળી ગતિએ ચાલવા માટે મરનમરેતોટેક્ષીવાળો વિક્રમશીને શું?

બાપડા પોલિસો આલબેલ આપી વિક્રમશીને રજુ કરી ઘણી દલીલ કરી, પણ સબ ઇન્સ્પેક્ટર સાહેબે હકીકતને અંતે 'આપદે આવી હડીયાહડી ન કરવી' એટલી ચેતવણી આપી વિક્રમશીને મુક્ત કર્યો. બાપડા જમાદારને પગે પાણી ઉતર્યાં તે સઘળાં વ્યર્થ ગયાં; અને સુકાઇ ગયાં.

વિક્રમશીને પણ આજનો પરિશ્રમ એવો પડયો હતો કે વિશ્રાન્તિ લેવા નિમિતે વિક્ટોરીયા ગાર્ડન્સમાં એક ખાલી બાકડા ઉપર બેઠો. ફેરીયાવાળા પાસેથી ડબલકેપ ચ્હા લઇને પીધો. એક આનો ચુકવવા માટે ગજવામાંથી પોતાનું પાકીટ કાઢીને ખોલે છે તો——સુભાન અલ્લાહ!! પોતાની પાંચસોની નોટોવાળું પાકીટ જ સાભ્રમતિજીને સુપ્રત કરી દીધેલું. અને જે મારોકશોના ચામડાના જુના પાકીટ પાછળ હીરા–મોતિના પડીકાની આશાએ પોતાના પગના પાણી કર્યાં, તેમાંથી તો કેવળ નામદાર શહેનશાહની મૂર્તિવાળો ત્રાંબાનો ઢબ્બુ એક અને પાઇ બે જેટલો જ કીમતી અવેજ નીકળ્યો. વિક્રમશીએ કપાળ કૂટયું. કોઇ પછવાડેથી બોલ્યું કે—'એ તો દૂધના દૂધમાં, અને પાણીના પાણીમાં.' વિક્રમશીએ પણ ધડો લીધો કે—'પરસેવાના પાકીટમા અને છક્કા પંજાના પાણીમા.'



# કૃષ્ણા

.નવનીતલાલ એમ. ચોકસી
સભ્ય, સાહિત્ય ઉત્તેજક સમાજ

( એક અંકી નાટક )

## પાત્રો.

મગનઃ નગીનદાસ શેઠની ચાલમાં રહેતો એક મીલ મજુર.

કૃષ્ણાઃ તેની સ્ત્રી.

આશાઃ તેની નવ વર્ષની પુત્રી.

નગીનદાસ શેઠઃ લક્ષાધિપતિ મીલ માલેક.

સિવાયઃ શેઠનો છોકરો, પોલીસ, ફોજદાર, મહમદ પઠાણ, બેલીફ વગેરે.

**સ્થળ:** મગનનું ઘર.

**સમય:** હડતાળના દીવસોની એક સવાર.

[ **દેખાવ:**—મગનની ઓરડી. ઓરડીમાં એક બાજુ ચુલો છે. ચુલાની પાસે રાંધવાનાં થોડાં ભાંગ્યાં તુટયાં વાસણો પડયાં છે. એક નાની બાળકી પાસે બેઠી બેઠી ચુલામાં દેવતા સળગાવે છે. બીજી બાજુ ફાટયાં તુટયાં ગાદલામાં મેલાં વસ્ત્ર પહેરી કૃષ્ણા સુતી છે. પાસે મગન બેઠો છે. તેને કાંઇ દવા આપતો જણાય છે. ઘરમા બીજો કાંઈ સામાન જણાતો નથી. ]

**કૃષ્ણા:**—આજે તમે કામ પર જજો.

**મગન:**—મીલો ચાલતી નથી. બધાએ સંપ કરી આજ બાવીસ દીવસથી હડતાળ પાડી છે. બીજે મહામહેનતે મજુરી મળે છે. કાલે આખો દીવસ રખડયો ત્યારે આઠ આના મળ્યા. વળી આજે તારી તબીઅત વધારે લથડી જણાય છે.

**કૃષ્ણા:**—(ધીમે સ્વરે) ના, ના. તેવું કાંઇ નથી. એ તો જરા દમ ઉપડયો હતો તેથી એમ લાગે છે. તાવ જરા ઓછો છે. આજે હજુ છાતીમાંથી લોહી પડ્યું નથી.

**મગન:**—શા માટે જુઠું બોલે છે? હું કાંઇ જોઇ શકતો નથી. આજકાલ કામ મળતુ નથી. મળે છે તેનાથી કાંઇ પુરૂં થતુ નથી. વળી તારી માંદગીમાં પચીસ રૂપીઆ દેવું થઇ ગયું છે. તારે માટે આશાને ઘેર મુકી જવી પડે છે. મારાથી આખા ઘરનું ખર્ચ ચલાવી શકાતું નથી. વળી શેઠનુ છ માસનું ભાડું ચઢયું છે.

**કૃષ્ણા:**—હા, એ તો હું ભૂલી જ ગઈ. શેઠનો ભૈયો પરમ દીવસે એ વખત આવી ગયો હતો. એ કહેતો હતો કે ભાડું આપી દો નહિ તો તમારો સામાન વેચીને ભાડું વસુલ કરીશ. છ મહિના સુધી ઘણા ધક્કા ખાધા હવે વાયદા નહિ ચાલે.

(દમ ચઢી જાય છે એટલે ખોખાં કરતી શ્વાસ લે છે.)

મગનઃ—હેં, પછી ?

કૃષ્ણાઃ—સાંજના પછી શેઠ તથા એક બીજો કોટપાટલુનવાળો સાહેબ જેવો કોઈ આવ્યો હતો આપણા ઘરનો સામાન તપાસી ગયા અને તેની કિંમત કરી શેઠે કહ્યું કે તમારા ઘરના સામાનની કિંમત દસ રૂપીઆથી વધારે થાય તેમ નથી. ભાડું ત્રીસ રૂપીઆ થાય છે. માટે કાલે ભાડું આપી દેજો નહિ તો પછી પોલીસ...... તમે લોકો રૂપીઆ જમીનમાં દાટી રાખો છો તે મારાથી અજાણ્યું નથી. (થોડીવાર શ્વાસ લેછે) મેં ઘણા કાલાવાલા કર્યા પણ તેમણે માન્યું નહિ. તમે કાલે રૂપીઆ આપી આવ્યા નથી. કોણ જાણે આજે શું થશે !

આશાઃ—બાપા, ઘરમા લાકડાં નથી. બાજરીનો લોટ પણ થઇ રહ્યો છે. અને બાને માટે ચોખા પણ નથી. એક આખું લાકડું એ ઘરમાં નથી.

મગનઃ—બેટા, જા, ભીમા કાકાના ઘરમાંથી લાકડાં લઇ આવ. કહેજે કે બાપા બજારમાથી લાકડા લાવશે ત્યારે પાછાં આપી જશે. લોટને ચોખા હું લઇ આવું છું.

[આશા જાય છે]

(કૃષ્ણાને)

શેઠનો ભૈયો તો રોજ એમ કહેતો હતો. હમણાં કાંઇ આપ્યું નથી તેથી બબડતો હશે. પણ હવે શેઠ પોતે આવ્યા હતા એટલે વાત વધી હશે એમ લાગે છે. થવાનું હશે તે થશે. જરા આશા સામુ તો જો. કેટલી સુકાઇ ગઇ છે ! બિચારી છોકરી, બે વખત પુરૂં ખાવા પણ મળતું નથી. છતાં વખત સમજીને બોલતી નથી. આખો દીવસ ઘરનું વૈતરૂં કરે છે છતાં એ જરા પણ મુંઝાતી નથી. હે ભગવાન ! બિચારી એ, ક્યારે પુરૂં ખાવાનું પામશે ! આજે રામલાલનો રૂપીઓ ઉછીનો લેવો પડશે. નહિ તો યાકુબ પાસે જવું પડશે. પણ, પણ......

(એમ બોલતો ચુપ થઈ જાય છે.)

કૃષ્ણા—ના. કેમ તમે ચુપ થઇ ગયા! કાંઇ કહેવા જતા હતા ને!

મગનઃ—કાંઇ નહિ, ચાલ. હું બને તો રૂપીઆ લઇ આવું.

કૃષ્ણાઃ—ના. તમે કાંઈ કહેતા અટકી ગયા છો. મારા સમ ના કહો તો.

મગનઃ—એતો મહમદ પઠાણના પંદર રૂપીઆ અને પાંચ રૂપીઆ વ્યાજના મળી વીસ રૂપીઆ કાલે આપવાના છે. પઠાણનો વાયદો. કાલે ના આપ્યા એટલે સાંજે કહેતો હતો કે તે હવે મારૂં ખુન કરશે; કે પોલીસમાં પકડાવશે.

કૃષ્ણાઃ—ઓ મા રે! ત્યારે તો તમે બહાર ના જતા.

મગનઃ—ના. ના. એમાં શું? હું યાકુબને સમજાવી બે રૂપીઆ લઈ આવીશ. યાકુબ મારો દોસ્ત છે. હું તેને મહમદને સમજાવવા વિનંતિ કરીશ.

(આશા લાકડાં સહિત અંદર આવે છે)

આશાઃ—બાપા, ભીમા કાકા કહે છે કે લાકડાં પાછાં આપવાની કાંઇ જરૂર નથી. એ કહેતા હતા કે જો મીલો ચાલતી હોત તો તેઓ આપણને બીજી થોડી મદદ કરત.

મગનઃ—હશે દીકરી, તું તારી મા પાસે બેસ. હું લોટ ચોખા લઇ હમણાં આવ્યો. તારી માને સાચવજે.

આશાઃ—વારૂ.

(મગન જાય છે)

આશાઃ—(કૃષ્ણાની પાસે જઇને) બા, આજે તને કેમ છે? માથું બહુ દુખે છે?

કૃષ્ણાઃ—ના. આજે તો ઠીક છે.

આશાઃ—(તેના શરીરને હાથ અડકાડી.) બા, આજે તારૂં શરીર આટલું બધું ઉનું કેમ? તાવ બહુ આવ્યો લાગે છે.

કૃષ્ણાઃ—( બોલવા જાય છે પણ દમ ચઢવાથી અટકી જાય છે. તેને લોહીની ઉલટી થાય છે; આથા પાણી લાવી તેને ચોકુક પાય છે. અને પછી બગડેલી જગ્યા સાફ કરે છે. એટલામાં શેઠનો ભૈયો આવે છે. તેને જોઈ વિહ્વળ બની તેના સામું જોઇ રહે છે. )

ભૈયોઃ—મગન છે ઘરમાં? શેઠે કહેવડાવ્યું છે કે હમણાં ને હમણાં ભાડાના રૂપીઆ આપી દો. નહિ તો ઘરનો સામાન લીલામ થશે. છતાં પણ ખુટશે તો મગનને પોલીસ પાસે પકડાવશે.

કૃષ્ણાઃ—ભૈયાજી! તમે પણ કેમ આવા ઘાતકી બનતા હશો. અમારી સ્થિતિ તો જુઓ. મારાથી કામ થતું નથી. છોકરી ઘરનું કામ કરે છે. એટલે તે પણ કામે જતી નથી. એક મહીનો થોભી જાઓ તો મહેરબાની.

ભૈયોઃ—બાઈ! મારી સાથે વાત કરવાથી શો લાભ? શેઠનો હુકમ છે. મારે તે બજાવવો પડે.

કૃષ્ણાઃ—ભૈયાજી! તમારે પણ બૈરાં છોકરાં હશે. તેમની સ્થિતિઆવી હોય તો? જરા તો દયા રાખો. શેઠને તમે સમજાવો. અમારી ફરીઆદ કોણ સાંભળે! હાય! આ દેશમાં ગરીબ હોવું એ પણ પાપ છે.

ભૈયોઃ—હું તારી સાથે માથાકુટ કરવા નથી આવ્યો. રૂપીઆ હોય તો આપી દે નહિ. તો હું શેઠને ખબર આપું છું કે મગન ઘરમાં નથી અને તેની સ્ત્રી ભાડું આપવા ના પાડે છે. જમા-નમાં રૂપીઆ દાટી રાખો છો તે બધાં જાણે છે.

( મગન હાથમાં લોટનું પોટલું લઈ આવે છે. ભૈયાને જોઇ પેટમાં ફાળ પડે છે. )

મગનઃ—સલામ ભૈયાજી! આજે કાંઈ અત્યારમાં?

ભૈયોઃ—એ ભાઈ, તું ભાડું આપી દે. તારી સ્ત્રીએ વાત કરી હતી કે નહિ? અત્યારે જ ભાડું આપ નહિ તો રૂપીઆ સામાન વેચી વસુલ કરીશું.

મગનઃ—પણ મારી પાસે તો પાઈ પણ નથી. હોય તો શું બચકાં ભરવાં છે? ચોખા લાવવા તો પૈસા નથી. ઘરમાં તો માંદી છે. તો પણ દવા લાવવા જેટલા પૈસા નથી. તો પછી છ મહિનાના ભાડા જેટલા રૂપીઆ તો ક્યાંથી લાવું?

ભૈયોઃ—ત્યારે એમ કહેને કે તું ભાડું આપવા ના પાડે છે. મારે તારા ઘરની પંચાતમાં પડવું નથી. સીધો જવાબ આપ.

મગનઃ—ભૈયાજી, અત્યાર સુધી રૂપીઆ બે રૂપીઆ આપી તમને રાહ જોવા કહ્યું. આજે પણ તેમ કરત. પણ અત્યારે મારી પાસે કાંઈ નથી. મહેરબાની કરી એક મહિનો માફ કરો. પછી હું ભાડું આપીશ. શેઠને જો આટલું સમજાવી દો તો આ ઉપકાર હું ભૂલીશ નહિ.

ભૈયોઃ—સાલા, મને લાંચ લેનારો કહે છે? જવાબ આપ. ભાડું આપે છે કે નહિ?

મગનઃ—(દયામણે ચ્હેરે) લાચાર છું કે ના પાડવી પડે છે.

ભૈયોઃ—(જતાં જતાં) તમે શેઠકા જેલમાં જશો ત્યારે જ માનશો.

(ભૈયો જાય છે).

(આશા ટગર ટગર તેની સામે જોયા કરે છે. કૃષ્ણાની આંખમાથી આંસુ ટપકે છે. મગન એક ઉંડા નિશ્વાસ નાખે છે.)

મગનઃ—ચાકુબે રૂપીઆ ના આપ્યા. મોદીને ત્યાથી ઉછીનો એકસો લોટ લાવ્યો છું. ભીમા પાસેથી રૂપીઆે લઈને આ સાલા ભૈયાને આપુ. નહિ તો તે શેઠને કાંઇ બરમાવશે. અને કાલે આવતી જપતી આજ આવશે.

(મગન જાય છે).

કૃષ્ણાઃ—આશા, તું રાંધી રહી?

આશાઃ—હા મા, રોટલા કરી રહી છું. તારે માટે આજે ભાત નથી. કાશી કાકીએ પાશેર દૂધ આપ્યું છે તે પીજે. આજે ઘી પણ નથી.

કૃષ્ણાઃ—તું દુધ સાથે રોટલો ખાઈ લે. મારે આજે કાંઇ ખાવું કે પીવું નથી. તારાથી ભૂખી નહિ રહેવાય.

આશાઃ—ના, બા. હું તો મારા બાપા સાથે ખાઇશ. તું દુધ તો પીજે. તારાથી કશાએ આધાર વગર જીવાશે?

કૃષ્ણાઃ—આજે મને જરાએ ભૂખ નથી. કાલે રાતના ભાત ઘણો ખાધો હતો. એટલે આજે અજીર્ણ થયું છે. આજે નહિ ખાઉં એટલે મટી જશે, અને મને આરામ થશે. પણ તું ખાઈ લે. એમનું આવવાનું ઠેકાણું નહિ. તારાથી કેમ ભુખ્યું રહેવાય? ખાશે નહિ તો ઘરનું કામ કેમ કરી શકશે?

આશાઃ—ના, બા. હું તો હમણાં નહિ ખાઉં:

કૃષ્ણાઃ તું ડાહી છે ને મારી દીકરી ખાધા વગર કાંઇ રહેવાય છે? નાનાં છોકરાંઓને તો ત્રણવાર ખાવા જોઇએ.

(કૃષ્ણા મહામહેનતે ઉઠે છે અને આશાને ખાવા બેસાડે છે. આશા ખાવા બેસે છે. કૃષ્ણા પાછી સુઈ જાય છે. ખાતાં ખાતાં આશા કાંઇ ગાતી જાય છે. થોડો વખત ઘરમાં શાંતિ રહે છે. કૃષ્ણાને જરા ઉંઘ આવી જાય છે. પાછી જાગે છે. પાછી આંખ મીચી દે છે.)

આશાઃ—બા, ઉંઘી ગઇ?

કૃષ્ણાઃ—(ઉંઘમાંથી જાગે છે) ના, એ તો જરા આંખ મીચી હતી. કેટલા વાગ્યા હશે?

(આશા બહાર જાય છે અને પાછી ફરે છે.)

આશાઃ—બા, શેઠ, પરમ દીવસવાળો સાહેબ, બે સિપાઇઓ અને બીજા બધા અહીં આવે છે:

કૃષ્ણાઃ—ઓ પ્રભુ! શું થશે? મારી આશાનું રક્ષણ કોણ કરશે?

(રડે છે.)

આશાઃ—કેમ રડે છે? આ લોકો આપણને શું કરશે? ઘરમાંથી કાઢી મુકશે? આપણે ક્યાં જઇશું? (કૃષ્ણા કાંઇ બોલતી નથી.) કેમ બોલતી નથી? (તે પણ રડવા માંડે છે.)

# નવનીતલાલ એમ. ચોકસી

(નગીનદાસ શેઠ, એક ફોજદાર, બે સિપાઇઓ અને શેઠનો ભૈયો આવે છે.)

ભૈયોઃ—કેમ મગન ક્યાં નાસી ગયો? હમણાં તો ઘરમાં હતો ને? શેઠ આવશે એમ ધારી નાસી ગયો કે?

શેઠઃ—બાઇ, ભાડાના રૂપીઆ ચુકાવવાનો વિચાર છે કે નહિ? તારા ધણીએ છેલ્લો માર્ગ લેવાની મને ફરજ પાડી છે.

કૃષ્ણા—(દમ ચઢી જાય છે તેથી અચકતાં. અચકતાં). શેઠ સાહેબ.........અમારા જેવા ગરીબ પર દયા કરો. (આશાને રડતી જોઇ) આશા! રડે છે શાની? છાની મરને! શેઠજી, અમારી પાસે રૂપીઆ હોય તો આપનું ભાડું શા માટે ના ચુકવીએ? છેલ્લા પાંચ વર્ષથી આપનું ભાડું કોઇ દિવસ આપ્યું નથી એમ છે?.........છ મહિનાથી મારા મંદવાડને લીધે અને વચમાં એમનો પગ ભાંગી ગયો હતો તેથી દવામાં પૈસા વપરાઈ ગયા.........અમારાથી કામે ના જવાયું. કમાણી ઘટી અને ખર્ચ વધ્યું. અમે કરજદાર થયા છીએ. તો પછી અત્યારે ભાડાના રૂપીઆ ક્યાંથી લાવીએ?

શેઠઃ—છેલ્લાં પાંચ વર્ષથી ભાડું આપો છો તેમાં કાંઇ ઉપકાર કરો છો? ભાડું આપતા હતા ત્યારે તમને કોઇ કાંઇ કહેતું હતું? તમે માંદાં થાઓ કે કામ ના કરો તે અમારો ગુન્હો ગણાય? અમારૂં ભાડું તો તમારે આપવું જોઇએ. એ તો અમારા ભૈયાની ભલમનસાઇથી હું છ મહિના સુધી કાંઈ બોલ્યો નહિ. મેં જાણ્યું કે મગન સારો અને ભલો માણસ હશે. પણ આ તો લુચ્ચો ને હરામી નીકળ્યો. હું આવું છું ત્યારે નાશી જાય છે.

કૃષ્ણાઃ—શેઠજી અમે ભાડું આપવા ક્યા ના પાડીએ છીએ? ફક્ત એક મહિનો થોભી જાઓ. અમારી એટલી વિનંતિ છે.

શેઠઃ—છ મહિના કાંઈ નાનો વાયદો ના કહેવાય. મેં ઘણી વખત કહેવડાવ્યું હતું. પણ તમે લોકોએ માન્યું નહિ. છ મહિના સુધી ભાડું આપવું નહોતું તો પહેલે કે બીજે મહિને ઘર ખાલી

કરવું હતું. તમારા સામાનની કિંમત પુરા દસ રૂપીઆ પણ નથી. ભાડું ત્રીસ રૂપીઆ છે. એ તો મગન કેદમાં જશે ત્યારે દાટેલાં ધન નીકળશે. મને તમારા લોકોની ટેવનો ક્યાં અનુભવ નથી? (ફોજદારને) ફોજદાર સાહેબ, જુઓ આ લોકોનાં ઢોંગ. સિપાઇઓને મગનને શોધવા મોકલો. આપણી ચાલમાં ક્યાંક સંતાઇ રહેલો હોય તો તપાસ કરીએ.

(બધા જાય છે.)

(મગન હાંફતો હાંફતો દાખલ થાય છે.)

મગનઃ—ઓ ઇશ્વર! હવે તો દુઃખનો પાર જ નથી.

કૃષ્ણાઃ—શું થયું? કાંઇ નવું પાછું! (ગભરાઇ જાય છે.)

મગનઃ—અહમદે મારા નામનું પકડવાનું વોરંટ કઢાવ્યું છે. મારી પાછળ બેલીફ ફરે છે. હમણા મને પકડવામાં આવશે. રસ્તામાં લોકોનાં ટોળાને લીધે છટકી ગયો. ઓ પ્રભુ! હવે શું થશે?

કૃષ્ણાઃ—(રડતા રડતાં) અહીં પણ શેઠ સિપાઇઓને લઇને આવ્યા હતા.

(બોલતાં બોલતાં દમ ચઢી આવે છે. ફરીથી લોહીની ઉલટી થાય છે. એટલામાં મગનનો અવાજ સાંભળી શેઠ, ફોજદાર તથા ભૈયો આવે છે.)

શેઠઃ—મગન આવ્યો છે કે? પકડો એને ભૈયાજી.

(ભૈયો મગનને પકડે છે અને દોરડાથી એના હાથ બાંધે છે.)

મગનઃ—(રડમસ અવાજે) ઓ શેઠજી કાંઇ દયા કરો. આ મારી સ્ત્રી માંદી છે. આ મારી છોકરી સામે તો જુઓ. ઘરમાં કાંઇ ખાવા નથી. પૈસા નથી. તેઓ શું કરશે? (આશા આખો વખત હુસકે હુસકે રડે છે. કૃષ્ણા તેને છાની રાખવા મથે છે. પણ તેનાથી જ રડી જવાય છે.)

**શેઠ:**—(સાંભળ્યું ના હોય તે પ્રમાણે) આ લોકોનો સામાન બહાર કાઢો અને તેનું લીલામ કરી વેચી નાંખો.

(ભૈયાજી સામાન કાઢવા માંડે છે. મગનની આંખમાંથી પણ આંસુ નીકળી જાય છે. મહમદે મોદલેસો બેલીફ વોરંટ સાથે આવે છે.)

**બેલીફ:**—ફોજદાર સાહેબ, તમે અહીં ક્યાંથી? આ લુચ્ચાના સરદારને પકડવા આવ્યા હશો. કોણ જાણે કે કેટલાએ ગુન્હા કરતો હશે! અમે એ ચાલ. (વોરંટ બતાવતાં) એ આ તને પકડવાનું વોરંટ.

(ભૈયાજી સામાન બહાર ફેંકતા અટકે છે. બેલીફ મગનને લઈ જાય છે. શેઠ વગેરે ચાલ્યા જાય છે. ભૈયો સામાન ફેંકી દઇ પાછળ જાય છે.)

**કૃષ્ણા**—ઓ દીકરી, તારૂં શું થશે? (તેને સખ્ત તાણુ આવે છે. શરીર ખેંચાઈ જાય છે. બેભાન થઇ જાય છે. 'ઓ મારે' કહી આશા તેના પર ઢળી પડે છે.)

(પડદો પડે છે.)



# ખડક ઉપર

દશળજી પરમાર

અનુષ્ટુભ :

ફરી મેં પાંપણે માંડી આશાઓ અળખામણી;<br>
ફરી મેં પ્હાડરસ્તાની વીંધી ભૂલભૂલામણી.

અથોક થાકતા ભારે લંબાયા સ્હાંજછાંયડા;<br>
ડગલાં દૃઢ દેઇને ચઢયો કરાડ ભેખડા.

એકલી મૂક શાન્તિમાં કાપ્યો પંથ ભયાનક;<br>
અજાણી વાટ આડી ને ખોયો પ્રાણુ અચાનક.

પડયો છું ખડકે, ઊંડે ઊંડે પાતાળ ધૂરકે;<br>
ચિન્તના ચક્ર–આરાઓ મંદ મૂઢ ઉભા રહે.

અધીરી અગ્નની ઝાળે ગાઢુ ચેતન પીગળે;<br>
બળીને જાત બેશુદ્ધ પથ્થર થઇને પડે.



# નવેમ્બરની ડાયરીમાંથી

વિનોદકાન્ત

**તા. ૩ જી:** આજે ...જીને ત્યાં જમવાનું હતું. એ હું ને બે મિત્રો જમ્યા પછી બુદ્ધિની મીજમાનીએ બેઠા. સાહિત્ય સમાજ ને રાજકારણની અનેક વાતો રાતના અગીઆર લગી ચાલી. તેમાં એક વાર, આપણી સાહિત્યચર્ચામાં આજ કાલ જે પાંચ સાત કે પંદર વર્ષના "યુગો" નો ઉલ્લેખ થાય છે, તેની સખ્ત હાસી કરતાં - શંકર પુરા નિર્દોષ ભાવથી કહે: "ભાઈ તમને ખબર છે? હવે તો એકેક દિવસમાં ત્રણ યુગો થવાના છે. સવારે હું વાર્તા લખું ત્યારે .મારો યુગ; બપોરે — ભાઈ એને છાપે ત્યારે એમનો યુગ; ને એ વાર્તા સાંજે તમે ( મારી તરફ જોઈ ) વાંચો ને, ત્યારે તમારો યુગ. શું સમજ્યા?" અમે બધા હસ્યા. પણ હાલની અમુક મનોદશા સામે એ કેટલો સાચો કટાક્ષ છે?

**તા. ૪ થી:**—હાલ મારા સખત વિરોધીમાંથી સખત મિત્ર અને મદદગાર બની ગયા છે. શા માટે બન્યા, એ જાણો છો? પહેલા, મારા ચોક્કસ સિદ્ધાંતોને અનુસરી એમના લેખો હું મારા ચોપાનીઆમાં લેતો નહીં; હવે, ચોક્કસ સંજોગોને અવલંબી, લેખો લઈશ એવું વચન મેં એમને આપ્યું છે. આ નાના સરખા બનાવનો પાઠ એવડો છે: આ દુનિઆમાં સિદ્ધાંતની આંધળી ભક્તિ પોસાય તેમ નથી (જો દુની-આમાં જીવવું જ હોય, કામ કરવું હોય, અને તે કામને અંગે, અસંખ્ય શુભાશુભોની ખીચડી જેવી માણસાઈવાળા માણસો જોડે વહેવાર રાખવો હોય, તો; બાકી ખુવાર જ થવું હોય તો એ માર્ગ તો ખુલ્લો

છે જ, હમેશનો ); અને બીજું એ: " નહીં સ્વાર્થ સમ ચીજ કોઇ ગણી, જગતમાં ... ... ... "

તા. ૬ ઠ્ઠી: આજે ખાનગી બેઠકમાં — નું એક્ટીંગ જોયું. એનાં વખાણ બહુ સાંભળેલાં, પણ જોયું તો આ પહેલી જ વખત. તેઓ જાતે એકલા, ઓછામાં ઓછાં ત્રણ પાત્રોવાળું દશ્ય ભજવતા હતા. આથી એમના મગજને પેંચ તો ખુબ જ પડી. પણ, એ મર્યાદા ધ્યાનમાં લીધા પછી, એટલું તો કહેવું જ જોઇએ કે સંસ્કારી ગુજરાતી જુવાનોમાં આ ભાઈ જેવા આજન્મ એમેચ્યોર કોઈક જ હશે.

તા. ૭ મી: આખી સાંજ — ને ત્યાં કાઢી. તેઓ દલપતરામના ખાસ ઉપાસક છે. મને કહે: " તમે લોકો નર્મદયુગ નર્મદયુગ કહો છો, એ યુગ તો નર્મદાશંકર ને દલપતરામ બેઉનો છે, " – "કેવી રીતે ?" — " એવી રીતે કે નર્મદાશંકરનું કામ ચળવળીઉં વધારે, તેથી એ ગવાઇ ગયા. બાકી પ્રચારકની નજરે જુઓ તો દલપતરામે શું શું નથી કર્યું ?" હું ચકિત થયો. એ આગળ ચાલ્યા: " દલપતરામનો સુધારો એટલે સીવીલીઝેશન, માત્ર સંસાર સુધારો નહીં. એમણે આપણી સંસ્કૃતિનાં ઘણા અંગો વિષે બોધ આપ્યો છે જે આજે પણ સાચો. પણ તમારા સા — સાક્ષરોને કાંઇ વાચવું હોય તો ને ! બાકી જાણીતી વાતો તો નથી કહેતો, પણ દલપતરામે તમારો આજનો દેશી રાજ્યોનો પ્રશ્ન ' રાજ્યવિદ્યાભ્યાસ ' મા જ ઉપાડેલો ને ઉકેલેલો; પછી ... ... ' હુન્નરખાનની ચઢાઇ ' માં ઉદ્યોગની ગુંચ ઉકેલી; ત્યાથી આગળ ચાલ્યા તે ... ... કોમીક કવિતાઓમાં અંત્યજના ને વેદના પ્રશ્નો વિશે પણ લખ્યુ છે. કહો, દલપરામ નમાલા હેતા, તમારા જુદે જુદા સાક્ષરો કહે છે તેમ ?" જવાબમાં મેં નકારનું ડોકું ધુણાવ્યુ. ન્હાનાલાલે 'ગીતા'ના અર્પણમાં જે જે કહ્યું છે તે કેવળ પિતૃભક્તિ નથી એમ લાગ્યું. એ સમયને નર્મદ દલપત યુગ શા માટે ન કહેવો, એ સવાલ પણ મનમાં ઉઠયો.

તા. ૧૦ મી: આપણો શંકરાચાર્યનો અભ્યાસ એવો સરખો જ; પણ હમણાં હમણાં, એક સાહિત્યપ્રચારકના અમુક ભાષણને પ્રતાપે, શંકરની એક લીટી ( ક્યાંક અવતરાયલી વાંચેલ તે ) બહુ સાંભરે છે:

"નિસ્ત્રૈગુણ્યે: પથિ વિચરતાં, કો વિધિ: કો નિષેધ: ?" એટલે કે જે માર્ગમાં સત્વ રજસ્ કે તમસ્, ત્રણમાંથી એકે ગુણ નથી, ત્યાં વિચરનારને માટે વળી વિધિ શા ને નિષેધ શા ?— આ મતનો સ્થૂલાર્થ લેવો કેટલો સહેલો છે ? મહાયુગના પ્રેરનાર, મહાતમોગુણી ફ્રેડરીક નીત્શેની અવળચંડી ફીલસુફી, આપણે ધારીએ તો ઘડીના છઠ્ઠા ભાગમાં ઉપલા કથનમાં વાંચી શકાય, કેમકે એ પણ "પુણ્ય પાપને પેલે પાર" ઉડવાની ઘણી ડાહી વાતો કહી ગયો છે. પણ નિસ્ત્રિગુણ વિશે મને તો એમાંથી એક સંસ્થિતિ વધારે સાચી લાગે છે: કાં તો, ત્રિગુણથી અતિશય ઘેરાયલાં આપણાં મગતરાં — મનોમાં એ દશા સમજવાની તાકાત જ નથી; અથવા તો કોઇ પણ મનોદશામાં રજસ્ ને તમસ્ પેસવાથી જે આઘાત પ્રત્યાઘાત, ઉશ્કેરણી, રંગરૂપનાં વૈવિધ્ય આકર્ષણ, પ્રલોભન, વગેરે ઉત્પન્ન થાય છે, એ બધી ચીજો કેવળ સત્વગુણવાળા એકરંગી અવિચળ જ્યોતિષ્માન નિસ્ત્રિગુણમાં નહીં હોવાથી, તેમાં સત્વગુણનું પણ કાંઇક એવું સૂક્ષ્મ, અનિર્વાચ્ય વિલસન હોવું જોઇએ, જે સંસારી સત્વગુણથી — સેળભેળવાળા સત્વગુણથી નીરાળું જ હોય અને પરમહંસોને જ સુલભ હોય.

**તા. ૧૨ મી :** એક ટીકા કરનાર એવું સૂચવવા ઇચ્છે છે કે દીવાળી અરસાની, 'ધૂમકેતુ' કૃત વાર્તા "હરમાનની દહેરી" છે, તે 'સ્ટ્રેંડ' ના લેખક સેપ્પરમાંથી ઉચકેલ છે. બીજે પક્ષે. આજે 'ધૂમકેતુ' એ પોતે મને વિગતો કહી સંભળાવી, તેમાંએ એમ નીકળ્યું કે એ વાર્તાનું મુખ્ય પાત્ર જે બાઇ છે, તે ઝીંઝુવાડાની અમુક બાઇ પરથી અને દહેરી છે તે વઢવાણની એક દહેરી પરથી એમને સૂચિત થએલી. મતલબ, આ ગુજરાતી વાર્તાને સેપ્પર જોડે સ્નાન કે સૂતક એકે નથી. તે આખી ઘટનાનો સાર એટલો કે જેમ અપહરણ કરનારે ચેતતા રહેવાનું છે, તેમ અપહરણના આતુર પકડનારે પણ, પોતે કોઇક વાર ગોથું ખાઇ જાય નહીં, તેની સંભાળ રાખવાની છે.

**તા. ૧૫ મી:** ગ્રીક નાટકકારોને પ્રિય એવી સ્થલકાલની ને વસ્તુની એકતામાંથી પહેલી બે શેક્સપીઅરે, ને એની પહેલાં ઘણે સૈકે આપણે ત્યાં કાળિદાસે, તોડી એમ આજે વાત પરથી વાત નીક-

ળતાં,—ભાઇ કહેતા હતા. ભારતવર્ષમાં તો વસ્તુની એકતા પણ ભાગવત ને ઋગ્વેદમાં નથી એમ એ કહેતા હતા. તેઓ મોટા વિદ્વાન ને વિચારક, એટલે મારો બીજો ઉપાય શો? બાકી, ઋગ્વેદનાં મંડલોમાં વસ્તુ-એક્તાનો પ્રશ્ન જ ન હોય, મંડલોને એકત્ર કરવામાં આવ્યાં તે કોઇ કળાલક્ષી હેતુથી નહીં, પણ સાચવટના વહેવારુ મુદ્દાથી, એ બધું મેં એમને ઘણું કહી જોયું. પણ એ અમાન્ય જ રહ્યું. એમને સુખ એટલું છે કે મારી અટકળના ટેકામાં હમણાં જ બહાર પડેલ પ્રો. મેકડોનલના "ઇંડીઆઝપાસ્ટ" નો અને પ્રો. રાગોઝીનના "વેદિક ઇંડીઆ" નો જબરદસ્ત આધાર આપી શકાય તેમ છે,

તા. ૧૬ મી : કાલે સુતી વખત વંચાયલા ગાર્ડીનરના એક લેખમાં એમ કહેવાયલું જોયું, કે અનિશ્ચિતતામાં મજા છે, એટલી બીજી કોઇ વસ્તુમાં નથી. આ ખરૂં હશે?—હા અને નાઃ જેવો તમારો સ્વભાવ. તમે સાહસી હો, તો, ગમે તેવી શંકાશીલ સ્થિતિ સબંધી પણ "કુછ પરવા નહીં" નું વલણ રાખી શકો. ને બીકણ હો, તો—બીજું શું? બાર વાગે તમારા, અનિશ્ચિત દશાના ચકડોળ પર ઘુમરી ખાતાં ખાતા એ દશા તમારાં ભાન સાન ભુલાવીને, જીવલેણ નહીં તો લોહીલેણ તો જરૂર અમુક અંશે નીવડે.

તા. ૧૭ મી : એક જુવાન જોધ સ્નેહીના મરણથી વ્યાકુળ મિત્ર મારી પરના પત્રમાં લખે છેઃ "એ મરી ગયા તે સાંજે બધા કહેતા હતા કે ઇશ્વરઇચ્છા બલીયસી. પણ મને એમ થયું કે ઇશ્વર ન હોત ને તેની ઇચ્છાએ ન હોત તો કેટલું સારું? તો અમારા-ભાઇ તો અમારી વચ્ચેથી ન ઝડપાઇ ગયા હોત." પેલા સવાલમાં નાસ્તિકતા લાગે છે, પણ કયા સહૃદય સ્નેહીએ; વિરહનો ઘા તાજો હોય ત્યારે, ઇશ્વર સામે બંડ નથી ઉઠાવ્યું. મરણ એ વસ્તુ જ એવી છે કે ઇશ્વરની જે કલ્પના આપણને કરાવવામાં આવી છે તેની સાથે એ તુરત અથડામણમા આવે છે ને આપણને પણ અથડાવે છે.—હા, ફીલસુફીનાં પણ ચિંતનો કરવા કરાવવાંમાં આવ્યાં છે, ખરૂં પણ એમાંનું કેટલું થોડું ચિંતન આપણ પામર માનવીઓના આત્મા જોડે એક રસ થઇ શક્યું છે? વધારે પ્રચલિત સ્થિતિ તો એ જોવામાં આવે છે કે, ફીલસુફી એ સંકટ સમયે જ ખેંચવાની સાંકળ

હોય તેમ આપણે તેનો ઉપયોગ પોસાં આશ્વાસનોમાં કરીએ છીએ. અસહાય અવસ્થામાં ટેકા તરીકે જે દૃઢ ચારિત્ર્ય ને ખડક સમાન મનોબળ જોઇએ, તે ઉપનિષદો ને શાંકરવેદાંતના દેશમાં શતકો વીત્યા છતાં કેમ નહીં ખીલ્યાં હોય ?

**તા. ૨૦ મી:** ત્રણ ત્રણ અઠવાડીયા થયાં રાજકીય વાતાવરણનો સાગર હેલે ચડ્યો છે. " કમીશન-બૉયકોટ, " "બૉયકોટ-કમીશન" ! અત્યારે તો ભરતી પૂર બહારમા છે. આગળ જતાં જે થાય તે. પણ આ પ્રશ્ન રાજકીય નહીં, એટલો સાંસ્કારિક ગણાવો જોઇએ. આપણી આવી સંસ્કૃતિની આવતી કાલ એના પર જ નથી અવલંબી શું ? કોઇ અઢારમી સદીનો ગોલ્ડસ્મીથ આવીને કદાચ ઉપદેશ આપે, કે " ગમે તેવા રાજ્યતંત્ર હેઠળ પણ સાહિત્યકાર તો સુખી જ હોય. તેણે એમાં ન પડવું" તો એ કેવો, વિચારસૃષ્ટિનો અદ્ભુત વામનજી આજે લાગે ? પણ ખરી વાત એ છે કે હિંદની પરતંત્રતા રાજકીય નથી એટલી સંસ્કારવિષયક વધારે છે. અને સંસ્કાર રક્ષા સાહિત્યકાર નહીં કરે તો કોણ કરશે ? ભૂતકાળમાં બીજા પરદેશીનાં આક્રમણો થયાં ત્યારની પરતંત્રતા હાલના જેવી સર્વદેશી નહોતી. ને એ વખતે પણ વિચારકોએ સ્થિતિરક્ષાના ઉપાય ક્યાં નહોતા લીધા ? નવી પરતંત્રતા જેમ વિશેષ વ્યાપક છે, તેમ તેને મીટાવવાના પ્રયત્નો પણ વધારે સર્વગ્રાહી નજરે કરવાના છે, ને સૌએ પોતપોતાની શક્તિ અનુસાર પોતાના કાર્યક્ષેત્રમા કરવાના છે.

**તા. ૨૧ મી:** "ઈંડીઆઝ પાસ્ટ" જેવું પુસ્તક ગુજરાતીમાં કેમ નહીં લખાતું હોય ? તેમા ખરી રીતે, અત્યાર લગીની આપણી સંસ્કૃતિને લગતી શોધો નો વિવેકસર ને કુશળતાથી, સાદી સબળ શૈલીમાં સંગ્રહ જ થયો છે. એટલું પણ જો ગુજરાતના વિદ્વાનથી ન થઈ શકતું હોય, તો તેણે અવતાર શીદ ધર્યો ?



## રસકાંચ્યો

### રસડાંખળી

બાવળના કાંટાઓ ! ત્હમે પ્રણયના રોમોત્કમ્પ જેવા છો.

∵ ∵ ∵

તૂં શા માટે ભાંગ પીએ છે ?
હા, સ્હમજાયું.
પણે કોઇ રસોઇઆ પકવાન રાંધે છે.
હા, સ્હમજાયું–

∵ ∵ ∵

સનમ ! સાકી ! શરાબ ! માશૂક ! ઇશ્ક ! ત્હમે બધા યે ઉંડા
ભમ્મરીઆમાં પડો, જહન્નમમાં જાઓ.
મ્હારે શી પરવા છે ?

∵ ∵ ∵

અય ધૂળ ! હું કેવો નિષ્ઠુર છું ?
રસ્તે ચાલતાં ત્હમને દાબું છું,
ત્હમને ખીસામાં ભરૂં કે માથે મ્હડાવું ?

∵ ∵ ∵

અય માનવીઓ!

વૃક્ષોને કાપીને ત્હમારાં બારણાં બનાવો છો?
પત્થરને રીબાવીને ચત્રુતર ચણો છો?
માટીને શેકીને છાયા બનાવો છો?

મ્હારે એ નિષ્ઠુર નિવાસગૃહો નથી જોઇતાં.
હું તો મુસાફર છું.

∵ ∵ ∵

સાથક!

હવે ચાલ્યાં જાંઓ. જૂઓ! આપણને બન્નેને એકઠાં જોઇને ઉષા પણ પૂર્વમાં શરમાય છે.

જગતને આપણી અદેખાઇ આવે તે પ્હેલા ચાલ્યાં જાઓ.
જગત ઉંઘે ત્યારે આવજો.
ચાલ્યાં જાઓ. અય સુલતાના!

∵ ∵ ∵

ગોરં ગાલની ગુલાબી ભરેલી કોઇ મદછકેલ નવયૌવનાના મુખનું એક ચુમ્બન મળે તો શી પરવા છે જગતની, સ્વર્ગની કે પુણ્યની?

શું છે પાપ કે પુણ્ય? સદાચાર કે દુરાચાર?
જગતનાં અય મનવી! માણી લે, માણી લે.



## ગંગાયમુનાને—

લલિત

૧

ગંગા! તારા અવનિવહને, જોઉં આકાશિકાનેઃ
ત્યાંથી ઝીલ્યું નભની સુરતા ઝૂલતી સ્મિતસાનેઃ
તારા નીરે ચરિત ચળકે પુણ્ય-સૌન્દર્ય-ભીનુંઃ
તારા તીરે વ્રતતપભર્યાં તીર્થનાં પુષ્પ વીણુંઃ

૨

આરાધિતા પ્રણય ને રમણે સુહાતી—
નારાયણી શી યમુના ઉર-ગીત ગાતી!
સ્નેહેશની સતી સુહાગણ તું કુલાતી:
તારા રસે રસિકતા જગની મહાલાતી!

૩

ગંગાદ્રિથી હિમરસ વહે બદ્રિકેદાર ગંગા—
આનન્દિથી ત્વરિત સરતી ટાળવા ભોગતૃષ્ણા:
તું તો અર્પે જનનીપયમાં જ્ઞાન વૈરાગ્ય સિદ્ધિ—
તૃપ્તિ શાંતિ ભરતી જીવિતે સ્નેહની એ સમૃદ્ધિ!

૪

જન્માદ્રિથી ઉછળતી ઉતરેઃ યમુના!
કૌમારને ક્રીડન કિલ્કિલતી તું શું ના?
સંસારને સરસ તું કરવા મથે ના?
સૌન્દર્યને હસી સુહાવતી તારી વીણા!

# વિકાસવાદ[1] વિષે થોડુંએક

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

વિકાસવાદનો સિદ્ધાન્ત જ્યારથી ઘડાયો ત્યારથી આખી વિચાર સૃષ્ટિમાં એક નવો જ યુગ શરૂ થયો એમ આપણે કહી શકીએ. જેમ કેટલીક શોધોને લઈને આખી યુરોપની સંસ્કૃતિનું વહન જૂદે માર્ગે ગયું, એમ જ આ વાદે બધા વિષયોની ચર્ચામાં એક સર્વસામાન્ય દૃષ્ટિબિંદુ આપ્યું હોય જો કોઈને કોઈ પણ વિષય ઉપર લખવું હોય તો કશું પણ નવું કહેવા જતા પહેલાં એ વિષયનો કેવી રીતે વિકાસ થયો એનું એ પહેલાં નિરૂપણ કરશે. ઐતિહાસિક પદ્ધતિ[2] હવે બધા વિષયોમાં લાગુ કરવામા આવે છે. ભૂત એ માત્ર એક ભૂત જ નથી, પણ સમસ્ત ભૂત ભૂન તરીકે જીવન્ત છે, વર્તમાનમાં એ પથરાય છે, અને એના ફણગા ભવિષ્યમાં ફૂટે છે. આ રીતે કોઈ પણ બાબતના સત્યાસત્ય વિષે, જેમકે રૂઢિ કે રીતરિવાજ વિષે—ચર્ચા કરતાં, એને એના ઐતિહાસિક જડતરમાં જ જોવામાં આવે છે. વિષયનું નિદાન શોધીને જ આગળ જવું એ પદ્ધતિ[3] પણ વિકાસ-વાદે જ શીખવી છે. પણ ઇતિહાસમાં તો આ વાદનો પણ વિકાસ થયો છે, એટલે વિકાસવાદના મૂળ સિદ્ધાન્ત ઉપર આવતા પહેલાં ઇતિહાસમાં આપણી નજરે એ ક્યાં ક્યાં ચડે છે એ આપણે ટુંકમાં જોઈશું.

અમુક જાતનો વિકાસવાદ તો જીવનના પ્રત્યક્ષ અનુભવમાંથી જ હરકોઇ માણસને મળી આવે છે. છોકરૂં જન્મે છે, મોટું થાય છે અને મરે છે. બીજમાંથી ઝાડ થઇ એને ફુલ અને ફળ થાય છે અને આપણે પાછા બીજ પાસે આવીએ છીએ. દૂર દૂર પણ મનુષ્યને એક એવો અસ્પષ્ટ ભાવ તો રહે જ છે કે આખી સૃષ્ટિ આવા જ

૧ Theory of Evolution. ૨ Historical Method. ૩ Genetic method.

ચક્રમાં ફર્યા કરે છે- જો કે આ જાતનું કુતૂહલ એવું છે કે એ ગમે તેમાં પરિણમે. એમાંથી ફીલસુફી નીપજે કે પછી સર્જન શક્તિ કાવ્યમાં કે કળામાં જ ઢળે. પણ આપણે અહિં એની સાથે સંબંધ નથી.

ઇ. સ. પૂર્વેના ગ્રીક લેખકો.

પહેલ વહેલાં ગ્રીક ફીલસુફ એનેક્ઝાગોરાસ—જે અનંતતાને આ વિશ્વનું આદ્ય કારણ માનતો—તેણે એક જગ્યાએ કહ્યું કે મનુષ્ય કોઇ જળચર પ્રાણીમાંથી ઉતરી આવ્યું છે; અને પૃથ્વી પહેલાં પ્રવાહી સ્થિતિમાં હતી. હરકોઈ પ્રાણી કોઈ બીજાને અન્યાય કરીને જ જીવી શકતું એમ એનું માનવું હતું. અને વિશ્વના નિયમ પ્રમાણે એ બધા અન્યાયોનો જવાબ આપીને જ પ્રાણી મરી જતું એટલે કે પાછું અનંતતામાં ભળી જતું. આપણે જો ધારીએ તો આમાંથી એમ તારવી શકીએ કે એનેક્ઝાગોરાસને ડાર્વિનની માફક જીવનમા જીવવા માટે જ કેટલી મારામારી (જીવનકલહ) છે એનું કંઇક ભાન હતું. પણ એનેક્ઝાગોરાસની ફીલસુફીનું નિરૂપણ કરતાં આટલે દૂર આપણે જઇ શકીએ એમ લાગતું નથી. એક બીજા ગ્રીક ફીલસુફને તો કલહ જ જીવનની ઉત્પત્તિનું મૂલ થઈ પડ્યું. એનું નામ તે હીરેક્લાઇટાસ. હોમર અને હીસીયડ પોતાની કવિતામાં એમ ગાતાં કે દેવો અને મનુષ્યોમાથી જો કલહ અને લડાઇ નાશ પામે તો કેવું સારૂં! આથી હીરેક્લાઇટાસને મન તેઓ અજ્ઞાન હતા. એનો કલહનો સિદ્ધાન્ત કંઈ સાધારણ માણસ કલ્પે એવો નહિ, પણ વિશ્વવ્યાપી હતો. વિરુદ્ધ ગુણો હંમેશાં એક બીજાને ખેંચે છે એટલું જ નહિ પણ તેઓનું તાત્ત્વિક સ્વરૂપ એક જ છે એમ એ માનતો. જીવનવ્યાપારો બે વિરુદ્ધ શક્તિઓના સમતોલપણામાં ચાલ્યા કરતા. જીવનને નદીના પ્રવાહની સાથે એ સરખાવતો અને લગભગ હાલના ફ્રેંચ ફીલસુફ બર્ગ્સનની જેમ એ કહેતો કે એકની એક નદીમાં આપણે બે વાર પગ ન મૂકી શકીએ, કારણ પાણી વહે જ જાય છે. જીવનની ગઇ ક્ષણ તેમજ પાછી આવતી નથી.

પણ આ બધાને માત્ર જૂદા જૂદા તર્ક જ માનીએ. ગ્રીસના ઘરમાં એરીસ્ટોટલ આવ્યો ત્યા સુધી માત્ર જ્ઞાનનો ખીચડો જ ભર્યો હતો. એ બધું જ્ઞાન એરીસ્ટોટલે વ્યવસ્થામાં મૂક્યું. જૂદાં જૂદાં શાસ્ત્રો ઉપર પુસ્તકો લખનાર એ પહેલો ફીલસુફ થયો.

પ્રાણીઓને એ જ્યારે સામાન્ય વર્ગોમાં ગોઠવે છે ત્યારે એનામાં ઊંડી સમજણ હતી એ આપણે જોઈ શકીએ છીએ. દાખલા તરીકે વ્હેઈલને એ માછલીઓના વિભાગમાં નાખતો નથી, પણ આચળવાળાં પશુઓના વિભાગમાં નાંખે છે, અને તેવી જ રીતે, ચામાચીડીયું જો કે ઊડે છે, તોપણ તેને ઉપરના વર્ગમાં જ ગોઠવે છે. આનાથી આગળ જઈ જ્યારે એના વિકાસવાદ આગળ આપણે આવીએ છીએ ત્યારે આપણા અત્યારના સમસ્ત જ્ઞાનોપચયના આધારે કદાચ એને વિકાસવાદ જ ન કહી શકીએ. કારણ એના મત પ્રમાણે પ્રાણીઓનો વિકાસ ગોળ ગોળ ચક્રમાં ફર્યા કરતો. ઉપર કહ્યું તેમ, બીજમાંથી વૃક્ષ થાય અને તેમાંથી પાછું બીજ થાય અને અનંત કાળ સુધી આનો આ ક્રમ રહ્યા કરે. પ્રાણીઓમાં માત્ર વ્યક્તિઓ વિકાસ પામતી, પણ એના મત પ્રમાણે એક જાતના પ્રાણીનો વિકાસ બીજી જાતમાં પરિણામ પામતો નહિ. જાતિ તો સ્થિર અને પોતામાં પૂર્ણ જ હતી.

આ જાતનો વિકાસવાદ ગ્રીક શીલ્પસૃષ્ટી અને કળામાં બરોબર ગોઠવાઇ રહે છે. ગ્રીક વિચારકોએ ઘણા વર્ગોથી અમુક અમુક દ્વંદ્વો ગોઠવી કાઢ્યાં હતાં. એમાના કેટલાક નીચે પ્રમાણે હતાં:—

| | | | |
|---|---|---|---|
| એકી | બેકી. | પૂર્ણ | અપૂર્ણ. |
| વર્તુળ | સીધી લીટી. | જાતિ | વ્યક્તિ. |

ગ્રીક લોકોની બુદ્ધિ પણ કળામય હતી. જે પોતામાં જ સમાપ્ત રહે એને પૂર્ણ અને સુંદર કહી શકાય, એટલે જે વસ્તુને અનંત સુધી લંબાવી શકાય એ અપૂર્ણ ગણાતી. આ રીતે વ્યક્તિ અપૂર્ણ ગણાઈ, અને વ્યક્તિનું જીવન જન્મથી તે મૃત્યુ સુધી એક સીધી લીટીમાં દોડે જતું. પણ બધી વ્યક્તિઓનાં જીવન મળીને જાતિનું એક પૂર્ણ વર્તુળ બનતું, કારણ જાતિ પોતામાં જ સમાપ્ત રહેતી. આકાશમાં તારાઓ જેમ ગોળ ફર્યા કરે તેમ જાતિનો વિકાસ એક ચારે-બાજુથી-બંધ વર્તુળમાં જ થયા કરતો. એનું બળ કેન્દ્રાપગામી થઈ બીજી જાતના વિકાસ થવા પામતું નહિ.

એટલા માટે એરીસ્ટોટલને વનસ્પતિનો, પ્રાણીનો અને મનુષ્યનો, એમ ત્રણેના પ્રાણ—અથવા જીવનતત્ત્વો એક એકથી જુદાં કલ્પવાં પડ્યાં. આ માર્ગ આપણને એની શીલ્પસૃષ્ટીમાં લઈ જાય છે, મારે

અહીંથી જ છોડી દઈશું. છેવટમાં, એનું કુદરતનું નિરીક્ષણ એટલું વિશાળ હતું, અને કેટલીક વાર એવા દાખલાઓ ઉપર એ આવી ચડતો કે એને કઈ જાતિમાં મૂકવા એ એને સમજાતું નહિ; ત્યારે એવી વ્યક્તિઓને એ "રાક્ષસ" અથવા "કુદરતના ખેલ" કહેતો. (Sport અથવા freaks of Nature.)

**મધ્યકાલીન યુગ.**

એરીસ્ટોટલે એટલું બધું લખ્યું કે એના ભાર નીચે એના શિષ્યો ચગદાઈ ગયા. ત્યાર પછી તો ક્રીશ્ચાનીટી આવી અને બાઈબલમાં બંધ બેસે એ રીતે જ એણે વિકાસવાદનું સમર્થન કર્યું. આમાં એરીસ્ટોટલ એમને બહુ મદદગાર થઈ પડ્યો. કારણ સૂર્ય અને નક્ષત્રમંડળ પૃથ્વીની આસપાસ ફરે, અને પૃથ્વીપર મનુષ્ય સર્વ કુદરતનું કેન્દ્ર, અને બાઈબલ પ્રમાણે ઈશ્વરે જ એને પોતાના સ્વરૂપમાં ઘડેલો એટલે એ માત્ર ભ્રષ્ટ થયેલો ફીરસ્તો જ ગણાતો. ત્યાર પછી હાલ જ્યારે ડાર્વિન સાહેબે એમ કહ્યું કે મનુષ્ય તો વાંદરામાંથી વિકાસ થઈ ઉતરી આવ્યો છે ત્યારે એક અંગ્રેજ પાદરીએ સત્તરમા સૈકામાં પૂર્ણ વિદ્વત્તાથી એટલું બધું સાબીત કરી આપ્યું કે ઈ. સ. પૂર્વે ૪૦૦૪ના વર્ષમાં ઑક્ટોબરની ત્રેવીસમી તારીખે સવારના નવ વાગે ત્રિમૂર્તિએ મનુષ્યને ઘડ્યો[૪]! આવી જ રીતે રોમની પડતી પછી કેટલાય સૈકા સુધી ખ્રીસ્તી ધર્મના મોટા મોટા અધિકારીઓની બુદ્ધિ સૂર્યમંડળના ગૃહોની ગતિની ગણત્રી કરતાં એક ઉપર એક એમ ૭૬૦ જેટલાં એપીસાયકલો ઘડવામાં એરીસ્ટોટલે કરેલા એક મોટા માંડામાં જ પૂરાઈ રહી.

**અર્વાચીન ફીલસુફી.**

યુરોપમા જ્યારે જાગ્રતિ આવી અને ખગોળ વિદ્યા અને ભૌતિક શાસ્ત્ર "ધરમના" જુલમમાથી છૂટયાં ત્યારે જ કંઈક માણસોના મન મુક્ત થઈ જૂદી જૂદી દિશાઓમાં જવા લાગ્યાં. આ વખત દરમીઆનં વિકાસવાદનો સિદ્ધાન્ત એક તરફ ફિલસુફીમાં ગુંથાએલો આપણી નજરે ચડે છે અને બીજી તરફ ભૌતિક ક્ષેત્રમાં નિરીક્ષણથી ધીમે ધીમે તે અગ્ર સ્થાને આવતો માલુમ પડે છે. સત્ત-

૪ હજી પણ બાઈબલનો ઈશ્વરે-મનુષ્ય-સર્જ્યાનો સિદ્ધાન્ત અને વિકાસવાદ વચ્ચે લડાઈ ચાલ્યા કરે છે. થોડા જ વખત પહેલાં ઇંગ્લાંડના બે પાદરીઓ આ વિશે લડી પડયા હતા.

૨મા સૈકાના પહેલા દસકાઓમાં ફ્રેંચ ફીલસુફ દેકાર્ટે (૧૫૯૬-૧૬૫૦) બ્હીતાં બ્હીતાં પણ એવો સિદ્ધાન્ત રચ્યો હતો કે વિશ્વના બધા પદાર્થો તથા પ્રાણીઓ મૂળ એક રસ-દ્રવ્યમાંથી ક્રમે ક્રમે અધિભૌતિક રીતે જ વિકાસ પામ્યાં છે. આ પછી યાહુદી ફીલસુફ સ્પીનોઝાના (૧૬૩૨-૧૬૭૭) મત પ્રમાણે આખા વિશ્વનું અધિષ્ઠાન જે આધિભૌતિક સૃષ્ટિમાં જડ દ્રવ્ય તરીકે આપણને આવિર્ભૂત થાય છે અને આધ્યાત્મિક સૃષ્ટિમાં ચેતનાના[૫] સર્વ વ્યાપારોનું રૂપ પકડે છે એ એક જ છે. જર્મન ફીલસુફ લાયબ્નીઝે પોતાની ફિલસુફીમાંથી વિશ્વમાં વ્યાપેલા સાતત્યનો સિદ્ધાન્ત[૬] ભૌતિક શાસ્ત્રીઓને આપ્યો. અને જર્મન ફિલસુફ કાન્ટને (૧૭૨૪-૧૮૦૪) ઝાંખી થઈ કે નેબ્યુલા કે નિહારીકામાંથી આખું વિશ્વ ક્રમે ક્રમે પ્રથક્કરણ પામી ઉત્પન્ન થયું છે. એણે એક જગ્યાએ એમ પણ કહ્યું છે કે હાલનાં વાંદરામાંથી ભવિષ્યમાં કદાચ કોઇ ઊંચી કોટિનું પ્રાણી પણ થાય. વળી ફ્રેંચ ખગોળવેત્તા લાપ્લાસથી આગળ જઇને કાન્ટે કહ્યું કે "જો કોઇ મને જડ દ્રવ્ય આપે તો હું એને આખી પૃથ્વી કરી આપું" પણ આ નિયમ પ્રમાણે જીવતા પ્રાણી ન થઈ શકે એમ એનું કહેવું હતું, કારણ જીવનતત્ત્વ જ કંઇ અલૌકિક છે.

અત્યાર સુધી આપણે વિકાસવાદનું નિરૂપણ ફિલસુફીના ક્ષેત્રમાં થતું જોયું. હવે પછી જીવનશાસ્ત્રના વિશેષ ક્ષેત્રમાં વિકાસવાદનું સમર્થન કેવી રીતે કરવામાં આવ્યું તે આપણે જોઈશું. જીવનશાસ્ત્ર[૭] વિશ્વના સમસ્ત જીવનને પોતાનો વિષય ગણે છે અને જીવનતત્ત્વ પૃથ્વીના જે જે જીવતા પ્રાણીઓમાં વ્યક્ત થતું માલમ પડે છે તે તે પ્રાણીઓની ઉત્પત્તિ અને વિકાસ કેમ થયાં એનું નિરૂપણ પણ એમાં કરવામાં આવે છે. પણ આપણે ખાસ આ માર્ગ ઉપર ચઢીએ તેના પહેલાં એ જરા જોઇ જઇએ કે એવી કઈ બાબતો શાસ્ત્રીઓના લક્ષ પર ચઢી કે જેથી એમને વિકાસવાદનો સિદ્ધાન્ત સૂઝ્યો.

---

૫ Consciousness ૬ Doctrine of continuity. ૭ Biology.

**જીવનવિકાસની સાબીતીઓ.**

પ્રાણીઓની જૂદી જૂદી જાતોનો વિકાસ થયો છે એ નિર્વિવાદરૂપે સ્થપાયું એમાં કેટલાંએક શાસ્ત્રોએ બહુ મદદ કરી છે, અને તેમને આપણે જરા ઉપરછલાં જોઈ જઈશું.

એક તો ભુસ્તરવિદ્યા. હજારો વર્ષો પૂર્વે મરી ગયેલાં પ્રાણીઓ પૃથ્વીના પડમાં પત્થર જેવાં કઠણ થઈ જાય છે. પૃથ્વીમાં તેઓ જેમ જેમ ઊંડે ખોદતા ગયા તેમ તેમ આવાં ઘણાં નવાં પ્રાણીઓ જડયાં. આમાંનાં કેટલાંક પૃથ્વીના પડ પરથી હાલ નાબૂદ થઇ ગયાં છે, અને બીજાનાં રૂપો બદલાયાં છે. એક રીતે જોતાં પહેલાં મનાતું હતું તેમ પૃથ્વીપરનો જીવનવિકાસ કંઇ બહુ સાદી રીતે થયો હોય એમ લાગતું નથી. બીજી તરફથી જે કેટલાંક પ્રાણીઓના વિકાસમાં અનુસંધાનની કડીઓ જડતી ન હતી તે જડી છે. આનો સારામાં સારો દાખલો આર્કીઓપ્ટેરીૅ[૮] નામના પ્રાણીનો છે. આ પરથી હવે સિદ્ધ થયું છે કે પક્ષીઓ પેટે ચાલનારાં સર્પ જેવા પ્રાણીમાંથી ઉતરી આવ્યા છે.

જો જીવનશાસ્ત્રે વિકાસવાદનો સિદ્ધાન્ત સ્થાપ્યો ન હોત તો હક્સલે સાહેબે કહ્યું છે તેમ ભૂતજીવનસ્વરૂપોનું નિરૂપણ કરનાર શાસ્ત્રને–પુરાકલ્પજીવવિદ્યાને[૯] એ સિદ્ધાન્ત શોધી કાઢવો પડયો હોત. કારણ પ્રાણીઓનો વિકાસ થયેલો ત્યાં સ્પષ્ટ નજરે પડે છે. પક્ષીઓ શામાંથી ઉતરી આવ્યા છે એ આપણે ઉપર કહ્યું. નહિ ઘણાં વર્ષો પૂર્વે હાલ છે એના કરતાં બહુ મોટું હતું અને આપણો ઘોડો માત્ર અગીઆર ઇંચ જેટલા ઉંચા પ્રાણીમાંથી આવેલો થયો છે અને એના પંઝાનો ચાલી ચાલીને દાબડો થઈ ગયો છે !

ભૌગોલિક રીતે પ્રાણીઓ અને પક્ષીઓ કેવી રીતે પૃથ્વીપર વેરાયા છે એ બાબત પણ વિકાસક્રમના નિરૂપણમાં મદદ કરે છે. પૃથ્વીની સપાટીપર પ્રાણી ઉષ્ણકટિબંધમાંથી શીત તરફ જાય તોપણ અમુક ફેરફારો એનામા થાય છે. આ પ્રમાણે પ્રાણીઓ બે રીતે પૃથ્વીની સપાટીપર વ્હેંચાય છે: એક ભૌગોલિક રીતે ,અને બીજી ભૂતકાળમા વિકાસ પામતાં પામતાં પ્રાણીઓ બીજી જગ્યાએ જાય તે રીતે.

૮ Archæopteryx. ૯ Palæontology.

વિકાસવાદના નિરૂપણમાં ગર્ભવિદ્યા[૧૦] તરફથી મોટી મદદ મળી છે. ખરી રીતે તો છેલ્લાં પચાસ વર્ષથી જ આ વિદ્યા ઉપર ખાસ ધ્યાન અપાયું છે. તો પણ ફૉન બૅર જર્મનીમાં ઇ. સ. ૧૭૯૨–૧૮૭૬ માં થઇ ગયો, તેણે પહેલવહેલાં અવલોકન કરી કહ્યું કે જૂદી જૂદી અવાન્તર જાતોની ગર્ભાવસ્થામાં બહુ જ સામ્ય છે. એના કાલને લઇને એ વિકાસવાદી થઇ શક્યો નહિ. ફૉન બૅરથી આગળ જઇ હવે ગર્ભવેત્તાઓએ સૂક્ષ્મ અવલોકન કરી જોયું છે કે દરેક પ્રાણી એના પૂર્વજો વિકાસક્રમમાં જે જે રૂપોમાંથી પસાર થયા હોય તે તે રૂપોની કહાણી જન્મ પહેલા ગર્ભાવસ્થામાં કહી જાય છે.[૧૧] સ્થળચર કરોડવાળા પ્રાણીઓને ગર્ભાવસ્થાના શરૂઆતના દિવસોમાં શ્વાસ લેવા માટે ફુક્કાઓ હોય છે. મનુષ્ય પણ આમાં અપવાદ રૂપ નથી; એને પણ ગર્ભના ત્રીજા અઠવાડીઆમાં આ ફુક્કાઓ હોય છે. બીજી રીતે પણ સ્થળચર પ્રાણીઓનું શારીરિક બંધારણ જળચળ માછલીઓના જેવું હોય છે. આ શોધ ઉપરથી જીવનશાસ્ત્રીઓએ બહુ બહુ આશાઓ બાંધી હતી. જર્મીઅરે સેઇન્ટ-હિલેરે અને બીજા એકે એવો સિદ્ધાન્ત પણ બાંધ્યો કે ઉંચી કોટિના પ્રાણીના વિકાસનો રોધ થાય તો નીચી કોટીના પ્રાણી તરીકે એ જીવે![૧૨] થોડુંક વિષયાન્તર થાય તો પણ મને કહેવાનું મન થઇ જાય છે કે આજ સિદ્ધાન્ત વૉલ્ટર બેજોટ ઇતિહાસમાં લાગુ પાડે છે અને કહે છે કે પૂર્વની બધી સંસ્કૃતિઓ માત્ર થોડે સુધી વિકાસ પામી પછી કુંઠિત અવસ્થામા જ પડી રહી છે.[૧૩] ઉચી કોટિના પ્રાણીની ગર્ભાવસ્થાની એક સ્થિતિ, અને નીચી કોટિના પ્રાણીનું સ્થાયી રૂપ અને રચના એ બે વચ્ચે વિશેષત્વવાળું નહિ પણ સામાન્ય સામ્ય છે. જીવનશાસ્ત્રીઓની બધી આશાઓ પૂર્ણ થઇ નહિ એનું એક કારણ એ છે કે ગર્ભવિદ્યાનુ નિરૂપણ શરીરશાસ્ત્રીઓએ[૧૪] કરવું જોઇએ. ઈંડાના જીવન બીજ[૧૫]મા

૧૦ Embryology. ૧૧ Theory of Physical Recapitulation.
૧૨ Doctrine of 'arrest of Development.'
૧૩ 'Physics and Politics'–'arrested civilizations.'
૧૪ Physiologists
૧૫ cell.

પહેલાં તો માત્ર સાદી રીતે જ વૃદ્ધિ થાય છે. એટલે કે એકમાંથી બે, બેમાંથી ચાર, ચારમાંથી આઠ એમ જીવનઅંશો[૧૬] વધે છે. પણ અમુક કાલ પછી ૧, ૨, ૪, ૮,–એવી સાદી પદ્ધતિએ વિકાસ થતો નથી પણ નવા ગુણો અને તત્ત્વો એમાં ઉત્પન્ન થાય છે. આથી પ્રશ્ન બહુ કઠિન સ્વરૂપ પકડે છે અને માત્ર જીવનશાસ્ત્રીઓ જ એનો ઉત્તર આપવા સમર્થ નથી.

**સૃષ્ટિવિકાસ વિષે કેટલાક તર્કો.**

પુરાકલ્પજીવવિદ્યા, પ્રાણીઓનો ભૌગોલિક વિસ્તાર તથા ગર્ભવિદ્યાની વિગતો, ઉપર કહ્યું તેમ વિકાસ થયાનો પુરાવો આપે છે. આપણી આગળ મૂળ નિરૂપણની વસ્તુ એ છે કે–એ વિકાસ કેવી રીતે થયો? વિજ્ઞાન શાસ્ત્રમાં હરકોઇ તર્ક[૧૭] સિદ્ધ નહિ તો સર્વમાન્ય થાય તે માટે એ શાસ્ત્રની રીતિએ જ એનું નિરૂપણ કરવું પડે છે. તર્કનો ગમે તેવડો મોટો માંડવો રચ્યો હોય પણ જો છેવટે પ્રત્યક્ષ પ્રમાણથી એ સિદ્ધ ન થઈ શકે તો બધું નકામું. વિજ્ઞાનના ક્ષેત્રની બહાર જઇ ઉપરના અંગ્રેજ પાદરીની જેમ આપણે એમ કહીએ કે સર્વ પ્રાણીઓને ઈશ્વરે સરજ્યાં છે, તો વિજ્ઞાન આપણા તર્કને બિલકુલ માન આપશે નહિ. કારણ દરેક સત્ય પ્રત્યક્ષાભિમુખ જ છે. પુરાકલ્પજીવવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, બધાં જેમ જેમ આગળ વધતા ગયાં તેમ તેમ વિકાસવાદના સમર્થનમાં મદદ મળે એવી વિગતો એકઠી થતી ગઈ. પછી જ્યારે વિકાસવાદનો સિદ્ધાન્ત લગભગ સર્વમાન્ય થતો આવ્યો, ત્યારે બાઇબલ પ્રમાણે ઈશ્વરે નોઆહના વહાણમાં મૂળથી આખી જીવનસૃષ્ટિનાં બીજ ભર્યા હતાં એ ધાર્મિક માન્યતાએ એવું જ બીજું વિચિત્ર સ્વરૂપ પકડ્યું. એ બીજી માન્યતા પ્રમાણે ઈશ્વર જૂદી જાતો સર્જવા જૂદા જૂદા દેશોમાં ગયો[૧૮] કાન્ગારૂ એણે ઓસ્ટ્રેલીઆમાં જ કર્યું અને

---

૧૬ geometric series માં

૧૭ Hypothesis.

૧૮ Doctrine of 'Specific centres of creation.'

જીવા આફ્રિકામાં જ. વિકાસવાદ વિરુદ્ધના જૂના ખ્રીસ્તી મતના આ મરણોદ્‌ગાર હતા. એક ખાલી સિદ્ધાન્ત પણ મરતાં મરતાં જીવવાની કે ટકી રહેવાની કેટલી કોશીશ કરે છે તે આપણે આમાં જોઈ શકીએ છીએ.

આપણે ઉપર ફિલસુફીના વૃક્ષને આધારે વિકાસવાદની વેલીને ચડતાં જોઈ. જર્મન ફીલસુફ કાન્ટ પછી એનો ઉછેર ખાસ જીવનશાસ્ત્રના ક્ષેત્રમાં થતો આપણે જોઈએ છીએ. એ શાસ્ત્ર વિશ્વના સમસ્ત જીવનને પોતાનો વિષય ગણે છે. અને જીવન તત્ત્વ પૃથ્વી પર જે જે જીવતાં પ્રાણીઓમાં વ્યક્ત થતું માલમ પડે છે તે તે પ્રાણીઓની ઉત્પત્તિ અને વિકાસનું નિરૂપણ કરે છે.

કાન્ટ સમસ્ત નિર્જીવ સૃષ્ટિ જડદ્રવ્યમાંથી ઉત્પન્ન થઈ છે એમ કહેતો, પણ એક સજીવ પ્રાણીની આગળ કોઈ અલૌકિક આશ્ચર્યમાં એ અટકી પડતો.[૧૯] દેકાર્ટને મન તો સશરીર પ્રાણીઓમા જીવ કે મન એવું કશું ન હતું, પણ કાન્ટ જીવન વ્યાપારો જડ દ્રવ્યમાંથી નીપજાવી કઢાય એવા નથી એમ માનતો. જડ દ્રવ્યમાંથી જીવન તત્ત્વની ઉત્પત્તિ કોઈ પણ રીતે સંભવે કે નહિ એ પ્રશ્ને જીવનશાસ્ત્રીઓના બે પક્ષમાં ભાગ કરી નાખ્યા છે[૨૦] એ આપણે આગળ ઉપર જોઈશું. ઉપરનો ગૂઢ પ્રશ્ન બાજુપર મૂકીને જીવનવ્યાપારોનું વિજ્ઞાનની રીતે નિરૂપણ કરવા માટે કોઈ એમ કહે કે આપણે પહેલેથી જ જીવન તત્ત્વના અણુઓ કલ્પિએ; તો જીવનતત્ત્વના અણુઓના સંઘાતથી થતા પ્રાણીની ઉત્પત્તિ, વિકાસ અને મૃત્યુ આધિભૌતિક રીતે જ સમજાવી શકાય. ભૌતિક શાસ્ત્ર એમ કહે છે કે દરકોઈ પદાર્થ ઉપર બે નિરાળી શક્તિઓ જૂદી જૂદી દિશામા ખેંચાણ કરે તો તે પદાર્થ એ બે દિશામાંથી કોઈ એકમા ન જતા એની વચ્ચેના કોઈ એક ત્રીજે જ માર્ગે જશે; એમજ જીવનતત્ત્વના અણુઓના સંઘાત પ્રત્યાઘાતમાંથી પ્રાણીની જીવનવૃદ્ધિનો માર્ગ આપણે ચોક્કસ કરી શકીએ.

---

૧૯ એ સજીવન પ્રાણીને એક 'wonder' કહેતો.
૨૦ Biogenesis: જીવાત્જીવવાદ Abiogenesis; અજીવાત્જીવવાદ.

પ્રાણીઓની વૃદ્ધિનું નિરૂપણ કરવામાં ફ્રેંચ શાસ્ત્રી બફ્ફન ઉપરની જ પદ્ધતિ પકડે છે. (૧૭૪૯). એ જીવનતત્ત્વના અણુઓને[21] ભૌતિક પરમાણુઓની માફક જ વિશ્વમાં વ્યાપેલાં કલ્પે છે. જર્મન ફિલસુફ લાયબ્નીઝ વિશ્વના અંતિમ તત્ત્વને અભેદ્ય નીરન્ધ્ર ચિદ્ અણુઓરૂપ વ્યક્તિઓ[22]માં વહેંચી નાંખે છે, એનું જ અધિભૌતિક પ્રતિબિંબ આપણને બફ્ફનના સિદ્ધાંતમાં દેખાય છે એ આપણે ભવિષ્યવાર લાયબ્નીઝની ફીલસુફી જોઈશું તો સમજાશે.

**અવયવી, પરિસ્થિતિ, અને ધર્મ.**

વિકાસવાદના ખાસ નિરૂપણમાં આપણે કેટલીક પરિભાષાથી પરિચિત થવાની જરૂર છે. ઉપર કહ્યું તેમ જીવનશાસ્ત્રનો વિષય તે જીવનતત્ત્વ છે, પણ વિશ્વનું સૂક્ષ્મ જીવનતત્ત્વ આપણને પ્રાણીઓમાં જ મૂર્ત થયેલું માલુમ પડે છે. દરેક પ્રાણીને અવયવો હોય છે; અને જુદા અવયવોના [23]ધર્મો નિરાળા હોય છે. તોપણ એ બધાં ધર્મોનું ઐક્ય પ્રાણી સાધે છે. બીજાં બધા અવયવો, પેટ માત્ર બેઠું બેઠું ખાયા કરે એટલા માટે એની ઈર્ષ્યા કરી પોતાની બધી ચેષ્ટાઓ બંધ પાડે તો સમસ્ત શરીર ક્ષીણ થાય એ તો આપણે બાળકોને કહેવાતી વાર્તામાં જ જોઈએ છીએ. પરમાણુઓના એક ઢગલા જેવું પ્રાણી નથી પણ તેનામાં એકત્વનું તત્ત્વ રહેલું છે. પ્રાણીને અવયવો છે એટલા માટે આપણે એને અવયવી પ્રાણી કહી શકીએ. અથવા ટુંકામાં માત્ર અવયવી પણ કહી શકાય.

અવયવી જ્યારે જન્મે છે ત્યારે એ વિશ્વમાં એકલું જ નથી હોતું. બીજાં જીવન્ત પ્રાણીઓ તથા જડ સૃષ્ટિમાં એનું સ્થાન નિયત થએલું હોય છે. એને જેમ એના માબાપ તરફથી અમુક શરીરના બંધારણ રૂપ વારસો મળે છે તેમ બાહ્યસૃષ્ટિ પણ એની ચારે બાજુએ હોય છે. આ બધી આપણે એની પરિસ્થિતિ[24] કહીશું.

---

[21] 'Molecules Organique.'
[22] 'Windowless Monads.'
[23] function [24] Environment.

કોઈ પણ પ્રાણી એની પરિસ્થિતિની સાથે સંબંધમાં આવ્યા વગર જીવી શકતું નથી. એવા સંબંધમાં આવ્યા વગર પ્રાણીનું જીવન ઠાલી[૨૪] અને ક્ષીણ થઇ જાય. પ્રાણી પોતાનો ખોરાક એની પરિસ્થિતિમાંથી મેળવે છે, કે ભુખે મરે છે; અને એ પ્રમાણે એની વૃદ્ધિ કે નાશ થાય છે. પ્રાણી અને તેના પરિસ્થિતિ વચ્ચે આઘાત પ્રત્યાઘાત થયા કરે છે. આ સંબંધ રોજ નવું સ્વરૂપ પકડે છે. કોઇ દિવસ પ્રાણીપર બાહ્ય સંજોગો ચઢી બેસે છે, તો કોઇ વાર પ્રાણી સૃષ્ટિપર જીત મેળવે છે.

ઉપર આપણે જોયું કે પ્રાણીના અવયવોના જૂદા જુદા ધર્મો છે. એ બધા ધર્મો કેન્દ્રવર્તી છે અને એ તમામ અવયવીના જીવંતનું લક્ષ્ય સાધે છે. આપણે બહુ ઊંડા ન જતાં એટલું જ અહીં કહીશું કે દરેક પ્રાણીનું લક્ષ્ય જીવવાનું હોય છે. જીવન એક એવું તત્વ છે કે એની વિરુદ્ધની–મૃત્યુની દશા એક વિકલ્પ તરીકે પણ જીવનની સામે ટકી શકતી નથી. જીવવુ કે મરવું એવો પ્રશ્ન માત્ર મનુષ્યની જ સામે અને તે પણ કોઇક જ વાર આવીને ઉભો રહે છે. દરેક પ્રાણીનું લક્ષ્ય જીવન હોઇને આપણે કહી શકીએ કે એ લક્ષ્ય એ એના ધર્મવડે સાધે છે. પણ આ ધર્મ શબ્દનો અર્થ આપણે વધારે સ્ફુટ કરવાની જરુર છે કે કંઈ ગોટાળો થવા સંભવ ન રહે. દરેક અવયવોના જુદા જુદા ધર્મો હોય છે તે આપણે કહ્યું. એવી જ રીતે સમસ્ત અવયવી–નો પણ ધર્મ હોય છે. એ ધર્મમાં અવયવી એની પરિસ્થિતિને લઇને પ્રવૃત્ત થાય છે. બીજી રીતે કહેવું હોય તો એમ કહેવાય કે અવયવી અને એની પરિસ્થિતિ એ બે વચ્ચેનો જે સંબંધ તે ધર્મ[૨૫] આ ઉપરથી સ્પષ્ટ દેખાશે કે અવયવી અને એની પરિસ્થિતિ ધર્મ-પ્રવૃત્તિદ્વારા એક બીજાને અસર કરશે.

અવયવી, એની પરિસ્થિતિ, અને એ બે વચ્ચેનો જે સંબંધ –ધર્મ, તે ત્રણ બાબતો સ્પષ્ટ રીતે સમજ્યા પછી જ વિકાસવાદના આધુનિક સિદ્ધાન્તો સમજી શકાય, પરંતુ સ્થલસંકોચને લઇને આપણે આજે આટલે જ વિરમીશું.

---

૨૪ Abstract. Contentless.

૨૫ (આ ધર્મ શબ્દનો અર્થ ધર્માનુભવ કરવાનો નથી.)

## ૨ જ.ક.ણુ.

ધૂમકેતુ

હજારો દિવસમથી એક જ દિવસ મને યાદ છે પ્રકાશનો અને પ્રેમને

રોવું હોય ત્યારે હું એકાંત શોધું છું હસવું હોય ત્યરે મિત્રો

સમુદ્રને કિનારે જ તારો પગરવ કેમ સંભળાય છે? બધે જ તું છે એટલા માટે કે બીજે ક્યાય તું નથી એટલા માટે?

ચંદ્રની જેવી કીર્તિ આવે કે અંધારા જેવો અપયશ આવે મિત્રો નિંદે કે મૂરખ વખણે કંઇ જ ફિકર નથી જ્યાં સુધી કલ્પનાની રાણી હસે છે ત્ય સુધી મ્હારુ પ્યાલું છલોછલ ભર્યું છે પછી મને કોઇની દરકાર શા માટે હોવ?

કોઈ નામ માટે જીવે છે, કોઈ લક્ષ્મી માટે જીવે છે: કોઈ સ્ત્રી માટે જીવે છે: નીલાઞ્જમ ટેકરાઓ ઉપર હેતુ વિના રખડવા માટે તો હું એકલો જ જીવું છું.

∴

ઉંચામાં ઉંચાં શિખર પર બેસવા માટે હું એક હજાર જીંદગી ગમાવવા તૈયાર છું: પણ શરત એટલી કે તે ઉંચામાં ઉંચું હોવું જોઈએ.

∴

મધરાતે સમસમકારમાં એ શબ્દ સાંભળ્યો છે? આત્માનો અવાજ એટલો જ શાંત ને તીવ્ર હોય છે.

∴

ઘણી વખત રાત્રિ ગંભીર હોય છે, અને ચળકતા તારા તેને વધારે ગંભીર બનાવે છે ત્યારે એક જ અણુકંપ્યો સવાલ હૈયે આવેછે: "આ બધું શા માટે"?

∴

દુનિયાનું મોટામાં મોટું કરુણ નાટક તો માણસના હૃદયમાં જ હરપળે ભજવાય છે.

∴

[ ચો ]

દુનિયામાં ઘણા પ્રકારની મીઠાશ છે પણ છાના દર્દના તોલે આવે એવી એકે નથી.

વિયોગના આંસુને ચુમનાર બાળક છે ત્યાં સુધી વિસ્મૃતીનાં પોપચાં કોણ ઉઘાડે ?

સ્વર્ગ ને પૃથ્વીમાં બહુ ફેર નથી. શ્રમ ને પ્રેમ બે સાથે હોય એટલે સ્વર્ગ થઈ રહે એ બે જુદા પડે એટલે પૃથ્વી બને

નિરસ સંયમ એ આપઘાતનું ધર્મમાં વિરેલું નામ છે

આવેશ જ્યારે ઉલ્લાસનો ઝભ્ભો પહેરે છે ત્યારે અને પુરાણી જ્યારે એક જ સૂરે કથા વંચે છે ત્યારે એક અદશ્યમૂર્તિ ધીમે ધીમે સંતોષથી હસે છે અને તે મૂર્તિ સેતાનની છે

નિરાશાના સમુદ્ર જેવા મોટા રણમાં તને સંભારી સંભારીને રડવાની જે મજા મળે, તે મજાની ખાતર, હું ઘોળાં ફૂલ, રૂપેરી ચાંદની, અને કોયલનો સૂર ત્રણે જતાં કરું.

...

હું નિરાશ થયો છું?– પરાજયથી હારી ગયો છું? ના, એવું કાંઇ જ નથી. પ્રેમના સમુદ્રમાં પડેલ, ઝેરનું એક બિંદુ ધોવા માટે, આટલી જહેમત ઉઠાવી રહ્યો છું.

∴

એણે કહ્યું કે તમે નિરાશાવાદી છો. મેં કહ્યું કે સાથે બેસીને ઘડેલ સ્વપ્ન છિન્નભિન્ન કરનાર કોઇ મિત્ર તમને મળ્યો નથી.

∴

એણે કહ્યું કે તમે મનુષ્યને ધિક્કારો છો. મેં કહ્યું કે, મીઠી જબાનવાળા, વિવેકી મનુષ્યનો તમને પરિચય નથી.

એણે કહ્યું કે તમે દુઃખથી હાર્યા છો: મેં કહ્યું કે તમે વિશ્વાસભંગ અનુભવ્યો નથી.

∴

મને બે ચીજ સૌથી વ્હાલી છે શ્રમ ને દુખ દુખ વિના હૃદય નિર્મળ થતું નથી શ્રમ વિના મનુષ્યત્વ સમજાતું નથી.

પરાજય?– પરાજયથી તો હું ભડકતો નથી. નાના નાના વિજય જોઈને ગભરાટ છૂટે છે એવા નાના નાના વિજયમાં સંતોષ માનીને મોટા પરાજયનો આનંદ ગુમાવનારા ઘણા હોયછે, એવો તો હું નહિ બની જાઉં ના?

પાનખર ઋતુ જોઈને વૃદ્ધાવસ્થા યાદ આવી પણ છેક છેલ્લી ટોચે સુંદર પ્રભાતના રંગ જેવી કુમળા પાનની ટીશી ક્યાંથી?

જેણે જીવનમાં વિરહ અનુભવ્યો નથી એણે જીવનની મીઠાશ પણ ક્યારે અનુભવી છે?

દિવસે તો દીલ્લગીર જેવા ભાવહીન આકાર કરતા મોજાંઓ ઉછળતો સમુદ્ર વધારે સુંદર લાગે છે પણ રાત્રે?



## યોગીરાજને નિમંત્રણ.

રમણલાલ અમૃતલાલ હીંડયા.

આજ મારે આંગણે રોપ્યા છે, કાંઇ કેળને કુસુમતણા માંડવા
હો યોગીરાજ આવોનેરે.

આવો, આવો, લઉં હું, ઓવારણાં
હો યોગીરાજ આવોનેરે.

વનવગડો યૌવન ભર્યો, કોકિલ ટહુકે ત્યાંય;
આમ્રતણી એ ડાળીએ, ચઢી હિંડોળા ખાય;

ઝુલે ઝુલે એવાં એ રસ પારણાં
હો યોગીરાજ આવોનેરે.

ભૂલે ભૂલે ત્યાં સ્વાર્થતણી સાધના

હો યોગીરાજ આવોનેરે.

દિલ દિલના દર્દો ભર્યાં, પ્રિય વિણ શાંત ન થાય;
યોગ સધાવો સ્નેહનો, દ્વૈત અદ્વૈત સમાય;

ભાંગે ભાંગે એ ભેદ ભૂલામણા

હો યોગીરાજ આવોનેરે.

લાધે લાધે હો સ્નેહ સુહામણા

હો યોગીરાજ આવોનેરે.

અમી ઝરીઓ વરસી રહી, ઉર પલ્લવ વિકસાય;
શાંત સુધારસ સ્નેહથી, ઉર ઝરણાં ઉભરાય,

તૂટે તૂટે ત્યાં વિષતણી વાસના

હો યોગીરાજ આવોનેરે.

છૂટે છૂટે આનંદ અમીધારણા

હો યોગીરાજ આવોનેરે;
આજે મારે આંગણે.



# બસ, પરણો જ

વસુભાઇ

પ્રિય સુ—બ્હેન,

. . . ત્હમારો પત્ર ને ત્હેમાં ત્હમારા વિચારો વાંચીને મ્હને તો જરાયે આશ્ચર્ય ન થયું. ત્હમારૂં માનસ હું બરાબર સ્હમજું છું એ મ્હારો હંમેશનો દાવો છે. ત્હમે લગ્નને બંધન માનો છો અને પ્રેમને મોહ કહો છો ત્યાંથી માંડીને જ ત્હમારી આખી વિચાર પરંપરા વિપથગામી બને છે. ત્હમે સ્વીકાર કે નહિં ત્હેની પરવા કર્યા વગર મ્હારે ત્હમને આજ પરણવા માટે શિખામણ આપવી છે. મ્હારે ત્હમને પ્રેમ અને લગ્નની ખરી કિસ્સુરી in a nut-shell સ્હમજાવવી છે. માટે આટલો પત્ર ધ્યાન દઇ, ધીરજથી વાચજો, પછી મનન કરીને જવાબ લખજો. મ્હારી દૃઢ શ્રદ્ધા છે કે હું ત્હમને મ્હારા વિચારો બરાબર ગળે ઉતારીશ—અસ્તુ.

કેટલીકવાર એકાદ વિચાર પરંપરાનો અતિશય થાય છે ત્યારે એક જાતનું માનસિક જ્વર આપણામાં વ્યાપી જાય છે. એ જ્વર

એવું છે કે પછી આપણું અવલોકન, વિચાર, અભિપ્રાય બધું એકપક્ષી થઇ જાય છે. આપણી માન્યતાઓ જ વિષયે પ્રવર્તે છે. જેમકે ત્હમારામાં સ્ત્રી અને પુરુષના સંબંધ વિષે એવા ઝનૂની વિચારો ભરાયા છે કે હવે ત્હમને એમના સંબંધમાં સારૂં હોય તે પણ ખરાબ દેખાય. એ વિષે અત્યારે કશું જ નથી કહેવાનો. બીજી કોઈવાર આપણે રૂબરૂ મળીશું ત્યારે એ ચર્ચીશું. આજ તો ત્હમને પ્રેમ અને જીવનની રસિકતા સ્હમજાવવી છે. મ્હેં થોડા વખતથી અનુભવ્યું છે ત્હેની વાત કહેવી છે.

જ્યારે મનુષ્યમાં યૌવન પ્રકટે છે ત્યારે ત્હેનામાં હૃદયની એક અકથ્ય ઊર્મિ અને ત્હેને લીધે અન્યલિંગ (other sex) પરત્વે એક અદ્દભુત અભિવૃત્તિ પ્રકટે છે. જોકે ન્હાનપણથી ત્હેનામાં દરેક વ્યક્તિ તરફ એવી લાગણી જેને આપણે સ્નેહ કે હેત કહીએ છીએ તે હોય છે જ. એ ત્હેની આસપાસના સંબંધી સ્ત્રી કે પુરુષ સાથે સ્નેહથી વર્તે છે. પણ યૌવન આવતા તેમાંથી પુરુષ તરફની અભિવૃત્તિમાં જબ્બર પલટો આવે છે. આ બધી આપણા સામાન્ય અનુભવની વાત છે. હવે એ પલટાનું કારણ શું? યૌવનમાં મનુષ્યમાં લિંગવાસના (sexual hunger) જાગે છે. પણ રહો, આને કામવાસના ન માનવા મ્હારી વિનંતિ છે. એ બન્નેને હું ભિન્ન ગણું છું. એ લિંગવાસનાને સાધારણ્ રીતે આપણે પ્રેમવૃત્તિને નામે જાણીએ છીએ. જો કે એને માટે તો એ એક જ શબ્દ ઉચિત છે. અને એ લિંગવાસના એ યૌવનનું એક મ્હોટામાં મ્હોટું લક્ષણ છે. યુવાન અને યુવતીના જીવનની દરેક પ્રવૃત્તિમાં એ જ પ્રધાન ભાગ ભજવે છે. એક બીજાનો પહેરવેશ, એક બીજાનાં આકર્ષણ, એક બીજાના ચાળા, ઘરમાં, બ્હાર, રસ્તે વગેરે સ્થળોએ જોઈએ છીએ ત્હેની પાછળ શું રહ્યું છે? લિંગવાસના જ.

એ અભિવૃત્તિના પલટાથી ન્હાનપણની સર્વજન પ્રત્યેની સ્નેહવૃત્તિ સંકુચિત થઇને પોતાનાં જ સગાં-સંબંધીમાં વિરામે છે. બ્હારના ક્ષેત્ર પરત્વે લિંગવાસના રહે છે. અને એ વાસના જો કેન્દ્રીભૂત બને તો પ્રેમનું સ્વરૂપ લે છે. તેમ ન બને તો કામવૃત્તિ (passion)નું સ્વરૂપ

લે છે. આપણી સગવડ ખાતર સ્નેહ ને પ્રેમનો આમ ભેદ કરીશું, સ્નેહ સર્વદેશીય છે, પ્રેમ એકદેશીય છે. સ્નેહ કોઇ પણ સંયોગોમાં કોઇ પણ વ્યક્તિ તરફ થાય છે. પ્રેમ અમુક સંયોગોમાં એક જ વ્યક્તિ તરફ થાય છે.

કામવૃત્તિ એ શરીરની સ્થૂલ વૃત્તિ છે અને એને જ કેટલીકવાર પશુવૃત્તિ પણ ક્હેવામા આવે છે. કારણ એ જ કે એ એકની અંદર પરોવાયલો મનુષ્ય સ્થૂલતામા જ ભમે છે. અને તેથી ત્હેનામાં પ્રેમનું પવિત્ર વાતાવરણ નથી પ્રવેશી શકતું. એ તો સ્થૂલ વાસનાની તૃપ્તિમાં જ સંયોગ કે વ્યક્તિના ભાન વગર-માનસિક રીતે પણ-રચ્યો પચ્યો રહે છે. પણ જ્યારે એ કામવૃત્તિ એ સ્થૂલતા મૂકી એક વ્યક્તિ પરત્વે કેન્દ્રીભૂત બની સૂક્ષ્મ સ્વરૂપ લે છે ત્યારે ત્હેનામાં પ્રેમ જન્મે છે. અને એ પ્રેમ તે પવિત્ર દામ્પત્ય પ્રેમ. કામવૃત્તિને મર્યાદા જ નથી. પ્રેમ એટલે જ મર્યાદા ને સંયમ. કામવૃત્તિ કોઇ પણ વ્યક્તિ તરફ હલકી વાસના જગાડે છે. પ્રેમ તો એક જ વ્યક્તિ તરફ ઢળે છે. અને પ્રેમ નથી ત્યાં ઉંડી ઉંડી ને છૂપી કામવૃત્તિ જ રહેલી છે. અનેક વ્યક્તિઓ તરફ પ્રેમ રાખનારાં પ્રણયીઓ કે પ્રણયિનીઓ આત્મવંચક જ છે. તેઓ પોતાને જ છેતરે છે. સ્નેહ એટલે જેમ વિશાળતા ને ઉદારતા તેમ પ્રેમ એટલે જ સંયમ ને મર્યાદા. અને એ સંયમ આવે એટલે સ્નેહની વૃત્તિ વિશાળતર બને છે. જ્યા એ સંયમ નથી ત્યા તો પછી કામવૃત્તિ-પશુતા વિના બીજું શું હોય?

પણ આ બાબત વિસ્તારથી ત્હમને આ પત્રમા તો શી રીતે સ્હમજાવું? એટલે હવે જ્યારે આપણામા લિંગવાસના ઉદ્ભવે તે વખતે ત્હેને કેન્દ્રીભૂત ન કરવી તે કામવૃત્તિ તરફ જવાની તૈયારી જ છે. એ કેન્દ્રીભૂત ન થવાથી આપણી એ વાસના પ્રબળ થતી થતી મનને ચંચળ બનાવી ભમાવ્યા કરે છે. અને તેથી ભલે આપણે એને વશ જલદી ન થઇએ પણ આપણી માનસિક સ્થિતિને તો તે ડ્હોળી જ નાંખે છે. એમ ન થાય માટે બીજો એક ઉપાય છે અને તે એ વૃત્તિનો સમૂળો નાશ કરવાનો; જે પણી જ અઘરી, લગભગ અશક્ય જેવી વસ્તુ છે. એ વૃત્તિને તો જેમ દાબો તેમ વધુ જોરથી ઉછળે ને વધુ પજવે.

છતાં ગર્વને લીધે માણસ કબુલ નથી કરતો કે એમ થાય છે. અને અન્તે માનસિક વ્યથાથી પીડાય છે. ત્હમે ખોટું ન લગાડશો પણ મ્હને ચોક્કસ લાગે છે કે ત્હમારી એ જ સ્થિતિ હશે. ત્હમે એમાંથી બચવાં માટે ત્હમારી વાસના કેન્દ્રીભૂત થાય તેમ ઇચ્છતાં હશો પણ ત્હમારો ગર્વ તેમ કરવા નથી દેતો. અને આ ત્હમારે વિષે જ નથી. ઘણાં સ્ત્રી પુરુષો વિષે એમજ હોય છે. બ્રહ્મચારી અને બ્રહ્મચારિણી રહેવાના આદર્શ રાખનારી બધી વ્યક્તિઓ કે સંયમને લીધે એમ કરે છે એમ માનવાની ભૂલ કદી ન કરશો. એમનામાં કૈંક ગર્વને લીધેજ એવું વર્તન જણાય છે. કેટલીકવાર તો વિચિત્ર કારણો હોય છે. જેમકે "મ્હારે લાયક પતિ કે પત્ની ન મળે તો પરણવું શા માટે" આવો મનમાં વિચાર હોય. ત્હારથી એમ કહે કે "હું તો બ્રહ્મચારી કે બ્રહ્મચારિણી રહેવા માગું છું." આના મૂળમાં તો પેલો અસંતોષનો ગર્વ જ છે. ખરાં બ્રહ્મચારી ને બ્રહ્મચારિણીઓ તો વિરલ જ હોય છે. એમનામાં તો લિંગવાસના યે ન હોય. અસ્તુ.

તો એ લિંગવાસનાને પ્રબલ બનવા દઇને કામવૃત્તિમાં લપસી પડી માનસિક વ્યથા ભોગવવી તે કરતાં ત્હેને કેન્દ્રીભૂત બનાવી સંયમ ને પવિત્રતાની સ્વર્ગીય શુચિતા અનુભવવી એ જીવનની સૌથી ઉંચી લ્હાણ છે, સૌથી ઉંચી સંસ્કારિતા છે, સૌથી ઉંચો રસાસ્વાદ છે. ત્હમે એ કામવૃત્તિને કષ્ટથી દાબો તો પણ જ્યાં સુધી સંસારમાં છો ત્યાં સુધી એ ત્હમારામાં રહેવાની. મોડા વ્હેલી પણ ત્હમને એકલાપણાની એક જાતની અણગમાની વૃત્તિ ઉત્પન્ન થઇને પ્રેમનું સ્વરૂપ સ્હમજવાની આતુરતા વધારશે જ. જે વખતે એ વાસના ઉદ્દભવી છે તે જ સમયે ત્હમે ત્હેને કેન્દ્રીભૂત નહિં બનાવો ને ત્હેનો ખરો પવિત્ર રસાનન્દ નહિં લ્યો તો ભવિષ્યમાં જરૂર ત્હમને જણાશે કે કૈંક ઉણું ઉણું લાગશે. ત્હમે જણાવશો નહિં, મનમાં યે ન લાવવા પ્રયત્ન કરશો પણ કોઇક વિરલ ઘડીઓ ત્હમને ત્હમારા જીવનની એ ઉણપનું ભાન કરાવશે અને પરિણામે ત્હમને જીવનમાં નીરસતા સિવાય કશું જ નહિં જણાય.

તો વૃથા શા માટે એ માર્ગે ? નૈસર્ગિક પ્રેમનો ફુવારો પ્રગટાવવાને બદલે દાબી શા માટે દો છો ? જરાક મૃદુ થાઓ. અન્તરની ઊર્મિઓને

ઉલ્લાસથી વધાવી કેન્દ્રીભૂત કરો. તૃષા લાગે છે, રસનો મ્હેરામણ પાસે જ નિરખો છો તો શા માટે એક વારે જઈને રસ નથી પીતાં? પ્રેમનો ઉલ્લાસ જીવનમાં એક જ વાર અને તે આ જ વયમાં આવે છે. શા માટે ત્હેને તરછોડીને અપમાનો છો? બુદ્ધિની એક રમતને લીધે હૃદયને શૂન્ય ન બનાવો.

અત્યારે છે એ દૃષ્ટિએ જોશો તો ત્હમને આ બધી વાતો કહેવી નિરર્થક છે. જરા કુમળાં થઈને આ બધું વાંચજો ને તો જ એ સ્હમજાશે. વિશેષ તો શું સ્હમજાવું? એ પ્રેમની વાતો જ અળગી છે. એનો આનન્દ જ અનિર્વચનીય છે. એ હું સ્હમજાવી નહિં શકું. બસ, એનો અનુભવ લ્યો અને પછી મ્હને કહેજો.

જ્યાં સુધી ત્હમે પ્રેમનો અનુભવ નથી લીધો ત્યાં સુધી ત્હમને જગતમાં રસ જ નહિં જણાય. હા, ત્હમે પ્રેમને મોહ કહો છો પણ એ મોહને પ્રેમનું નામ આપીને ત્હમે વાત કરો છો. પ્રેમ એટલે સંયમ તે મોહ શી રીતે હોય? લગ્ન એટલે પણ ત્હમે કહો છો તેમ બંધન નહિં પણ સંયમ. આપણી લગ્ન ભાવનાની ધાર્મિકતા ત્હેના એ લક્ષણમાં રહેલી છે. લગ્નને બંધન માનવામાં સંયમ નથી. એમ માનનાર સંયમ એટલે શું એ જ નથી સ્હમજતો. એ સ્વાતંત્ર્યને જ નથી સ્હમજતો. સંયમ એટલે જ સ્વાતંત્ર્ય. સંયમ વિના તો નિરંકુશતા ને સ્વચ્છંદ જ પરિણમે. મનુષ્ય જીવનમાં સ્વાતંત્ર્ય ને સંયમ બન્ને જરૂરનાં છે. સ્વાતંત્ર્યને નામે અસંયમ ને સ્વચ્છંદ આચરાય છે તે મ્હને તો અનિષ્ટ લાગે છે ત્હમારા જેવાં સ્વાતંત્ર્યવાદીને જે લાગે તે ખરું.

પણ એ બધી યે ફિલસુફીની વાતો જવા દઈએ. હું તો ત્હમને સીધે સીધું એ જ કહેવા માગું છું કે બસ, ત્હમે પરણો જ. લગ્ન ને પ્રેમ વિના જીવન તે શું જીવન છે? That is simply existence, not life. પેલું love's philosoply ત્હમે તો વાંચ્યું હશે. એમાં કવિ સૃષ્ટિમાં સર્વત્ર પ્રણયનું રસદર્શન કરે છે. પછી કવે છે:

What are these kissings worth,
If thou kiss not me!

## બસ, પરણો જ

વીણા
વા૫૬

અને ખરેખર એમ જ છે. સર્વત્ર પ્રેમનું સામ્રાજ્ય ને આપણા જ જીવનમાં એને સ્થાન નહિં એ ત્હમને વિચિત્ર નથી લાગતું? ત્હમારા હૃદયમાં પ્રેમ નથી ત્હેની આર્દ્રતા નથી ત્યાં સુધી જીવનનું મ્હોટું રહસ્ય નહિં સ્હમજી શકો. એ જીવનની સમીક્ષારૂપ સાહિત્ય ત્હમે નહિં સ્હમજી શકો. પ્રેમના સાહિત્ય માટે ત્હમે અનાધિકારી છો. ઉપરનું જ કાવ્ય હું સ્હમજી શકયો છું તેટલું ત્હમે કયાંથી સ્હમજો ?

તમારે બારણે બોલે છે મોર
એવી. ભિન્નત્વની ભાવનામાંથી
આપણે બારણે બોલે છે મોર!
અને બારણે બારણે બોલે છે મોર!

એમ આપણાપણાની ને પછી જગતિ સકલે પ્રેમની પ્રભુતાનું દર્શન કરો. એ પ્રેમ વિના ત્હમને

વેણી ગૂંથીને ફૂલ મહીં ભૂલી
એવી તન્મયતા નહિં સ્હમજાય. ત્હમને
સ્નેહીનાં સોણલાં આવે, સાહેલડી!
ઉરના એકાન્ત મ્હારા બાકે બળે.

અથવા તો "સૂનાં સ્નેહધામ" વગેરે કાવ્યોનો રસમર્મ ત્હમે નહિં સ્હમજી શકો. અરે, જગતનું સુન્દરમાં સુન્દર સાહિત્ય પ્રેમનું જ છે એ ત્હમે જ કયાં નથી જાણતાં? પ્રેમ એ જીવનની ખુશ્બો છે. એનાં વિના જીવનમાં વાસના જ નથી. માટે જીવનને ખરેખરૂં ખીલવવું હોય, ત્હેની ખરેખરી સુવાસ લેવી હોય તો ત્હમે પરણો. હવે લંબાણ કેટલું કરૂં? સુજ્ઞને વધારે ન કહેવાય.

એકલાં ઉગવું, સ્હોવું, એકલાં આથમી જવું;
સ્નેહથી છલકાતા આ સંસારે એમ શે થવું?

એજ.

સ્નેહાધીન
વસુભાઈના નમસ્કાર.

## —ભગિનન

સ્નેહરશ્મિ

પૃથ્વી:

અનંત ભવ-સાગરે અટુલી નાવ મ્હારી જ્યહીં,
હતી ધુમસ ગાઢ ને અમિત અંધકારે ડુબી;
ઉભા પ્રતિ ડગે કઠોર ખડકો ત્યહીં મૃત્યુના
ભયંકર પ્રચંડ દંત શા—ઉદધિ ગાજતો તાંડવે.

અરે! અચળ તે ધ્રુવે ડગમગી હતો છૂપતો,
નહીં ચંદ્ર અને સુકાન જરીયે હતાં કાબુમાં;
અરે! મૃદુલ ભાવ કેરી પ્રતિમા સમી સૌમ્ય ત્યાં
ઉગી ભગિનિ! તું અહો! પથ બતાવતી તારિકા.

ગભીર  તમમાંથી ત્યાં અચળ નેત્ર કારુણ્યના
સમી નીરખતી ઉભી વિષમ માર્ગ તું માહરો;
અને વરસી જ્યોતિ નિર્મળી અખંડ ધારા થકી,
સદા અમિત પ્રેમથી સુભગ પંથ મ્હારો કર્યો.

કદી કદિ ત્યંહી અસંખ્ય ઘન અભ્ર આકાશમાં
ધસ્યાં અચળ ત્હારી એ મૃદુલ જ્યોત બુઝાવવા.
પરંતુ ભગિની અહો! તવ અગાધ સૌજન્યથી
ગયાં પીગળી તે બધાં– દ્વિગુણ જ્યોત ત્હારી ઝગી.

વહી સુભગ તું પછી અમિત પ્રેરણા આપતી
વિશાળ સરિતા સમી " ઉર–તટો ભરી· બેઉને ";
અને મધુર શીકરે મુદિત ગાત્ર મ્હારાં કરી
અહો! ભરી દીધું બધું જીવન મ્હારૂં ઉલ્લાસથી.

મોંડી ભગિની! હું સદા વિમળ મૂર્તિ એ તાહરી
જડી ઉર મહીં– અરે! રગ રગે ઉંડે આત્મમાં,
સ્મરી પળ પળે ત્હને અજબ પામીને પ્રેરણા,
સ્તવું અનુપ ભક્તિ ને તવ પ્રશાન્ત ગાંભીર્યને.

મ્હને પણ અપૂર્વ એ વિમલ ભવ્ય શ્રદ્ધા દઇ
સદા પથ બતાવજે શૌખરી પાડ આદાર્યના!
પછી અવનિ આભ છો ઉલટીને ઘુમે ' તાંડવે,
નહિ ત્યજી જશે કદી હૃદયને ઉંડી શાન્તિ એ.



# એક રસનાટિકા

**સુન્દરમ્**

[ રસપિપાસુઓ રસગાન કરતાં પ્રવેશે છે. ]

**રસપિપાસુઓ :**

અમે ભૂખ્યાં રે, અમે તરસ્યાં રસનાં રસરાજ!
ઘેલાં મનડાંની પ્યાસ કો શમાવજો રે રાજ!
અમર આશાએ, અમર આશા હૈયાંની રસરાજ!
જરા રસના સિંચનથી છિપાવજો રે રાજ!

રસ સૃષ્ટિ આ ઇશની, રસે રસી તરબોળ,
રસતરસે અંધા અમો રહ્યાં આદરી ખોળ,

તેને રસનું રે, ન્હેને રસનું કરાવો લવપાન!
શુષ્ક મનડાંને પાનથી ભીંજાવજો રે રાજ!

સભર ભર્યો રસ સાગરે, ચંદ્ર જ રસઉલ્લાસ,
વસંત મીઠો મ્હોરતો રસપત્રે સવિલાસ,

કોકિલ રસકૂજન કરે હો રસ રાજની!
કરે રસનાં ગુણ ગાન આ પ્રભાત રસરાજની!
ભ્રમર ગુંજેરે, ભ્રમર ગુંજી જગાવે રસ ભાન!
ભ્રમર ગુંજનમા રસ જરાક પાઠવો રે રાજ!
હૃદય ગુંજનને રસમય બનાવજો રે લોલ!

[ જાય છે. ]

રસકવિ ઉંચા હાથે પુકાર કરતા પ્રવેશે છે.

[ શૂન્યમુખચિદાભાસ શૈલી ]

**રસકવિ :**

ભરીભાદરી આ તારી સૃષ્ટિ, જગદાધાર!.
ઉછળતી એની રગેરગમાં વાહિનીઓ રસની.
રસનું દાન દીધું તેં જગને પાણી મૂલે.
અને રસનો છટકાવ કીધો,
જગતની શુષ્કતા પામી સંજીવનને.
ભોળા ભગવાન્' શી પ્રખરતા તારી બુદ્ધિની!
રસની નદીઓ વહેવડાવી,
રસના નિર્મ્યા સાગર,
સ્નાન કીધુ સારા જગતે એ રસોદધિમાં
અને સાધ્યુ જન્મસાફલ્ય.
લીધાં દીધા એમ રસનાં લ્હાણુ સહુને—
અને શાને અરે! મનેજ,

ન કોઈ બીજાને અને મનેજ,
ન સાધ્યો કો અભાગી કે મનેજ,
ન હતો કોઈ પાષાણ હૃદયી કે મનેજ,
અને મનેજ ત્હેં વંચ્યો એ રસપાનથી?

[મગજની સીમાઓ તૂટતી હોય તેમ.]

ભૂખ્યો ભૂખ્યો ભમુ છું એકાકીને એકલો
શોધું છું વન, ઉપવન ને નગરના હાટડા
કે મળશે ક્યાંય એ રસનું બિંદુ
કે છિપાવું આત્માની અનંત તૃષા?

પરન્તુ અરે સરજનહાર!

શો અન્યાય આ સૃષ્ટિમા તારી!
રસથી ધરાયલાને પાયો નેં રસ
નાળવતી ઠાસી ઠાસીને,
કુપાત્રે દીધું દાન,
કલંક લગાડયું તારી દાનવીરતાને

અને શી તારી ધૃષ્ટતા!

હજી ખડખડાટ હસે છે!
નથી જોતો આ જીવની રસતૃષા?
જલ વિહોણા મગરમચ્છ શો?
તલપે છે મારો દુઃખી આત્મા
શરીરના રક્ત વાહિનીઓ
ચઇ રહી છે ફાટફાટ.
અને મૃત્યુઘટા વાગી જાણે
આ રસતરસ્યા ચાતકડાની:
અઘોર, ભયકર ને કારમી.
લખાશે જગતને ચોપડે
તારી આ કૃપણ કથા કે
તફડાવી માર્યો એક રસાત્મા.
રસનું એક એક બિંદુ ટપકશે
ત્યાં લગી જગત સ્મરશે કે

## એક રસનાટિકા



હતો હતો એક જગતભૂખ્યો રસાત્મા
અનેરો ને ઉન્મત્ત
કે જેણે રસસમાધિમાં
છોડયા નિજના પ્રાણો.
નથી જોયા નજરે
નથી સાંભળ્યા કાને
આવા અન્યાય ક્યાંય ઈશ્વરની સૃષ્ટિમાં.
તુજ એવો પાક્યો કે ત્હારે દ્વારે
તરફડતું પડ્યું છે આ રસતર્ષ્યું પંખીડું.
દીનવદને નિહાળી રહ્યું છે
રસવાદળની પડછાયાને
કે રખે પડે એકાદ રસબિંદુ.
તો તેટલું યે પી લઉં!
સંભાળ જગપતિ!
ઉઘાડ તારી રસ મત્ત આંખડી
ને જો આ તારી ઉન્મત્તતાને
મિટાવ એ તારા કીર્તિકલશની ઝાખપતે.
નહીં તો જુગજુગ ગાશે.
પ્રાણીમાત્ર ગાશે
આ તારી કલંક કથા.

[રસમૂર્છામાં સમાધિસ્થ થાય છે.]

(રસભંગી હાથમાં રસઝાડું લઈ પ્રવેશે છે.)

**રસભંગી:** [રસોન્માદમાં રસગાન શરૂ કરે છે.]

વાળો વાળો રે! જગનો આ ચાંદની ચોક,
ભાળો ભાળો રે! હૈયાના હેતનો અશોક.
વાળ્યાં વાળ્યાં અને અંજવાળ્યાં
સારા મહાવિદ્યાલયના
પ્રાંગણો ને રસદ્વારો.
વિશુદ્ધ કરી એ જુગ જુની

નિત્યનૂતન અન્તેવાસીઓની
અભ્યાસકુટિરોને આ રસઝાડુથી.
મનની તનની અને પુસ્તકની
ધૂલિકાને દૂર કીધી
આ પવિત્રતમ રવિભર્મશા ઝાડુએ કરી,
પામેલો પદપંકથી મલિનતા
સારોયે વિચરણ માર્ગ.
કર્યો તેને ચંદ્રસમોવડો સ્વચ્છોજ્જ્વલ
આ રસ ઝાડુએ
નિજના પુણ્ય સ્પર્શયકી હાવાં તો.
ઠાર્યાં દ્રષ્ટાનાં નયન ને ઠાર્યા જાતે.
અને ખૂણે ખૂણે ફર્યો
પરિશોધ આદર્યો અથાગ
શોધી શોધીને કાઢ્યો મેં
બ્રહ્માંડી સૂક્ષ્મનાથી
ડો રજો સર્વો રસફલ
કર્યો આ આગાર પરમવિશુદ્ધ
અહા! કર્તવ્યપૂર્તિનો શો આનંદ!
હૃદય કર્તવ્ય ભારવિમુક્ત બની
આશ્વાસે છે આશ્વાસનો.
લ્યો! આ મન અને તન'
નિજના સત્કર્મનું પારિતોષિક.

[ગુંજામાંથી રસચુંગી કાઢી તંબાકુ ભરી ધૂમપાન કરે છે.]

અહો! પધારે આ કાર્યાર્ધભાગિની
રસેશ્વરી રસભંગિની
હસ્તમાં લઇ.રસડોલને પશ્ચિમેથી.

[ઉક્ત રીતે રસભંગિની પ્રવેશે છે.]

પધારો! કૃતકર્તવ્યે! મયૂરમુખિ!
શા સમાચાર છે નિજના કર્તવ્યના?

**રસભંગીનિ:**

અહો! રસનાથ!
શું શું કહું ને શું શું ન કહું?
બ્રાહ્મ મુહૂર્તે શયન ત્યાગ કીધો
અને પછી નીકળી
જગતની રસસેવાર્થે
ભમી ભમી, જન્મસિદ્ધ ઇંદ્રિયસંયમે
આદર્યાં જગતના મળનાં પ્રક્ષાલન.
જગતની સત્ય માવડી તે હું.
નિજના સંતાનને મળતો સહુ એ ધુવે.
પણ ધુવે જે પરના મળ
તે તો કહેવાય જગન્માતા.

**રસભંગી** : તો હાલ આગમન ક્યાંથી થયું છે?

**રસભંગિની** : શા ધન્ય ભાગ્ય!

આ ભાવિ જગદાધાર
બ્રહ્મચારીઓનાં રસજાજર
હાલજ કર્યાં વિશુદ્ધ
અને આવી આપની સેવામા.

**રસભંગી** : ધન્ય છે! સખીરી! ધન્ય!

એ અંતરમાથી નીકળતો
કાર્ય સંતોષ અદ્ભુત છે.
ગાશું એને રસગાનથી.

[ બંને એકમેકના હાથ ઝાલી રસ કૂદડી ફરતાં ગાય છે. ]

વાળો વાળો રે! જગનો આ ચાહની ચોક.
બાળો બાળો રે! હૈયાના હેતનો અશોક.
ઉંડાં ઉંડા રે! જગના આ જાહ્નવી નીર.
ગાઢા ગાઢા રે! હૈયાના રસનાં ખમીર.
જૂદાં જૂદા રે! માનવીના આસુનાં નીર.
ખારા ખારાં રે! રસહૈયાનાં આસુડાં લગીર.

લીયો દીયો રે! એહ અમૃતરસની લ્હાણુ
પીઓ પીઓ રે! એહ આત્માની રસની ઉંડાણુ

[ રસગાનમાં જ સમાધિસ્થ થાય છે. ]

( અંતરિક્ષમાંથી રસપૂર્ણ કમંડલુ સાથે અવતરણ પામતા
રસદેવ દૃષ્ટિ ગોચર થાય છે. )

**રસ દેવ :**

સૌધન્ય! સૌભાગ્ય! સાફલ્ય!
મમ ચક્ષુઓનું, મમ હૃદયનું, મમ આત્માનું!
હા! શું દૃશ્ય નિહાળું છું આ ધન્ય ક્ષણે:
પાંગરી મારી આશાની પાદડી
અભિનવ પુષ્પ સમૂહે આજે.
આ સર્જનના નંદનવનની રસકુંજોમાં
આત્મા અનુભવે છે કો આત્મસંતોષ:
અનનુભૂતપૂર્વ, અશ્રુતપૂર્વ, અદૃષ્ટપૂર્વ.
અંતિમ ઓરતો થનગને છે
આદરી સહસ્રકલા સુવર્ણપિચ્છની
આ વિહારની રસઝોમકામા.
જય! રસપ્રભુનો!
જેની રસવૃત્તિની પ્રેરણાનો આદેશ્યો
ભમું છું આ ભવાટવીમા.
હેની રસ શુષ્ક કુંજોને
પ્રફુલ્લાવું છું પાંગરાવું છું રસસિંચને.
મારા રસકમંડલના અણુ અણુમાંથી
સારી સૃષ્ટિ નવાવતાર પામે છે,
શૌષ્ટ્ય આર્દ્રતાને પ્રસવે છે,
શુષ્ક પુત્રલડાં આર્દ્ર થાય છે,
શુષ્ક કાસારો પૂર્ણ થાય છે.
આલબ્ધું છે આ રસકમંડલુમા
સર્જનનનું વૈવિધ્ય, સર્જનનું સાદૃશ્ય,

સર્જનનું રસૈક્ય, સર્જનનું ઔપમ્ય
અખૂટ ને અનંતપૂર્ણ આ કમંડળુ.
અધિકારીને અધીન છે એ.
અરે! પરંતુ હશે શું ક્યાંયે
એ રસનાં અધિકારીઓ.
અહીં તો વિસ્તર્યું છે
શુષ્કતાનું સ્મશાન.
કોણ જાણે વિચરતા'યે હોય
કો વિરલ રસ તરસ્યા રસાધિકારીઓ,
સર્જનની અગમ્ય કુખમાં,
સૂર્યતેજમાં તારક સમા.
નીકળ્યો છું દર્શને એ રસેપ્સુઓનાં.
ઉલ્લંઘી ભરાટવીની સીમાઓ
આદરું છું પરિશોધ ગમ પ્રદેશે હાવાં
હેવા રસમગ્ન રસૈકનરસ્યાઓનો.

[નીચે સૃષ્ટિ ઉપર નિજની રસદૃષ્ટિનો પાત કરે છે. આશ્રયથી સંચાલિત થતાં રસકમંડળુમાંથી રસજલ ડોલાયમાન થઈ અલ્પ અણુઓ રૂપે પૃથ્વી પર પતન પામે છે. રસસમાધિમાં વિનિમગ્ન રસાત્માઓને એ રસજલનો સ્પર્શ થતાં સમાધિભગ્ન થતાં સર્વ રસજ્ઞો ઉર્ધ્વ દૃષ્ટિએ રસદેવનાં દર્શન પામી કૃતાંજલિ થઈ સ્તુતિનો આભાસ કરે છે.]

અહો! લાધ્યા એ દરશણ
સફલ છે સર્જન રસસ્રષ્ટાનાં.

[રસદેવ પૃથ્વીપર અવતરણ કરી સૌકોને આશીર્વાદ
અર્પણ કરે છે. સર્વને સંબોધે છે.]

અહો! રસામૃતનાં રસપિપાસુકો
સુધન્ય છે તમ જીવનો!
કૃતાર્થ હું તમારા સુભગ દર્શને.
સૃષ્ટિમાં અવતરણ મમતું થયું સાફલ્યવંતું,
રસોત્સવે છે આજે

સારા જગતનો, વિશ્વનો, સર્જનનો
તમ એમના આ રસમિલનથી.'
આનંદો. પાંગર્યાં તમ તપશ્ચરણો.
ફાલ્યાં ને ફળ્યાં છે
અવનીની અવન્તીના રસઆરે.

અને હો રસકવિ !
આકર્ષિયો તમનાં રસકવને,
રસક્ષુધાએ આકર્ષ્યો.
વશ વર્ત્યો તમારે
હું ડાકનો જ વશવર્તી.
રસાંજલિનું પાન કરશો ને ?
ચાતકની પેઠેમ મને યાચ્યો.
યાચ્ય રીઝ્યો હવે શી ખોટ તમને ?
અને મારાં અંતવાસી હો
રસભંગી 'ને રસભંગિની !
બચ્ચાં ! શી સાધો છો જગતની સેવના !
પ્રસન્ન છું, સંતુષ્ટ છું, પ્રફુલ્લ છું
તમ આ વિનમ્ર જગસેવનથી.
અનંત રહો સેવામૂર્તિ સમોવડી
તમ રસએલડી.
રસઝાડુ તમારો વિપક્ષની ગદા થશે.
સેવાના ચશે સુવર્ણમહેલ.
નિષ્કામસેવાના ચાતકડાં !
છીપાવીશ તમારી અતૃપ્ત રસતૃષા '
હો રસયજ્ઞના હોતા ને હોત્રી !
રસ પુરોહિત હું નવાજું છું રસવરદાનથી !

વત્સો ! રસયજ્ઞનાં રસદીક્ષિતો !
કરો આ રસપાન !

# એક ચિટ્ઠી



.........

આજે ત્હને રોતાં જોઇને મ્હને બહુ જ દયા આવતી હતી. બિલકુલ ગુસ્સે થવાનું તેમાં કારણ ન હતું, કેમકે ત્હારા ચ્હેરા ઉપરથી લાગતું હતું કે એ આંસુ દ્વેષની લાગણીના ન હતાં. ત્હારા મનમાં બે વિચાર હશે એમ લાગ્યુંઃ એક તો જૂદાં રહેવું પડશે એવો. અને બીજો મ્હારી ઝિન્દગીનો.

આપણે જૂદાં તો રહેવાનાં નથી. તેમ ત્હારી સાથે રહેવા સિવાય મ્હને આનન્દ નથી એ તું જાણતી જ હશે. × × × × × × × એમ કરવાનું છે. દિવસે તો આપણે સાથે જ રહેવાનાં છીએ. આ પ્રમાણે રાતે જૂદાં રહેવું વધારે બનશે, અને ત્હેનું દુઃખ મ્હને પણ થાય છેઃ ત્હને થાય તે સ્વાભાવિક છે; પણ ફરજ ખાતર તેમ કરવુંજ જોઇએ. × × × × × × ×

ઝિન્દગીને માટે તો રસોડું હાલ છે તેમ જ રહેવાનું છે; છતાં ભય હોય તો તે પ્રભુને સોંપવું જોઇએ. હાલ લડાઇઓનો વખ્ત હોત તો ફરજ ખાતર તે પણ કરવી પડતઃ તો આ તેવું તો નથી જ.

હું ચાલ્યો જઇશ. એવી ધાસ્તી રાખીશ નહિઃ જો એ હોય તો. એ તો ઘણાં વર્ષો પછી બની શકે તેમ છે. ત્યાં પણ ફરજ જ નડે છે. રાજ્યમાં રહી મ્હારે મ્હારી ફરજ બજાવવી જોઇએ. વળી જ્યારે જઇશ; ત્યારે ત્હને લેઇને જઇશ.

માટે સુખી રહે; અને પ્રભુ પર વિશ્વાસ રાખ.

– સુ૦



# પત્રોમાંથી થોડુંક

**સ્વ. રામપ્રસાદ હરપાળ જેઠ્ઠર**

[ રા. ભાઈ નવનીતલાલ થોઠસી અને સ્વ. ભાઈ રામપ્રસાદ એ બન્ને મિત્રોની વચ્ચે પત્રવ્યવહાર ચાલતો તેમાંના થોડાક પત્રોમાંથી આ ઉતારા અત્ર પ્રસિદ્ધ કર્યાં છે. પત્રો ખાનગી જ હતા એટલે પ્રસિદ્ધિ માટે લખાતા પત્રોના જેવું તત્ત્વ આમાં નથી. છતાં એવા પત્રોનું પણ જીવનમાં મહત્ત્વનું સ્થાન છે જ અને તેટલા પૂરતું જ આ પત્રોનું પ્રકાશન અત્ર કર્યું છે.—તંત્રી. ]

[ ૧ ]

અમદાવાદ,

તા. ૧૬–૮–૨૬

વ્હાલા...

ગયા શનિવારે તારો પત્ર મળ્યો... ... ... ...

મારી પરીક્ષા ૨૦ મી સપ્ટેંબરથી શરૂ થાય છે. બધા વિષયોમા બેઠો છું. હજી વાંચવાનું શરૂ નથી કર્યું. હમણાના ગાંધીજી દર શનિવારે અમને New Testament એક કલાક શીખવાડે છે.

આ વખત અહીં ચોમાસું ઘણું જ સારૂં છે. લગભગ ૨૭ ઈંચ વર્ષાદ થઇ ચુક્યો છે. કાંકરીઉં આખું ભરાઈ ગયું છે. આવતી કાલે દાવરનું સમાજ તરફથી ભાષણ છે. ચેટફીલ્ડ પ્રમુખ સ્થાને છે. સવિસ્તર હકિકત પ્રજાબંધુમાંથી વાંચી લે જે.

........સદાનો તારો

[ ૨ ]

તા. ૨૭–૮–૨૬

પ્રિય—

મને લાગે છે કે તને મારા પત્રોથી જોઇએ તેટલો સંતોષ નહિં થતો હોય. હૃદય જે ઇચ્છતું હશે તે તને તેમાંથી નહિં મળતું હોય

પણ તે માટે મારાથી રીસાઈ ના જઈશ. આપણે ક્યાં એક બીજાને ઓળખ્યાં નથી કે હવે પત્રોદ્વારા આપણા આત્માના ઐક્ય સાધવાનું બાકી રહેતું હોય! તારી અને મારી વચ્ચે અંતર હોવા છતાં આપણાં હૃદય એક બીજાની નજીક જ છે. અને તેમાંથી ઝરતા વિચાર પણ અન્યોન્ય પરિચિત છે. આજ અનુભવ તને બીજાઓની બાબતમાં પણ થતો હશે. તે સર્વના માનસિક સાનિધ્યમાંથી ઉત્સાહ લઈ તારા કર્તવ્ય પંથે વિચરજે.

સમાજના કાંઈ ખાસ નવીન નથી.

........સદાનો તારો

[ ૩ ]

અમદાવાદ,

તા. ૧૭-૯-૨૬

વ્હાલા—

પહેલીજ વખત તને નિરાશ થનો જોઉં છું. તું અધીરો ના થા. પુરૂષાર્થમાં માનનારને નિરાશ થવાનું કારણ નથી. તને અહીં આવવાના વિચાર થાય, ત્યાંનાં ગમે તેવાં આકર્ષણ તને તારાં આપ્તજનોને ન ભૂલવા દે, એ બધું સાચું. પરંતુ તેઓએ તને તારી ઉન્નતિનો વિચાર કરી વિદાય આપી છે. આ વિયોગથી દુઃખાતાં એ હૃદયો એકજ વસ્તુ-માંથી આશ્વાસન મેળવે છે અને તે એક તારૂં જીવન સુખ. તને યશ મળે એ સર્વ ઝંખે છે.......અને મારાંમાં તો પૂર્ણ શ્રદ્ધા છે કે તું વિજયી થવાનો.

સમાજના ખાસ કાંઈ નથી.

........સદાય તારો

[ ૪ ]

......હું પણ કમાતો થયો હોઈશ. ઈશ્વર અનુકુળ હશે તો મારા મનના મનોરથને મૂર્ત સ્વરૂપ આપીશ. એટલુ તો યાદ રાખજે કે અમે



સમાજના આદ્ય સંસ્થાપક અને પ્રાણ રૂપ
**સ્વ. રામપ્રસાદ હરપાળ જેસ્વર**

'વીણા'
૧૯૯૮

• કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

તેની નિરાશામાં પુરુષાર્થી બને. પ્રારબ્ધવાદી કદી ના બનીશ. હું તો મરતો હોઉંય પણ પ્રારબ્ધવાદી નહિ બનું. મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી પુરુષાર્થ તો આદરવાનો જ.

[ ૫ ]

અમદાવાદ.
તા. ૨૨-૧૦-૨૧.

વ્હાલા... .

મારી તબીઅત વચ્ચે સુધારા પર હતી. હમણાની પાછી બગડી છે. આજે વૈદરાજને બતાવી હતી. સંગ્રહણીનો રોગ છે. દરેક દિવસ પછી મારી દવા શરુ કરવાના છે અને મારે માત્ર ગાયના દૂધ ઉપર રહેવાનું છે. તું ચિંતા ના કરીશ.

સમાજના સમાચાર લખવાનું... . ને માથે છે.

સદાનો તારો...

[ ૬ ]

તા. ૧૫-૧૦-૨૧

વ્હાલા...

પત્ર લખવામાં જેટલો નિયમિત હું છું તેટલો તું પણ છે. આ નિયમિતતા સદાય ટકી એટલું તો આપણે અવશ્ય ઇચ્છીએ. કાર્ય વ્યવસાયને લઇને તારાથી કદાચ લાંબા પત્રો નહિ લખાય તો વાંધો નહિ. તારા ટુંકા પત્રો પણ મને તેટલાજ પ્રિય છે.........

......તેમના વાયદા પ્રમાણે આવ્યા હતા. કામ પ્રસંગેજ એમને એમ તો નહિજ.

......ના હેડ ક્વાર્ટર્સ હવે અમદાવાદ ખાતે થવાનાં છે. સમાજના નવાજુનીમાં કાંઈ નથી. આવતા પત્રમાં લખવા જેવું કાંઈ પ્રાપ્ત થશે.

કાશે દશેરા. પછી દીવાળી. આપણા આનંદના દિવસો. તારા

[ ૯ ]

પ્રણામ બધાંને પહોંચાડું છું. જે પાછા તને પ્રણામ લખવા કહે છે તેનાજ તને પ્રણામ લખું છું.

સદાનો તારો...

[ ૭ ]

અમદાવાદ,
તા. ૨૬-૧૧-૨૬

વ્હાલા...

અત્યારે સવારની ચ્હા પીને તને પત્ર લખું છું. તબીઅત સુધારા ઉપર છે. આજ વીસ દિવસથી છાશ ઉપર છું. પણ નબળાઇ જણાતી નથી. બે વખતથી ચ્હા પીવાની છૂટ તો કાયમજ છે. મનાઈ છે છતાં ખાવાનું મન ઘણું થઈ જાય છે. ૨૦ દિવસમાં ત્રણ વખત મનપરનો કાબુ ગુમાવેલો. અસર તરત જણાતી. પહેલાં મોળી છાશ બીલકુલ ન ગમતી. હવે ગમવા લાગી છે. છાશ કરતાં દુધ મને વધારે ગમે છે. વૈદ્યરાજને દુધ પર રાખવા કહેવાનો છું આમ તું જોઈ શકે છે કે મારી તબીઅત સુધારા પર છે.

મને અનાજ ખાવાની રજા મળ્યા પછી એકમાસ પછી હું દેશ જવા વિચાર રાખું છું. ત્યાં બે થી ચાર માસ રહેવા વિચાર છે....

શરીર સાચવીને સમાજનું કાર્ય કર્યે જાઉં છું. સ્નેહ સંમેલન ઉજવાઈ ગયા બાદ ચાર માસ બહારગામ જતાં નિવૃત્તિ મળશે. અમદાવાદ છોડવા હું ઘણોજ ઉત્સુક છુ એમ તને આ ઉપરથી જણાશે.

સમાજ બાબત ખાસ કાંઈ લખવાનું નથી. રતીભાઈને આવતી વખત મંત્રી બનાવવાના છે. હું તો કાર્યવાહક મંડળનો માત્ર સામાન્ય સભાસદજ રહેવા માંગુ છું,

......પરંતુ તેના માનસિક આવકાસને લીધે કે મારામાં રહેલા કોઈ દોષને લીધે એ અભિલાષમાં શિથિલતા આવતી મને જણાય છે. આ શિથિલતા દૂર કરવામાં મને ધારી સફળતા ન મળતાં નિરાશ થાઉં છું અને તેની અસર મારા સ્વાસ્થ્ય ઉપર થાય છે. ટાગોરના Wreck ના નાયકને કમળાની બાબતમાં જે અનુભવ થયેલો તેનો

કાંઈક લ્હાવો જુદા સ્વરૂપે મને. પણ મળ્યો છે. છતાં મારો આશાવાદ અમર છે અને રહેશે.

તારા છેલ્લા ચાર પાંચ પત્રો વાંચ્યા. તું પ્રયત્ન કર ફળની દરકાર કરીશ નહિ. જગત સફળતા કે નિષ્ફળતાની ભલે દરકાર કરે. તારે તારૂં કાર્ય કરવાનું.

તારા અભ્યાસમાં ચિત્ત પરોવજે. આટલું, વાંચતા તારૂં ચિત્ત સ્વસ્થ થશે. મારી બહુ ચિંતા ના કરીશ.

શહેરના, દેશના, નવાજુની તો ઘણા પણુ તે જણાવવાનું કાર્ય તો છાપાંઓનું........

સદાનો તારો...

[ ૮ ]

તા. ૧૦-૧૨-૨૬

પ્રિય...

આજ કાંઈક ઠીક છે. પરમ દિવસે વજન લીધું હતું. ૭૦ રતલ થયું છે. પરંતુ કારો ખટલાયો હોવાથી વધ્યું કે ઘટ્યું કહી ના શકાય તબીઅત સુધારા ઉપર હતી ને સ્વાદ કર્યો કે પાછો માંનો ત્યાંજ છું. હવે આવી ભૂલ કદિ નહિ કરૂં. હવે તબિયત ઠેકાણે આવતી જાય છે.

સમાજના નવાજુની ઘણુ છે પણ લખવા રાહ જોવાની છે.

[ ૯ ]

તા. ૨૫-૧૨-૨૬

વ્હાલા—

તારો...

......ઘણું લખવાનું હોય અને ત્યારેજ અશક્તિને કારણે આટલુંજ લખી શકાય તે કેટલું દુઃખદાયક હશે તે તું કલ્પી લેજે.

સદાનો તારો...

[ ૯૩ ]

# પ્રેમને ખાતર

સનાતન જન્મશંકર બુચ

સભ્ય, સા. ઉ. સમાજ

[ કૉલેજજીવનની એક અદ્ભુત પ્રેમકથા ]

"સાચ્ચુ કહેજો હો, મંજુલા! ત્હમને આ બધી રીતભાત ગમે છે?" મલબાર હીલ ઉપરના મંજુલાના સુન્દર બંગલાની અગાસી ઉપર બેસીને મંજુલા અને સુમન્ત વાત કરતાં હતાં ત્યારે સુમન્તે પ્રશ્ન કર્યો.

"કઇ રીતભાત?"

"એમ અજાણ્યા શું થઇ જાવ છો? આ જન્‌-રગણ્ડિકની."

"એમાં ન ગમવા જેવું કાંઈ હોય તો મ્હને હજી જણાયું નથી." મંજુલાએ સ્મિત સાથે કહ્યું. ત્હેની આંખમાં ઝાંખું ઝાંખું ટીખળ જણાતું હતું. સુમન્તે એ જોઇ લીધું.

"જો, વળી ત્હમે વાતને ઉડાવો છો."

"પણ એ શું ખોટું કરે છે? બીજે જાય છે તેમ અહીં આવે છે. બીજાની સાથે સંબંધ રાખે છે તેમ મ્હારી સાથે રાખે છે. એમાં ન ગમે ત્‍હેવી વિશેષતા શી છે?"

"એ બધી ત્‍હમારી એવી વાતો જવા દો. સીધી વાતો કરો. શું એનું બીજાની સાથેનું વર્તન ને ત્‍હમારી સાથેનું એક જ છે?" સુમન્તે પ્રશ્ન કર્યો.

"મ્હને લાગે છે." આછા સ્મિત સાથે મંજુલાએ કહ્યું.

"જાવ-જાવ; શું લાગે છે?"

"બિચારો! કેવી પવિત્રતાની વાતો કરે છે ત્યારે તમને એની ઉપર વ્હેમ આવે છે. મ્હેને તો તે સગી બ્હેનની જેમ ગણે છે. હું તો ઉલટું, મારૂં ધન્ય ભાગ્ય માનું છું કે એવો ભાઇ જેવો મિત્ર મ્હને મળ્યો છે." તોફાની આંખે મંજુલા બોલી. સુમન્તે જરાં ચ્હીડાવાનો ડોળ કર્યો.

"સારૂં. એ તો અમે એની પવિત્રતાની વાતો જાણિયે છિયે. દંભી છે. બ્હારથી બ્હેન બ્હેન કહેવું અને અંદરથી શા યે અનાચારો આચરતો હશે. એ તો આજ કાલની પ્રેમ કરવાની નવી રીત છે. પ્હેલાંથી પ્રિયતમા તરીકે ન ચ્હાવું. કારણ એ રીતે તો બાજી બગડે છે. આ તો બ્હેન બ્હેન કરતા પાસે પાસે જતા જવું ને અન્તે—સ્હમજ્યાને? આશા તો રાખવી. પછી બન્નેને ધૂળ ને પથરા ફાકવાના હોય."

"ત્યારે શું તમારે એને ફાસીએ ચ્હડાવવો છે?"

"શું કરૂં કે હું રાજા નથી નહિં તો જરૂર એવા દંભીને તો એકવાર મ્હોટામા મ્હોટી શિક્ષા કરૂં. બ્હારથી સાધુ જેવા અને અંદરના ઉડાણ તો કાજળ જેવા."

"પણ એમા એટલા ચ્હીડાઈ શા માટે જાઓ છો?"

"ત્‍હમે કેટલું યે જાણતાં જ નથી."

"શું-નથી જાણતી?"

"પ્હેલું તો એ જ કે એ તમારો બાપ નથી. એના પાપાત્માનાં ઉંડાણો પણ 'આભ જેવાં અગાધ' હોય છે એટલે ત્હમને શી ખબર પડે?"

"હું પછી?"

"પછી એ કે ત્હમારે વિષે કેટલાયે લોકો પાસે એ વાતો કરે છે. ને જાણે અભિમાન લે છે. ત્હમે ત્હમારા અંગને અને અંગ-વિલાસને—માફ કરજો હો મ્હારી ધૃષ્ટતા માટે—નહિં જાણતાં હો તેટલું એણે જાણી લીધું છે. આ બાપ કહેવાયને? બાપ એટલે શું? મ્હેને સમાજમાં શું પડેલું છે એ પણ ભાગ્યેજ ન જોવાય. સ્હમજ્યાં? ત્હમે એ બધી એની વાતો ક્યાંથી જાણો?"

"ઠીક ત્યારે હવે હું એક પ્રશ્ન પૂછું?"

"હા. ખુશીથી."

"ત્હમે શા ઉપરથી કહો છો કે એ બધું કાંઇ નથી જાણતી?"

"એની સાથે એ જ રીતે સંબંધ સાચવી રહ્યાં છો એ ઉપરથી."

"ત્યારે શું મ્હારે એને ધક્કો મારીને કાઢી મૂકવો? મ્હને તો એનું મોઢું યે જોવું હવે તો નથી ગમતું. એ મનમાં માનતો હોય કે હું બહુ સુન્દર છું તો ભલે રહ્યો. મ્હારે મન તો એ તદ્દન અકારો થઇ પડ્યો છે. રોજ ને રોજ આવીને બેસે છે તે હું તો કંટાળી ગઇ છું. ને કુંદહેજમાં યે એમ જ પજવે છે. હવે તો પાછો અહીં વાલકેશ્વર પાસે રહેવા આવ્યો છે."

"ત્યારે શા માટે એવું કરતા નથી કે એ દૂર ન્હાસે?"

"એવું તે શું કરાય? કેટલીક વાર હું કંટાળો બતાવું છું ત્હોયે એ સ્હમજતો નથી ને નફફટ બને છે. એવાને તે પછી વિશેષ શું કરી શકાય? અપમાન તો કંઇ ઓછું કરાય છે. ત્હમે કહો છો તે ખરું છે કે એ કંઇક આશામાં લોભાયો છે. પણ એને ખબર નથી કે અંહીં કમજાતની આશામાં કાદવ જ ડોળવાનો છે. બાકી કાંઇ યે નથી. હું ધારૂં તો હમણા એને ચોકખું સંભળાવી દઉં પણ મ્હને એની મુખાકૃ જોઇ દયા આવે છે"

"ત્યારે હવે એનું શું કરવું છે?"

"ત્હમે કહો તેમ કરિયે. ગમે તેમ હવે મ્હારે એનાથી છૂટવું છે." મંજુલાએ કહ્યું. સુમન્ત ઘડીક વિચારમાં પડ્યો.

"ઠીક, ત્યારે મંજુલા! ત્હમે બરાબર તૈયાર છો?"

"હા, જે કરવું હોય તે માટે તૈયાર જ છું."

"તો આપણે એક નાટક ભજવવું પડશે ને ત્હમારે તેમાં એક પાર્ટ લેવો પડશે."

"ખુશીથી લઈશ. શાનો લેવો પડશે?"

"રમણિકના પ્રેમપાત્રનો."

"અહો! એ તો હું બરાબર ભજવી શકીશ."

"ના, પણ એ જરા અઘરૂં છે. ત્હમારે એને સચોટ છાપ બેસાડવી જોઈશે કે ત્હમે એને અપૂર્વ પ્રેમથી ચ્હાઓ છો. અને મ્હને એ જ ગૂંચવણ થાય છે કે એ શી રીતે કરવું?"

"એ ત્હમારે શી ચિન્તા છે? સ્ત્રીને પ્રેમ કરતાં શીખવવું ન પડે ને ત્હેમાં યે એ પ્રેમ કરવાનું નાટક ભજવવું હોય ત્યાં મ્હાગ જોઈને શીખવવું નહિ પડે."

"સારૂં તો ત્હમે એટલું કરજો ને બીજો પ્લૉટ હું રચી રાખીશ."

"જો જો, પણ મ્હારે ફસાવું ન પડે, હો."

"અરે! એ વાત કેવી? ત્હમારે તો પછી કાંઈ જ નહિ કરવું પડે. ત્હમે નિશ્ચિન્ત રહેજો." આટલું કહેતાં કહેતાં સુમન્તે હાથની ઘડીયાળમાં જોયું. "અરે, સ્હાડા દશ થઈ ગયા! હજી મ્હારે ઠેઠ ક્યાં જવું છે! હું હવે જઈશ." સુમન્ત ઉભો થયો.

"ના ના, હવે અત્યારે આટલા મોડા ક્યાં જશો? અહીં જ સુઈ રહોને. કાલે સ્હવારે જમી કરીને આપણે સાથે જ કૉલેજમાં જઈશું. વાંચવું હશે તો હું ચોપડીઓ આપીશ."

"ના, એમ ન ચાલે. મ્હારે જવું જ જોઈએ."

"શું જવું જોઈએ? અત્યારે કંઈ ત્હમારી મોટર તો આવવાની નથી. મ્હારો શૉફર ઉંઘી ગયો હશે. સાયકલ લાવ્યા નથી. ને જશો ક્યાંથી."

"એ તો મ્હારે જવું છેને? ટૅક્સી કરીશ."

"જો, વળી કાંઈક બોલાવશો." મંજુલા હસતાં હસતાં બોલી.

"શું? બોલોને. હું સાંભળી લઈશ."

"બેસ્તો. હજી મ્હારાં બાજી તો આવ્યા નથી ત્યાં આટલી ઘેર જવાની ચિન્તા શી? બેસો, બેસો. એમ તે જવાતું હશે?"

"ઠીક, તો મ્હારે કંઈ વાંધો નથી. આ બેઠો. પણ જરા બંગલે ખબર તો આપવા દેશોને કે અત્યારે ને સવારે નહિ આવું?"

"હા, એ ખુશીથી આપો."

ટ્રીંગ ટ્રીરીરીરીરીરીંગ ટ્રીંગ ટ્રીરીરીરીરીરીંગ–ટેલીફોનની ઘંટડી વાગી. સુમન્ત એકદમ બોલી ઉઠ્યો: "જૂઓ એ મ્હારો જ ટેલીફોન હશે." એ જવાબ આપવા ઉઠ્યો.

"ઉભા રહો. હું જ જવાબ આપું છું." મંજુલા અંદર ખંડમાં ગઈ ને ટેબલપરથી રીસીવર કાને મૂક્યું: "હા, અહીં જ છે......... અત્યારે અહીં જ મ્હેં રોક્યા છે.........ના, સવારે પણ અહીં જ રોકાશે.........હમણાં એ જ વાત કરી ત્યાં તમારો કૉલ આવ્યો... જરા ઠીક પડે.........હા. જય જય."

મંજુલા સુમન્ત અને રમણિક ત્રણે ય જણાએ કૉલેજમાં સાથે ભણતા હતાં. મંજુલા જેને પૈસાદાર વર્ગનાં કહી શકાય ત્હેવાં માબાપની પુત્રી હતી ત્હેના પિતા મ્હોટા પાયા ઉપર મોટરનું બિઝનેસ કરતા હતા અને દુનિયાની સારી સારી મોટર કંપનીઓના એજન્ટ હતા. સુમન્ત પણ એવી જ સ્થિતિનો હતો. બન્ને દૂરનાં સગાં પણ થતાં હતા. રમણિક સાધારણ સ્થિતિનો હતો. એ શરીરે નાજુક ને દેખાવડો હતો ને ત્હેના મિત્રો ત્હેને અતિશય સુન્દર ગણતા એટલે એ માનતો કે હું બહુ સુન્દર છું. અને તેથી જ એ માનતો કે એ

પોતે કૉલેજની છોકરીઓને આકર્ષી શકે છે. આથી તે ત્હેની કૉલેજમાં આવતી દરેક છોકરી સાથે ઘણો પરિચય બાંધતો. સ્ત્રી સાથે પરિચય બાંધવાની કળામાં એ નિપુણ હતો. એ ચિત્રકળા સારી જાણતો હતો. મંજુલા અને સુમન્ત મિત્રો છે એમ એ જાણતો નહિં. એટલું જાણતો કે એ બન્ને એક બીજાને ઓળખે છે.

કૉલેજમાં ભણના કેટલાક વિદ્યાર્થીઓમાં સ્ત્રી માટે અતિશય લોલુપતા જન્મે છે. એ નિર્દોષ હો વા સદોષ હો તે જુદો પ્રશ્ન છે. પણ સાથે ભણતી યુવતીની દૃષ્ટિ આકર્ષવી, ત્હેનું સ્મિત મેળવવું, ત્હેની સાથે બે બોલ બોલવા એ માટે તો વિદ્યાર્થીઓની પડાપડી થાય છે. એમાં તો જાણે જીવનની ધન્યતા પ્રાપ્ત થઇ જતી હોય તેમ એ ખુશામતખોર વિદ્યાર્થીઓ દોડે છે. એ લોલુપતા બહુ વધી જાય છે ત્યારે એ વિદ્યાર્થીમાં જરા સ્ત્રૈણભાવ આવે છે. પછી તો એ કોઇને કોઈ 'બ્હેન'ની સાથે પરિચય બાંધવા સદૈવ ઉત્સુક રહે છે. એનું હલન, ચલન, વાણી, બોલવાની રીત વગેરે બધામાંથી પૌરુષ તત્ત્વ નાશ પામતું જાય છે. અને અન્તે બ્રહ્મોપાસક બ્રહ્મમય બને છે તેમ એ 'બ્હેન'મય બની રહે છે. એ એમ માને છે કે હું તો પવિત્ર રસવૃત્તિથી બ્હેનની અને બ્હેનના સૌન્દર્યની ઉપાસના કરૂં છું. અંદરનું તો ઉપરવાળો જાણે. રમણિક બરાબર આવો હતો. એને એનાં મંજુલ બ્હેનને ત્યાં દરરોજ એકવાર ગયા વગર ચાલે જ નહિં. એ મંજુલાને બ્હેન ગણતો અને ત્હેના સૌન્દર્યનો પૂરો અભ્યાસી હતો. એના દરેક ચિત્ર માટે એને પ્રેરણા એ 'બ્હેન' પાસેથી મળતી. એ ચિત્રોમાંની સ્ત્રીઓ તો મંજુલાની જ પ્રતિકૃતિઓ હતી. એ સ્ત્રીનાં જ ચિત્રો દોરતો.

"અહો! રમણિક! આવી પ્હોચ્યા?" મંજુલા ખંડમાં આવતાં જ બોલી ઉઠી. રમણિકભાઈના સંબોધનથી પરિચિત રમણિક આજે જરા આશ્ચર્ય પામ્યો. "હું ત્હમારી જ રાહ જોતી હતી." વિલક્ષણ સ્મિત સાથે મંજુલાએ ઉમેર્યું. રમણિકને વધારે નવાઈ લાગી. મંજુલા ખુરશીપર બેસતા. વળી બોલી. "ત્હમે આવો છો ત્યારે મને બહુ ગમે છે."

"હું જરા કામમાં રોકાયો હતો તેથી જરા મોડું થયું. નહિ તો હું જરા વ્હેલો આવવાનો હતો."

"હં. મ્હને થયું ખરું કે હજી કેમ આવ્યા નહિ ?" રમણિક જરા ચમક્યો. ત્હેણે મંજુલાને એક સૂક્ષ્મ દૃષ્ટિથી વાંચી અને ખાત્રી થઈ કે ત્યાં કૃત્રિમતા નથી. એના હૃદયમાં એક અનિર્વચનીય ઉલ્લાસની ઊર્મિ સરસરતી આવી. "હું ખરું કહું છું કે મ્હારા આટલા કૉલેજના મિત્રોમાં ત્હમારા સિવાય બધા નકામા છે. ત્હમે ન આવતા હો તો મ્હારા આખા યે દિવસમાં જરા યે વિનોદને સ્થાન ન રહે." મંજુલા કૈં અપૂર્વ સ્વાભાવિકતાથી બોલવા લાગી. રમણિક સાંભળતો હતો ત્યારે ત્હેના મુખ ઉપર હર્ષ ને જરા શરમની રેખાઓ આવી જતી હતી. "રમણિક! આખો દિવસ ઘરની વાતોમાં વાંચવામાં કે સ્ત્રીઓમાં રહેવાથી હું કંટાળું છું હો. ત્યારે મ્હને ત્હમારા જેવા મિત્રની અપેક્ષા રહે છે કે એ બધામાંથી છૂટીને કૈંક વિનોદ ને ઉલ્લાસ મેળવું ખરેખર ! મિત્ર વગરનું જીવન કેવળ નીરસ છે એમ મ્હને હવે સ્પષ્ટ જણાય છે." મંજુલા છેલ્લું વાક્ય એટલી વિલક્ષણતાથી બોલી કે રમણિકને શું બોલવું એ જ ન સૂઝ્યું. એ આજ કાંઈક નવીન જ વાતાવરણ અનુભવતો હતો.

"કેમ આજ બોલતા નથી ! ત્હમને નથી લાગતું કે આપણને અમુક વય પછી મિત્રની બહુ જ જરૂર રહે છે ?" રમણિકને વિચારમાં પડેલો જોઈ મંજુલાએ સચોટ બોલ છોડ્યો.

"એ તો બાલકપણમાં મિત્રો ક્યાં નથી હોતા ? એ જ મિત્રો મ્હોટી વયે પણ હોય છે. એમાં અમુક વયે ખાસ વિશેષતા શી આવે છે એ હું નથી સ્હમજતો." રમણિક કાંઈ ઉતરે તેમ ન્હોતો. ત્હેણે પણ એવો જ સચોટ જવાબ આપ્યો. પણ મંજુલાને તો એ ફાવી ગયું. "બાલકપણના મિત્રો જૂદા ને યૌવનના જૂદા; સ્હમજ્યા ? રમણિક! યૌવનમાં તો પુરુષને સ્ત્રીની અને સ્ત્રીને પુરુષની મિત્ર તરીકે અપેક્ષા રહે છે."

"હા. એ ખરું પણ સાધારણ રીતે તો એ વખતે કોઈ પણ જીવનનો સાથી મળી રહે છે એટલે પછી બીજા કોઈની અપેક્ષા શાની રહે ?"

" બસ; તો હવે જ્યાં એ જીવનનો સાથી ન મળ્યો હોય ત્યા તો કોઈ મિત્રની જરૂર રહેને ?

" હા, તે તો ખરૂં જ. "

" તો હું મ્હારી ખરેખરી વાત ત્હમારા જેવા નિકટના મિત્ર પાસે કહું તો વાંધો નથી કે તે જ કારણથી ત્હમે અહીં આવો-જાઓ છો તે મ્હને બહુ જ સુખપ્રદ લાગે છે. " રમણિક જરા અભિમાનથી ફુલાયો હોય તેમ જણાયું.

મંજુલાનાં તીર સચોટ-વાગવા માંડયાં. દરરોજ એક જ વાર આવનાર રમણિકને એ કોઈ કોઈ વાર બે ત્રણ વખત બોલાવતી. રમણિકની ખાત્રી દૃઢ થવા લાગી કે હવે મંજુલાની વૃત્તિ બદલાઈ છે. એ ત્હેને ચ્હાય છે. બસ, પછી તો બ્હેનભાવનું પડ ઘસાવા લાગ્યું. ત્હેનો જે ખરેખરો મંજુલા તરફ ભાવ હતો તે હવે જાગ્રત થયો. જો કે એ પણ એ ન જણાવવા બહુ પ્રયત્ન કરતો. પણ ચકોર મંજુલાની દૃષ્ટિ સૂક્ષ્મતમ બાબતો પણ ન જવા દે ત્હેવી હતી એ તે ઓછું જાણતો. રમણિકના જન્મદિવસે મંજુલાએ પોતે ગૂંથેલો રેશમી દોરાનો રૂમાલ ભેટ આપ્યો. એની અસર પણ ઘણી થઈ.

એકવાર બપોરે રમણિકને આવવાનો વખત થયો તે વખતે મંજુલા પોતાના ખંડમાં ટેબલપર હાથ ટેકવીને ખુરશીમાં વિચારનિમગ્ન બેઠી હતી. રમણિક આવ્યો તે ત્હેને ખબર ન પડી. એ છેક પાસે ગયો ને ઉભો રહ્યો. " કેમ, મંજુલા ! આજે આમ શા વિચારમાં પડી ગયાં છો ? " રમણિક એક ખુરશી લઇને બેઠો. મંજુલા એમ જ બેસી રહી.

" આમ કેમ બેઠાં છો ? આજ ત્હમને શું થયું છે ? " મંજુલાએ આંખમાંથી સરતાં બે બિન્દુઓ લૂછવા લુગડાનો પાલવ આંખે રાખ્યો. " આ શું કરો છો ? રડો છો કેમ ? મંજુલા ! કહો તો ખરાં. "

" જીન્દગીમાં જ્યા ઉણપો જ ભરી હોય ત્યા રડવા સિવાય બીજું શું કરૂં ? " બન્ને હાથમા મુખ રાખીને નીચે મુખે મંજુલાએ જવાબવાળ્યો. ત્હેના અવાજમાં ઘણી કરુણતા હતી.

"ત્હમારે વળી શી ઉણપો છે? આમ શું કરો છો?" રમણિક બોલ્યો. જાણે આવેશમાં આવી હોય ત્હેવી છતાં દીન વદને મંજુલાએ રમણિક તરફ જોયું: "શું? રમણિક! ત્હમે પૂછો છો કે મ્હારે શી ઉણપો છે? ખરેખર! મ્હને એ ત્હમારા પ્રશ્નથી આશ્ચર્ય થાય છે એટલું કદી નથી થયું. ત્હમે હજી સુધી નથી સ્હમજી શક્યા કે મ્હારી જીંદગીની શી ઉણપ છે? મ્હને લાગે છે કે ત્હમે નિષ્ઠુર છો. ત્હમને હૃદય જ નથી. નહિં તો આટલું આટલું દર્શાવ્યું, આટલી અંતરની ઊર્મિઓ બતાવી તો સ્હમજ્યા વગર ન રહો. મ્હારે હવે જીન્દગીનો સાથી જોઇએ છીએ. એ જ મ્હારી ઉણપ છે. મ્હેં જેની પાસે આશાઓ રાખી એ જ જ્યારે નથી સ્હમજ્યા ત્યારે મ્હારે શું કરવું? આટ આટલાં વર્ષ સુધી બોલ્યા વગર સહન કર્યું ને કી પ્રબળ ઇચ્છા દબાવી. હવે જ્યારે કોઇની પાસે હૈયું ખુલ્લું કરૂં છું ત્યારે એ સ્હમજી નથી શકતા. કે નહિં, એ યે વિધિની ક્રરતા જ છેને? હશે." વળી પાછી મંજુલા ટેબલપર બન્ને હાથમાં મોઢું મૂકીને બેઠી.

"મંજુલ! મંજુલ! હું ત્હમારી માગણી સ્વીકારવા ક્યારે ના કહું છું? આમ હતાશ શું થાઓ છો?"

"ત્યારે શું કરે? ત્હમે આજ સુધી કાઇ જાણવા દરકાર ન કરી તે મ્હારાથી શી રીતે સ્હેવાય?"

"ત્હમે શાથી કહો છો કે હું ન્હોતો જાણતો? મ્હેં તો ત્હમને જોયાં ત્યારથી ત્હમારા સૌંદર્યે મુગ્ધ થયેલો અને ત્હમારો પરિચય બાંધ્યો ત્યારથી મ્હારા હૃદયમા ત્હમે સ્થાન લીધું છે. ત્હમારી આંખમાં મ્હને અજબ તેજ દેખાયું છે. ત્હમારા વદનમાં મ્હને અદ્‌ભુત રંગો દેખાયા છે, ત્હમારા સમગ્ર અંગમાં, ત્હમારા પ્હેરવેશમાં, હલન ચલનમાં મ્હેં અપૂર્વ રમણીયતા જોઇ છે. ત્હમારા મંજુલ સ્વરમાં મ્હેં દિવ્યતા સુણી છે. મ્હારી બધી પ્રેરણા મ્હેં ત્હમારામાંથી જ મેળવી છે. હું સાચેસાચું કહું છું કે હું ત્હમને મ્હારા ખરા પ્રેમથી પૂજતો આવ્યો છું."

"તો પછી મ્હને બ્હેન બ્હેનં કહીને શા માટે મ્હારૂં હૃદય સળગાવતા હતા? નહિં, નહિં, ત્હમે નિષ્ઠુર જ છો નહિં તો આમ કરત જ નહિં."

" પણ હવે ખાત્રી આપું છું ને. "

" એવી લુખી ખાત્રી શા કામની ? "

" ત્યારે શું કરૂં ? ત્હમે કહો તે કરવા તૈયાર છું. " હવે મંજુલાએ રમણિક સ્હામે જોયુ. રમણિકે કોઇ પણ દિવસ નહિ અનુભવેલું એવું અત્યારે મંજુલાના મુખ ઉપર જોયું. એ મુખનો રંગ જ અત્યારે કંઇ અજબ ખીલ્યો. બસ, એટલું જ ઘણું હતું. રમણિક ઉઠયો ને મંજુલા તરફ વધવા લાગ્યો. મંજુલા એ જ સ્મિત સાથે તરત જ બોલી ઉઠીઃ " રમણિક ! અત્યારે અહીં નહિ. કોઇ આવશે. એને માટે એકાન્ત જ જોઇએ અથવા કોઇ સ્થળે જવું જોઇએ. "

" તો ક્યાં જઇશું ? " અધીરાઇથી રમણિક બોલ્યો.

" મ્હારો વિચાર છે કે મ્હારી મોટર આજે હું ડ્રાઇવ કરીશ ને આપણે વરલી બીચ ઉપર રાત્રે જઇએ. અજવાળીઆં છે એટલે બહુ જ આનન્દ થશે. પણ એક જબ્બરો વાંધો છે. " મંજુલા હવે ગંભીર બનીને વાતો કરવા લાગી. રમણિક પણ તેટલી જ ગંભીરતાથી સાંભળી રહ્યો.

" શો વાંધો છે ? "

" એનો નિકાલ નહિ થઇ શકે એમ મ્હને લાગે છે. "

" આપણે જ કરી શકિયે એમ છે ને ? "

" હા. છે તો એમજ ને તે પણ ત્હમે જ કરી શકો. "

" ઓહો ! ત્યારે તો કહો ને. "

" પણ, હું બહુ જ અચકાઉં છું ત્હમને કદાચ ન ગમે. "

" અરે, એ શું બોલો છો ? ત્હમે કહેશો તે મ્હારે સોનાનું છે. "

" એમ ? ખોટું નહિ લાગે ને ? "

" હવે ખોટા લાગવાનો ભેદ શો ? આપણે તો હવે એકજ. "

" બસ, તો એમ છે કે આમ ત્હમે આવો તો ત્યાં પણ આપણે પકડાઇ જઇએ ને એમ બને તો ખોટું. મ્હને લાગે છે–" મંજુલા આગળ બોલતાં અચકાઇ.

# ભૂલકણો.

નટવરલાલ ચીમનલાલ ચોકશી.

સભ્ય, સા. ઉ. સમાજ

બ્રહ્માએ ભૂલથી કે જાણી જોઇને મને ભૂલકણો બનાવ્યો છે તે સારૂં જ કર્યું છે. કેટલાક લોકો ભૂલકણા સ્વભાવવાળાને વખોડે છે. પણ મને તો એમજ લાગે છે કે તેઓ ભૂલ કરી રહ્યા છે. ભગવાન હમેશાં સઘળું આપણા લાભ માટે કરે છે, તેણો જાણે છે, કબુલે છે છતાં સમય આવે ભૂલી જાય છે. મનુષ્ય સ્વભાવ જ ભૂલકણો છે. કોઇ વધુ ભૂલે છે તો કોઇ ઓછું ભૂલે છે. પણ સઘળા ભૂલકણા તો હોય છે જ. મને ભૂલકણો બનાવ્યો છે તે સારૂં કર્યું છે તે કહેવાનું તાત્પર્ય એટલું જ કે મારા ભૂલકણા સ્વભાવે હમેશાં મને ફાયદો કર્યો છે. જો હું ભૂલકણો ના હોત તો કોણ જાણે મારો જીવન ક્રમ કેવો યે હોત !

બાના એમ છે કે કેટલીએ વખત કેટલાએ અકસ્માતોમાં મારા જન્મ ભૂલકણા સ્વભાવે મને ઘણી મદદ કરી છે. એક વખત હું મારા મિત્રો સાથે એલીસબ્રીજ તરફ સાંજે ફરવા ગયો હતો. ફરતા ફરતા

# નટવરલાલ ચીમનલાલ ચોકશી

અમે એક મોટા કમ્પાઉન્ડ આગળ આવી પહોંચ્યા. દરવાજા ઉપર એક પાટીઉં લટકાવેલું અમે જોયું. તેના ઉપર નીચે પ્રમાણે લખેલું હતું.

" આવતી કાલથી અહીં પ્રો. ચક્રવર્ત્તી પોતાના જાદુના અદભુત ખેલો બજાવી બતાવશે. કાલે પ્રથમ દિવસ હોવાથી સર્વેને મફત દાખલ કરવામાં આવશે. સમય બપોરના ૩ વાગે તા. ૩૧ મી માર્ચ ૧૯..."

મારાં મિત્રો નાટક, સીનેમા, જાદુ, ખેલ વગેરેના ઘણા શોખીન હતા. પહેલેજ દિવસે જાદુ જોવો એમ સૌએ નિશ્ચય કર્યો. મફત હોવાથી ગીરદી થશે એમ અમે સૌ જાણતા હતા. એટલે ઘેરથી દોઢ વાગે નીકળવાનું નક્કિ કર્યું. હું ભૂલકણો એટલે સૌએ મને યાદ રહે માટે મારી ડાયરીમાં મોટા લાલ અક્ષરે નોંધાવ્યું. મારા ભૂલકણા સ્વભાવને લીધે મેં ડાયરી રાખી હતી. અને રોજ ઉઠી, નાહીધોઇ તૈયાર થઇને ડાયરીના પાના ઉથલાવવાની ટેવ રાખી હતી. સૌએ હોળી ચકલે ભેગા થઈ સાથે નીકળવાનું નક્કિ કર્યું.

બીજે દિવસે સવારે મેં ડાયરી ઉઘાડી. જાદુમાં વખતસર જવાનું યાદ આવ્યું. પણ સાડાબાર વાગે અમારી પોળમાં બે બૈરાંઓએ શબ્દ યુદ્દ ચલાવેલું તે જોવામાં હું એટલો બધો તલ્લીન થઈ ગયો કે જાદુમાં જવાનો સમય ક્યારે થયો અને કેમ થયો તે ભૂલી ગયો. તકરાર પુરી થઈ. પણ તેની ટીકા, વિવેચન, પંચાત અને છેવટે સમાધાન થતાં ત્રણ વાગી ગયા. ત્રણને ટકોરે મને જાદુની વાત યાદ આવી. હું વિચારમાં પડયો. જરા ગભરાયો. કારણ મારા મિત્રો મારી ભૂલી જવાની ટેવ પર બહુ ટીકા કરી મારૂં જીગર બાળતા. આ ચિંતામાં અને ચિંતામાં સાડા ત્રણ વાગ્યા. એવામાં મારા મિત્ર માણેકલાલ મારે ત્યાં આવ્યા. તેનું મોં ઉતરી ગયેલું લાગ્યું. મેં પુછયું " ભાઇ, જાદુ કેવો હતો ? હું તો પોળની લડાઇ જોવામાં ત્યાં આવવાનું ભૂલી ગયો. શું કરૂં ? કેમે કરી મારી આ ટેવ જરા પણ સુધરતી નથી. " આટલું ભાષણ આપ્યા છતા માણેકલાલ તો જાણે બહેરા હોય એમ ઉભા રહ્યા. છેવટે મેં માર્યું કે ચૈત્ર માસ શરૂ થયો છે. અને સૂર્યનારાયણ બપોરના સારી

રીતે તપે છે એટલે તડકામાં ચાલવાથી સાહેબનું માથું દુખતું હશે. શરીરે એકવડા કોઠાનો તો હતાજ. પણ જાદુ આટલો જલદી કેમ પૂરો થયો હશે તેની મને નવાઇ લાગી. પછી ધીરેથી માણેકલાલે મ્લાન વદને ખુલાસો કર્યો. "એ તો અને છેતર્યા. કોઇ જાદુએ નહોતો અને બાદુએ નહોતો. દોઢ વાગ્યાથી લોક ભેગું થવા માંડયું હતું. અમે તારી રાહ જોઇ નીકળ્યા અને બે વાગ્યા સુધીમાં ત્યાં પહોંચ્યા. જલદી ચાલેલા એટલે ઘણો તાપ લાગેલો. અંદર દાખલ થઇ સારી જગ્યા શોધી બેઠા. અઢી વાગતાં તો એટલું ચીકાર થઈ ગયું કે પડે તેના કટકા. ઘણાજ તાપમાં, આટલી ગીરદીમાં, પરસેવાની રેલમ છેલમમાં અમે એક કલાક ઘણી હોશભેર વીતાવ્યો. પાછી ત્રણના ટકોરે સ્ટેજ પરના બોર્ડનો પડદો ઉપડયો. અને પછી ! એતો પેલી 'April fool......' ની કડીઓ પાટીઆ પર લખી હતી. આજે એપ્રીલ માસની પહેલી તારીખ એમ બધાને યાદ આવ્યું. ઘણીજ નિરાશા સાથે લોકો બહારથી હસતા પણ મનથી નિસાસા નાખતા સૌ સૌને પંથે પડયા." આટલું બોલતા માણેકલાલ હાંફી ગયા. તડકાએ તેમના પર સારી અસર કરી હતી તેથી પાસે પડેલા એક કોચ પર નિદ્રા દેવીને આવ્હાન કર્યું.

એક વખત એક મિત્રના વરઘોડામાં જવાનું હું ભૂલી ગયો. રાત્રે યાદ આવ્યું. મારા મિત્રો મારા પર ગુસ્સે થશે તો શું જવાબ આપીશ તે વિચારમાં હું બેઠો હતો. એવામાં છગનલાલ મને મળવા આવ્યો. હું કેમ નહોતો ગયો તે પુછવાને બદલે તેને વરઘોડાની હકીકત કહેવા માંડી. "વરઘોડો ચઢયો. આજે તો તારી બહુ રાહ જોઈ. પણ તારી બહુ રાહ જોઇએ છીએ ત્યારે તું નથી આવતો. આજે પણ તેમજ બન્યું. તું નાજ આવ્યો. તુ ના આવ્યો એટલે મને ચિન્તા થવા માંડી કે કદાચ આજે કાંઈ નવા જુની થશે. બન્યું પણ તેમજ. વાદળાં સવારથી જરા જરા હતાં. પણ વરઘોડો ચઢયો એટલે આકાશ એકાએક વાદળાથી ઘેરાયું. ગર્જના અને વીજળીના ચમકારા સાથે એકાએક વરસાદ તુટી પડયો. વરઘોડો અરધે રસ્તે ગયો હતો. વરઘોડો અસ્ત વ્યસ્ત થઈ ગયો. જેઠ વદ. મા લગ્ન કરવું ભુલ ભરેલું છે એમ બધાને લાગ્યું. વરરાજાને એક ઝાડ નીચે આશ્રય આપ્યો. વરસાદ બંધ થતાં ઘોડા

સ્નેહી સાથે વરરાજા આગળ વધ્યા. લોકો સૌ વીખરાઈ ગયા. અમે વરરાજાના મિત્રો એટલે નાસી ના જવાય. અમારા બધાના કપડાં પલળ્યા અને કાદવના છાંટાથી બગડ્યા પણ ખરા. મેં નવો રેશમી કોટ પહેર્યો હતો તે તદન ચુંથાઈ ગયો છે. પરમ દીવસે મારા કાકાની છોકરીના લગ્ન વખતે શું પહેરીશ ?" વિવેચન પુરૂં કરતા તેમના મુખ પર દીલગીરી છવાઈ ગઈ. હું સર્વ બીના સમજી ગયો. મેં કહ્યું "કાંઈ નહિ, મુંબાઈ તમારા મામાને મોકલજો. તેઓ ડ્રાયક્લીન કરાવી તમને મોકલી આપશે એટલે નવાથી પણ સરસ થશે. પણ પરમ દિવસે તો સાદા ડગલાથી ચલાવી લેવું પડશે. હું ના આવ્યો તે સારૂં થયું. નહિ તો જો મારો કોટ બગડ્યો હોત તો હું પરમ દિવસે મારી માસીને ત્યાં વરઘોડામાં શું પહેરત? મારે તો બીજો સાદો કોટ પણ નથી, છે તેમાંથી મેલા થયા છે. અને બાકીના ધોબીને ત્યાં ગયા છે. એકાદ બે કાળા ડગલા છે. પણ તે કાંઈ વરઘોડામાં પહેરાય!" મારી ગેર હાજરી માટે મારો મિત્ર મને કાંઈ પણ કહેશે નહિ તેની મને ખાત્રી થઈ.

આતો મેં નાના ફાયદા વર્ણવ્યા. પણ મારા જીવનમાં મોટો લાભ મારા માનીતા ભૂલકણા સ્વભાવથી જ થયો છે તે કહીશ ત્યારે વાંચક, તને પણ એક વખત ભૂલકણા થવાનું મન થશે. વાત એમ છે કે દર વર્ષે ઉનાળામાં કોઈ કોઈ દિવસ સાંજે અમે બધા મિત્રો ભીમનાથ નહાવા જઈએ છીએ. ત્યાં નદીમાં નહાવા પડી આનંદ કરીએ છીએ. ઘેરથી બધા લંગોટ પહેરી લઈએ કે રોજ રોજ સાથે કાંઈ લેવું પડે નહિ. આ વર્ષે પણ તે મુજબ આનંદ કરવા જતા હતા. ભીમનાથ ઘણું દૂર છે એટલે સાઈકલવાળા બારોબાર સાઈકલ પર આવતા હતા અને બાકીના મારા સહીત ચાર વાગે હોળાચકલેથી ચાલતા નીકળતા. એક દિવસ હું લંગોટ પહેરવી ભૂલી ગયો. ત્યાં પહોંચ્યા બાદ બધા ટપોટપ નદીમાં પડ્યા. હું લંગોટ ભૂલી ગયેલો તેથી શું કરવું તે વિચારમાં ત્યાં આંટા મારવા લાગ્યો. તેવામાં સાઈકલવાળા ત્યાં આવી પહોંચ્યા, તેઓ પણ ન્હાવા પડ્યા. બધાંને મારી લંગોટ હું ભૂલ્યો છું તે જાણ થતાં મને કપડાં સાચવવાનું કામ સોંપ્યું. દીલગીરીમાં હું ત્યાં ફરવા લાગ્યો. મારા ચપળપનો ચારે તરફ

ફરવા લાગ્યા. મારી દૃષ્ટિ પેલી સાઇકલો પર ગઈ. હું હમણાં જ સાઈકલ ચલાવતાં શીખ્યો હતો. એટલે સાઇકલનો મારો શોખ તાજો હતો. મેં એક સાઇકલ આસ્તેથી ઉઠાવી. સ્વાર થઇ લટાર મારવા નીકળી પડ્યો. તેના માલીકને જાણ થતાં તે બુમો પાડતો રહ્યો અને હું ક્યાંનો ક્યાં નીકળી ગયો.

હું કયે રસ્તે જાઉં છું તે જોવું ભૂલી ગયો. મારા ભાગ્યે મને શાહીબાગ તરફ દોર્યો. દસ પંદર મીનીટમાં હું બહુ આગળ નીકળી ગયો. સંધ્યા થવા આવી હતી. એવામાં એક મોટા કમ્પાઉન્ડવાળા બંગલા આગળ આવી પહોંચ્યો. ત્યાં કોઇ મુગ્ધા બાગમાંથી ફુલ વીણતી હતી. ભૂલમાં મારાથી ઘંટડી વાગી ગઇ. તેની દૃષ્ટિ મારી તરફ ફરી. મારી દૃષ્ટિ તો તેના તરફ હતી જ. પછી પુછવું જ શું? અમારા નયનો મળ્યાં. એકમેકને નીરખ્યા. મેં તેને જોઇ, નીરખી, નીહાળી, ઓળખી. તે અમારી ન્યાતના ફુલચંદ શેઠની એકની એક દીકરી સુશીલા હતી. તેને નીરખવામાં હું ઘણો તલ્લીન થઇ ગયો. સાયકલ પર બેઠો હતો તે ભૂલી ગયો. પાછળથી ફુલચંદ શેઠની મોટર આવી. મોટર ડ્રાઇવરે હોર્ન વગાડ્યું. હું ચમક્યો. સાયકલ પર બેઠો છું તે ભૂલી ગયો. અને ધબ દઇ બાજુ પર ઢળી પડ્યો. મોટર અટકી. શેઠ નીચે ઉતર્યા. મને ઓળખ્યો. તેઓ બોલ્યા "ઓહો, કાન્તીલાલ કેમ પડી ગયા? બહુ તો નથી વાગ્યું ને? હજુ તો સાયકલ શીખતા હો એમ લાગે છે!" ઉપરાચાપરી સવાલોના ઉત્તરમાં જાણે કાંઇ જ બનવા પામ્યું નથી તેમ સાયકલ ઉચકી ઉભો થયો, અને કપડાં સાફ કરવા માંડયા. ફુલચંદ શેઠે આગળ આવી કહ્યું "ચાલો, અંદર ચાલો. જરા મો તો ધોઇ નાંખો. પછી ભલે જજો." કોણ જાણે કેમ પણ મને શેઠ સાથે લાંબી વાત કરતાં શરમ લાગવા માંડી. ગુપચુપ કપડાં સાફ કરી મોં ધોઇ લીધું. પછી ફુલચંદ શેઠ મને બંગલામાં લઈ ગયા. અંદર સુશીલા તેની માતા ચંદ્રલક્ષ્મી સાથે વાતો કરતી બેઠી હતી. ચંદ્રલક્ષ્મીની તબીઅત બરાબર નહિ હોવાથી કોચ પર સુતી હતી. શેઠ કોચ સામેની ખુરશી પર જઇ બેઠા. પછી ફુલચંદ શેઠે મારા અભ્યાસ વગેરેની વાતો પુછવા માંડી. એવામાં સુશીલા સંકોચાતી

અંદરના ખંડમાં ચાલી ગઇ. પણ ત્યાંથી અમારી બધી વાત સાંભળી શકાય એમ હતું. મેં અમારી કૉલેજની, અમારા પ્રોફેસરોની, અમારી કૉલેજની પ્રવૃત્તિઓની વાતો ઘણી છટાથી કરવા માંડી. સમય અને સ્થળનું ભાન હું ભૂલી ગયો. પણ મારી વાતોથી ફુલચંદ શેઠ અને ચંદ્રલક્ષ્મી મુગ્ધ થઇ ગયાં. પછી તેમની પુત્રી સુશીલા મુગ્ધ થાય તેમાં શી નવાઇ! સાડાસાત વાગ્યા. આઠ વાગ્યા. ર્‌ણુ ઘેર જવાનું હું ભૂલી ગયો. શેઠનો જમવાનો સમય થયો. મને સાથે જમવા શેઠે આગ્રહ કર્યો. ભૂખ ઘણી લાગી હતી એટલે વિનય પુરતી આનાકાની કરી જમવાનું આમંત્રણ મેં સ્વીકાર્યું. જમ્યા બાદ મેં ઘેર જવા શેઠની રજા માંગી. ફુલચંદ શેઠે કહ્યું, "અત્યારે સાયકલ પર ક્યાં જશો! તેમાં તે વળી જરા વાગ્યું છે. સાયકલ અહીં મુકો અને મોટર તમને મૂકી જશે. કાલે સાયકલ મોકલી આપીશ." આટલી બધી સગવડ માટે શેઠનો આભાર માની હું ઘેર ગયો. મારી માતા મારી વાટની રાહ જોઇ બેસી રહી હતી. મેં તેને બધી વાત કહી. તેને હર્ષનો ઉભરો આવ્યો. પણ હું કાંઇ સમજ્યો નહિ. મારી માને કાંઇક આશા થઇ હોય એટલું કળી શક્યો.

*       *       *       *

બીજે દિવસે સાંજે ફુલચંદ શેઠની બેન મારી માતાને ખાનગીમાં મળી આવી. કાંઇક ખાનગી વાત નક્કી કરી ગઇ. તેમના ગયા બાદ ખબર પડી કે સુશીલા સાથે મારો વિવાહ નક્કી થયો છે.

ત્યારથી મને મારા માનીતા ભલકણા સ્વભાવ પર શ્રદ્ધા અને પ્રેમ થયાં છે.



અર્જુનઃ–"મોટાભાઈ, ક્ષમા કરો. હું અપરાધી છું. તમે મારા સહોદર છો. જ્યેષ્ઠ બન્ધુ છો. આ સંભ્રમનો નાશ આજે જ થયો."

કર્ણઃ—"સહોદર! જ્યેષ્ઠ બન્ધુ! શત્રુઓ પ્રત્યે આ કેવું સંભાષણ? હું તારો શત્રુ છું. તું મારો અમિત્ર છે. તો પછી આ કેવો સંબંધ? પણ......હા. ખરે હું તારો મોટો ભાઇ છું. આજે પ્રભાતમાં જ મેં સાંભળ્યું કે તું મારો લઘુ ભ્રાતા છે. પ્રથમ તો કોઇએ આ બાતમી ન આપી. ફક્ત આજે જ શ્રુતિપથે પડ્યું કે તારી માતા તે મારી માતા છે. ચિર-દ્વેષી, ચિર-પ્રતિસ્પર્ધી, અને ચિર-શત્રુ–સર્પ અને નકુલ–એક જ માતાનાં સંતાનો. ભાઇ, વિધાતા ખરે ભૂલી. કર્ણ તારો કટ્ટો શત્રુ, કટ્ટો દ્વેષી, જ્યેષ્ઠ ભાઇ થાય, તે વિધિનો વાંક નહિ તો બીજું શું? કર્ણ અધિરથનો પુત્ર છે, એ ઠીક છે. શત્રુના હસ્તથી માર્યો જાઉં છું એ સાલતું હતું, ઘણી વ્યથા થતી હતી, ચિત્ત મુંઝાતું હતું."

અર્જુનઃ–"ભાઇ, શાન્ત થાવ, ધૈર્ય રાખો."

કર્ણઃ—પાર્થ શાન્ત થઇશ. ચિન્તા ન કર. જો. નિહાળ. મારા પિતા ભગવાન ભાસ્કર અસ્તાચળમાં પ્રવેશ કરી રહ્યા છે. પિતા, હવે હું જાઉં છું. હું શાન્ત થઇ જઇશ. (અર્જુનને). ભાઇ, સદાને માટે હું જાઉં છું. પૃથ્વી ઉપર તારો હવે કોઇ પ્રતિદ્વંદ્વી નહિ રહે. તારો દર્પ તારૂં શૌર્ય, તારો યશ અક્ષુણ્ણ રહેશે. તું અદ્વિતીય વીર ક્ષત્રીય. પરંતુ......નહિ, નહિ. હું હવે ક્રોધને વશ નહિ બનું. હિંસાનો ભાવ હવે મારા હૃદય-માંથી વિમુખ થઇ ગયો છે. તારા જ્યેષ્ઠ ભ્રાતા તરીકે આશીર્વચન કહું છું. તારી કલ્યાણકામના કરૂં છું. મૃત્યુ મને પોતાના પાશમાં લેવા તત્પર થઈ રહ્યું છે, ચિર શાન્તિ અનુ-ભવવાનો સમય આવી પહોંચ્યો છે. હું હવે તારી સાથે અધિક સમય રહેવાને અસમર્થ છું. બે વાત કહેવાની છે. ફક્ત બે જ વાત. મારા હૃદયની વેદના માત્ર જ........."

અર્જુનઃ—"તમારી સઘળી હકીકત સાંભળવા હું તૈયાર છું. કોને ખબર હતી કે અન્તકાળમા આ વેદના, આ વ્યથા સહન કરવી પડશે?"

કર્ણઃ—"અવશ્ય, ભાઇ! અતિશય વેદના છે. દુઃખ છે. અદ્યાપિ તે હું મારા હૃદયમાં છુપાવી રહ્યો હતો. પાર્થ, બન્ધુ, આજે તને જ હું તે દુઃખની કથની કહું છું. સાંભળ. બાલ્યાવસ્થાથી હું કેટલું અપમાન, અવજ્ઞા, અને તિરસ્કાર સહન કરતો આવ્યો છું? આ સંસારમાં અપમાન સિવાય મેં કાંઇ પણ મેળવ્યું નથી. પદેપદે હું લજ્જિત થયો છું. ક્ષણેક્ષણે મારી વ્યર્થતાનો મને અનુભવ થયો છે. મારા જન્મથી મારી જનની લજ્જા વશ થઇ. તેણે મને ફેંકી દીધો. આમ જન્મકાળથી જ મેં તિરસ્કાર અનુભવ્યો. કિશોરાવસ્થામાં જ્યારે મારા હૃદયમાં વીરત્વ જાગૃત થયું, આકાંક્ષા પ્રકટ થઇ, ત્યારે મેં મારા અસ્ત્ર-ગુરુ દ્રોણ પાસે અસ્ત્રશિક્ષણ માટે પ્રાર્થના કરી. ગુરુએ રાધાસુત કહી અવજ્ઞાપૂર્વક દૂર કર્યો. પછી જમદગ્નિપુત્ર પરશુરામ પાસે ગયો. તેમની સેવા કરી, અને અસ્ત્રશિક્ષા પ્રાપ્ત કરી. પરન્તુ હું ક્ષત્રિય છું, એવી જાણ પડતાં જ તેમના શાપનો ભોગ થઈ પડ્યો. શાપ આપ્યો કે "પ્રતિદ્વંદ્વીની સમ્મુખ તારી બાણકલા વ્યર્થ જજો." તે સમય તો તને યાદ જ હશે કે જ્યારે તું અસ્ત્રપરીક્ષા આપી રહ્યો હતો. હું તારો પ્રતિસ્પર્ધી બની હાજર થયો. ત્યાં હું મારી અસ્ત્ર-કુશળતા દર્શાવવા આવ્યો હતો. પરન્તુ જનસમૂહે અધિરથ સુત કહી ઉપહાસ કર્યો, અને અપમાન્યો. દુર્યોધને મારા ગુણોની કદર કરી. પરન્તુ જે સમયે મારી પટુતાની પરીક્ષા કરાવવા તૈયાર થયો તેવામાં સમાચાર મળ્યા કે કુન્તાજીને અકસ્માત દુઃખ થાય છે, અને તેથી સભા વિસર્જન થઇ. મારી શિક્ષા વ્યર્થ ગઇ. હૃદયના અભિલાષ હૃદયમાં રહ્યા. આજ પણ સમાજનાં તે અવિચાર અને અન્યાયનું સ્મરણ કરતાં હૃદયમાં અગ્નિ પ્રકટે છે."

અર્જુનઃ—"ભ્રાતા, ગત દુઃખનું સ્મરણ જવાદો. હું સ્વયં લજ્જિત થઉં છું.

કર્ણઃ—"ગત દુઃખ તો ગત જ થઈ ગયું છે, પરન્તુ હૃદયની વ્યથા નષ્ટ નથી થતી. મેં સર્વદા મારા ભાગ્યથી જ યુદ્ધ કર્યું છે. પરન્તુ અન્તમાંની વ્યર્થતા મને પરાજિત કરી રહી છે. બીજી વાત સાંભળ. આટલેથી વ્યથા સમાપ્ત નથી થઈ. મારે વધુ અપમાન સહન કરવું પડ્યું છે. મારી વ્યર્થતાનો વધુ અનુભવ કરવો પડ્યો છે. જ્યારે દ્રૌપદીનો સ્વયંવર થયો, ત્યારે કોઈ પણ ક્ષત્રિય લક્ષ્ય-ભેદ કરવા સમર્થ થયો નહિ. તે પ્રસંગે હું અભિમાનપૂર્વક ઉભો થઈ લક્ષ્ય-ભેદ કરવા તત્પર થયો. દ્રૌપદીએ પરન્તુ શું કહ્યું? "નહિ વરૂં એ સૂતપુત્રને." અપમાન અને લાચ્છનાથી મસ્તક નમાવી હું ચાલી આવ્યો. મારી શક્તિ વ્યર્થ બની. આશા ફોકટ બની. કામના નષ્ટ થઈ. પિંજરમાં બદ્ધ થયેલ સિંહની માફક હું મન મારીને રહ્યો."

અર્જુનઃ—"બન્ધુ! ગઈ ગુજરી વિસારી દો. મનુષ્ય ભાગ્યદેવીનું રમકડું છે, તેની ક્રીડાનું માત્ર સાધન છે."

કર્ણઃ—આજે પ્રાતઃકાળમાં મેં મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે આજે હું પાર્થનો દમ્ભ નષ્ટ કરીશ. તેને આજ અવશ્ય હણીશ. અને મારા પંથને નિષ્કંટક કરીશ. તથા આજ કર્ણના જયધ્વનિથી આ અવનીની સર્વ દિશાઓ ગજાવી મૂકીશ. તે સમયે કુન્તાજીને ઉભેલા જોયાં. શિર નમાવી વ્યથિત હૃદયથી તેમણે મને બતાવ્યું કે તે મારાં જનની છે, હું તેમનો પુત્ર છું. ક્ષણ માત્રમાં અન્તરમાં દ્યુતિ પ્રકટ થઈ. અન્ધકારનો નાશ થયો. હૃદયમાં હર્ષ અને વિષાદ બન્ને ઉત્પન્ન થયાં. મારી દૃઢ પ્રતિજ્ઞા શિથિલ થઈ ગઈ. મન્ત્રબદ્ધ સર્પની જેમ રણભૂમિમાંથી હું ચાલવા માંડ્યો. તે સમયે એક બ્રાહ્મણે આવી ભિક્ષા માગી. જ્યારે મેં તેનો સ્વીકાર કર્યો, ત્યારે તેણે મારા જીવનનાં રક્ષક પરમ પ્રિય કવચ અને

કુણ્ડલની માગણી કરી. મેં તરતજ વિના સંકોચે તે અર્પી દીધાં. તેની સાથે જ આ જીવનની અંતિમ આશા નષ્ટ થઇ ગઇ. તથાપિ મારી શક્તિ પ્રચંડ હતી. તેં સ્વયં મારો પ્રતાપ અનુભવ્યો, પરન્તુ હાય! રથનું ચક્ર પૃથ્વીમાં ગરકી ગયું. સિંહ બંધનમાં ફસાઇ ગયો. જન્મકાલથી જ હું વિધાતાના શાપરૂપ છું. મારૂં જીવન કીર્તિહીન અને નિષ્ફળ બન્યું છે. પુત્ર બની માતાએ ત્યજ્યો, શિષ્ય બની ગુરૂએ તિરસ્કાર્યો, વીર બની ખ્યાતિ ન પામ્યો, અને આકાશના ધૂમકેતુની જેમ પ્રકાશ મેળવી વ્યર્થતા પામ્યો. તેં સર્વત્ર યશ સંપાદન કરી જય પ્રાપ્ત કર્યો. હું અવશ્ય જ્યેષ્ઠ છું, પરન્તુ શ્રેષ્ઠ નથી, મારૂં નામ લુપ્ત થઇ જશે, તેનો મને લેશ પણ ખેદ નથી થતો. તને મારી એટલી જ સૂચના-વિનંતિ છે કે મનમાંથી મારી આ લાંછના અને અપમાનવ્યથાને તું વિસારીશ નહિ. ભાઈ, પૂર્ણ રીતે સમજીને તારા હૃદયના ગૂઢતમ ભાગમાં તેને સ્થાન આપજે. પૃથ્વી ઉપર નથી થઇ શક્યું, તે સ્વર્ગમાં થશે. હવે વધુ કાંઈ કથવું નથી. કથવાનું, કરવાનું-બધું ય થઇ ગયું છે. ભાવિએ પોતાના ભાવ ભજવ્યા છે. બસ. બન્ધુ! જાઉં છું, સર્વથી વિમુખ થાઉં છું. મારો એટલો જ આશીર્વાદ છે કે તારો સર્વદા વિજય થાવ, સદૈવ સુખી રહો.*



* હિંદી ઉપરથી

# લોકવાર્તાઓનું વાતાવરણ

રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર. બી. એ. એલ એલ. બી.

ગૂજરાતી સાહિત્યમાંની પદ્યાત્મક લોકવાર્તાઓમાંથી તત્કાલીન લોકસમૂહની મનોદશા, લોકજીવનની રહેણીકરણી, લોકહૃદયના આશઅભિલાષ-વગેરે સમાજસ્થિતિનું આછું* પ્રતિબિમ્બ આપણે નિહાળી શકિયે છિયે. આ સમગ્ર તત્ત્વદર્શનને "લોક વાર્તાનું વાતાવરણ" કહિયે તો ચાલે.

આપણી લોકવાર્તા અંગ્રેજી Romance તથા Novel એ બેના સંમિશ્રણ રૂપ જન્મી હોય એમ લાગે છે; અથવા અંગ્રેજી સાહિત્યમાં નૉવેલની ઉત્પત્તિ થતા પહેલાં, wonder-horror stories જેવું લોકવાર્તાનું સાહિત્ય અસ્તિત્વમાં હતું ત્હેને મળતી આપણી લોકવાર્તા છે; છતાં આપણી પ્રેમશૃંગારમિશ્ર વાર્તાઓમા માનુષી તત્ત્વ છેક ગૌણ સ્થાન ભોગવતું નથી. તોપણ અલૌકિક ચમત્કારના અંગભેગી ભૂતપિશાચની અમાનુષી કથા આપણી લોકવાર્તાઓમાં ખૂબ ઓતપ્રોત થયેલી હોય છે ખરી.

જૈન "રાસા"ઓનું સાહિત્ય પણ આવું જ છે. રાસાઓ રસપ્રચુર અને મનોરંજક તેમ જ બોધક પણ છે. એમાં અમાનુષી સત્વો દેખા દે છે. અદ્‌ભુત રસ ભારોભાર ભરેલો હોય છે. અને શ્રોતાના મનમાં ચમત્કારની અસર ઉપજાવવા માટે આ રાસાના કવિઓએ તે તે કાળની લોકશ્રદ્ધાને અનુસરી અદ્‌ભુત કથન દાખલ કરેલા મળી આવે છે. મંત્રસિદ્ધિ, સુવર્ણસિદ્ધિ, રત્નાદિકના ચમત્કારિક ગુણો, ભૂત પ્રેતાદિની અદ્‌ભુત ક્રિયાઓ આકાશગમન-ઇત્યાદિ આ રાસાઓનાં મુખ્ય અદ્‌ભુત અંગ છે.

* "આછું" કહેવાનો ઉદ્દેશ એટલો છે કે ઘણે પ્રસંગે કલ્પનાથી ઘડાઈને તૈયાર થયેલી લોકવાર્તાઓમાં તે તે સમયનાં સંસારચિત્ર પડયાં છે કે કેમ? તે કહેવું અઘરું છે. એટલું માત્ર કહી શકાય કે તે ચિત્રો કવિના હૃદયની ઈચ્છાએ ઉત્પન્ન થયેલાં, કલ્પનાએ રંગેલાં અને લોકપ્રિય થાય એવી રીતે લોકરુચિને અનુસરીને દોરાયલાં છે.

લીધે પ્રાન્તિક ભાષાસાહિત્યમાં કેટલોક સાંપ્રદાયિક (conventional) અંશ પણ દાખલ થવા પામ્યો. તેથી કેટલીક નિત્યપરિચિત અથવા અતિપરિચિત (hackneyed) શબ્દાવલીઓ ઠેરઠેર ગોઠવતા થઇ ગયા. એનાથી એવું થયું કે જે ઉપમાઓ સાહિત્યમાં મૂળ વપરાશમાં આવી તે વખતે કુદરતના પ્રત્યક્ષ દર્શન કે અનુભવથી જ કવિહૃદયને તે કલ્પનાનો સાક્ષાત્કાર થયો હતો. તે વખતનું ત્હેનું Nature at first hand કુદરતનું તાજું અને સાચ્ચું જ્ઞાન ભૂલી જવાયું; અને કાળે કરીને સંસ્કૃત સાહિત્યમાં જ ઠીક શોભતી કેટલીક ઉપમાઓ ઔચિત્યબુદ્ધિના વિવેક વગર કવિઓ જ્યાં ત્યાં વાપરતા થઇ ગયા.

આખ્યાનો તથા વાર્તાઓમાં કોઇ મ્હોટો પ્રસંગ નિપજે અને નાયકનાં પરાક્રમો વર્ણવાય ત્યારે દેવો પુષ્પવૃષ્ટિઓ કરે જ; અને અપ્સરાઓ અંતરિક્ષમાં ગાવાની જ. કોઇ બાણ છોડે એટલે સાત પાતાળ અને ચૌદ લોક કંપી જવાનાં, શેષનાગ હાલી જવાનો, પર્વત ડગમગી જવાના, સાગર ખળભળી ઉઠવાના—અને એ રીતે દરેક અદ્ભુત પ્રસંગના વર્ણનમાં આવો એક સરખો ચમત્કાર બનવાનો જ.

આ શિષ્ટાચારે તો એટલે સુધી કવિ સંપ્રદાયમાં અધિકાર મેળવ્યો કે કોઇ પ્રૌઢાની ગતિ વર્ણવવી હોય ત્યારે ત્હેની ગતિને ગજની જ ગતિ કહેવી પડતી. નાકની દાંડી માટે શુકનાસા અથવા ગરુડની ચાંચને જ સંભારવી પડતી. કોઇ નાજુક સ્ત્રીની ધીમી ધીમી પગલીઓ માટે હંસને જ ખોળી કાઢવો પડતો. પ્રાન્તિક દેશી ભાષાઓના કવિઓ આ અને એવી બીજી અસંખ્ય સંસ્કૃત ઉપમાઓ (કદાચ ઉપમાનમાં મૂકેલાં પશુ, પક્ષી, વનસ્પતિ, ફલ અથવા ફૂલને માત્ર કાને સાંભળીને જ) પોતાના કાવ્યોને શણગારવા છૂટે હાથે વાપરીને પોતાને કૃતકૃત્ય માનતા હોય એમ લાગે છે.

કોઈ સ્ત્રીનાં અંગાંગનું વર્ણન કરવાનું આવે ત્યારે શી શી ઉપમાઓ આવશે તે આપણે તે કવિતા વાચ્યા વગર પણ એકદમ કહી શકિયે એવું શિષ્ટાચાર ભર્યું વર્ણન આ પ્રાચીન કવિઓમાં આવે છે. મુખ ચંદ્રમા જેવું, આંખો હરિણીના જેવી અથવા ખંજન જેવી, દાંત દાડીમ કળી જેવા, અધર પરવાળાં જેવા, કટિ કેસરી જેવી, પેટ પોયણા જેવું, કેશકલાપ નાગફણા જેવો, અ[illegible]ની—[illegible] કાળથી ચાલી આવતી ચોક્કસ ઉપમાઓની [illegible] વિતા[illegible]ચમત્કાર અથવા ખૂબી જણાતાં નથી.

. એવાં કૃત્રિમ, અર્થહીન અને માત્ર શિષ્ટાચાર બતાવતાં વર્ણનોથી કાવ્યત્વ કે રસનો ભાસ થતો નથી. ઉલટું, એવું વાંચતાં એ કાવ્યભાગ ક્યારે વટાવી જઈયે એવી અધીરાઈ વાંચનારને થાય છે. લોકવાર્તાઓમાં નાયક અથવા નાયિકાનું વર્ણન, નગરવર્ણન, વનવર્ણન પ્રવાસવર્ણન વગેરે એક સરખી શૈલીમાં કરાયલાં મળી આવે છે. એટલે એ વર્ણનો ઉપરથી તત્કાલીન વસ્તુ સ્થિતિનો કશો ખ્યાલ આવી શકતો નથી. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકતાં, એ સાહિત્ય વિષયક પુરાવાની કંઈ પણ કિમ્મત નથી. કેટલીક વારતાઓમાંથી અમુક નાયિકાનું, નગરનું અથવા તો પ્રવાસનું છૂટું વર્ણન આપણને વાંચવા માટે કાઢી આપવામાં આવે, તો તે કઈ વાર્તામાંનું હશે તે કહેવું ઘણું અઘરું પડે.

લોકવાર્તા જેટલે અંશે લોકજીવનનું આબેહૂબ ગણી શકાય તેટલે અંશે, વાર્તાઓમાંથી ડોકિયાં કરતા વ્હેમોનું અસ્તિત્વ તે વખતના સમાજમાં આરોપી શકાય. રાક્ષસો અને ભૂત પ્રેતની વાતો દરેક દેશના લોકસાહિત્યમાં દેખા દે છે, ગુજરાતનું માનસ પણ ભૂત પ્રેત વિનાનું નથી. વિક્રમે વશ કરેલા "વીર આગીયા વૈતાલ" ની વાત વિક્રમ રાજાનાં પરાક્રમ ગાતી "સિંહાસન બત્રીશી" અને "વૈતાલ પચીશી" માં વિસ્તારથી અપાયલી છે. ખાખરા ભૂતને તો આપણા શિષ્ટ સાહિત્યમાં પણ "કરણ ઘેલા" એ તેમ જ "રાજાધિરાજે" અમર કર્યો છે. આવાં અમાનુષી સત્ત્વોની હાજરીનો ઉપયોગ ચમત્કાર અથવા અકસ્માત કે ભય વર્ણવવામા લોકવાર્તાના કવિઓ કરતા જણાય છે.

ભૂત પ્રેત સિવાય બીજા અનેક જાતના વ્હેમોએ લોકહૃદયમાં ઘર કરેલું હોય છે. માનવીનાં ભાગ્યવિધાનમાં જગતની અદૃશ્ય શક્તિઓ ઉઘાડો ભાગ લેતી હોય એમ અનેક શકુન અપશકુનની વ્યક્ત ભાવનાઓ દ્વારા માન્યતા બંધાય છેઃ શકુન શાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, જાદુ, મંત્રતંત્ર, અદ્દ્ભુત સિદ્ધિઓ, કામણ ટુમણ, મારણ, ઉચ્ચારણ તથા વશીકરણ જેવી "મેલી" વિદ્યાઓ, કરવત અથવા કમળપૂજાનો આત્મહત્યા માટેનો છેતરટનો ઉપાય-વગેરે લોકજીવનમાં ઊંડાં મૂળ ઘાલી બેઠેલી માન્યતાઓ ઓછાવત્તા પ્રમાણમા દરેક લોકવાર્તામા નજરે પડે છે. એ લોકવ્હેમનો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કરવા જેવો છે.

લોકવાર્તાઓના કાળનું પ્રવાસવર્ણન વાર્તાના રસમાં ચમત્કાર તથા વૈવિધ્ય લાવતું; કારણ કે તે કાળના પ્રવાસો-વર્ષોનાં વર્ષો સુધી લંબાતા. ગૂજરાતીઓની વ્યાપાર કુશલતા, ત્હેમની વ્હેપાર માટેની કુનેહ-એ ત્હેમના જન્મસિદ્ધ હક્કમાંનો એક હતો. જલમાર્ગે તેમ સ્થલમાર્ગે પણ ખેડવા નીકળેલા સાહસિક લોકોનાં રસમય વર્ણનો આ લોકવાર્તાઓમાં આવે છે.

આ વ્યાપારનું તત્ત્વ ગૂજરાતી લોકવાર્તાઓની એક લાક્ષણિક વિશિષ્ટતા છે. હિન્દી વાર્તાસાહિત્યમાં તે બહુ અલ્પ છે. બંગાળી વાર્તાસાહિત્યમા ચંદ સોદાગર તથા સુન્દર સોદાગરની વાર્તાઓ જેવી પ્રવાસવર્ણનની વાતો છે ખરી. એનું કારણ એમ લાગે છે કે ગૂજરાત (મધ્યકાલીન ઇતિહાસની સીમા પ્રમાણે કચ્છ કાઠિયાવાડથી માંડીને દક્ષિણાપથની હદ શરૂ થાય છે ત્યાં સુધી) ના દરિયાકાંઠા ઉપર ઘણાં પ્રાચીન બંદરો આવી રહેલાં છે. ત્હેવી જ રીતે બંગાળાના ઉપસાગરનો કાંઠો બંગાળી પ્રજાના વ્હેપાર માટે અનુકૂલ હતો. તેથી આવા કુદરતી રીતે વ્હેપારને ઉત્તેજનાર સંયોગો મળવાથી, આ પ્રજાએ મધ્ય હિન્દુસ્થાનની પ્રજા કરતાં વધારે સાહસિક અને વ્હેપાર કુશલ બની હતી.

કઇ કઇ જાતનો અને કઈ કઈ ચીજોનો છુટક તથા જથાબંધ વ્હેપાર થતો, ત્હેના સાટા, કબાલા વગેરે કેવી રીતે થતું, પરદેશ વહાણ કેવી રીતે ભરી જતા-વગેરેનું જીવતું જાગતું વર્ણન સામળભટની "ભદ્રાભામિની" ની વાર્તામા 'આપવામા 'આવ્યું છે. વછરાજની "રસમંજરી"ની વાર્તામા પણ ધનાઢ્ય શેઠનો પુત્ર, બાપનું રળેલું ન ખાતાં વ્હેપાર કરવા નીકળી પડે છે. જૈન સાધુઓના રાસોમાં પણ વહાણના વ્હેપારની પુષ્કળ વાતો આવે છે.

આવા પ્રવાસવર્ણનથી લોકવાર્તાના કવિને નાયક નાયિકાનો વિરહ, ત્હેમની વિરહપીડા, વગેરે રસિક પ્રસંગો વિસ્તારવાની તક મળતી હતી. વ્હેપારને અંગે લોકોની ધનસમૃદ્ધિનાં છક્ક કરી નાખે એવાં વર્ણનો પણ આ પદ્યવાર્તાઓમાં મળી આવે છે. ધનને લીધે વિલાસ વધે જ; અને વિલાસમાંથી અનીતિ તથા અધર્મનો ફેલાવો થાય-એ સત્ય પણ આ વાર્તાઓમાં ઘટાવેલું જણાય છે. નગરશેઠના છોકરાઓ, બીજું

કંઈ પણ કરવાનું ન હોવાથી દ્યૂત રમતા અને ધન ગુમાવતા; અથવા તો ગણિકાને હાથે લૂંટાતા. આ પરિસ્થિતિનું પ્રતિબિમ્બ પણ આ લોકવાર્તાઓમાં પડેલું જોઈ શકાય છે.

ગૂજરાતના, પરદેશીઓ સાથેના જળમાર્ગના વ્હેપારના ઇતિહાસ સાથે આ લોકવાર્તાઓમાંની વિગતો સરખાવી જોવા જેવી છે. જળમાર્ગ સિવાય સ્થલમાર્ગે વણઝારા પોઠો ભરી વ્હેપાર ચલાવતા. જ્યારે 'વણઝારા પોઠો લઈ લઈને નીસરે છે ત્યારે મારગો ઉપર આઘે આઘે ઝીણી ઝીણી ખેપ ઉડતી આવે છે. દેશ પરદેશથી હાથી, ઘોડા, બળદ, વ્હેલડી ચુંદડી વગેરે મોહક સામગ્રીઓ લાવે છે.' ગામને પાધરે પોઠ છૂટે છે; અને વહેપારીઓ ત્યાં આવી સોદા કરે છે. "ભદ્રાભામિની" માં લાખા વણઝારાનું આખું વર્ણન આ સમ્બન્ધી આબેહૂબ ચિત્ર ખડું કરે છે.

આમ વ્હેપારને અંગે અથવા બીજાં કોઇ રાજદ્વારી કારણોને અંગે જે પ્રવાસ આરંભાતા તે વર્ષોના વર્ષો સુધી લંબાતા. કોણ ક્યારે પાછું આવશે તે વિધિને જ સોંપી દેવું પડતું. આજે, એ સમયના જલપ્રવાસોના અવશેષ, પ્રવાસનાં પ્રેમભીનાં લોકગીતોમાં સચવાઈ રહેલા છે. વિદેશ ગયેલો રસિક સ્વામી સાંભરતા રમણીઓ નિઃશ્વાસ મૂકે છે કે–

"વા વાયા ને વાદળ ઊમટ્યાઃ
મધ દરિયે ડૂલેરા વહાણઃ
—મોરલી વાગે છે.

× × ×

ઉલ છબીલો હોય તો મૂલવેઃ
ડોલરિયો દરિયા પારઃ
—મોરલી વાગે છે."

લોકવાર્તાઓમાં યુદ્ધનાં ધમસાણો, લૂંટફાટો, અપહરણો અને લોહીની ધારાઓ–એ સામાન્ય વાતો છે; છતાં વીર, ભયાનક, અદ્ભુત કે બીભત્સ એ લોકવાર્તાના મૂલગત રસ નથી. જ્યારથી તે રસને પ્રાધાન્ય આપી રચાયલી, દિલ ઉશ્કેરનારી વાતો સાંપ્રત સમાજમાં પગભર થઈ ત્યારથી જૂની લોકવાર્તાઓ ખાંજરે પડવા માંડી છે.

*" હિન્દુસ્થાનમાંથી જંગલો કપાઇ ગયાં છેઃ પ્રાન્તો વચ્ચેના યુદ્ધ બંધ થઇ ગયાં છે; પગરસ્તાની લાંબી મુસાફરીઓ અને વણઝારાની પોઠો નાબુદ થઇ ગયાં છે. તેથી અદ્દ્ભુત વાર્તાઓના પ્રસંગ રહ્યા નથી. તેમ જ સાહસ ખાતર અજાણ્યા સમુદ્રની સફર કરવાને પ્રજાને ટેવ બંધાઇ નથી." આમ હોવાથી, સાંપ્રતકાળના જીવન વ્યવહારમાં અદ્દ્ભુતતાના અંશ આણી શકાય તેમ નથી. પણ પ્રજાનું જીવન પ્રબલ ભાવનાઓથી ઘડાઇ રહ્યું છે. રેલ્વે, ટપાલ અને વર્તમાનપત્રથી આખું હિન્દુસ્થાન એક નગરી હોય તેમ, તે દ્વારા સહેલથી નવા સંકલ્પોની આપલે થઇ શકે છે. આવી પરિસ્થિતિએ જ આધુનિક સાહિત્યમાં નવલકથા અને ભેદવાર્તાના સાહિત્યને માટે જગા કરી આપી છે.

આખ્યાનો અને વાંર્તાઓનું વસ્તુ તથા ગદ્ય નવલકથાઓ અને નાટકોને સિનેમાના ચિત્રપટો જેવાં મૂક નાટકો રૂપે પ્રકાશમાં મૂકવાના પ્રયાસો હાલમા થઇ રહ્યા છે. પરંતુ જાણવું ઘટે કે લોકવાર્તાનાં ખંડેરોમાથી ભેદવાર્તા જન્મી નથી. એ પરદેશી સાહિત્યનો રોપ તો પાશ્ચાત્ય સાહિત્યમાંથી ઊપાડી લાવવામા આવ્યો છે; પરંતુ જૂની લોકવાર્તાઓના પરિચયને અભાવે તથા સાપ્રત જીવનની બદલાઇ ગયેલી પરિસ્થિતિને લીધે અભણ અને હલકા વર્ગના લોકોનું ત્હેને પોષણ મળતાં, ભેદભરમની વાતો ધ્રોની પેઠે દેશભરમાં પથરાતી જાય છે.

આ ભેદવાર્તાઓ (Detective stories) ના લખનારનો ઉદ્દેશ ઘણે ભાગે એટલો જ હોય છે કે વાચનારના મનને ઉશ્કેરવું; ઉશ્કેરનારા પ્રસંગ જૂના થતા જાય તેમ તેમ નવા, વધારે ને વધારે ભયાનક શોધી કાઢવા; ને ત્હેને લગતા બનાવોને એકએક પર સમ્બન્ધવિના ખડકેય જ જવા. આમ કરવામાં જેમ જૂની લોકવાર્તાઓમાં પવન પાવડી, મંત્ર શક્તિ વગેરે સાધનોનો ઉપયોગ કરવામાં આવતો તેમ, ભેદપારખુ (Detective) મોટરબોટ, એરોપ્લેન, પિસ્તોલ, રિવોલ્વર અને રોમાંચ કરાવે ત્હેવાં અસંખ્ય સાહસોનો ઉપયોગ કરે છે. પરંતુ આ ભેદવાર્તાઓમાં, લોકવા-

*છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં સાહિત્ય વિભાગના પ્રમુખ વરીકે સર્ રમણભાઇનું ભાષણ પૃ. ૧૭.

તોના બે ઉદ્દેશોમાંનો બીજો–વાર્તાનું બોધક તત્ત્વ બહુ નજીવું હોવાથી, એ વાર્તાનું વાંચન સમાજના મગજ ઉપર હિતાવહ અસર કરતું હોય એમ લાગતું નથી.

આની કેટલીક વાતોમાં, કલ્પના તથા બુદ્ધિનો વિકાસ કરવાની તથા છેલ્લામાં છેલ્લી શોધખોળનું જ્ઞાન આપવાની શક્તિઓ છે એમ કહી શકાય; પરંતુ એ વાતોમાં નૈતિક તત્ત્વ નહિ જેવું જ હોય છે. સમાજમાં જાણે બધે ગુન્હેગારી જ ભરી હોય એવા સ્વીકૃત સિદ્ધાન્ત સાથે ભેદવાર્તાનો લેખક વાર્તાને શરુ કરે છે. અણુવિશ્વાસ, કપટ, દ્રોહ, ચોરી, ખૂન–વગેરે ભેદવાર્તાના કલેવરના અસ્થિ છેઃ એમાં ચેતનાનો અભાવ છે. લોકસાહિત્યના નવેસર આરંભાયલા અભ્યાસથી, લોકોનું મન આ કૃત્રિમતાથી ભરેલા સાહિત્ય તરફથી જલદી પાછું વળશે તો તે ઇષ્ટ થશે, અને સાચાઇથી ઓતપ્રોત એવી સંસાર કથાઓનો વિશેષ પ્રચાર લોકજીવનને વધારે રસાળા અને ઊજમાળાં કરી શકશે એમ આશા રાખવી વ્યર્થ નથી.

લોકવાર્તાની ભુલભુલામણીમાં પ્રવાસ કરવા નિકળનાર વાંચકોને નીચેના માર્ગસૂચક સ્તમ્ભોથી જરૂર માર્ગદર્શન થશે એમ આશા રહે છે. લોકવાર્તાની સૂક્ષ્મ મીમાંસા કરનાર કોઇ મીમાંસક ધારે તો અહીં નીચે આપિયે છિયે તે ટૂંકી નોંધ ઉપરથી એક એક સ્વતંત્ર પ્રકરણ ઉપજાવી શકે છે. "અહીં તો માત્ર લ્હેવામાંથી થોડીક નોંધ આપીને "લોકવાર્તાના વાતાવરણ" નો ખ્યાલ આપવા પ્રયત્ન કર્યો છે.

[ક] ચક્ષુરાગ–(Love at first sight) 'એટલે જીંદગીમાં પહેલી જ વાર એક બીજાને જોતા નાયક નાયિકામાં પરસ્પર પ્રેમ ઉત્પન્ન થવાની વાત ઘણી વાર્તાઓમાં આવે છે. સંસ્કૃત નાટકો તથા શેક્સપીયરના કેટલાક નાટકોમાં એવું જ વાંચવામાં આવે છે. આ પ્રમાણે ચક્ષુરાગ થયા પછી, બન્ને પ્રેમીઓ અનેક વિટંબણાઓ વેઠીને પણ પરણે છે. સમાજમાં આવાં સ્નેહલગ્નનો પ્રથા હશે કે કેમ? અથવા તો તે માત્ર લોકકવિનું પ્રાચીનકાળથી ચાલ્યું આવતું કાલ્પનિક ચિત્ર જ હશે?–એવા પ્રશ્નોનું નિરાકરણ થઇ શકે તેમ નથી.

[ખ.] લોકવાર્તાઓના કાળના સમાજમાં વર્ણાશ્રમની શિથિલતા હોય એમ લાગે છે. તે સમયમાં વર્ણાન્તર લગ્નની છુટ્ટી હશે; કારણ કે અનુલોમ તેમ પ્રતિલોમ લગ્નો ઠેકઠેકાણે થાય છે. " વિદ્યાવિલાસિની " ની જેવી વાતોમાં બલાત્કારે વણપાલવતે થયેલું લગ્ન વર્ણવ્યું છે. ઘણુંખરું, વૈશ્ય પ્રધાનપદે હોય છે; ત્હેનો પુત્ર ક્ષત્રિય રાજકુંવરી સાથે પ્રેમમાં પડે છે; અથવા તો રાજકુમારી ત્હેનાથી મોહ પામે છે. વણપાલવતે ત્હેમનાં લગ્નમાં સંમતિ મળે છે–આ પ્રકારે ઘણી વાતોની શરૂઆત કરવામાં આવી હોય છે. માબાપની સંમતિની રાહ પણ કેટલાંક લગ્નોમાં જોવાતી નથી. ગાંધર્વવિવાહને મળતો સંક્ષિપ્ત લગ્નવિધિ થયા પછી, ઘણે વખતે સવિધિ લગ્ન થયાના પણ દાખલા મળી આવે છે. રૂઢિલગ્ન, બાળલગ્ન કે " લાકડે માંકડું " જોડ્યાની ફરિયાદ ક્યાંયે સમજાતી નથી. લોકવાર્તામાંની એકકે નાયિકા સોળ વર્ષથી ન્હાની હતી એમ જણાતું નથી.

(ગ.) નારીજીવન; નારીજીવનના વ્યવસાય; તત્કાલીન સમાજમાં સ્ત્રીનું સ્થાન; સ્ત્રીસ્વભાવનું પરસ્પરવિરુદ્ધ ચિત્ર–"નારી તું નારાયણી" થી તે " નારી નરકની ખાણ "–સુધીની ઉત્તર દક્ષિણ ધ્રુવ જેવી એકમેકથી દૂર માન્યતા: ગૃહસ્થાશ્રમની ભાવના: એક તરફ શીલનું રક્ષણ અને ચારિત્રનો મહિમા, બીજી તરફ ખુલ્લા વ્યભિચારની પણ ઉપેક્ષા: એ અને એવા બીજા વિકટ પ્રશ્નો ઉપર લોકવાર્તાઓનું વાંચન સારું અજવાળું જરૂર પાડી શકે.

(ઘ.) સરસ્વતી અથવા મીરાબાઇ જેવી "બાળકુંવારી" રહેવાની ઇચ્છાવાળી કેટલીક વાર્તાનાયિકાઓ પુરૂષ જાતનો કટ્ટો દ્વેષ કરનારી હોય એમ કેટલીક વાતોમાં આવે છે. સ્વયંવર રચવાની એટલે સમજપૂર્વક લગ્ન કરવાની કન્યાઓને છૂટ મળતી હશે એવો પ્રાચીન સમાજ, સુધારામાં પછાત હતો એમ કેમ માની શકાય? સ્મૃતિઓ ભાખે છે તેમ વયમાં આવેલી પુત્રી જાતે જ વર શોધી શકે છે. અને ત્હેને પરણી શકે છે–એવાં ઉદાહરણોની ખોટ નથી.

(૮.) સ્ત્રી જાતની કેળવણી તથા ત્હેમની સંસ્કારિતાનું ઉજ્જવલ દર્શન આ વાર્તાસાહિત્યમાં ડોકિયું કરતાં થાય છે. લગભગ દરેક નાયિકા "કાવ્ય, કોષ ને નૈષધકથા," તથા ચોસઠ કલામાંની નૃત્ય, ગીત, વાદ્ય, ચિત્રાલેખન, પુષ્પગુમ્ફન વગેરે જેવી કલાઓથી સંપન્ન હતી. ચિત્રકલાનું જ્ઞાન તો સંપૂર્ણ રીતે પમાતું હતું એમ "તરંગવતી," "મદનમોહના" વગેરે જેવી વાતોમાંના ચિત્રપટો જોતાં લાગે છે. બુદ્ધિ ચાતુર્યમાં પણ તે પાછી પડે તેમ નહોતી. સમસ્યાપૂર્તિના વિનોદ પ્રસંગોમાં એ નાયિકાઓ રસભર્યો ભાગ લઈ શકતી. ચોડના જેવી ઘણી નાયિકાઓને ઘોડે બેસતા પણ આવડતું હતું.

(૯.)ચાતુર્ય કેળવવાના પાંચ સ્થાન–(**વારાંગના રાજસભા પ્રવેશઃ ।......ચાતુર્યં સ્થાનાનિ પઞ્ચ ॥**) મા મોખરે મૂકેલી વારાંગના–ગણિકાનું પાત્ર અને ત્હેનું સમાજની નીતિમાં અસ્તિત્વ આ લોકવાર્તાઓના કાળમા સાધારણ અને લગભગ સ્વાભાવિક જેવું ગણાતું લાગે છે. પરંતુ એટલું ખરૂં કે આ ગણિકા તે છેક હલકી નહિ. રાજા તથા નગરશેઠ પણ ત્હેમને ત્યા નૃત્ય સંગીતને બ્હાને જઈ શકતા; અને તે વાત સમાજમા નીચી લેખાતી નહિ. 'મૃચ્છકટિક' માંની વસન્તસેના જેવી જ ઉદાત્તચરિતની કામકુંડલા ગણિકા "માધવાનલ કામકુંડલા" ની વાર્તામાં આવે છે. ગણિકા જેવું, છતાં ત્હેનાથી ઓછું વ્યાપક એવું માલણનું પાત્ર છે. નાયકનાયિકાની દૂતી તરીકે અથવા તો ગુપ્ત ચર તરીકે ઘણી વાર્તાઓમા એ કામ લાગે છે.

(૭.) સ્ત્રી પુરુષનો અને પુરુષ સ્ત્રીનો વેષ લઈને વર્ષોનાં વર્ષો સુધી સમાજમાં ફરે છે; છતાં ઓળખાતા નથી–આ રીતની ઘટના કેટલીક વાતોમાં યોજેલી છે. "મદનમોહના" તથા "રસમંજરી" જેવી વાતોમાં વેષ બદલીને ફર્યાની આવી વાત આપી છે. શેકસપીયરનાં કેટલાંક Romantic નાટકોમા યે આવી જ વેષ બદલીને રહેવાની જરૂરીઆતનો ઉપયોગ કરવામા આવેલો છે. એ નાટકો જૂની યૂરોપીય લોકવાર્તાઓ ઉપરથી ઉપજાવી કાઢેલાં છે; એટલે આ યુક્તિ તેથી યે પ્રાચીન છે.

(જ.) સમાજના ચતુર્વર્ણ માટે સામાજિક કેળવણી સ્વરુપ શું હતું? ત્હેનો રાજ્ય અથવા પ્રજાના મહાજનો તરફથી કેવો પ્રબન્ધ થતો હતો? દરેક બાલકને લેખન, વાંચન અને ગણિત જેવી પ્રારંભની કેળવણી ઉપરાંત, બીજી સૌસૌની જાતિને અનુસરતી વ્યાવહારિક કેળવણી કયે પ્રકારે અપાતી હતી?—એ અને એવા પ્રશ્નોના નિરાકરણ માટે આ વાર્તાઓમાંથી ઘણું જાણવાનું મળી શકે છે.

(ઝ.) લોકોમાં મંત્રતંત્ર, જાદુ, કામણદુમણ, અદ્ભુત મંત્ર સિદ્ધિ, રત્નપરીક્ષા, મૃત સંજીવની વિદ્યા, જાદુઈ લાકડી જેવી "પ્રેમલા લચ્છી" રાસમાં આવતી કણેરની સોટી, માદળિયું, દોરા—વગેરે અદ્ભુત રસનો સંભાર ઠેરઠેર સમાજના માનસમાં ઘર કરી બેઠેલો જોઈ શકાય છે. રામબાણ મણિ અને ત્હેના અદ્ભુત ગુણની વાત મદનમોહના જેવી વાતોમાં આવે છે. લોકો, એ બધી સિદ્ધિઓ જેવું અદ્ભુત જ્ઞાન કંઇક ભય અને કંઇક કૌતુકથી માનતા જણાય છે. પરકાયાપ્રવેશનું જ્ઞાન પણ વિક્રમને લગતાં વાર્તાચક્રોમાંથી જોઇ શકાય છે. જેવી બીજી મંત્રસિદ્ધિ છે ત્હેવી જ આકાશ ગમનની સિદ્ધિ પણ જાણીતી હતી; અને તે સિદ્ધિનાં પવનપાવડી, કાષ્ટનો ઘોડો તથા ઘોડાનું જીન—જેવાં સાધનો પણ આ લોકવાર્તામા યથેચ્છ સ્થાન પામ્યાં છે.

(ઞ.) પ્રાણીઓ (જેમકે "શુકબ્હોતેરી" માંનો શુક તથા "નંદબત્રીશી" માંનો પોપટ)ની વાંતોમાં સમાજને ધર્મનીતિ વગેરેની સમજણ આપવાની શક્તિ રહેલી છે એવું જાતકમાલા તથા પંચતંત્રની વાતોમા જણાવાયું છે. તે વાતોમાં પ્રાણીને આપણી પેઠે બોલતાં કલ્પવામા આવ્યા છે; અને પશુપક્ષીની બોલી મનુષ્યો સમજી શકે છે. વળી તે જ્ઞાનલેગી મંત્રની શક્તિ ભેળવતાં, મનુષ્યને પોપટ, મોર કુકડો વગેરે પક્ષીયોનિમા જન્માવવાની વાત પણ આ લોકવાર્તાઓમાં આવે છે. આવી વાતોનાં મૂલ પુરાણકાળથી યે પ્રાચીન હશે એમ લાગે છે. ભાગવતમાં પરીક્ષિતને કરડવા આવનાર તક્ષકનાગ પ્રથમ બ્રાહ્મણનું રુપ લઇ આવે છે; પછી તે નાગ ફૂલમાં કીડો થઇને ભેગો જઈ પરીક્ષિતનેકરડે છે. એક યોનિમાંથી બીજી યોનિમાં જવાની વાર્તાકારને સરલ લાગતી વાત જાતકમાલા, હિતોપદેશ, પંચતંત્ર તથા અરેબિયન નાઇટ્સમા સારા પ્રમાણમાં દેખા દે છે.

(૮.) લોકવાર્તાઓમાં પુનર્જન્મની માન્યતાનો આધાર લઈ, રમ્ય જન્માન્તર પ્રસંગની વાતો ગુંથવામાં આવેલી છે. એક વાતમાં ત્રણ ત્રણ જન્મનું અનુસંધાન મેળવવામાં આવે છે; અને મનુષ્ય યોનિમાં જન્મ થયાં છતાં યે પૂર્વજન્મના સંસ્કારની સ્મૃતિ સમય આવ્યે થાય છે. "કાદમ્બરી," "તરંગવતી," "માધવાનલ" "હંસાવતી," "કામાવતી"-વગેરે જેવી વાર્તાઓમાં આવી જન્મ જન્માન્તરની કથાનું અનુસંધાન મેળવેલું જોઇ શકાય છે. વાર્તાઓમાં આવતી આ વાત કદાચ ઉપરક દૃષ્ટિએ જોતાં કૃત્રિમતા ભરી લાગે ત્હેવી છે. પરંતુ કવિઓએ અસંભવપણાનો એવો અસંભવિત દોષ એવી ચતુરાઈથી ઢાંકી દીધો હોય છે કે વાંચકને ત્હેવી જન્માન્તરની વાત સાધારણ બનાવ જેવી જ લાગે છે.

(૯.) પુનર્જન્મના સિદ્ધાતની સાથે સમ્બન્ધ ધરાવતી એવી એક હકીકત એ હતી કે પ્રાપ્ત સ્થિતિથી અસંતુષ્ટ મનુષ્ય ધારે ત્હેવો જન્મ લઈ શકે એવું એક અમોઘ શસ્ત્ર ત્હેને સુલભ હતું-એમ સમાજ માનતો હતો. તે માટે 'કાશીના કરવત' ની સગવડ હિન્દુસ્થાનના બધા લોકો માટે રાખવામા આવી હતી. એ ધર્મકાર્યને નામે કેટકેટલી આત્મહત્યા થતી હશે તેતો પ્રભુને ખબર! × "હંસાવલી"ની વાર્તામાં હંસાવલી અને ત્હેની ૩૦૦ સખીઓ, હંસ, વચ્છ અને બીજા અસંખ્ય મનુષ્યો કરવતથી મરી ગયાં; ત્યારે જ કાશીના રાજાને આવી જીવહિંસા બહુ સાલી. એટલે એણે એ કરવત બંધ કરાવ્યું-એમ વાત આપી છે. આ કરવતને લગતી-'મેલ કરવત, મોચીના મોચી'ની-કહેવત આવી જ કોઈ માન્યતાને લીધે, સમાજમા આજે પણ પ્રચલિત છે.

આત્મહત્યાના બીજી પદ્ધતિ 'કમળપૂજા' ની હતી. મનુષ્ય દેવ આગળ પોતાની 'કામનાની સિદ્ધિને અર્થે ત્રાગુ કરતો ત્યારે પોતાનું માથું પોતાને હાથે કાપી, દેવને તે ચઢાવતો, એટલે તે દેવ, મહાદેવ અથવા મહાદેવી ત્હેને સહાય થતાં અને વાઞ્છિત આપતાં.

(૧૦.) રાજાઓની રાજ્યપદ્ધતિ, ત્હેમની રાજસભાઓ, ત્હેમનું વિદ્યાવિલાસીપણું, પ્રજાનો રામરાજ્યનો આદર્શ; વિક્રમ જેવા પરદુઃખભંજન

× જુવો "ગુજરાત."નો કાર્તિક ૧૯૮૪ નો અંક.

રાજાઓની રાજનીતિ; રાત્રે વેષ પાલટી નગરચર્યા જોવા નિકળનાર પ્રજાને દુઃખે દુઃખી અને સુખે સુખી થનાર રાજાની પ્રજા-વત્સલતા; લોકોની તેટલી જ રાજનિષ્ઠા; ભોજ વિક્રમ જેવા પંડિતોના આશ્રય-દાતા તથા એક સુભાષિત માટે એક લાખ સોનામહોર, અથવા તો દસ ગામ કે એવું કંઈ આપી દેવા જેવી દિલની દિલાવરી દાખવનારા દાનેશ્વરી તથા ઉદાર રાજાઓની વાતો, શ્રોતાઓની આંખ આગળ એવું વાતાવરણ ઊભું કરી આપતી કે શ્રોતાઓ ઘડીભર પોતાની સાંપ્રત સ્થિતિ ભૂલી જતા; અને એ ધન્યકાળમાં પોતે જીવતા હોય એમ માનતા; અને એ રામરાજ્યનો સુખસન્તોષ અનુભવતા હોય એમ સુખી જણાય છે.

(૯) આ પદ્યાત્મક વાતોમાં ઘણુંખરું 'અમુક નગરીનો રાજા' એમ કહેવામાં આવે છે તેની City kingboms ની શાસનપ્રણાલિકા તે લોકવાર્તાઓના કાળમાં અસ્તિત્વમાં હશે એમ અનુમાની શકાય છે. એક નગરમાંથી થોડે દૂર જાય એટલે બીજા રાજાના નગરમાં આવી પહોંચાય છે—તે આવી પરિસ્થિતિને લીધે જ હોવું જોઈએ. આવાં રજવાડાંને લીધે જનસમાજમાં ન્હાના ન્હાનાં યુદ્ધો, અપહરણો, લૂંટફાટો, સરહદની તકરારો—વગેરે આજે મ્હોટી લાગતી બાબતો એમાં આવે છે.

રાજા પસંદ કરવાની રીતો પણ વૈવિધ્યભરેલી હશે એમ લાગે છે. નગરના દરવાજા ઉઘડતાં જે પહેલું પેસે તે રાજા થતો, અથવા હાથણી જેના ઉપર કળશ ઢોળતી તે રાજા થતો. એવી એવી અનેક વાતોથી આ લોકવાર્તાઓ ભરપૂર છે. અમુક કૂટ પ્રશ્ન કોઈ ઊકેલી આપે અથવા તો અદ્દભુત શૂરાતનનું કાર્ય કોઇ જાહેર આહ્વાનથી કરી બતાવે તો ત્હેને અડધું રાજપાટ અને વિશેષમાં રાજકુંવરી પણ મળતાં.

આ રાજાઓ જેના ઉપર અવકૃપા થઇ હોય ત્હેવા અપરાધીને ભારેમાં ભારે શૂળીની સજા કરતા; અને હલકામાં હલકી સજા દેશ-નિકાલની ફરમાવતા. ઘણાખરા વાર્તાનાયકો આ પ્રમાણે અપરાધી થઇને દેશનિકાલની સજા ભોગવવા પરદેશ ખેડવા નિકળી પડેલા છે; અને તે દ્વારા જ વાર્તામાં વિવિધતા આવી શકી છે.

(ખ.) લોકવાર્તામાં ભયાનક તથા અદ્ભુત રસનું પોષણ કરનારાં તત્ત્વો—ગાઢ જંગલો, જળાશયો, નદીઓ, ઘટાળા સિદ્ધ વડલા,—વગેરેની પશ્ચાદ્ભૂમિથી વાર્તાઓની મોહકતા ખૂબ વધેલી છે. વળી લૂંટારાઓની થથરાવી નાખે ત્હેવી ટોળીઓના આખાં ગામને ગામ વસતાં—ત્હેનુ સૂચન પણ થયેલું હોય છે. તે માટે ઠગપુરપાટણ, ધૂતારાપુર વગેરે નામો આપેલાં હોય છે. મહીકાંઠાનાં ગામો આજે પણ જેવી ખ્યાતિ ધરાવે છે ત્હેવી ખ્યાતિ વલ્લભના "મિત્રધર્માખ્યાન"ની વાર્તાના રચનાકાલ વખતે પણ હતી. ભયાનક સાથે બીજો બીભત્સ રસ જમાવનારાં કાલિકાનાં મંદિરો, ભોંયરાં, ગુફાઓ વગેરેનાં બ્હીહામણાં વર્ણન પણ વચ્ચે વચ્ચે વટાવવાં પડે છે.

આ પ્રમાણે "લોકવાર્તાઓનું વાતાવરણ" સંક્ષેપમાં અહીં તારવીને રજુ કર્યું છે જેથી અભ્યાસીઓને એ સાહિત્યમાં વિશેષ રસ પડશે*



* મુખ્યત્વે કરી નીચેની વાર્તાઓ ઉપરથી "વાતાવરણ"ની નોંધ તારવી કાઢવામાં આવી છે.

(૧) વિક્રમચરિત્ર ચઉપાઈ (૨) સિંહાસણબત્રીસી (૩) પંચદંડ (૪) ચંદનમલયાગીરી (૫) વૈતાલપંચવિશી (૬) શુકબહોતરી (૭) રસમંજરી (૮) માધવાનલકામકુંડલા (૯) મારુઢોલાની વાર્તા (૧૦) બિલ્હણપંચાશિકા (૧૧) વિદ્યાવિલાસિની (૧૨) નંદબત્રીશી (૧૩) હંસાવલી (૧૪) કાંમાવતી (૧૫) શીલવતી (૧૬) પ્રેમાવતી (૧૭) સદેવંત સાવળિંગા (૧૮) મદનમોહન (૧૯) પદ્માવતી (૨૦) મિત્રધર્માખ્યાન અને (૨૧) સામળભટની બત્રીસ પૂતળીની વાતો.

## મંત્ર

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

(મને ભૂલી ગયો છે મારો છેલરો રે)

કોઇ આવો આ મંત્રને ઉકેલવા રે
જેમ વાંચું હાં હાં રે જેમ વાંચું
એ તેમ વધી; જય—મારારાજ—આવો૦

નથી અંતરિક્ષ અવનિ ઉપર આભમાં રે
કોણ જાણે હાં હાં રે કોણ જાણે
એ ક્યાંથી દશ્ય થાય—મારારાજ—આવો૦

કોઈ રોશનીની જ્યોતિમાં ન એ ઝગે રે
કોઇ પત્રે હાં હાં રે કોઇ પત્રે
ન લખતાં લખાય—મારારાજ—આવો૦

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

ભલે ભાસ્કર સહસ્ર ઉગે સામટા રે
એના તેજે હાં હાં રે એના તેજે
 ન અક્ષરે કળાય—મારારાજ— આવો૦

હું તો રશ્મમાં ચડાવી ભાતભાતનાં રે
કોટિ કલ્પે હાં હાં રે કોટિ કલ્પે
 નહિ જ ઉકેલાય—મારારાજ— આવો૦

એના અક્ષરોની જાત કોઈ જુજવી રે
વિરલ નયને હાં હાં રે વિરલ નયને
 એ વણલખ્યા લખાય—મારારાજ— આવો૦

એક પ્રેમભીનાં અંતરે એ મંત્રનાં રે
વણ બોલ્યે હાં હાં રે વણ બોલ્યે
 સુદિવ્ય ગાન થાય—મારારાજ— આવો૦



# સનમને

ત્ર્યંબક દવે. બી. એ.

## "મૃગજળ"

૧

સનમ! આ ઉપવનમા ખીલેલાં પુષ્પો ત્હને વેલી સ્હમજે તેટલી તું નાજુક છું. આ ગુલાબ ત્હારા ગાલને જોઇ શરમાઇ જઈ ત્હારી વેણીમા સંતાઇ જવા યત્ન કરે છે. આ આમ્રવૃક્ષે લ્હેકન્ત કોયલડી ત્હારો મંજુલ સીત્કાર સાભળી 'કુહૂ કુહૂ' ભૂલી જાય મૂક બની જાય છે.

હૃદયેશ્વરી! ત્હારા નૂપુરઝંકારના મધુર સૂર સાંભળી મ્હારી હૃદયવીણાના તાર ઝણઝણી ઉઠે છે અને ત્હેના ઝણકાર મ્હને આનંદદાયક લાગે છે. જીવનને આલ્હાદ આપી વધુ ઉન્નત બનાવતા, યૌવનને મ્હેલાવતા એ મધુર ઝણકાર સાંભળવા ત્હારા કુંજવિહારમાં હું આવું છું ત્યારે તું ચપળાપેરે ચમકારો કરતી ત્હારી રસસરિતામાં ડૂબતો મૂકી ક્યાં ચાલી જાય છે!